# ગુરુ-સંદેશ

[સતલજને તીરે]

સૌરાષ્ટ્ર અને ગુજરાતની સંસ્કારિતા, ધર્મપ્રેમ અને સમૃદ્ધિની મારા પર સારી છાપ પડી છે. વીરભૂમિ પંજાબનાં પ્રેમ, સરળતા તથા અનન્યગુરુભક્તિ પણ કેમ ભૂલાય? એ પ્રદેશો દ્વારા જૈન સમાજનું કલ્યાણ સાધી શકાય એમ મને સમજાય છે. ક્રાન્તિ અને શાન્તિ એ મંત્રો જો સમાજ બરાબર ઝીલે તો ભવિષ્યના જગતમાં જૈનશાસનની અહિંસા ને સત્યનો ભારી વિજય થાય.

[અંતિમ દ્વારે]

આ રૂં કાર્યક્ષેત્ર તો હવે પૂરું થયું છે. આ ખોળિયું તો જૂનું થયું છે. બિચારું હવે કેટલું ચાલે? હું ચિરશાન્તિ ઝંખી રહ્યો છું. વલ્લભ, તું હિંમત રાખજે. મારી પાટ તને સોંપુ છું. પંજાબની રક્ષા એ જ મારી અંતિમ કામના.

શ્રી આ૦ મારામ૦



# યુગવીર આચાર્ય

[ શાસન પ્રભાવક, પંજાબ કેસરી
આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી ]


પ્રયોજક :

ફૂલચંદ હરિચંદ દોશી

'મહુવાકર'

નિયામક : શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ

'પાલીતાણા'



પ્રકાશક :

શ્રી આત્માનંદ જૈન સભા

મુંબઈ

વિ. સં. ૨૦૦૦ વીર સં. ૨૪૭૦
આત્મ સં. ૪૮ ઇ. સ. ૧૯૪૩

મૂલ્ય અઢી રૂપિયા
બે ભાગના પાંચ રૂપિયા

પ્રકાશકઃ શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી
શ્રી વાડીલાલ જેઠાલાલ શાહ
મંત્રીઓ : શ્રી આત્માનંદ જૈન સભા
ગોડીજીની ચાલ : પાયધુની : મુંબઈ

મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ :
પાંચકૂવા દરવાજા : અમદાવાદ



ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય ૧૦૦૮

**શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વર**

[ આત્મારામજી મહારાજ ]

# અર્પણ

[ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ વિજયાનંદ સૂરી-
શ્વરજી (આત્મારામજી મહારાજ) ]

જગત્વત્સલ, કરુણાનિધિ

શાસનનાયક, સમાજઉદ્ધારક

## પૂ. ગુરુદેવને ચરણે

ગરવી ગુજરાતની ભૂમિના જે નવયુવાનને તમે આકર્ષિત કર્યો, જેના આત્માને પ્રજ્વલિત કર્યો, જેમની બુદ્ધિનો વિકાસ આપ્યો, જેમની શક્તિઓને ખીલવી, જેમના જ્ઞાનનો પ્રકાશ પ્રગટાવ્યો, જેમના જીવનમાં ત્યાગ અને તપશ્ચર્યા, સેવા અને [illegible]તાના પાઠો વણ્યા: જેમની નસનસમાં, [illegible] ધર્મ, રાષ્ટ્ર અને શાસનના કલ્યાણને માટે બલિ[illegible]ની પ્રેરણાશક્તિ, વચનસિદ્ધિ, કાર્યદક્ષતા, [illegible] વારસામાં આપી જે દીપ આપે પેટાવ્યો, અને

### જે દીપે રાષ્ટ્ર, ધર્મ, સમાજને રોશન કર્યો :

## એ જ આપના દીપકની

### જીવનપ્રભાનાં મીઠાંમધુરાં તેજકિરણો

### આપને ચરણે અર્પણ

ચરણરજ

ફુલચંદ હરિચંદ દોશી

આ જીવન ચરિત્રનો

**દ્વિતીય ભાગ**

જે અનેકવિધ સામગ્રીઓથી ને અનોખાં ચિત્રોથી સભર બનશે. ટૂંક સમયમાં પ્રગટ થશે.

॥ श्री पार्श्वनाथाय नमः ॥

# मेरी भावना

संवत १९७९ का वर्ष था।

हुशीयारपुर (पंजाब) के उपाश्रय में भगवान श्री वासुपूज्य स्वामि के सामने सायंकाल को बैठकर 'सिक्खों के दस गुरू' इस पुस्तक को मैं पढ रहा था। परम गुरूभक्त दस गुरूओं में से चौथे श्री गुरू अमरदासजी का चरित्र वांचा। उनकी श्री गुरू अंगतदेवजी के प्रति अटल श्रद्धाभक्ति का वर्णन वांचते हुए मेरा हृदय पसीज गया। श्री गुरु अंगत-देवजी अपने प्यारे शिष्य श्री गुरु अमरदासजी को कहते हैं: "हे मेरे प्यारे शिष्य, तुम कुछ मांगो।" तब परम गुरूभक्त श्री गुरू अमरदासजी हाथ जोड करके प्रार्थना करते हैं कि

"भक्ति दान मोहे दिजिये
हे गुरू दीनदयाल।"

इतने शब्द अपने श्रीमुख से कहते हुए उनका हृदय आनंद से भर जाता है और हर्ष के आंसुओं को वर्षाते हुए पुनः पुनः श्री गुरुदेव के चरणों में सिर झुका रहे हैं।

बस इस सुंदर सम्वाद ने, इस गुरुशिष्य के अलौकिक प्रेम ने, इस हृदयस्पर्शी विनीत और वात्सल्यपूर्ण भावना ने मुझे मेरे उपकारी गुरुदेव के जीवनचरित्र के लिखने में प्रेरणा पैदा की। वहां बैठे बैठे ही मैंने मेरी बाल्यावस्था में जिन २ घटनाओं का अनुभव किया हुआ था उनको लिख लिया और चौमासा पूरा होते ही श्री महावीर जैन विद्यालय के नये मकान के बनवाने के लिए गुरु महाराज की प्रेरणा से मगसर कृष्णा द्वितीया के रोज सहाय के तौर पर द्वितीय साधु मुनि प्रभाविजयजी को साथ लिए मुंबई की तरफ प्रस्थित हुआ।

मुंबई पहुंच कर अपने हितचिंतक विश्वस्थ सज्जनों की अनुमति से प्रेरित होकर हिन्दी के सुप्रसिद्ध लेखक बाबु कृष्णलालजी वर्मा से जीवन चरित्र का प्रथम भाग लिखवा कर प्रगट किया। उसकी नकलें भक्तजनों के दृष्टिगोचर होते ही लोगों ने उपरा उपरी खरीदना शुरू किया। निदान थोडे ही दिनों में वे मुद्रित कॉपीयाँ खप गईं और भक्तजनों की मांग उपरा उपरी आने लगी।

अब दो सवाल दृष्टिके सामने खड़े हुए कि श्री गुरुदेव का जीवनचरित्र अब किससे लिखवाना। कौन ऐसा प्रखर लेखक है जिसकी लेखनी पर वाचकवृंद मुग्ध हो। दूसरा प्रश्न यह कि किस भाषा

में लिखवाना। इतने में गुजराती के सुप्रसिद्ध लेखक श्रीयुत फूलचंद हरिचंद दोशी की लिखी हुई उपाध्याय श्री सोहनविजयजी म. की जीवनी लोगों के वांचने में आई। तब हजारों भक्तजनों ने यही सलाह दी कि श्री गुरूदेव की जीवनी भी गुजराती में लिखाई जाय और उसके लेखक भी श्रीयुत फूलचंदभाई ही होने चाहिये। इसलिए यह कार्य श्री फूलचंदजी दोशी को सौंपा गया और उन्होंने अपने हार्दिक प्रेम से इस कार्य को किया।

आज मैं मेरा अहोभाग्य मानता हुँ कि मेरा यह प्रशस्य प्रयत्न सफल हुआ। पूर्ण आशा है कि गुणग्राहक भक्तजन इस से बहोत लाभ उठायेंगे और इस अमृतपान से अपने मानव जीवन को सफल मनायेंगे।

मु. वरकाणा तीर्थ<br>(मारवाड़)<br>भादरवा वदि ७

निवेदक:—<br>विजयललितसूरि



# બે બોલ

ધર્મવીર ઉપાધ્યાયના પ્રકાશન પછી પરમગુરુભક્ત આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજીએ મને પંજાબકેસરી આ. શ્રી. વિજયવલ્લભસૂરીશ્વરજીના જીવનચરિત્ર માટે પ્રેરણા કરી.

આ પ્રેરણા માટે તેમની પાસે ખાસ કારણ હતું. હું આત્માનંદ જૈન ગુરુકુલ (ગુજરાનવાલા પંજાબ)માં છ વર્ષ નિયામક તરીકે હતો. આ સમય દરમિયાન ચરિત્રનાયકના સંપર્કનો, એમના અંતેવાસી થવાનો, એમનાં જીવન ને કવનનાં ઘણાં પાસાં નિહાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આ ઉપરાંત આચાર્યશ્રીના સમાજકલ્યાણના વિચારો, શિક્ષણસંસ્થાઓ માટેની પ્રેરણાઓ, સાધુસમાજના સંગઠન વિષેની ભાવનાઓ, જૈનધર્મના પ્રદ્યોત અને પ્રગતિ માટેની હરપળની તેમની ઝંખનાઃ આ બધાથી હું સુપરિચિત હતો. ને એ જ કારણે તેઓશ્રી તરફ આકર્ષાયેલો હતો.

એક માનનીય પુરુષની પ્રેરણા, અને વર્ષોની મારી પણ અંતરપ્રેરણાઃ બંનેએ કામ કર્યું, ને મેં હા ભણી. વર્ષોનો

મારો હૃદયોલ્લાસ આની પાછળ કામ કરતો હતો: પણ કેવલ ઉલ્લાસ જ કાર્યસિદ્ધિ માટે બસ નથી, એ વાતની ખાતરી મને તરત જ થઈ ગઈ.

એક તો જીવન-આલેખન જ કપરી વસ્તુ છે, તેમાંય જીવંત વ્યક્તિનું જીવન-લેખન તો લખનારની કસોટી સમાન છે. પણ તેમાં ચરિત્રનાયકનાં જૂના સંસ્મરણોએ હામ બીડાવી, અને એમના સુશિષ્ય આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજી તથા પં. શ્રી સમુદ્રવિજયજી મહારાજની સતત પ્રેરણાએ વેગ આપ્યો. આ બે શ્રદ્ધેયપુરુષોદ્વારા જોઈતી સામગ્રી ને ખુલાસા પણ મળવા માંડયા.

મારી કલમે પણ કામ શરૂ કર્યું. પછી ભક્તિ અને પુરુષાર્થભર્યા પ્રયત્નને શી કમીના રહે છે! પરિણામ વાચકો સમક્ષ મોજુદ છે. મને આશા છે કે સમાજમાં જ્યારે નવજીવનની ઉષા ક્ષિતિજ પર ઊગી રહી છે, ત્યારે આવા યુગવીરનું જીવન આપણા જીવનનું અવશ્ય રાહબર બનશે.

આ પ્રકાશનના યશભાગી તો આચાર્યવર્યના સુશિષ્ય ગુરુભક્ત આ. વિજયલલિતસૂરિજી જ છે. આ ગ્રંથનું આમુખ લખી આપવા માટે જાણીતા વિચારક ને સાહિત્યપ્રેમી શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીયાનો હું આભારી છું. પોતાના અતિવ્યવસાયી તથા પ્રવૃત્તિમય જીવનમાંથી પણ આટલી નિવૃત્તિ સાધી: તે હું તેઓશ્રીની મારા પ્રત્યેની શુભ લાગણી જ માનું છું.

આ ગ્રંથના પ્રકાશનમાં મારા લઘુબંધુસમા ભાઈશ્રી બાલાભાઈ વીરચંદ દેસાઈ (જયભિખ્ખુ) નો મોટો ફાળો છે.

તેમણે આ ગ્રંથને સુશોભિત કરવામાં તથા જલદી બહાર પાડવામાં ખૂબ જહેમત લીધી છે.

યાદ રહે કે આ પુસ્તકનો બીજો ભાગ પણ તરતમાં જ પ્રગટ થવાનો છે. તેમાં આ ગ્રંથમાં ન સમાઈ શકેલી ઘણીય મહત્ત્વની બાબતો આવશે. તેઓશ્રીના જીવનના સંસ્મરણીય પ્રસંગો, અદ્વિતીય પત્રધારા, પ્રેરક વ્યાખ્યાનો, અભિનંદન પત્રો, શિષ્યવર્ગ ને સુપરિચિત રાજામહારાજાઓનો પરિચય અપાશે.

આશા છે કે યથામતિ રચાયેલું આ ચરિત્ર યુગવીરના જીવનના આદર્શને મૂર્તિમંત કરશે, અને તેઓશ્રીનો વિશાળ ભક્તસમુદાય સવિશેષ સમાજસેવા સાધવા કટિબદ્ધ બનશે.

ફુલચંદ હરિચંદ દોશી
મહુવાકર

કારતકી પૂર્ણિમા
પાલીતાણા



# શ્રી આત્માનંદ જૈન સભા—મુંબઈ.

## કાર્યવાહીની ઊડતી નોંધ

શ્રી આત્માનંદ જૈન સભાની સ્થાપના વિષે તથા સભાદ્વારા શરૂ કરેલ કાર્યોની ટૂંક નોંધ 'ધર્મવીર ઉપાધ્યાય'માં આપવામાં આવી હતી. પણ ત્યારપછી સભા પ્રગતિના પંથે કેટલા પ્રમાણમાં કૂચકદમ કરી રહી છે, તેનું દિગ્દર્શન આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

સભ્યોનું સંખ્યાબળ વિસ્તૃત થતું જાય છે, તેમાં બીજા વર્ગના આજીવન સભ્યોની સંખ્યા—મુંબઇવાસી તથા બહાર વસનારની ખાસ ધ્યાન ખેંચે તેવી છે. વાર્ષિક સભ્યો પણ વધતા જાય છે. આંકડો સવાસોની હદે આવી ચૂક્યો છે. આ વર્ષમાં તે સંખ્યા ત્રણસોની કરવાની ભાવના છે. સંસ્થાના સભ્યોનું પ્રમાણ જેટલે અંશે વિસ્તૃત થાય તેટલે અંશે સભાના ઉદ્દેશો ને આદર્શોને બદલાવવામાં અનુકૂળતા વધે.

સભ્યોને શ્રી ફુલચંદ હરિચંદ દોશી કૃત 'ધર્મવીર ઉપાધ્યાય' આપવામાં આવેલ છે. આ ઉપરાંત આત્માનંદ શતાબ્દિ સમિતિના અને શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ ૬ વગેરે પુસ્તકો આપવામાં આવ્યાં છે. 'શ્રી હેમચંદ્રાચાર્ય' તથા શ્રી મહુવાકર કૃત "યુગવીર આચાર્ય"ના અનુપમ ગ્રંથ આપવાની વિચારણા ચાલી રહી છે.

'વિજયાનંદ' નામના પત્રનો એક સુંદર અંક આચાર્યશ્રી વિજયાનંદસૂરિજીની જયન્તી પ્રસંગે પ્રકાશિત કરવામાં આવ્યો હતો. તેવો બીજો અંક શ્રી હેમચંદ્રાચાર્યની જયન્તી પ્રસંગે પ્રકાશિત થયો છે.

આ બન્ને અંકોમાં જૈન સમાજના જાણીતા લેખકોની રંગ-બેરંગી લેખપ્રસાદી પીરસવામાં આવી છે અને અંકસર્જનમાં જે સુંદરતા લાવવા પરિશ્રમ લેવાયો છે, તે હરકોઈના હૃદયને આહ્લાદ ઉપજાવે તેવો છે.

અમારી ભાવનાઓ ઘણી ઘણી છે. ઈનામી નિબંધો, 'માસિક પત્રિકા' સસ્તા સાહિત્યની દ્રષ્ટિએ જૈન સાહિત્ય—ઇતિહાસ—ચરિત્ર —કથા તથા જૈન સિદ્ધાંતદર્શક નાનીમોટી પુસ્તિકાઓ, વગેરે પ્રકાશિત કરવાની યોજના વિચારાય છે.

આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીની પ્રેરણા અમને કાર્યને વેગ આપવા ચાલુ છે. સભાના સભ્યોનો પણ ઠીકઠીક સાથ છે.

ગત કાર્તક માસમાં જનતાને રંજન સાથે બોધપ્રદ થઈ પડે તે દ્રષ્ટિએ શ્રી ભોગીલાલ કવિનાં બે આખ્યાનો 'વિમલ—મંત્રી' અને 'ઈલાચીકુમાર' ગોઠવવામાં આવ્યાં ત્યારે જનસમૂહનું ભારે આકર્ષણ હતું અને તેથી જૈન કથાનકના આદર્શ રત્નોને આખ્યાનો દ્વારા પ્રકાશમાં લાવવા અમારા પ્રયાસો ચાલુ છે.

સભા દિવસે દિવસે પ્રગતિને પંથે પ્રયાણ કરી રહી છે.

**મોહનલાલ દીપચંદ ચોકસી**
**વાડીલાલ જેઠાલાલ શાહ**
ઓ. સેક્રેટરીઓ

**આત્માનંદ જૈન સભા**
ગોડીજીની ચાલ—પાયધુની—મુંબઈ



# અનુક્રમ



જરૂરી નોંધ—

અગાઉ જણાવેલા સહાયકોમાંથી કેટલાક સહાયકો તથા નીચેના સહાયકોના પ્રેરક પં. મહારાજશ્રી સમુદ્રવિજયજી છે.

૫૦૧) ધ્રાંગધ્રા નિવાસી મેસર્સ પુરૂશોતમ સુરચંદ — મુંબઈ

૨૫૧) બીકાનેર નિવાસી શેઠ શીવચંદજી રોશનલાલજી કોચર, શીવચંદજી વૃજલાલજી કોચર, પ્રેમસુખલાલજી બંસીલાલજી કોચર — (અમૃતસર)

૫૧) શેઠ લાલચંદ ખુશાલચંદ — બાલાપુર

૫૧) શેઠ હીરાલાલ પાનાચંદ — ,,

# સહાયકો

## આચાર્ય શ્રી વિજયલલિતસૂરિજીની પ્રેરણાથી
## સહાય આપનાર સજ્જનોની યાદી

| રકમ | નામ | મુકામ |
|---|---|---|
| ૧૦૦૦) | શેઠ સકરચંદભાઈ મોતીલાલ મુલજી જે. પી. | મુ. મુંબઈ |
| ૫૫૨) | શેઠ મૂલચંદજી છજમલજી પ્રેસિડેંટ શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય વરકાણા | મુ. સાદડી |
| ૫૦૧) | શેઠ ઝવેરચંદ છગનલાલ સુરવાડાવાલા | મુ. કરજણ |
| ૫૦૧) | શેઠ નાથાલાલ બેહચરદાસની પેઢી હસ્તે શેઠ મૂલચંદભાઈ લખમીચંદ | મુ. પાલેજ |
| ૫૦૧) | શેઠ ઉત્તમચંદ નેમચંદ | મુ. પાલેજ |
| ૫૦૧) | શેઠ મોહનલાલ ચીમનલાલ દોલતરામ | મુ. માણસા |
| ૫૦૧) | શા પુરુષોત્તમ સુરચંદ, | મુ. મુંબઈ |
| ૨૫૧) | શેઠ વાડીલાલ દોલતરામ | મુ. માણસા |
| ૨૫૧) | શેઠ ચંદનમલજી કિસ્તુરચંદજી | મુ. સાદડી |
| ૨૫૦) | શેઠ ભોગીલાલ છોટાલાલ સુતરીઆ પ્રમુખઃ મસ્કતી મારકેટ મહાજન | મુ અમદાવાદ |
| ૨૦૧) | શેઠ કોચરશેઠ બીકાનેરવાલા | હાલ મુ. અમૃતસર |
| ૧૫૧) | શ્રી પાર્શ્વનાથ ઉમ્મેદ જૈન બાલાશ્રમ | મુ. ફાલના સ્ટેશન |
| ૧૨૫) | શેઠ લાલચંદજી કિસનાજી | મુ. સાદડી |
| ૧૦૧) | શેઠ રાયચંદ મોતીચંદ | મુ. મુંબઈ |
| ૧૦૧) | શ્રીમાન્ ડૉકટર મણિલાલભાઈ કાપડીઆ | મુ. બડોદા |
| ૧૦૧) | શેઠ ઝવેરચંદ નેમચંદ નગરશેઠ | મુ. મીયાગામ |
| ૧૦૧) | શેઠ કીકાભાઈ પ્રેમચંદ સરનાઇટ | મુ. મુંબઈ |
| ૧૦૧) | શેઠ મૂલચંદજી જાવંતરાજજી | મુ. ધાણેરાવ |
| ૧૦૧) | શ્રીમતી લીલાબ્હેન, હીરાબ્હેન તથા કંચનબ્હેનઃ પોતાની દીક્ષાપ્રસંગે | મુ. પાલણપુર |
| ૧૦૧) | શેઠ પુંજાભાઈ ભુલાભાઇ | મુ. અમદાવાદ |

૧૦૦) શેઠ પુંજાભાઈ દીપચંદ
પ્રેસિડેંટ શ્રી પાંચકુવા મહાજન મુ. અમદાવાદ
૧૦૦) શ્રી જૈન શ્વેતામ્બર કારખાના મુ. ઝગડીઆતીર્થ
હસ્તે શેઠ દીપચંદભાઇ કસલચંદ
૫૧) શેઠ કેશવલાલભાઈ વીરચંદભાઇ મુ. ભરૂચ
૫૧) શેઠ પુનમચંદજી ખીમાજી મુ. ભાવરી ( જિ. સિરોહી )
૫૧) શેઠ પન્નાલાલજી હુકમાજી મુ. કાલંદ્રી
૫૧) શેઠ લાલચંદજી ચૈનાજી મુ. લાદાડા(મારવાડ)
૫૧) શેઠ તેજમલજી નિહાલચંદજી મુ. ,, ( ,, )
૫૧) શેઠ સરદારમલજી મગનીરામજી મુ. ખુડાલા ( ,, )
૫૧) સંઘવી હિંમતલાલજી છોગમલજી મુ. લુણાવા ( ,, )
૫૧) શેઠ માણેકચંદજી ભુદરજી મુ. બિજોવા ( ,, )
૫૧) શેઠ ખીમરાજજી અન્નરાજજી મુ. બાલી ( ,, )
૫૦) શેઠ પૃથ્વીરાજજી નવલાજી મુ. સાદડી ( ,, )
૫૧) શેઠ સુખલાલ હવસીલાલ મુ. બાલાપુર
૫૧) શેઠ લાલચંદ ખુશાલચંદ મુ. બાલાપુર
૩૧) શેઠ સરદારમલજી ગમનાજી મુ. બાલી(મારવાડ)
૩૧) શેઠ સરદારમલજી જેહાજી કોઠારી મુ. સેવાડી ( ,, )
૨૫) શ્રીમતી મણીબ્હેન ઠે. મામાની પોળ મુ. બડોદા
૨૫) એક સદ્‌ગૃહસ્થ મુ. કઠોલ(ગુજરાત)
૨૫) શ્રી સંઘ મુ. ખંભાત
૨૫) શેઠ ડાહ્યાભાઈ પોપટલાલ મુ. અમદાવાદ
૨૧) મુના જેઠમલજી ફોજમલજી મુ. બિરામી
કુલ રૂ. ૬૪૮૬) ની સહાયતા પ્રાપ્ત થઇ છે.

**નોટઃ**—થોડા સમય બાદ જીવનચરિત્રનો બીજો ભાગ (ઉત્તરાર્ધ) પ્રગટ થશે. ૧૦૦૦) એક હજાર તથા ૫૦૧) પાંચસો એક અને ૨૫૧) બસો એકાવનની સહાયતા પ્રદાન કરવા માટે સદ્‌ગૃહસ્થોના ફોટા તથા જીવન પરિચય બીજા ભાગમાં આપવામાં આવશે. અતઃ ક્ષમા કરે.



# આમુખ

કથાસાહિત્યમાં નવલની દૃષ્ટિએ એક સાધુ–મહાત્માના ચરિત્રને રસમય કરવામાં ઘણી મુશ્કેલી સ્વાભાવિક રીતે દેખાય છે, તેનું કારણ એ છે કે જનતાને સામાન્ય રીતે નવ રસમાં શૃંગાર કે વીર રસ જેટલો અસર કરે છે, તેટલો સાધારણ રીતે શાંત રસ અસર કરતો નથી. અને મહાત્મા કે યોગી પુરુષના ચરિત્રમાં એ બન્ને પ્રધાન રસોને સ્થાન જ ન હોવાને કારણે એને રસમય બનાવવામાં ઘણી મુસીબત પડે એ વાત સમજાય તેવી છે. ગુજરાતી ભાષામાં સ્ત્રીપાત્ર વગર નવલને રસિક, આકર્ષક કે આદર્શમય બનાવવાનો હજુ સુધી કોઈએ પ્રયાસ કર્યો જાણ્યો નથી, અને છતાં એવાં નવલ બહુ ઓછી સંખ્યામાં અંગ્રેજી ભાષામાં મારા વાંચવામાં આવ્યાં છે. આવાં નવલોની સંખ્યા અતિ પરિમિત હોવા છતાં એની શક્યતા છે એટલી વાત જણાવતાં અત્ર વક્તવ્ય એ છે કે આ 'યુગવીર આચાર્ય' પુસ્તકના લેખક, ઉપર જણાવેલી પરિસ્થિતિના બંધનને આધીન હોવા છતાં, આખા ગ્રંથમાં રસની ક્ષતિ થવા દીધા વગર, ગ્રંથને અપનાવી શક્યા છે, તેનું

કારણ વિષયને બહલાવવાની શક્તિ, પ્રસંગોના વૈવિધ્યને રસમય કરવાની આવડત અને હકીકતના મુદ્દામ નિરૂપણનું સ્પષ્ટ અંતરદર્શન જણાવે છે.

કોઈ પણ વ્યક્તિની તુલના કરવામાં અનેક પ્રસંગોનો આશ્રય લેવાનો હોય છે, પણ સાધુપુરુષનાં ચરિત્રમાં તો એનું ચારિત્ર કેવા પ્રકારનું છે, એના પ્રયાસ અને આદર્શને સુમેળ કેટલો મળે છે, એમાં બાહ્ય દેખાવ કરતાં અંતરની ધગશને કેટલું સ્થાન મળ્યું છે અને આત્મનિમજ્જનને અને પરહિતને કેવી આદર્શ રીતે સમજાવી શકાયા છેઃ એ ધોરણે જ એની પરીક્ષા કરી શકાય. સાધુજીવનમાં ધમાલને સ્થાન ન હોય, દંભને અવકાશ ન હોય, પરોપકાર વૃત્તિને જ પ્રાધાન્ય હોય, દાક્ષિણ્ય ઉન્નત પ્રકારનું હોવા સાથે એમાં આત્માર્થી વૃત્તિ હોય અને પોતાની ફરજના ખ્યાલની પાછળ ભારે પરિષહ—ઉપસર્ગો સહન કરવાની નિર્લેપ ભાવના હોય. આવી વૃત્તિ હોવી અતિ મુશ્કેલ છે, જનતાના સામાન્ય વ્યવહારથી પર છે અને અતિ ઉદાત્ત હોવા છતાં વ્યવહરવામાં દૃઢ નિર્ણય, આત્મવિશ્વાસ અને સતત ઉદ્યોગશીલતા માગી લે છે. આ અતિ વિશિષ્ટ ગુણગણને જાળવવો, સ્વીકારવો, સમજવો, પચાવવો અને જીવવો જેટલો મુશ્કેલ છે, તેટલો જ તેને સમજવો, સમજાવવો અને નવલના આકારમાં રજૂ કરવો અઘરો છે.

લેખકની આખી શૈલી આ દૃષ્ટિએ વિચારતાં ઘણી સ્નેહમંદ થયેલ દેખાય છે, એ અતિ ગૌરવની બાબત છે. અતિ રસહીન દેખાતા ચરિત્રને સુવાચ્ય અને રસમય બનાવવાના એકેએક પ્રસંગમાં લેખકની વિશિષ્ટતા તરવરી આવે છે અને ગ્રંથની મહત્તામાં પૂરતો વધારો કરી આપે છેઃ અને વિચારસ્પષ્ટતા સાથે ભાષા પરનો મજબૂત કાબૂ બતાવી વાંચતી વખતે આહ્લાદ કરાવે છે.

ચરિત્રના અનેક પ્રસંગો ભારે આકર્ષણીય, સુરેખ અને સુસ્પષ્ટ હોઈ વાંચવા—વિચારવામાં યાદગાર અને શિક્ષણીય થઈ પડે તેવી રીતે

ચીતરાણા છે અને વિચારક વાંચકને ખૂબ મજા આપે તેવા રસદાર થઈ પડચા છે. ખૂદ આચાર્યશ્રીનો દીક્ષાનો પ્રસંગ 'તીર્થંકરને ચરણે'થી શરૂ કરીને પ્રથમના અગિયાર પ્રકરણોનો પ્રત્યેક પ્રસંગ આકર્ષક પરિભાષામાં લખાયો છે અને સંકલિત યોજનાને પરિણામે મન પર છાપ પાડે તેવા આકારમાં રજૂ થયો છે.

સાધુએ વાપરવાની ભાષાસમિતિ આખા ગ્રંથના પ્રત્યેક પ્રસંગમાં ઓતપ્રોત થતી આવી છે અને પ્રતિભાશાળી વ્યક્તિની વચનશૈલી કેવી સુસ્પષ્ટ, સંશ્લિષ્ટ અને સુરુચિજન્ય હોય તેનો પરિપૂર્ણ અભ્યાસ પૂરો પાડે છે. અભ્યાસક દૃષ્ટિએ ચારિત્રમાં રંગાયલા સંતોનો પૂર્ણ પરિચય હોય, તેમની ભાષાસમિતિને સમજવાની આવડત હોય, જે જે આકારમાં એ ઉદ્ભવી હોય તે જ આકારમાં રજૂ કરવાની વિચાર-સ્પષ્ટતા અને વિવેચકકળા પ્રાપ્ત થયેલ હોય તો જ આવી વચન પ્રાસાદિને કાયમ કરી શકાય છે. આખા ગ્રંથનો કોઈ પણ સંભાષણ-પ્રસંગ વાંચતાં તે વખતે 'યુગવીર આચાર્ય'ને તમારી સન્મુખ જોઈ શકો, તેમની માનસિક દશામાં પ્રવેશ કરી શકો અને તેમને યથાસ્વરૂપ માનસચિત્રમાં સામે નિહાળી શકો એવી આબેહૂબ વચન ચિત્રાવલી તૈયાર કરવા માટે લેખકને અભિનંદન આપવા મન થઈ આવે છે. આ અતિ વિશિષ્ટ કળાપ્રાપ્તિ અસાધારણ છે. સાધુ મહારાજની ભાષા રજૂ કરવાની વાત અતિ કઠિન છે અને તે કરવામાં રસક્ષતિ થવા દીધા વગર ફતેહ મેળવવી લગભગ અશકય છે. એ વાત જે સમજે તે આખા ગ્રંથના શબ્દચાતુર્ય, ભાષામાધુર્ય અને અંતર્ગત રસ-પ્રવાહની ઊર્મિને બરાબર સમજી શકે.

લેખકે કોઈ કોઈ પ્રસંગોની ચિત્રામણ તો ભારે યુક્તિ પૂર્વક કરી છે અને તેની ગોઠવણ કરવામાં ખૂબ ઓજસ્ દાખવ્યું છે. 'ક્રાંતિકારી કે શાંતિકારી'ના ત્રીશમા પ્રકરણમાં જયપુર શહેરમાં સાધુને બંગાળી ધારી જે ગોટાળો પોલિસ કરે છે તે વખતનું આખું

દશ્ય મુનસફ સાહેબ સાથે આંખ સમક્ષ રજૂ થાય છે અને આચાર્ય-ની વાણીનો વિનોદ, અલ્પાક્ષરી પરિમિત મુદ્દામ ભાષા અને શબ્દ ચાતુર્યનો દાખલો પૂરો પાડે છે. જ્યારે પાલણપુરનો ચુકાદો (પ્રકરણ ૩૧ મું), મિયાગામનો ચુકાદો અને મુનિસંમેલન માટે લખેલ વિજ્ઞપ્તિપત્ર (પ્ર. ૩૪) આચાર્યશ્રીની વ્યવહારદક્ષતા, આત્મલઘુતા અને કર્તવ્યપરાયણતાના પાઠો શીખવે છે. આ સર્વ પ્રસંગો લેખકે યુક્તિપૂર્વક ગોઠવી જનતાની સમક્ષ સુયોગ્ય ભાષામાં અને તદુચિત સ્થાને ગોઠવી આપ્યા છે અને લેખપ્રસાદીને ચિરંજીવ કરવા માટે તેમની લેખનશૈલી માટે જરૂર ગર્વ થાય તેવી પદ્ધતિ તેમણે સુંદર રીતે વ્યક્ત કરી છે.

બાકી આચાર્યશ્રીનો ધર્મપ્રચાર માટે આગ્રહ, પોતાની સગવડને બદલે પરોપકાર તરફ લબ્ધલક્ષ્યતા અને સામામાં પ્રેમ ઉત્પન્ન કરવાની રીતિ માટે, આખો ગ્રંથ વાંચતાં અનેક પ્રસંગો આનંદ ઉપજાવે છે. દીક્ષા આપતી વખતે લેવી જોઈતી સંભાળ, અતિ ઉત્સાહમાં શાસનને હાનિ ન પહોંચે તેની ચીવટ, સમજાવટની વિશિષ્ટ પદ્ધતિ અને ઔચિત્ય જાળવવા માટેની ઊંડી ચિંતા તેમને આ યુગમાં ‘યુગવીર’ બનાવે તેમાં નવાઈ નથી. આખા ગ્રંથમાં એવા અનેક પ્રસંગો દીક્ષાને અંગે પ્રાપ્ત થાય છે જે વિચારતાં, જેની પાછળ રહેલા માનસની નિખાલસતા મન પર લેતાં, અને જેની અંદર તરવરતી સમાજ સ્થિતિના દીર્ઘ વિચારોનું પૃથક્કરણ કરતાં, શાસનની મહત્તા જેટલી જ તેની ચિરંજીવતા પ્રત્યેની ચીવટ ધ્યાન ખેંચે તેવી લાગે છે, અને અન્ય સાધુઓને અનુકરણીય હોઈ, તેને તત્સ્વરૂપે રજૂ કરવાના કૌશલ્યને અંગે લેખક તરફના માનમાં ખાસ વધારો કરે છે.

ઓગણીશમી સદીમાં જન્મેલા, નવયુગને ઓવારે પણ નહીં ઉતરેલા, આંગ્લ પરિભાષાથી લગભગ તદ્દન અપરિચિત સાધુ; આટ-આટલી નવયુગની સંસ્થાઓને અપનાવે, પ્રેરે, સ્થાપે અને પોષે

અને જીવનનું ધ્યેય કેળવણી અને જ્ઞાનપ્રસારને કરે, એવા કાર્ય પાછળ ગમે તેટલી શક્તિનો ભોગ આપે અને મીઠાશથી જનમનરંજન કરી કામ પાર ઉતારી કેળવણીનાં અનેક કાર્યોને પાર પાડે; તે માટે તે વ્યક્તિની દીર્ઘદર્શિતા અને આદર્શ વિચારણા માટે તો દરેક વિચારકને સન્માન થાય એમાં નવાઈ નથી, પણ જ્યારે એ જ્ઞાનપ્રસારની વિવિધતા વિચારવામાં આવે ત્યારે એક મસ્તિષ્કમાંથી આટલી પ્રેરણાપરંપરા કેવી રીતે ઉદ્‌ભવી પ્રસાર પામી હશે તેનું આશ્ચર્ય થયા વગર રહે તેમ નથી અને તે વાતને યથાસ્વરૂપે બનતી રીતે રજૂ કરવાની આવડત અને અભિરુચિ માટે લેખક તરફ આનંદ દર્શાવ્યા વગર રહી શકાય તેમ નથી.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના અને વિકાસનો પ્રસંગ બાજુએ રાખીએ તો મારવાડ જેવા પછાત દેશમાં વિદ્યાલય સ્થાપવાની વાતને મક્કમ કરવી કે પંજાબમાં જૈન કોલેજ કરવી કે બગવાડામાં કેળવણીકેન્દ્ર સ્થાપવાં એ કાંઈ સાધારણ વાત નથી. આ યુગની એ વિજય વરમાળો છે. એનાં ફળ જૈન સમાજને આગળ જતાં મળવાનાં છે અને સમાજના વિકાસનાં એ સીમાચિહ્નો કોઈ અતિ આવકારદાયક છે. આ સર્વ હકીકતને અતિશયોક્તિ વગર એક સ્થાને સંકલિત કરનાર લેખકને ખરેખર ધન્યવાદ ઘટે છે. એ પ્રસંગોના ગુણદોષમાં ઊતરવાનો મારો આશય નથી અને આમુખમાં એ દૃષ્ટિબિન્દુને સ્થાન પણ ન હોય. મારો મુદ્દો આચાર્યવર્યના આ વિદ્યાવિલાસી ધર્મમય માનસને યથાસ્વરૂપે એકઠા કરી રજુ કરવાની આવડતને અંગે ગ્રંથના લેખકને યોગ્ય ન્યાય આપવાનો છે. લેખક 'યુગવીર'ને બરાબર સમજ્યા છે, તેનો આશય તેણે અભ્યસી લીધો છે અને તેને બરાબર બહલાવવામાં અતિ વિશિષ્ટ આદર્શોને એમણે જીવતા કર્યા છે. આ નજરે લેખકની લેખપ્રસાદી આપણી પ્રશંસા માંગી લે છે અને તે આપવામાં આપણે સંકોચ કરીએ તો આપણા ધર્મથી આપણે ચ્યુત થતા હોઈએ એવું મને લાગે છે.

સર્વથી વધારે મહત્ત્વની વાત મને ભાષાસૌષ્ઠવની લાગે છે. ઘણા લેખકો અઘરી ભાષા, સંસ્કૃત શબ્દનો ઉપયોગ અને લાંબા વાકયોનો પ્રયોગ કરી પોતાની વિદ્વત્તા બતાવવાના વ્યામોહમાં પડી જાય છે અને કોઈ કોઈ લેખકો તો પોતાનો લેખ ફરી વાર વાંચતી વખતે સુધારામાં અઘરા શબ્દોનો ખડકલો કરે છે! એમાં વિષયનો મેળ બેસતો નથી, કુદરતી શબ્દપ્રયોગ થતો નથી અને લેખને પૂરો ન્યાય મળતો નથી. પણ સાદી ભાષા, નાનાં વાકયો અને તરવરાટ કરતી મધ્યમ શૈલીથી ગ્રંથરચના યોજનાપૂર્વક થાય ત્યારે ગમ્મત સાથે જ્ઞાન મળે છે, આહ્‌લાદ સાથે ઉચ્ચ ભૂમિકા પર ચઢવાનું પ્રાપ્ત થાય છે અને વાંચનાર બેઘડી રજૂ થતી ભૂમિકા પોતાની સન્મુખ ચિત્ર રૂપે રજુ કરી શકે છે. સફળ લેખકની આ અતિ વિશિષ્ટ પ્રસાદી ગણાય. ચાર ચોપડી ભણેલ દશ વર્ષની બાળા પણ સમજી શકે તેવી શબ્દગુંથણી જે લેખક કથાચરિત્રના ગ્રંથમાં કરી શકે, તે જ લેખકના સાચા નામને યોગ્ય ગણાય એવો મારો મત છે. આનંદઘનજીના પદોનું વિવેચન કરો ત્યાં ભાષાઔચિત્ય ઉચ્ચ પ્રયોગ માગી લે તે જુદી વાત છે, બાકી સાધારણ ચરિત્રગ્રંથ કે ચાલુ ઉપદેશના લેખોમાં ભાષાની સરળતા, સાહજિકતા અને નમ્રતા ખાસ ઉપયોગી તત્ત્વો પૂરાં પાડે છે અને લેખકને તેના સારામાં સારા આકારમાં જણાવે છે. પારસીભાઈઓ જેને 'જડબાતોડ' ભાષાપ્રયોગ કહી વર્ણવે છે તે યુગ તો કયારનો આથમી ગયો. મહાત્મા ગાંધીજીએ ગુજરાતી ભાષા-પ્રયોગમાં જે મહાપરિવર્તન આણ્યું, તેમાં સરળ ભાવે સર્વ સમજી શકે તેવા ભાષાપ્રયોગને તેમણે પ્રાધાન્ય આપ્યું, સરળ શબ્દપ્રયોગ, ગામડાંઆ પણ સમજી શકે તેવાં નાનાં વાકયોનો પ્રયોગ અને બનતા સુધી ખાસ કારણ ન જણાય તો આકરા શબ્દપ્રયોગની ગેરહાજરી: આ નૂતન વર્તમાન ગુજરાતી ભાષાપ્રવાહની વિશિષ્ટતા છે અને તે વિશિષ્ટતા લેખકે બરાબર જાળવી છે એમ વિચારપૂર્વક વાંચનને અંગે લાગ્યા વગર રહે તેમ નથી.

અને સાધુની ભાષાસમિતિ વધારે સૌમ્ય હોય છે, એમનો સંવ્યવહાર એમને અમુક પ્રકારની ભાષા વાપરવાની જરૂર પાડે છે. એ કોઇને નારાજ કરે નહિ અને છતાં ચોક્કસ જવાબ આપી શકે, એક ચાતુર્માસ માટે ભક્તજનો વિજ્ઞપ્તિ કરવા આવે ત્યારે તેમનો શબ્દપ્રયોગ વિચાર્યો હોય તો તેમાં રહેલી તેમની દીર્ઘદૃષ્ટિ અને અનુરોધ કરવાની આવડતપર ખ્યાલ થાય તેવું છે. આવા પ્રયોગને બરાબર તદનુરૂપ ઉતારી લેવા એ કામ એટલું જ મુશ્કેલ છે અને તેવા ભાષાપ્રયોગો અનેક પ્રસંગે ઘણી સુંદરતાથી સ્વાધીન કર્યાં છે અને ફતેહમંદીથી તેનો ઉપયોગ કર્યો છે એ હકીકત ગ્રંથવાંચનમાં તરવરી આવે છે.

બાકી આચાર્યશ્રીના જીવનમાં અનેક પ્રસંગો વર્ણનીય આવે છે: એમનો ગામેગામનો વિહાર, એમની અનેક વ્યક્તિઓના સ્વભાવની પરીક્ષા, એમના પરિચયોનું વૈવિધ્ય અને એમની જનતાને સમજવાની અસાધારણ કુશળતા તો એટલા પ્રસંગો પૂરા પાડે કે જો લેખક તેમની સાથે હોય તો લગભગ દરેક ચાતુર્માસ માટે એક મોટું નવલ બહાર પડી શકે. અહીં તો માત્ર લાક્ષણિક મોટા પ્રસંગોનું એકીકરણ થયું છે, પણ હજુ ઘણો અંતર્ગત ઇતિહાસ તો બાકી છે. તે કાર્ય કોઇ અંતેવાસી શિષ્ય કે સહચારી નિરીક્ષક કરી શકે. સાધુજીવનમાં વૈવિધ્ય નથી હોતું, પણ એ દૃષ્ટા તરીકે જે વિવિધતા જોઈ શકે છે તે નાટકમાં પડેલાં પાત્રો અનુભવી શકતા નથી. આવાં મનહર ચિત્રો તો કોઈ સ્પષ્ટદર્શી મહાત્મા દોરે તો ભારે આકર્ષક અને ઉપદેશક થાય. છતાં જે ચિત્રો લેખકે દોરવા પ્રયત્ન કર્યો છે તે આકર્ષક અને મનનીય હોઈ છાપ પાડે તેવાં છે, વગર અતિશયોક્તિએ આચાર્ય મહારાજને એના સાચા સ્વરૂપે રજૂ કરે તેવાં છે અને ચરિત્રદૃષ્ટિએ, સાહિત્યદૃષ્ટિએ કે અનુકરણ દૃષ્ટિએ અપનાવવા યોગ્ય હોઈ ખૂબ મજા આવે તેવી રીતે આલેખાયાં છે. સાધુચરિત્રને આળેખવાની મુશ્કેલીથી શરૂ કરાતું આમુખ લેખકને

અભિનંદન આપે એટલે એમાં કેટલી વાસ્તવિકતા પ્રાપ્ત થઈ હશે તે સહજ સમજી શકાય તેવી હકીકત છે.

આચાર્યશ્રીના જીવન પર લખવાનો આ પ્રસંગ નથી. મારા અનેક અનુભવો યથાસ્થાને યથાસમયે હું ચીતરીશ. મારે તો આ ગ્રંથની શરૂઆતના બે બોલ લખવાના હોઈ ગ્રંથ પરત્વે મારી વિચારધારા રજુ કરી છે. બાકી આવા વિશુદ્ધ લેખકને, સાદી શૈલીના અભ્યાસીને, ઉપકારીને યથાસ્વરૂપે બતાવી આપવાની આવડતવાળાને એક વિજ્ઞપ્તિ કરું કે જો બની શકે તો આચાર્યશ્રીનો ઉપદેશ ધારાપ્રવાહ એકઠો કરી, બરાબર ગોઠવી પ્રકટ કરવો. એમના સાતક્ષેત્રની પરસ્પરની આયોજના, સાધ્ય અને સાધક ક્ષેત્રોની વહેંચણી, સમય ધર્મને અંગે પ્રાપ્ત થતું જૈનધર્મનું અનેકાંત સ્વરૂપ, સાધુજીવનની મર્યાદા અને મહત્તા, શિષ્યમોહરહિત સ્થિતિ પ્રાપ્ત કરવાનાં કારણો, સમાજમાં ખળભળાટ કરવાની વૃત્તિની પાછળ રહેલ વિકારવશતા આદિ અનેક વિષયો કાયમ કરવા યોગ્ય છે અને આવા લેખક એ વિચારોને એકઠા કરી મૂર્તસ્વરૂપ આપે તો સ્વપર કલ્યાણસાધક નીવડવા ઉપરાંત ભવિષ્યની પ્રજાને જરૂર માર્ગદર્શન કરાવે એમાં મને શંકા નથી.

જે સીધી, સચોટ અને આકર્ષક શૈલીએ ચરિત્ર આલેખાયું છે તેનો અભ્યાસ કરતાં આવા વ્યવહારલક્ષી અસરકારક પ્રશ્નોના નીકાલને અંગે આચાર્યશ્રીના સંગ્રહવા યોગ્ય વિચારોને એકત્ર કરી રજૂ કરવાની પૂરી લાયકાત લેખકે આ ગ્રંથના પ્રથમ ૪૩૨ પૃષ્ઠ મને બહાર પડવાં પહેલાં મોકલી આપી સિદ્ધ કરી બતાવી છે અને અત્ર તે દૃષ્ટિએ વિશેષ પ્રયાસ કરીને આ ગ્રંથમાં જેમ '**જીવનપ્રભા**'ને કાયમ કરી છે તેમ હવે પછી આચાર્યવર્યના '**જીવનસંદેશ**'ને કાયમ કરવા બની શકતો પ્રયાસ કરવા ઉપસૂચના છે. મને આચાર્યશ્રીની વાગ્ધારાનું પાન કરવાના અનેક પ્રસંગો મળ્યા છે અને મને તે વખતે લાગ્યું છે કે હાથમાં પેન્સિલ હોય તો એ

સર્વ વિચારોનું એકીકરણ કરું, પણ એમ કરવા જતાં શ્રવણસુખ અને અંતર આનંદમાં વિક્ષેપ થતો હોવાથી એમ બની શક્યું નથી. વર્ષો અગાઉ વીલે-પારલેમાં આચાર્યવર્યે 'સમયધર્મ' પર સળંગ ૨ કલાક ૧૫ મિનિટ સુધી વ્યાખ્યાન આપ્યું હતું તે કે ત્યારબાદ સાતક્ષેત્ર પર મુંબઈ ( લાલબાગ ભુલેશ્વર ) માં વિવેચન કર્યું હતું તે જો સ્થાયી રૂપે થઈ શક્યાં હોત તો અત્યારે અને ભવિષ્યમાં જૈન સમાજના અનેક ગૂંચવણ ભરેલા પ્રસંગો વખતે ભારે રસ્તો બતાવે એની બરાબર સ્મૃતિ છે. અને આવા તો અનેક પ્રસંગો જાણવા, વિચારવા અને સંગ્રહવા યોગ્ય છે. એ ઉપરાંત જીવનનું ક્ષણિકત્વ, દ્રવ્યનો સુમાર્ગે વ્યય, બ્રહ્મચર્યની મહત્તા, પરિગ્રહ પરિમાણમાં રહેલ સુખ, કષાય પરિણતિમાં રહેલી ભારે વિચિત્રતા, સામાજિક અને આત્મિક દૃષ્ટિનો સાધવા યોગ્ય સમન્વય વગેરે આચાર્યશ્રીના ધારા-પ્રવાહની અનેક બાબતો નોંધી લેવા યોગ્ય છે અને સમાજમાં આચાર્યશ્રીની લાક્ષણિક પણ મક્કમ ભાષામાં રજૂ કરવા યોગ્ય છે.

આ તો કર્તવ્ય સૂચના થઈ, અને તે એક રીતે અપ્રસ્તુત ગણાય. બાકી જે સ્પષ્ટતાથી લેખક શ્રી ફૂલચંદભાઈએ 'યુગવીર આચાર્ય'ની 'જીવનપ્રભા' પર પ્રકાશ પાડ્યો છે તે અનેક રીતે અભિનંદનને યોગ્ય છે. એમની કલમને એમણે યથોચિત અવકાશ આપવા સાથે આવા પ્રસંગમાં થઈ આવતી અતિશયોક્તિ કે અત્યુક્તિને સ્થાન આપવા દીધું નથી, ખોટી પ્રશંસાને એક પણ પ્રસંગે પ્રવેશ આપેલ નથી અને લેખનસંયમ જાળવી હકીકત રજૂ કરવામાં વિચાર સ્પષ્ટતા આખા પુસ્તકમાં બતાવી પ્રતિભાને ઉચિત અવકાશ આપ્યો છે. દુનિયાના રચ્યાપચ્યા વ્યવહારીને તદ્દન શુષ્ક લાગે તેવા સાધુજીવનને રસપ્રદ બનાવવાની કળાને અંગે લેખકને સવિશેષ અભિનંદન આપી, છેવટે વાલ્મિકિ એક પ્રસંગે કહે છે તેમ 'હજુ રામાયણ

પૂરું થયું નથી ' એ વૃત્તિને સદૈવ જાગૃત રાખવા, અને તે રીતે આચાર્યવર્યના ભૂત અને ભવિષ્યત્ અનેક પ્રસંગો વિચારો, વ્યાખ્યાનો, પત્રો અને સંભાષણોનો સંગ્રહ કરી રામાયણને પૂરું કરવાનું ન બની શકે તો તેને બને તેટલું સમૃદ્ધ કરવાનો આદરેલ પ્રયાસ ચાલુ રાખવા સૂચવન કરું છું. કરેલ કાર્ય તરફ સંપૂર્ણ સહાનુભૂતિ, પ્રેમ અને આનંદ બતાવી ગ્રંથકાર તરીકેની તેમની સફળતા મુક્ત કંઠે સ્વીકારતાં આ ગ્રંથને જનતા સમક્ષ વગર સંકોચે મૂકવા તેમને વિજ્ઞપ્તિ કરું છુ અને મને ખાતરી છે કે જનતા એનો સુંદર ઉપયોગ કરી પોતાની જાતને ધન્ય માનશે.

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ

મલબાર વ્યુ, ચોપાટી સી ફેસ
મુંબઈ તા. ૨૦ : ૧૨ : ૧૯૪૩

श्राद्धः श्रोता सुधीर्वक्ता,
युज्येयातां यदीश ! तत् ।
त्वच्छासनस्य साम्राज्य,-
मेकच्छत्रं कलावपि ॥

—वीतरागस्तोत्र

જો શુદ્ધ શ્રદ્ધાથી નિર્મળહૃદયી શ્રાદ્ધ શ્રોતા હોય, અને શાસ્ત્રપારંગત તત્ત્વપરખુ વક્તા હોય, તો હે દેવ! એ બંનેના યોગથી કલિકાળમાં પણ તારા શાસનનું એક છત્ર સામ્રાજ્ય થઈ શકે છે.

આપણુ પઈં પ્રભુ હોઈઅં, કઈ પ્રભુ કીજંઇ હત્થિ;
કજ્જ કરિવા માણુસહ, બીજઉ માગુ ન અત્થિ.

કાર્યસિદ્ધિને માટે માણસે કાંતો પોતે સમર્થ બનવું ઘટે, અથવા સમર્થને પોતાનો બનાવવો ઘટે, આ સિવાય અન્ય કોઈ માર્ગ નથી.



# યુગવીર આચાર્ય

—

પંજાબકેસરી, શાસનપ્રભાવક આચાર્યશ્રી

વિજયવલ્લભસૂરીશ્વરજીના

જીવનપ્રભા

—





## તીર્થંકરને ચરણે

[ ૧ ]

આજનો દિવસ જ એવો ઊગ્યો છે. સૂર્ય અસ્તાચળમાં ઊતરી ગયો છે. આકાશ વાદળથી છવાયેલું છે. રાત પડતી જાય છે. બધું ગમગીન લાગે છે.

આજે માતાને ઠીક નથી. અશક્તિ બહુ જણાય છે. વૈદ્યે પણ આશા છોડી દીધી છે. ભાઈબહેનો માતાના ખાટલાને વીંટાઇ વળી બેઠાં છે. કોઇ પગ દાબે છે, કોઇ માથું દાબે છે, કોઈ શોક કરે છે.

માતા પણ બાળકોની સેવા પામીને સંતોષ અનુભવે છે. નાનાને માથે હાથ ફેરવે છે. મોટાને આરામ લેવા ઈશારો કરે છે. ગમગીનીભરી રાત વધતી જાય છે.

"તમે બધાં હજી સુધી જાગો છો ?"

"ના બા ! તમે ફિકર ન કરો. તમને કેમ છે?"

"મને ? મને ઠીક છે, ભાઈ !" વટપ્રદનગરના ઊંચા મિનારાઓને ગોદમાં દાબીને કાળી રાત જામતી જતી હતી, અને એક ભરેલાં ઘરબારવાળી પ્રેમાળ માતાના જીવન પર મૃત્યુની રાતના કાળા ઓછાયા પથરાતા જતા હતા.

"બા, વૈદ્ય આવી ગયા. તે કહેતા ગયા છે કે શેક બરાબર થશે તો સવારે આરામ થઈ જશે. દવા પણ આપી ગયા છે."

"ભાઈ ! શેક તો તમે કર્યા જ કરો છોને. દવા તો રાત્રે મારે ક્યાં લેવી છે. તમે બધાં મારી પાસે જ છોને ! મારી કેટકેટલી સેવા કરો છો ? ભાઈ છગન ! તું તો હવે ઊંઘી જા." શબ્દોમાં વાત્સલ્ય ગૂંજતું હતું, મોહમાયાના વલવલાટ નહોતા.

"બા ! મને ઊંઘ જ નથી આવતી."

"ના, બેટા. હવે તો તું ઊંઘી જ જા."

"સારું બા !"

થોડીવાર માતા-પુત્ર શાન્તિથી પથારીમાં સૂઈ રહ્યાં. પણ અચાનક માતાએ જ શાન્તિનો ભંગ કર્યો.

"ભાઈ ! આજ સાંજનું મને બરાબર ચેન નથી હો.

મન મુંઝાય છે અને..........."

"બા ! બા ! કેમ બોલતાં અટકી ગયાં ? અરે શું થાય છે બા ! બોલોને !"

"શ્વાસ ચડચો લાગે છે — અરે છગન, ઊઠ તો ભાઈ ! જરા બહેનને પણ ઉઠાડ-મગન ઉઠચો કે ?"

માતા—પુત્ર એકબીજા સામું જોઈ રહ્યાં. વાતાવરણ ગમગીન બની ગયું. બધાં જાગી ઊઠચાં ને બા પાસે દોડી આવ્યાં.

નાના છગનથી ન રહેવાયું. તે માતાની આખરી દશા જોઈને રડી પડચો. મોટાભાઈએ છાનો રાખવા પ્રયત્ન કર્યો.

શ્વાસ જરા હેઠો બેઠો.

માતાએ છગનને પોતાની પાસે લીધો; છાતીસરસો ચાંપ્યો, હાથ ફેરવ્યો, આંસુ લુછયાં; કપાળે ચૂમી લીધી

માતાની આંખ સજળ થઇ ગઈ.

"બા ! અમને કોને આશરે સોંપતી જાય છે ?" નાનો બોલ્યો.

"બેટા ! મોટાભાઇ છે ને ! તમને બધાંને સંભાળશે. તમને ભણાવશે. તમારી બધી જાતની સંભાળ રાખશે. તમે શીદને મુંઝાઓ છો ?"

"પણ બા ! તારા વિના હું તો નહિ જ રહી શકું. મારું શું થશે ! ઓ—બા !" નાનો છગન ફરી પાછો રડી પડચો.

"બેટા છગન! તું તો મારો લાડકો છે, બેટા. તુંને તો તીર્થંકરને ચરણે સોંપું છું. તારું કલ્યાણ થશે." આશીર્વાદ આપવા હાથ ઊંચો કર્યો, ત્યાં ફરી શ્વાસ ઉપડયો.

બધાં ગભરાવા લાગ્યાં.

છેલ્લો સમય હતો. મોટાભાઇ સમજી ગયા. બાળકોને સમજાવી સંબંધીઓને બોલાવા મોકલ્યાં.

પાંચદસ સગાંસંબંધીઓ જલદી દોડી આવ્યાં.

મોટાભાઈ મજબૂત મન કરી માતાને નવકાર આપતા હતા.

ધર્મધ્યાન પણ કર્યું. માતા અરિહંત—અરિહંત બોલતાં બોલતાં છેલ્લો શ્વાસ લેવા લાગ્યાં. થોડીવારમાં પ્રાણ પંખેરું ઊડી ગયું. માતાજી સ્વર્ગે સીધાવી ગયાં.

પણ સ્વર્ગે સાધાવતી માતા આ નાનાં બાળકોને એકલાં છોડતી જતી હતી. એની કુટુંબકથા દુઃખદ હતી.

બાળકોના પિતાજી નાનપણમાં ચાલ્યા ગયા હતા. માતાએ બાળકોને ઉછેરી મોટા કર્યાં હતાં. માતા અને મોટાભાઇ ઘર ચલાવતા.

પણ કુદરતને તે મંજૂર નહોતું. માતા એકાએક બિમાર પડયાં. ભાઇઓ ખડેપગે રહ્યા. માતાની સેવા સુશ્રુષામાં બનતું કર્યું. દવાઓ કરી, ઉકાળા પાયા પણ બધું નિષ્ફળ થવા સરજાયું હતું.

'તીર્થંકરને ચરણે' છગનભાઈના હૃદયમાં કોતરાઈ ગયું. જાણે એનો જીવન—મંત્ર! ખાતાંપીતાં, સૂતાંબેસતાં પ્રિયમાતા અને એ માતાનો હૃદયોદ્‌ગાર 'તીર્થંકરને ચરણે' એની આંખ સામે તરવરે છેઃ ભૂલ્યાં ભૂલાતાં નથી.



## સાચું ધન

[ ૨ ]

માતા તો સ્વર્ગે સીધાવ્યાં. થોડા દિવસ તો બધાં ભાઈભાંડુને માતાની શીળી છાંયડી વિના સૂનુંસૂનું લાગ્યું પણ મોટાભાઈએ બધી જવાબદારી ઉપાડી લીધી. મોટાભાઈ ભડ હતા. તેણે હિંમત રાખી પોતાના ભાંડુઓને પાંખમાં લીધાં. બધાંને ઉછેરવાનું કામ ઉપાડયું. ઘરના ખર્ચ માટે દુકાન શરૂ કરી. રાતદિવસના કામથી ભાઈ તો ટેવાઇ ગયા. ભાઈબહેનો મોટા થવા લાગ્યાં. માતાની

યાદ તો કેમ ભૂલાય પણ મોટાભાઈના પ્રેમભર્યા ઉછેરમાં બધાં આનંદથી રહેવા લાગ્યાં.

× × ×

આજે વડોદરાના જૈનસમાજ (શ્રીસંઘ)ના આનંદનો પાર નથી. પંજાબના સિંહસમા આચાર્યવર્ય શ્રી. આત્મારામજી મહારાજ શિષ્ય પરિવાર સાથે પધારવાના છે. પ્રવેશ મહોત્સવ ધામધૂમથી થયો. જાની શેરીનો ઉપાશ્રય હંમેશાં લોકોની ભીડોથી ઉભરાવા લાગ્યો. આચાર્યશ્રીની મીઠી મધુરી વાણી સાંભળી લોકો ધન્ય ધન્ય કહેવા લાગ્યા.

આપણા છગનભાઇ ધર્મના રાગી હતા. પૂજાસેવા, દેવદર્શન તેમને બહુ પ્રિય લાગતાં. ગુરુમહારાજ આવ્યા સાંભળી તે પણ હમેશાં ઉપાશ્રયે આવવા લાગ્યા. ગુરુવર્યની મધુરી વાણી, જગતની ક્ષણભંગુરતાના દૃષ્ટાંતો, જીવોની ગતિ અને મનુષ્ય જન્મની સાર્થકતા વગેરે સાંભળી છગનભાઈના મનોમંદિરમાં 'તીર્થંકરને ચરણે' ની ભાવના ફરી જાગૃત થઇ.

સભા પૂરી થઈ. લોકોની મેદની ઓછી થઈ. ગુરુવંદણા કરી પ્રભાવના લઈ લોકો જવા લાગ્યા. ઉપાશ્રય લગભગ ખાલી થઈ ગયો. ગોચરીનો વખત થયો. સાધુઓ ગોચરી માટે બેઠા. ગુરુવર્ય નીચે આવ્યા ત્યાં તો એક કિશોર બાળક એક જગ્યાએ વિચારગ્રસ્ત બેઠો છે.

એકવડી કાયા, સૌમ્ય મુખારવિંદ, ચમકતી આંખો, વિશાળ લલાટ જોતાં જ ગુરુવર્યને આશ્ચર્ય થયું.

"કેમ ભાઈ! શું વિચારમાં છો? પ્રભાવના નથી

લેવી? કેમ ઊંઘ આવી ગઈ કે શું? ઘેર નથી જવું? શું જોઈએ છે તમારે?”

પ્રશ્નપરંપરા સાંભળી છગનભાઇ તો હેબતાઇ ગયા. શું જવાબ આપવો તે સૂઝયું નહિ. ઘણા વિચારો આવ્યા ને સરી ગયા પણ બોલી ન શકાયું.

મહારાજશ્રીને વિશેષ લાગણી થઈ આવી.

“ભાઈ! તારે ધન જોઈએ છે? તું કેમ બોલતો નથી?”

“જી હા! મારે ધન જોઈએ છે?” વાકયો સરી પડયાં.

“અરે ભાઈ! ઉપાશ્રયમાં તે વળી ધન હોય? હા! તું કાલે આવજે તો કોઈ શ્રાવક પાસેથી તને કાંઇક અપાવીશું, સમજ્યોને?” ગુરુમહારાજે સમાધાન કર્યું.

“ગુરુવર્ય! મારે તો સાચું ધન જોઈએ જે કદી નાશ ન પામે—જે ક્ષણિક ન હોય, તે મને આપશો.” હૃદયઊર્મિના ભાવો પ્રદર્શિત થઈ ગયા.

ગુરુદેવ તો આ બાળકના વચનો સાંભળી મુગ્ધ થઈ ગયા. બાળકને ધન્યવાદ આપ્યા. હમેશાં વ્યાખ્યાનમાં આવવા પ્રેરણા કરી. અભ્યાસ કરવા આવવા જણાવ્યું. તથા આશીર્વાદ આપ્યા:

“વત્સ યથા સમયે તારી મનોકામના પૂરી થશે.”

બાળકનું મુખકમળ ખીલી ઉઠયું.

‘તીર્થંકરને ચરણે’ યાદ કરતા છગનભાઈ ઘર તરફ

ચાલ્યા. ગુરુદેવની પ્રતિભા–મૂર્તિ હૃદયમાં જડાઇ ગઇ.

ગુરુમહારાજ પણ બાળકને જોઇ જ રહ્યા. તેના બુદ્ધિકૌશલ્ય પર આશ્ચર્ય થયું. બાળકના ચહેરાની તેજસ્વિતા, લલાટ પરની કાંતિ, ભવિષ્યના ઉજ્જવળ જીવનની રેખાઓ વાંચી લીધી. તેમણે જોયું—આ બાળહૃદયમાં મહાન આત્મા બિરાજે છે. એ આત્મા જો ધર્મપ્રભાવથી પૂર્ણ વિકસિત થાય તો તે સમાજનું કલ્યાણ સાધશે. ધર્મનો ઉદ્યોત થશે, શાસનની પ્રભાવના થશે. ગુરુવર્ય બાળકને આનંદઉર્મિથી જતો જોઈ રહ્યા.

એ બાળક આપણા ચરિત્રનાયક પંજાબકેસરી સમાજ કલ્યાણ સાધક, શાસનપ્રભાવક, આચાર્યશ્રી વિજય વલ્લભસૂરીશ્વરજી.



# ગૂજરાતનું નૂર

[ ૩ ]

વિશ્વમૈત્રીના સંદેશ આપતી વિશ્વામિત્રી સરિતાના સુરમ્ય તીરે ગુર્જરદેશની અભિવૃદ્ધિ કરનાર 'વટોદર' વડોદરા વસેલું છે.

આ પૂણ્યભૂમિ મનાય છે. જ્ઞાનની ગંગા અહીંથી ગુજરાતભરમાં પ્રસરી છે. એ નગર પ્રતાપી મહારાજા સ્વ. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજના દીર્ઘ રાજ્યકાળમાં સમૃદ્ધ, સુંદર અને હુન્નર-ઉદ્યોગમાં વિકાસ પામતું તેમજ સમાજ, ધર્મ અને રાષ્ટ્રજીવનને પ્રાણપોષક સુધારાથી સંપન્ન થયું છે. આજે પણ તે ગૂજરાતમાં સુપ્રસિદ્ધ જ ગણાય છે.

આ પવિત્ર ભૂમિને મહાકવિ પ્રેમાનંદે વીરક્ષેત્ર કહ્યું છે. આ વીરક્ષેત્રમાં અનેક વીરો રાજ્યનીતિજ્ઞો, ધર્મધુરંધરો, મહાપંડિતો અને રાષ્ટ્રસેવકો તથા વ્યાયામ વિશારદો પાક્યા છે.

અહીંનો જૈનસમાજ પણ સમૃદ્ધ અને ધર્મશીલ ગણાય છે. એ જૈનસમાજમાં ત્રણ ધર્મ–રત્નો ગૂજરાતના નૂર સમા જાગ્યા અને ભારતના જૈનસમાજને ચેતનવંત બનાવ્યો.

એક તો પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ જેમણે પાટણના જ્ઞાનભંડારોનો પુનરોદ્ધાર કર્યો. પાટણમાં ધર્મ-સંસ્કાર જ્વલંત રાખ્યો અને આજીવન જ્ઞાનની પાછળ પોતાનો સર્વ સમય આપી જૈન સાહિત્યનો મહામૂલો ખજાનો બચાવ્યો.

બીજા શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ જેમણે બંગાળ, કચ્છ, મારવાડ અને ગૂજરાતના ગામેગામ, શહેરે-શહેર વિહાર કરી જનતાને, જૈન ધર્મનો સંદેશ સંભળાવ્યો તેમજ સમાજ અને ધર્મની ઉન્નતિના કાર્યોમાં સહકાર આપ્યો અને પોતાનું જીવન ઉજ્વળ કરી ગયા.

ત્રીજા આપણા ચરિત્ર નાયક શ્રી વિજયવલ્લભસૂરિજી.

ગૂજરાતનું નૂર—

× × ×

શરદ ઋતુના સુંદર દિવસો હતા.

ઉત્સવના દિવસો ચાલતા હતા. ઘેરેઘેર આનંદમંગળ છવાઈ રહ્યો હતો. નૂતન વર્ષાભિનંદનનો ઉલ્લાસ જનતાના મુખારવિંદ પર તરી આવતો હતો. રાજા કે રંક, ગરીબ કે અમીર બધાં દીવાળીના દિવસોની મોજ માણતા હતા. શરદ ઋતુનો મધુર મધુર પવન જગત પર પોતાની સુવાસ

ફેલાવી રહ્યો હતો. લીલાંછમ ખેતરો ને વાડીઓમાં કુદરત નાચી રહી હતી.

એ મંગળમય સમયે સં. ૧૯૨૭ ના કાર્તિક સુદી બીજ ( ભાઈબીજ ) ના દિવસે માતા ઈચ્છાબાઈની કુક્ષિએ એક તેજસ્વી બાળકનો જન્મ થયો. પિતા દીપચંદભાઈ બાળકનું મુખારવિંદ જોઈ હર્ષિત થયા.

માતા તો આ બાળકની શાંતિ, ચપળતા, સ્મિત કરતું વદન અને તેજસ્વિતા જોઈને પુલકિત થવા લાગી. આ બાળકનું નામ છગનલાલ રાખવામાં આવ્યું.

છગનલાલ તો બીજના ચંદ્રની જેમ વધવા લાગ્યા. માતાપિતા બાળક છગનની ગંભીર વાણી, મોહક ચાલ, સહનશીલ સ્વભાવ અને આજ્ઞાંકિતપણું જોઈને મહાન આત્મા પોતાને ત્યાં ભૂલો પડયો હોય તેમ માનવા લાગ્યાં. છગનભાઈ જન્મથી જ માતાના ધર્મ–સંસ્કારમાં ઉછર્યા હતા. હમેશાં પૂજા કરવી. પાઠશાળાએ જઈ ધર્મશિક્ષણ મેળવવું. ગુરુજી આવ્યા સાંભળે કે દોડે ઉપાશ્રયે અને તેમની સેવાભક્તિમાં લીન થઈ જાય. વ્યાખ્યાનો સાંભળે ને ગુરૂભક્તિમાં મચ્યા રહે.

છગનભાઈને ત્રણ ભાઈઓ હતા. સૌથી મોટાભાઈ હીરાચંદ, બીજા ખીમચંદ, પોતે ત્રીજા અને સૌથી નાના મગનલાલ. ત્રણ બહેનો હતી, મહાલક્ષ્મી, જમના અને રૂક્ષ્મણી.

છગનભાઈનો અભ્યાસ આગળ વધ્યો. બુદ્ધિ એવી

તો તેજ કે એક વખત વાંચે તો યાદ રહી જાય. નંબર હંમેશાં ઊંચો જ રાખે. ગણિતમાં તો ભારે તેજ, પૂરેપૂરા ગુણ મેળવે ત્યારે જંપે. અક્ષરો તો જાણે મોતીના દાણા. માનસિક વિકાસ ઠીક ઠીક સધાયો ત્યાં કુદરત વિફરી. પિતાનું શિરછત્ર ઝુંટવાઈ ગયું. માતાની જવાબદારી વધી પડી. એટલું દુઃખ ઓછું હશે તેમ થોડા જ વર્ષોમાં માતાની શીળી છાંયડી પણ સરી પડી.



## ભવના ભેરુ

[૪]

વર્ષાના દિવસો હતા. રાત્રિભરના વરસાદથી હવામાં ઠંડી તાજગી હતી. સુખદ પવન લહેરાતો હતો. બગીચાનાં ઝાડપાન પલ્લવિત જણાતાં હતાં. ફૂલોનો મઘમઘાટ દૂરદૂરથી આકર્ષતો હતો. ભૂમિની સુવાસ પથરાયેલી હતી.

મિત્રો આવી પહોંચ્યા. ઘણા દિવસે આજે એકાંત મળી હતી.

"વાડીભાઈ! તમે તો મોહપિંજરમાંથી નહિ છૂટી શકો, કેમ!" મગનભાઈએ પ્રશ્ન કર્યો.

"તમે ધારો છો તેવો હું પૂરાયેલો નથી. જો કે જવાબદારીમાંથી છૂટવાની મુશ્કેલી તો છે જ. પણ 'સૂબા' તમે શું નક્કી કર્યું?

"વાડીભાઈ! દોસ્ત! હું તો ઘણોએ ઉત્સૂક છું પણ

વૃદ્ધ માતાનો વિચાર આવે છે, ને દિલ તૂટી જાય છે. પણ તમે મક્કમ હો તો હું પણ દિલ મજબૂત બનાવીને નીકળી આવું!" હરિલાલે સ્પષ્ટતા કરી.

"છગનભાઈ! તમે શું વિચાર કર્યો?" સાંકળચંદે નાના છગનને પૂછ્યું.

"ભાઈ! તમે બધા મારાથી મોટા છો. જ્યારથી મુનિમહારાજશ્રી ચંદ્રવિજયજીનું ચોમાસું અમારા પીપળાશેરીના ઉપાશ્રયમાં થયું છે; અને તેમના પરિચયમાં હું આવ્યો છું: ત્યારનો મને તો ઠીક ઠીક વૈરાગ્યભાવ જાગ્યો છે. પણ મોટાભાઇની બીક પણ જેવીતેવી નથી."

"પણ મગનભાઇ, તમે તો અંગ્રેજી અભ્યાસ કરો છો. તમે તો નહિ જ છૂટી શકો!" વાડીભાઈએ ટકોર કરી.

"શું અંગ્રેજી અભ્યાસ કરે તે નાસ્તિક હોતા હશે! મારે તો ઉચ્ચ જીવનની ભાવના છે. આ જંજાળથી છૂટવા હું તલસી રહ્યો છું."

"ભાઇ! મારી વાત કોઈ સાંભળશો?" હરિલાલ 'સૂબા'એ ઉકેલ માટે વિચાર રજૂ કર્યો.

"જરૂર! જરૂર! તમે કોઈ રસ્તો બતાવો તો તો બેડો પાર!"

"વાત એમ છે, આપણા બધાના હ્રદયમાં વૈરાગ્યની ભાવના તો જાગી છે. મહારાજશ્રીના ઉપદેશની અસર તો અજબ છે; પણ વૈરાગ્ય અને બંધન વચ્ચે આપણે બધા મુંઝાયા છીએ. એમાંથી માર્ગ નીકળે એવો છે."

"તો તો તમે જ બતાવો—કયો માર્ગ ?"

"આપણે એક દિવસ નક્કી કરીએ. તે દિવસે પાંચે મિત્રો સંસારનાં બધાં બંધનો તોડીફોડીને નીકળી જઇએ. એક જ જગ્યાએ મળીએ અને પછી તો પાંચેની જોડી જગત જોઈ રહેશે !"

"વાહ ! સૂબા ! વાહ ! તારી બુદ્ધિ તો કોઈ અજબ છે. અમે બધા કબૂલ, પણ જો જો હો કોઈ ફસકી ન જતા, નહિ તો આદર્યાં અધૂરાં રહેશે." સાંકલચંદ મૂળચંદ ખંભાતીએ બધાને ચેતવ્યા.

પાંચે મિત્રો વૈરાગ્યના રંગે રંગાઈને છૂટા પડ્યા. મુક્તિના દિવસની રાહ જોવા લાગ્યા. આપણા છગનભાઈ તો પહેલેથી ઉત્સુક હતા. પૂર્વજન્મના સુકૃત, માતાનો 'તીર્થંકરને ચરણે' નો સંદેશ અને મહારાજશ્રીની અમૃત વાણી વગેરેથી પ્રભાવિત થઇને સંસાર તરફ ઉદાસીન હતા જ. મિત્રોના સંકલ્પથી તેમને આનંદ થયો. રાત્રિ–દિવસ એજ ધૂન, એજ સ્વપ્નો. જેમ જેમ દિવસ નજદીક આવતો ગયો તેમ તેમ છગનભાઈનું મન પ્રફુલ્લ રહેવા લાગ્યું.

પણ વિધિનું નિર્માણ તો જુદું જ હતું. યોજનાના ઘડવૈયા હરિલાલ સૂબા જ પહેલા ફસક્યા. વૈરાગ્યભાવ ઓસરી ગયો; એટલું જ નહિ પણ પોતાના સાથીદારોના વાલીઓને પણ બીજાની દ્વારા સમાચાર પહોંચાડી દીધા. બસ થઈ રહ્યું—યોજના નિષ્ફળ ગઈ. બધાના વૈરાગ્યભાવ ઠંડા પડી ગયા. છગનભાઈની પરિસ્થિતિનું તો પૂછવું જ

શું ? તેમનું સોનેરી સ્વપ્ન વિલીન થઈ ગયું. આશાનો મહેલ કકડભૂસ કરતો ધસી પડ્યો.

× × ×

૧૯૪૨ ની સાલ ચાલતી હતી. આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી મહારાજ વડોદરામાં પધાર્યા અને સૂતેલી વૈરાગ્યભાવના ફરી જાગૃત થઇ અને છગનભાઇને કયું સાચું ધન જોઈતું હતું તે આપણે જોઈ ગયા.

આચાર્યશ્રીના પરિચય અને અભ્યાસથી ભાવના વિશેષ દૃઢ થઇ પણ મોટાભાઇ ખીમચંદભાઈની ધાક એવી હતી કે કશું બોલી શકાતું નહિ. આચાર્યશ્રી તો વિહાર કરી ગયા. છાણી સુધી સાથે ગયા. પાછા આવવાની મરજી નહોતી પણ ભાઈની સાથે ચૂપચાપ આવવું પડયું.

મહારાજશ્રી તો ગયા પણ તેમના શિષ્ય શ્રી હર્ષવિજયજી મહારાજ વડોદરામાં રહ્યા હતા. તેમની પાસે વારંવાર જતા અને પોતાની ભાવનાને પોષતા હતા.

પાંચ ભેરુએ સંસારનો ત્યાગ કરી દીક્ષા લેવાના મનોરથો ઘડચા. એક સાથે નીકળી જવા નિર્ણય કર્યો. પાંચે ભેરુઓમાં આપણા ચરિત્રનાયક તો મક્કમ હતા. જ્યારે ચાર તો ફસકી પડચા. ચાર ગતિમાંથી છૂટી દીપક રૂપે જગતને પ્રકાશ આપવાની દૃષ્ટિ તો એક ઝીણી જ્યોતને મળી, અને એ જ્યોત જ્વલંત નીવડી. અજ્ઞાનરૂપી અંધકારમાં રડવડતાં હજારોને એ દીપકે પ્રકાશ પાથર્યા. ચાર દીવી ટમટમ થઈ સંસારમાં જ વિલિન થઈ ગઇ. પાંચમા તેજોમય ચંદ્રે જગતનાં અંધારા ઉલેચ્યાં અને ખપી જીવોને પ્રકાશિત કર્યાં.



# મધુરાં સ્વપ્ન

## [ ૫ ]

આજ છગનભાઈના આનંદનો પાર નહોતો. ગુરુમહારાજ સાથે જવાની મોટાભાઈની રજા મળી ચૂકી હતી. શાળામાં રજા હતી. મોટાભાઈને પણ થોડો થોડો વિશ્વાસ બેઠો હતો.

ઘણા ઘણા દિવસે આજે ગુરુદેવ મળ્યા હતા. હવે અહીં મોટાભાઈની બીક નહોતી, ઘરની ચિંતા નહોતી, જલદી જલદી પાછા જવાની ફિકર નહોતી. સ્વાધીનતાનો આજે પ્રથમ દિવસ હતો. મહારાજશ્રી સાથે પેટ ભરીને વાતો કરી—પોતાનો વૈરાગ્યનો નિર્ણય જણાવ્યો. દીક્ષા માટે પ્રાર્થના પણ કરી અને અહીંથી ઘેર પાછા ન જવાની મક્કમતા પણ જણાવી. થવાનું હશે તે થશે તેમ મનને દ્રઢ કર્યું.

ગુરુમહારાજે તેમની ભાવનાને પોષી. સમય આવ્યે દીક્ષા માટે યોગ્ય થશે તેમ આશ્વાસન આપ્યું.

છગનભાઈએ તો અમદાવાદ સુધી મહારાજશ્રીની સાથે જ વિહાર કર્યો પણ અમદાવાદ પહોંચીને જોયું તો

ત્યાં ખીમચંદભાઈ હાજર જ હતા. ભાઈને જોઈને આભા જ બની ગયા. શું બોલવું તે સૂઝે જ નહિ. ચાર પાંચ ધોલ ખાઈ લીધી. ભાઈ સાથે જવું પડયું. સારા કામમાં સો વિઘ્ન વાળો હિસાબ થયો. ગુરુમહારાજને છોડીને મોટાભાઈની સાથે જવું પડયું. આત્મા તો ગુરુદેવ પાસે હતો, ખોળિયું ભાઈ સાથે જતું હતું.

આત્મા ઝંખતો હતો આઝાદી, મન ઊડતું હતું ગુરુની પાસે, કાયા પિંજરમાં પડી હતી. ભાઈની પણ દેખરેખ હવે વિશેષ રહેતી. બહાર જવાનું બંધ થયું હતું. શાળા ને દુકાન સિવાય બીજે જવાની મનાઈ હતી.

મન મૂંઝાવા લાગ્યું. છૂટવા માટે યુક્તિ—પ્રયુક્તિઓ શોધાવા લાગી, આમ ને આમ કયાં સુધી ચાલશે તેમ વિચાર આવ્યો.

" હવે શું થાય? આમ ને આમ તે કેમ રહેવાય? શું ગુરુમહારાજની મારા પર કૃપાદ્રષ્ટિ નહિ હોય! અરે, હું તો સૂતાં, બેસતાં, ખાતાં, પીતાં ગુરુમહારાજ ને તેમના પવિત્ર ઉપદેશને અને તેમની સૌમ્ય મુખાકૃતિને યાદ કર્યા જ કરું છું. કર્મના ફળ પણ કેવા છે?

" મોટાભાઈનો પણ તેમાં દોષ શું? તેમણે નાનપણથી મને મોટો કર્યો, ભણાવ્યો, ગણાવ્યો, અને આજે હું તૈયાર થયો એટલે ચાલી નીકળું તો તેમને કેટલું દુઃખ થાય? પોતાના બાંધવને કોઈ સાધુ થવા દે ખરા? પણ મારો આત્મા તો હવે અકળાય છે. મારાથી તો હવે નથી

રહેવાતું. હું તો જઈશ. માતાની અંતિમ આજ્ઞાને કેમ ભૂલાય ?"

અને એક દિવસ પિંજરમાંથી પંખી નાસી છૂટે તેમ હિંમત કરી નાસી છૂટ્યા. નિશાળમાં રજા હતી. ઘેરથી દુકાને જવાનું બહાનું આપી ચાલી નીકળ્યા.

બજારમાં તો મોટાભાઈ સિંહ સમા બેઠા હતા— બકરીને ત્યાં થઈને જવાની હિંમત જ શાની ચાલે ? છગનભાઇએ જંગલનો રસ્તો લીધો.

આજે અષ્ટમીનું એકાસણું હતું. તાપ કહે મારું કામ, પગમાં જોડા પણ હતા નહિ. ભયંકર લૂ વાતી હતી. પરસેવે રેબઝેબ, પગમાં ફરફોલા ઊઠવા લાગ્યા, પાણી વિના ગળું સૂકાવા લાગ્યું પણ છગનભાઈની ધૂન ઓર જ હતી. આજ તો આ પિંજરમાંથી છૂટવાનો આનંદ માતો નહોતો. ગમે તે પરિસહ સહન કરવાની તૈયારી હતી. આ કસોટી કપરી હતી પણ વૈરાગ્યના પ્રેમ પાસે શારીરિક કષ્ટોની શું વિસાત ?

સ્ટેશન પર પહોંચી અમદાવાદની ટિકિટ લીધી. રેલગાડી ચાલી ત્યાં સુધી તો મન શંકિત રહ્યું. ક્યારે ગાડી ચાલે અને ક્યારે અમદાવાદ પહોંચું ? રખે મોટાભાઇને ખબર પડી જશે, તે દોડી આવશે અને આ ડબામાંથી બૂરી રીતે ઉતારી મૂકશે અને પાછો જેલખાનામાં પૂરી દેશે. ત્યાં સીટી વાગી અને ગાડી ઉપડી. એક લાંબો શ્વાસ લીધો અને થોડી નિશ્ચિંતતા અનુભવી.

સાંજે અમદાવાદ પહોંચ્યા. તરસે જીવ તડફડતો

હતો. સીધા પહોંચ્યા શેઠ ભૂરાભાઈને ઘેર. અહીં પ્રાસુક પાણીની હંમેશાં જોગવાઈ રહેતી. પાણી પીને તરસ છીપાવી. મન પણ શાંત થયું. અહીં થોડી વાતચીત કરી મહારાજ-શ્રીની પાસે ગયા.

શ્રી. આત્મારામજી મહારાજ શિષ્યમંડલી સહિત બેઠા હતા. ત્યાં છગનભાઈએ જઈ વંદણા કરી.

"લે! ભાઈ! તારો છગન તો આવી પહોંચ્યો. શું એનો વૈરાગ્ય? પૂરો રંગાઇ ગયો છે. ભાઈ! મારી તો ભવિષ્યવાણી છે કે આ કુમારદ્વારા ધર્મ અને સમાજની ભારે પ્રભાવના થશે."

રાત્રિ જામતી હતી. શાન્તિ પથરાયેલી હતી. ઉપાશ્રયમાં બધા આરામથી નિદ્રાને ખોળે પડ્યા હતા, પણ છગનભાઇને શાન્તિ નહોતી, નહોતો આરામ, ઊંઘ પણ આવતી નહોતી. ઘડી દીક્ષાના, ઘડી ભવિષ્યના, ઘડી મોટાભાઇની બીકના તો ઘડી વૈરાગ્યના વિચારો મનમાં આવતા અને કિશોર મન મૂંઝાઈ ઊઠતું. અર્ધનિદ્રિત અવસ્થામાં એકાએક એક સ્વપ્ન ઊતરી આવ્યું.

જાણે ગુરુમહારાજ પ્રસન્ન થયા છે, સામે હાથ જોડીને મોટાભાઈ ઊભા છે. તેમણે દીક્ષા માટે પોતાની સંમતિ આપી દીધી. પોતે નાચી ઊઠ્યા. પછી તો દીક્ષાનો મહોત્સવ થયો. આનંદ આનંદ છવાઇ રહ્યો. દીક્ષાનો મોટો વરઘોડો નીકળ્યો. ગુરુદેવે દીક્ષા આપી—મહાન આશીર્વાદ આપ્યો ને પછી તો પાંચ નદીઓથી સભર એવો પંજાબદેશ આવ્યો—મોટા મોટા વિહારો કર્યા—ધર્મકાર્ય અને ધર્મજાગૃતિ

કરી—ગુરુદેવ તો પોતાના અંતરના આશીર્વાદ આપી અધૂરું કાર્ય પૂરું કરવા આદેશ આપી સ્વર્ગે સીધાવ્યા. પોતાની આંખો અશ્રુભીની થઈ ગઈ ને આંખો ઉઘડી ગઈ.

અરે, આ શું સ્વપ્ન કે સાચું ? અહા, આ સ્વપ્ન સાચું પડે તો, તો તો મારો બેડો પાર થઈ જાય. તેઓ તરત ઊઠયા ને પહોંચ્યા ગુરુદેવની પાસે. ગુરુદેવે તરત કહ્યુઃ

"કોણ ?"

"જી હું છગન."

"છગન ? કેમ બહુ વહેલો ?"

"સાહેબ, ઊંઘ ઊડી ગઇ."

"તને તો દીક્ષાનાં જ સ્વપ્ન આવે છે ને ?"

"જી હા ! ખરેખર, ગુરુદેવ ! મને દીક્ષાનું જ સ્વપ્ન આવે છે."

"તો એ સ્વપ્ન હવે સાચું પડશે !"

"પણ ક્યારે ! હવે તો બહુ મુઝાઉં છું."

"છગન ! તું જાણે છે ને ! તારા મોટાભાઈનો સ્વભાવ ઉગ્ર છે. તેની રજા સિવાય મારાથી દીક્ષા કેમ અપાય ? પણ તું નિશ્ચિંત રહે."

"પણ સાહેબ ! મને હવે ન તરસાવો ! આપને ચરણે મને બેસવા દો. હું આપનો જીવનભર ઋણી રહીશ. માનો, મારા પ્રભુ, માનો !"

ગુરુના ચરણમાં મસ્તક મૂકી દીધું. બે અશ્રુબિંદુથી

ગુરુના ચરણ પખાળ્યા.

"વત્સ ! તું બડભાગી છે ! હું જરૂર તને દીક્ષા આપીશ. અધિષ્ઠાયક તારી મનોવાંચ્છના પરિપૂર્ણ કરશે. પણ થોડી કસોટીઓ આવશે તેમાંથી પાર ઉતરજે—ડગીશ નહિ."

"ગુરુદેવ ! ગમે તેવી કપરી કસોટીઓ આવે, હું સહન કરીશ. આપની અમીદ્રષ્ટિ સદાય રાખશો."

ગુરુદેવના આશીર્વાદથી આનંદ માનતા છગનભાઈ પૂજા સેવા કરી જમીને આવ્યા, ત્યાં તો જુએ તો સામે જ મોટાભાઈ ઊભા છે. બસ રામ રમી ગયા. શું ઉલ્કાપાત થશે તેની કલ્પનાથી અંગે અંગ ધ્રુજી ઊઠ્યું. ક મકમાં આવી ગયાં.

પણ મોટાભાઈ હતા પાકા વાણિયા. તેમણે જોયું કે અમદાવાદ જેવા શહેરમાં હું ધમાલ કરીશ ને છગન કોઈ જગ્યાએ ચાલ્યો જશે તો મારે જ ઉપાધિ થઈ પડશે, સમય જોઈ લીધો અને આચાર્યશ્રીજીની પાસે આવી કરુણ ભાવથી અરજ કરીઃ

"મહારાજ, આપ જ્ઞાની છો ! હું મૂર્ખ આપને વધારે શું કહું ? છગન નાસીને આપની પાસે આવ્યો છે. એની મરજી હશે તો હું ના નથી કહેતો. ઘણી ખુશીથી સંયમ લ્યે. પણ હાલ એની ઉંમર બહુ જ નાની છે. આપ એને દીક્ષા આપવામાં ઉતાવળ ન કરશો. હાલ એને ભણાવો. પછી જ્યારે એ મોટો થાય અને આપને યોગ્ય લાગે ત્યારે મને ફરમાવજો. હું પોતે આવીને બહુ આનં-

દની સાથે એને દીક્ષા અપાવીશ."

ખીમચંદભાઈની વાત સાંભળી બધા સાધુઓ પ્રસન્ન થયા. છગનભાઈને પણ ભાઈનું આવું પરિવર્તન જોઈ આનંદોલ્લાસ થયો, જાણે સ્વર્ગનું રાજ્ય મળી ગયું.

આચાર્યશ્રીએ ખીમચંદભાઈને કહ્યું "જેમ તમે કહો છો તેમ જ થશે. તમે બેફિકર રહો. પણ સાધુઓની સામે જૂઠું બોલતાં વિચાર કરજો. છગનને પણ કહ્યું: "છગન! તેં તારા ભાઈની વાત તો સાંભળી લીધીને! શાન્તિ અને ધૈર્યથી અભ્યાસ કરવો પડશે. દીક્ષા તો ત્યારે જ મળશે. જ્યારે તમારા મોટાભાઈ મંજુરી આપશે."

"હું આપના ચરણોમાં રહી અભ્યાસ કરીશ, સંયમ સાધીશ. મારા મોટાભાઈ અને આપ મને યોગ્ય સમજો ત્યારે દીક્ષા આપજો. હું રાજી છું" છગનભાઈએ વિનમ્રભાવથી જવાબ આપ્યો.

ખીમચંદભાઈ જતાં જતાં છગનની ચાંપતી તપાસ રાખવાની વ્યવસ્થા કરતા ગયા. ખીમચંદભાઈના મુનીમ ભગવાનદાસનું સાસરું અમદાવાદમાં હતું. ભગવાનદાસના સાળાને તે કામ સોંપવામાં આવ્યું.

છગનભાઈના દિવસો અભ્યાસમાં જ જતા અને રાત્રિએ મધુરાં સ્વપ્ન ઉભરાતાં! ક્યારે એ લાખેણી ક્ષણ આવે અને ક્યારે મને દીક્ષાના ઉપકરણો—દીક્ષાના પ્રતિજ્ઞા મંત્રો—દીક્ષાનો આદેશ—દીક્ષાનો અંચળો અને દીક્ષાના મંગળ આશીર્વાદ મળે? પણ એ સ્વપ્નની સિદ્ધિ સુલભ નહોતી. થોડીક કસોટીઓ બાકી હતી. સમયનો પરિપાક થયો નહોતો.



## કપરી કસોટી

[ ૬ ]

અમદાવાદના નગરશેઠ શ્રીયુત પ્રેમાભાઇ આત્મારામજી મહારાજના પરમ ભક્ત હતા. બહુ જ વૃદ્ધ હોવા છતાં વ્યાખ્યાનમાં હમેશાં આવતા અને બપોરના સામાયિક કરતા અને સામાયિકમાં મહારાજશ્રીની સાથે તત્ત્વચર્ચા પણ કરતા.

છગનને હમેશાં અભ્યાસમાં લીન જોઈને એક દિવસ પોતાને ત્યાં લઈ આવવા શ્રી નાનચંદભાઇને કહ્યું.

પોતાની સાથે બેસારી છગનભાઈને જમાડ્યા. છગનભાઈનો વિનય, સંયમ અને શાન્તિ જોઈને પ્રેમાભાઈ શેઠને તેમના તરફ આકર્ષણ થયું. જમી પરવારી દિવાનખાનામાં બેઠા.

" છગન ! તું વડોદરાથી અહીં કેમ આવ્યો છે ! "

" ગુરુમહારાજ પાસે અભ્યાસ કરવા ને દીક્ષા લેવા ! "

" દીક્ષા લઈને શું કરીશ ? "

" આત્મકલ્યાણ ! "

"કોઈએ ભરમાવ્યો લાગે છે?"

"નહિ જી!"

"તને ઘરમાં કાંઈ દુઃખ છે!"

"જી ના! દુઃખ શાનું! મારે મોટાભાઇ છે. તેની દુકાન ચાલે છે. ત્રણ બહેનો છે. અમે સુખી છીએ."

"તો પછી નાસીને કેમ આવ્યો!"

"મારા મોટાભાઈનો સ્વભાવ બહુ તેજ છે. તે વારંવાર મને અટકાવે છે."

"પણ છગન! ભાઈએ તને મોટો શા માટે કર્યો? તારી કુટુંબ પ્રત્યેની ફરજ પણ છે કે?"

"તે વાત સાચી પણ મારો આત્મા વૈરાગ્ય માટે ઝંખી રહ્યો છે, તેનું શું?"

"ભાઇ રજા નહિ આપે તો શું કરીશ?"

"આપશે જ! મને વિશ્વાસ છે. જ્યારે મારું મન જ દૃઢ છે તો પછી વહેલી મોડી રજા તો મળશે જ."

"તારી આ ટોપી મને આપીશ? હું તને જરીની ટોપી આપું તે તું પહેરજે."

"મારી ટોપી આપને જોઇતી હોય તો તે આપની જ છે, પણ જરીની ટોપીની મારે જરૂર નથી."

"કેમ! જરીની ટોપી પસંદ નથી?"

"હું મારી ટોપી ઉતારી નાખવા ઇચ્છું છું ત્યાં આપની કીમતી ટોપીનો ભાર ક્યાં ઉપાડું?"

શેઠ હસી પડ્યા. આ બાળકની દ્રઢતા, ચપળતા અને નમ્રતા જોઈ પ્રેમાભાઈ ચકિત થઇ ગયા.

“ બેટા ! તારું કલ્યાણ થાઓ. તું શાસનને દીપાવીશ, કુળને ઉજ્જવળ કરીશ. ”

છગનભાઇની સુયોગ્યતા વિષે પ્રેમાભાઈ શેઠે મહારાજશ્રીને વિગતે વાત કરી. મહારાજશ્રીને પણ આનંદ થયો.

પણ કુદરત તો હજી અનુકૂળ નહોતી. એક નહિ પણ બે ચાર કસોટીઓ બાકી હતી.

આજ વર્ષમાં પાલીતાણાની યાત્રા વિષે ઠાકોર સાથેના કેસનું સમાધાન થયું. એ નિમિત્તે વડોદરાના શેઠ ગોકળભાઈ દુર્લભદાસ, ભરૂચના શેઠ અનૂપચંદ મલૂકચંદ, સૂરતના શેઠ કલ્યાણભાઈ, ધુલિયાના શેઠ સખારામ દુર્લભદાસ, તથા ખંભાતના શેઠ પોપટભાઈ અમરચંદ આદિએ આવીને મહારાજશ્રીને વિનંતિ કરી કે આપશ્રી શિષ્યમંડળ સહિત પાલીતાણા ચોમાસુ કરવા પધારો.

“ તમારી વાત તો સારી છે, પણ પાલીતાણામાં સાધુઓને કેટકેટલી મુશ્કેલી છે તેનું શું ! આજે તો ૫૦૦ ઘર હોવા છતાં સાધુઓ માટે પાંચ છ પણ નહિ હોય. ” આચાર્યશ્રીએ ખુલાસો કર્યો.

“ આપશ્રી પધારો તો અમે અમારું કામકાજ છોડી પાલીતાણા આવીશું. અમારે પણ નિવૃત્તિ અને તીર્થયાત્રા થશે. ”

અમદાવાદના શેઠ પ્રેમાભાઈ તથા શેઠ દલપતભાઈએ

પણ વિનંતિ કરી અને જણાવ્યું.

“ ગુરુવર્ય ! આપના પુણ્યપ્રભાવથી બધાં રૂડાં વાના થશે, આપ સંઘની વિનંતિ સ્વીકારો. ”

“ સારું ! જેવી સ્પર્શના. ”

બધા ગૃહસ્થોને બહુ જ આનંદ થયો.

મહારાજશ્રીએ બધા સાધુઓને બોલાવ્યા અને સલાહ માગી. બધાએ પ્રસન્નતાપૂર્વક પાલીતાણામાં ચોમાસું કરવાની અનુમતિ આપી.

“ તમારો આશય તો બહુ જ સુંદર છે. ત્યાં જવાથી તીર્થસેવા, શાસનસેવા અને આત્મસાધન થશે, પવિત્ર વાતાવરણમાં પ્રતિક્ષણ પવિત્ર અને આત્મજાગૃતિની ભાવનાઓ જાગતી રહેશે. ગૃહસ્થો પણ આવશે. તેમને પણ નિવૃત્તિ તથા ધર્મધ્યાન થશે પણ આપણે યાદ રાખવું જોઈએ કે આપણે કોઈને ભરોંસે નથી જતા. ત્યાં કોઈ આવે કે ન આવે; જે પરિસ્થિતિ હશે તેમાં ગુજારો કરવાનો રહેશે. ગૂજરાત જેટલી સાધનસામગ્રી ન પણ મળે. કોઈ વખત કષ્ટ પણ આવે તો તે માટે બધાની તૈયારી જોઈએ. ” મહારાજશ્રીએ બધાને ચેતવ્યા.

“ ગુરુદેવ ! કષ્ટોથી અમે બીતા નથી. પંજાબથી અહીં સુધી આવ્યા છીએ. રસ્તામાં કયાં બધે શ્રાવકોનાં ઘર હતાં ? કોઈ કોઈ વખત જાટ—જમીનદારોને ત્યાંથી પણ ગોચરી લાવવી પડી ને કોઈ કોઈ જગ્યાએ તો મુશ્કેલી પણ હતી. અમે બધા પરિસહો માટે તૈયાર છીએ, આપ ચિંતા ન

કરો. આપ જેવા પ્રતાપી આત્મા અમારી સાથે છે તો અમે નિશ્ચિંત છીએ." શિષ્યોએ એક સ્વરે જણાવ્યું.

પાલીતાણા તરફ વિહાર કરવાનું નક્કી થઈ ગયું.

× × ×

વિહાર શરૂ થયો. છગનના ધર્મપ્રેમી આત્માનો ઉલ્લાસ અનન્ય હતો, ત્યાં ફરીથી અવનવીન બનાવના પડછાયા પથરાયા. એક ગાડીનો ઘરઘરાટ કાને પડ્યો.

"છગન! ભાઈ, જરા જો તો આ ઘરઘર કરતી ગાડી આ તરફ કોની આવે છે?"

"સાહેબ? જોઉં છું."

"અરે ખીમચંદભાઈ તો ન હોય?"

"ખીમચંદભાઇ અહીં ગામડામાં ક્યાંથી? ક્યાં વડોદરા ને ક્યાં બાવળા?"

"ભલું પૂછવું! ખીમચંદભાઈ તો છગન માટે આકાશ પાતાળ એક કરે તેવા છે."

"જુઓ તો! આ ગુસ્સાભર્યો અવાજ શેનો આવે છે?"

"આ તો ખીમચંદભાઈનો જ અવાજ છે. જરૂર એજ. આપની શંકા ખરી પડી."

"સાથે બેત્રણ માણસો પણ છે."

"હું બહાર જઈને જોઉં. છે શું ધમાલ?"

"સાહેબ! આપ તો અહીં જ રહો. અમે ત્રણ સાધુઓ જઇએ છીએ."

"છગનને લઇ જવો હોય તો ભલે લઈ જાય, પણ ખોટી ધાંધલ ન કરે, ને છગનને મારે નહિ. ખીમચંદભાઇનો સ્વભાવ ઉગ્ર છે."

"ખીમચંદભાઇ! આટલો બધો ગુસ્સો કરવાનું શું કામ છે. શાંતિ રાખો, છગનને તમે ખુશીથી લઈ જાઓ પણ નાના બાળકને ધમકાવવાનો કે મારવાનો, શો અર્થ છે?"

"સમજે નહિ તો શું કરે! હું આપને થોડું જ કહું છું—મારો ભાઈ છે ને હું તેને લઈ જઇશ."

"ભલે સુખેથી લઈ જાઓ. પણ સમજાવીને કામ લો તો સારું."

આચાર્યશ્રી વિહાર કરીને પાલીતાણા તરફ જતા હતા. શ્રી હર્ષવિજયજી મહારાજ બીજે દિવસે અમદાવાદથી વિહાર કરી સરખેજ, મોરૈયા થઈ બાવળા આવી પહોંચ્યા હતા. હજી તો ધર્મશાળામાં આવીને ગોચરી કરી બેઠા હતા, ત્યાં તો ઘરઘર કરતી ગાડીનો અવાજ આવ્યો. ધર્મશાળા પાસે આવેલી ગાડી કોની હતી તે જોવા છગનભાઇ જાય છે ત્યાં તો રાતાપીળા થયેલા ખીમચંદભાઈ ગાડીમાંથી તાડૂકતા તાડૂકતા ઊતર્યા. સાથે હતા તેના મુનિમ ભગવાનદાસ અને ત્રીજા તેમના બનેવી નાનાભાઈ.

ગાડીમાંથી ઊતરતાં છગનને જ સામો આવતો જોઇને ગુસ્સાનો પારો ચડચો અને હાથ પકડી ઘસડીને ધર્મશાળાને ઓટલેથી નીચે લઇ ગયા. સાધુ મુનિરાજો આ ધમાલ સાંભળી દોડી આવ્યા પણ ખીમચંદભાઈનું દુર્વાસા સ્વરૂપ જોઈએ શું કરે? છતાં બે શબ્દો કહ્યા પણ ગામના

મુનિમ ભગવાનદાસના સાળાના સાસરા હતા તેથી જૈન ભાઈઓ પણ ખીમચંદભાઈના પક્ષમાં થઈ ગયા અને છગનને જબરદસ્તી લઈ ચાલ્યા.

તે દિવસે બાવળામાં મુખીને ત્યાં રાત રહી બીજે દિવસે અમદાવાદ તરફ રવાના થયા. બપોરે એક વૃક્ષની નીચે ગાડું છોડી, નાસ્તો કરી, આરામ લેતા બધા બેઠા છે ત્યાં અમદાવાદથી વિહાર કરીને પાલીતાણા તરફ જતા, મુનિ મહારાજશ્રી વીરવિજયજી આદિ સાધુઓ જતા જોયા. સાધુઓને જોઈને છગનભાઈ તો દોડયા ને મહારાજશ્રી વીરવિજયજીના ચરણમાં પડી બોલ્યાઃ "મહારાજ! બચાવો! બચાવો! ગુરુ મહારાજ પાસેથી મારા ભાઈ મને લઈ જાય છે."

"અરે ભાઈ! આટલો ઉદાસ શું થાય છે! હિંમત રાખ. મોટાભાઈને પ્રસન્ન કરી, તેમની સંમતિ મેળવી આવજો. અમે પણ મોટી ઉંમરમાં દીક્ષા લીધી હતી ને!"

"પણ મારા દીક્ષાના ભાવ છે, સાહેબ!"

"દીક્ષાના ભાવ હશે તો દીક્ષા થશે. ભાઈ પોતે જ સંમતિ આપશે. ધીરજ રાખો."

આ વચનોથી જરા શાંતિ થઈ પણ ભાઈને મનાવવા એ તો ઘણું કપરું કામ હતું. શું થશે? તે વિચારમાં ગ્રસ્ત હતા, ત્યાં મહારાજશ્રી દૂર પહોંચ્યા ને ભાઈએ ગાડીમાં બેસી જવા હાક મારી.

સાંજે અમદાવાદમાં રાત રહ્યા. અહીંથી ચૂપચાપ

નાસી જવાની યુક્તિ રચી પણ મોટાભાઇની ચોકી મજબૂત હતી. જવું મુશ્કેલ હતું. જ્યારે જુઓ ત્યારે ખીમચંદ-ભાઈનો ખોંખારો સંભળાતો જ હોય.

વડોદરા પહોંચ્યા ને છગનભાઇનું જેલજીવન શરૂ થયું. સખતાઈ થવા લાગી. ડગલે ને પગલે છગનભાઇની ખબર લેવાતી. છગનભાઈ પણ સમજી ગયા. એ જેલ–જીવનમાંથી એકાએક છૂટવું મુશ્કેલ છે. ભાઇને રાજી કર્યા વિના ગુરુ-મહારાજ દીક્ષા તો આપવાના નથી અને મોટાભાઈ પણ એવા તો મક્કમ છે કે સીધેસીધી સંમતિ તો મળવી મુશ્કેલ છે. એવું કાંઇક કરવું જોઇએ જેથી કંટાળીને મોટા-ભાઈ પોતે જ રજા આપે.

× × ×

“ હીરાચંદભાઈ! હું તો હવે થાક્યો.”

“ કેમ ભાઈ! કાંઈ બિમાર થયો છે કે શું?”

“ ના ભાઈ ના! બિમારી તો શું આવે!”

“ ઘરમાં કાંઈ ઉપાધિ આવી છે કે વેપારપાણી બરાબર નથી? છે શું?”

“ ભાઇ! વેપાર તો ઠીક ચાલે છે. ઘરમાં પણ બધાં સારાં છે પણ આ છગને ઉપાડો લીધો છે.”

“ ત્યારે એમ કહેને કે છગનથી તું કંટાળ્યો છે.”

“ પણ ભાઈ, કંટાળું નહિ તો શું કરું! તમે જ કહોને. નથી કોઈની સાથે બોલતો, કે ચાલતો–જાણે મૌન-વ્રત ન લીધું હોય. હંમેશાં ગરમ પાણી પીવું, એકાસણા-

ઉપવાસ તો ચાલુ, એક કામળા ઉપર સૂઇ રહેવું ને સવાર-સાંજ પ્રતિક્રમણુ-દર્શન-પૂજનનો નિત્યક્રમ."

"વાહ ભાઇ વાહ! કોઈ ધર્મદ્રષ્ટિએ ક્રિયાકાંડ કરે તે પણુ તને પસંદ નથી! ઉચ્ચ આત્મા હોય તે જ આવું જીવન ઘડે."

"પણુ તમે સાંભળો તો ખરા. ભાઇએ પોતાની ચીજો એક પછી એક ગરીબ યાચકોને આપવા માંડી. તે પૂરી થઇ એટલે ઘરની ચીજો હાથ આવી તે લૂંટાવી અને ઓછામાં પૂરું દુકાન પર પણુ એ જ આદત. કોઈ આવવું જોઇએ. ભાઇ તો જાણે મોટા દાનેશરી?"

"ખીમચંદ! તું છગનને નકામો બાંધી રાખે છે. હું તો બરાબર જોઇ રહ્યો છું કે તે નાનપણુથી ઉદાસીન અને ત્યાગની ભાવનાવાળો છે. સાંસારિક કાર્યમાં તે કદી ઉત્સાહથી ભાગ નથી લેતો."

"પણુ હીરાચંદભાઈ! સાધુ થવું કાંઈ રેઢું નથી પડયું. એ કાંઇ બચ્ચાનો ખેલ નથી."

"તારી વાત તો સાચી છે, પણુ જ્યારથી શ્રી આત્મારામજી મહારાજ અહીં આવી ગયા છે; ત્યારથી તેને સાધુજીવન પ્રત્યે ઊંડો પ્રેમ જાગ્યો છે. મહારાજશ્રી પણુ કહેતા હતા કે "આ કિશોરની લલાટરેખા ભવ્ય છે. તેનાથી શાસનની શોભા વધશે. તે ગૃહસ્થીના બંધનમાં ભાગ્યે જ રહે. ભાઇ એ મહાત્માના વચન મિથ્યા નહિ થાય."

"તમે પણુ ત્યારે તેનો પક્ષ લ્યો છો ને ભાઇ!

મારો જીવ તો નહિ જ ચાલે. હું તેને નહિ જવા દઉં. કુટુંબ અને સગાંસંબંધી શું કહેશે !"

"તો તારી મરજીની વાત છે. પછી તું શું ઇચ્છે છે !"

"હું માત્ર એટલું જ ચાહું છું કે તે ભાગી ન જાય."

"હું તેને સમજાવી દઈશ. પણ મેં સાંભળ્યું છે કે તું તેની ધર્મક્રિયામાં બાધા નાખે છે. ગરમ પાણીમાં ગડબડ કરે છે. તે બિચારો ભૂખ્યોતરસ્યો પડયો રહે છે. એવું અનુચિત કામ તો તને ન શોભે. તેથી તો પાપ—બંધ થાય. ભવિષ્યમાં જે થવાનું હશે તેજ થશે. તેનાં તું કે હું કાંઈ કરી શકનાર નથી."

"હું છગનને આપની પાસે મોકલું છું. આપ તેને સમજાવી દેશો."

× × ×

શ્રી હીરાચંદ ઈશ્વરદાસ ઝવેરીને ત્યાં ખીમચંદભાઈની બેસઉઠ સારી હતી. બન્ને માસિયાઇ ભાઇ હતા. હીરાચંદભાઈની પ્રતિષ્ઠા સારી હતી. તે ધર્મનિષ્ઠ અને સાચા સલાહકાર હતા, ખીમચંદભાઈ વારંવાર તેમની સલાહથી કામ કરતા. વેપારધંધામાં પણ તેમની દોરવણી બહુ કામ લાગતી. ખીમચંદભાઈની ઈજ્જત—આબરૂ તેમનાથી ઠીક ઠીક વધી હતી. આત્મારામજી મહારાજશ્રીના વ્યાખ્યાનમાં તેઓ ખૂબ રસ લેતા હતા. હમેશાં એક બે સામાયિક કરતા અને તેમાં ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરતા. વડોદરામાં હીરાચંદભાઇ નાનામોટા કામોમાં આગળ પડતા હતા. આત્મારામજી મહારાજ પ્રત્યે તેમને અસાધારણ

ભક્તિ હતી, ખીમચંદભાઈની ચિંતા તે સમજી ગયા. ભાઇને સાધુ થવા દે તો કુટુંબીજનો તેનો જીવ ખાઈ જાય અને ન જવા દે તો છગન ઉધમાત મચાવ્યા જ કરે. છગનને પણ એવી તો લગની લાગી હતી કે હવે તે ગયા સિવાય રહેવાનો પણ નહિ. સમયનો પરિપાક થવા દેવા તેમણે વિચારપૂર્વક છગનને પોતાના વિશ્વાસમાં લેવા નિર્ણય કર્યો. ખીમચંદભાઈને પણ કાંઇક રાહત મળે તેમ યોજના કરી.

"છગન! તું ધર્મ કરવા નીકળ્યો છે કે લોકોના આત્માને દુઃખી કરવા?"

"મોટાભાઇ! આપ તો મારે મન પૂજ્ય છો. તમે જ કહોને હું શું દુઃખી કરું છું?"

"એ નહિ ચાલે, ઘરને ઉજાડવું ધાર્યું છે કે શું? ભાઇ, તું તો સાધુ થઇશ પણ બીજા પણ બાવા બને તેમ ઇચ્છે છે? ખીમચંદ તો તારાથી હેરાન હેરાન થઈ ગયો છે."

"ખીમચંદભાઈની વાત બધી સાચી, મારી વાત પણ સાંભળશો કે!"

"કહે? કહે? તારે શું કહેવું છે!"

"હું શું કહું! મોટાભાઇ! મારા ધર્મકાર્યમાં હમેશાં કાંઈ ને કાંઈ વિઘ્ન ઊભું કરવામાં આવે છે. હું ભૂખ્યો-તરસ્યો પડયો રહું છું, છતાં હું મોટાભાઈ વિષે કાંઈ જ કહેતો નથી."

"હા! તે વિષે મેં ખીમચંદને કહ્યું છે. પણ તું હવે સમજ. આજથી એવું કશું ન કરીશ. તું અહીં આવતો

રહે. તારે માટે બન્ને ઘર સરખાં છે. અહીં ફાવે તો અહીં જમવા આવતો જા. તને કોઈ નહિ રોકે."

"તો તો મારે બીજું જોઇએ શું, મોટાભાઇ!"

"બસ! આજથી નિર્ણય કરી લે. અને સાંભળ, જમીને મારી પાસે આવતો જા. મને સારાં પુસ્તકો વાંચી સંભળાવ. તારું પણ જ્ઞાન વધશે. અને જો મારું કહેવું માનીશ તો તારી ભાવના એક દિવસ ફળશે."

"ક્યારે ફળશે મોટાભાઈ! શું જરૂર ફળશે?"

"જરૂર! જરૂર! ફળશેજ. પણ તારી કસોટી પૂરી થશે ત્યારે."

સંસાર સમુદ્રમાં જહાજ ચાલ્યું જાય છે. જહાજને જવું છે ચોક્કસ સ્થળે. વચ્ચે તોફાનો આવે છે, મોજાં ઉછળે છે, ખડકો પાસે થઇ પસાર થવાનું હોય છે, જહાજ પણ એ બધાં તોફાનોને વટાવી જાય છે. દીવાદાંડી એ તે જહાજની એકમાત્ર માર્ગદર્શિકા છે. દીવાદાંડીના પ્રકાશે પ્રકાશે તે પોતાનો માર્ગ કાપે છે. અને છેવટે પોતાના ધ્યેયને પહોંચે છે.

આપણા ચરિત્રનાયક પણ આવી જ રીતે કપરી કસોટીઓમાંથી પસાર થઈ રહ્યા છે. એક પછી એક વિઘ્નો, મુશ્કેલીઓ આવે છે. પોતાના એક માત્ર ધ્યેયને ન ભૂલતાં દીક્ષારૂપી દીવાદાંડીના પ્રકાશ પાછળ મક્કમ ચાલ્યા જાય છે. છેવટે એક દિવસ પોતાના મનોરથ સિદ્ધ થાય છે.



# બંધુપ્રેમ

## [ ૭ ]

"બહેન! હું તો લગનમાં નથી આવવાનો."

"ભાઈ! નાથાભાઈના લગનમાં જવામાં શું વાંધો!"

"ના, બહેન! મને લગનમાં રસ નથી. મને મારો અભ્યાસ વહાલો ને મારી ધર્મક્રિયા વહાલી."

"છગનભાઈ! અમે બધાં જઈએ અને તું ન આવે તે કેમ બને! મામાને કેવું ખોટું લાગે!"

"તમે ખુશીથી જજો. હું ક્યાં ના કહું છું પણ મારી વાત ન કરશો."

"પણ મોટાભાઈ તને મૂકીને જશેજ નહિ. તારા વિના તે જવાય!"

"મોટાંબહેન! તમે તો જાણો છો ને? પ્રાસુક પાણી, રાત્રિભોજનનો ત્યાગ, સામાયિક, પ્રતિક્રમણ એ બધું ત્યાં કાંઈ બને નહિ."

"ભાઈ! કરવું હશે તો બધુંય થશે. તું નહિ આવે તો મોટાભાઈ ગુસ્સે થશે."

"રૂક્ષ્મણી બહેન! મોટાભાઈ ધારતા હશે કે હું લગ્ન જોઈશ એટલે મારા વિચારો બદલાઈ જશે, તો એ વાતમાં કાંઈ માલ નથી."

"એ ગમે તેમ હોય પણ તારે આવવું જ પડશે."

"તો ભલે! હું ને મારું સંથારીઉં તૈયાર."

છગનભાઇના મામા જયચંદભાઈના પુત્ર નાથાલાલભાઈનાં લગ્ન હતાં. છગનભાઈને તો પહેલેથી જ આવાં કામોમાં રસ હતો જ નહિ, પણ મોટાભાઈના અતિ આગ્રહથી અને બહેનની સમજાવટથી જવું પડયું.

સાધકોને માટે મુશ્કેલીઓ આવ્યા જ કરે છે. એ કસોટીઓમાંથી પાર થવું એમાંજ સાધકોની ઉચ્ચતા ગણાય છે. ખીમચંદભાઈ તો ધારતા હતા કે છગન વૈરાગ્યભાવ ભૂલી જશે, અને ઠેકાણે આવી જશે. પણ ચાર દિવસની ચાંદનીથી કાંઈ હૃદયના ઊંડાણમાં રહેલો વૈરાગ્યભાવ જાય છે? ખીમચંદભાઈ કયાં જાણુતા હતા કે પ્રસંગ તો એવો આવશે કે કુદરત તેમને પોતાના વિચાર બદલવા ફરજ પાડશે.

જાન સાંજે મામાની પોળમાં આવીને ઉતરી. સ્ટેશન પાસે હોવાથી સવારે અહીંથી રેલ ગાડીમાં બેસવું અનુકૂળ પડે, તેથી જાનૈયા અહીં આવીને રહ્યા હતા.

છગનભાઈને જગ્યાની ખબર હતી. સૌથી પહેલાં આવીને પ્રતિક્રમણ કરી એક ખૂણામાં ખેસ પાથરી સૂઈ રહ્યા.

જાન આવતાં અને જાનૈયાઓને ઘરઘરથી બોલાવી લાવતાં બહુ વખત થઈ ગયો. રાત પડી ગઈ. સૌ જ્યાં

જગ્યા મળી ત્યાં સુવા લાગ્યા. ખીમચંદભાઈ તો મામાની સાથે કામકાજની ધમાલમાં હતા. મોડી રાત્રે સુવા જતા હતા ત્યાં છગન સાંભર્યો. બધાં બિછાના જોઈ વળ્યા. બત્તી લઈને જાનૈયાઓના મોઢાં ઓળખ્યાં પણ છગનભાઇ ન મળ્યા. હવે શું થાય ! ખીમચંદભાઈ તો ગભરાઈ ગયા. બધાને ચિંતા થવા લાગી રૂક્મિણીબહેન રોઈ પડયાં.

" લાગ જોઈને વળી પાછો નાસી તો નહિ ગયો હોય ! "

" છગન નાસી ન જાય ! ઘરથી મને કહીને આવ્યો છે કે હું મામાની પોળે જાઉં છું. "

" જાય તો નહિ. તે જૂઠું તો બોલે નહિ. વળી હીરાચંદભાઇને વચન આપ્યું છે, એટલે રજા વિના તો ન જાય. "

" મોટાભાઈ! જુઓ તો ખરા ! આટલામાં જ ક્યાંઈ સૂઈ રહ્યો હશે. "

" અરે, આ ગાંસડી જેવું શું પડયું છે ! "

" જુઓ તો શું છે ! "

" ઓહો ! આ તો છગનભાઈ. ખેસ પાથરીને સૂતો છે."

" કેવો આરામથી સૂતો છે, મારો ભાઈ લો ! "

" મોટાભાઈ, તમે તેનું સંથારીઉં સંતાડી દીધું તોય કેવો શાંતિથી ઊંઘે છે. "

" છગન ! "

"કેમ શું છે?"

"બીસ્તરો લઈને સૂઈએ ને. આમ ખૂણામાં સૂવાય કે? કોઇ શું કહેશે?"

"કોઈ કાંઈ ન કહે. મારો નિયમ હોય તે કંઈ તોડાય!"

"ભાઈ! લે તારું સંથારિયું, શાંતિથી સૂઈ રહે. મોટાભાઈ છગનને તેને રસ્તે જવા દો. તેનું મન ન દુઃભાવો. તે ઘરમાં છે એટલું ઘણું છે."

આજ ખીમચંદભાઈને ઊંઘ જ ન આવી. છગનની ભાવના, છગનની તપશ્ચર્યા, છગનની દ્રઢતા, છગનનો ધર્મ-પ્રેમ, છગનની ગુરુભક્તિ, છગનની ઉદાસીનતા, છગનનો વૈરાગ્યઃ બધુંય યાદ આવ્યું.

આંખોમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. બંધુપ્રેમનું ઝરણું વહેવા લાગ્યું. હૃદયમાં તોફાન જાગ્યું.

"મારું કર્યું શા કામનું! હું ઘણોએ રોકું છું પણ તે કયાં સુધી! મારો ભાઈ શાસનને માટે જ જન્મ્યો છે. કુટુંબના વાડામાં બંધાઈ રહેવા માટે નહિ. હું શા માટે અંતરાય કરું? એ વિવાહિત તો છે નહિ કે મારે પાછળનાની ચિંતા કરવી પડે. અને વિવાહિત હોત તો પણ હું શું કરી શકત! શ્રી કાંતિવિજયજી મહારાજ, શ્રી હંસવિજયજી મહારાજ તો વિવાહિત હતા. તેઓ પત્નીઓ અને ઘરનાં માણુસોને છોડીને કેવા ચાલી નીકળ્યા? કોઈ શું કરી શકયું!

"તેના ભાગ્યમાં જ સાધુપણું લખેલું છે તો મારા લાખ લાખ ઉપાયો નકામા છે. અને જો તેનું નિમિત્ત નહીં જ હોય તો તેના બધા પ્રયત્નો નકામા થવાના છે.

"અરે, તેના જ સાથીઓ હરિલાલ સૂબા, મગનલાલ માસ્તર, વાડીલાલ ગાંધી અને સાંકળચંદ ખંભાતી તેનાથી ઉંમરમાં મોટા હતા છતાં તે ફસકી ગયા તો આનું શું ગજું ? બે દિવસ ધક્કા ખાઈને ઠેકાણે આવી જશે. છતાં જેવો તેનો ભાગ્યોદય. મને તો ભાઈ તરીકે મોહ છે પણ તેને દુઃખી કરવાનો શો અર્થ છે? બસ હવે હું તેને મારા તરફથી કશી કનડગત નહિ કરું. ભાવીભાવ હશે તેમ થશે."

કેવો કુદરતનો સંયોગ! એકજ પ્રસંગથી ભાઈભાઈ નજદિક આવ્યા. સાધકની કસોટી ઠીક થઈ. ભાઈના વિચારમાં અત્યારે તો પરિવર્તન થયું. એ પરિવર્તન ટકી રહેશે કે કેમ તે તો કેમ કહેવાય પણ છગનભાઈને તેનાથી લાભ જ થયો.

સવાર થયું. ગાડીમાં બેસવા જવા માટે બધા તૈયારી કરવા લાગ્યા. છગનભાઈ જાણુતા હતા, પોતે વહેલા ઉઠી આવશ્યક કાર્યથી નિશ્ચિંત થઈ ગયા. પ્રતિક્રમણ પણ પૂરું થવા આવ્યું. સામાયિક પારવાની તૈયારી હતી. ખીમચંદભાઈ બધાને રવાના કરી છગનભાઈ માટે રાહ જોતા બેઠા. સામાયિક પારી છગનભાઈ તૈયાર થઈ ગયા. સંથારિયું બાંધી લઈ લીધું અને બોલ્યાઃ

"ચાલો મોટાભાઈ, હું તૈયાર છું."

"છગન! તારું સંથારીઉં મને દે, હું લઈ લઉં."

"મોટાભાઈ! એ શું બોલ્યા? આપ વડીલ છો. મારો બિસ્તરો આપ લ્યો એ કેવું અસભ્ય કહેવાય!"

"નહિ છગન, સંથારીઉં તો હું જ લઈશ." એમ કહી છગન પાસેથી સંથારીઉં ખેંચી લઈ ચાલવા માંડયું. છગનભાઈએ દોડીને પોતાનું સંથારીઉં ભાઈ પાસેથી લઈ લીધું.

સ્ટેશને જતાંજતાં બન્ને ભાઈઓની આંખમાંથી અશ્રુ દડી પડયાં. કેવો અજબ બંધુપ્રેમ!

"છગન! તારી ઇચ્છામાં આવે તેમ કરજે! પણ એક વાત કહી દઉં છું. જે કાંઈ કરે તે ખૂબ વિચાર કરીને મનને દ્રઢ બનાવીને કરજે."

ક્યાં બાવળાની શાળાના ખીમચંદભાઈનો તપેલા લોઢા જેવો—ન જીરવી શકાય તેવો ગુસ્સો અને ક્યાં આજના ખીમચંદભાઈનું અશ્રુભર્યું બંધુપ્રેમથી છલોછલ મૃદુ હૃદય.

આજ છગનભાઈના આનંદનો પાર નહોતો. આવાજ ખીમચંદભાઈ સદાય રહેતો તો જરૂર બેડો પાર થઈ જાય. મનની મુરાદ સત્વર ફળે.

× × ×

"મગનભાઈ! આપણને સમની પહોંચતાં વખત લાગશે. હજી તો સરસામાન જોઈ તપાસી ભરવાનો તે ગાડી—ટાંગા પહોંચતાં પણ વાર થશે!" ખીમચંદભાઈએ કન્યાપક્ષના જે ભાઈઓ પાલેજ સ્ટેશને એક્કા—ગાડી વગેરે લઈને જાનને લઈ જવા આવેલાં તેમાંના એક

ભાઈને કહ્યું.

"થોડા વાર તો થશે, ખીમચંદશેઠ ! તમે જે કામ હોય તે કહો. હું બધી વ્યવસ્થા કરી આપુ."

"વાત એમ છે કે જાનમાં એક ભાઈ છે. તે પ્રાસુક પાણી વાપરે છે વળી રાત્રિભોજનનો ત્યાગ છે. એટલે તમે જો ઘોડા ઉપર કોઈને મોકલો તો તે માટે ગોઠવણ થઈ શકે."

"જરૂર ! હમણાંજ ઘોડેસવાર મોકલું છું. અને જાનને પહોંચતાં તો વાર નહિ થાય પણ ત્યાં સામૈયું થતાં મોડું થઈ પણ જાય."

"હા ! એટલાજ માટે મેં તમને સૂચના આપી. તકલીફ માફ કરશો મગનભાઈ !"

"અરે, તમે તો બહુજ ઠીક કર્યું. અમને તેનો ખ્યાલ પણ ન આવત અને કેટલાક નિયમવાળા ભાઈબહેનો તો જમી પણ ન શકત."

પાલેજ સ્ટેશને જાન આવી પહોંચી. ત્યાંથી સમની જવાનું હતું. સમનીવાળા ઘોડાગાડી એક્કા–ગાડાં વગેરે લઈ સામા આવ્યા હતા. સમની માટે જવાની તૈયારી થતી હતી. ખીમચંદભાઈની સૂચના મળતાં જ કન્યા પક્ષવાળાએ એક માણસ તાબડતોબ સમની રવાના કર્યો અને પ્રાસુક પાણી તથા ભોજનની વ્યવસ્થા થઈ ગઈ.

જાન તો પહોંચી. દિવસ થોડો બાકી હતો. નિયમ પ્રમાણે જાનનું વાજતેગાજતે સામૈયું થવુ જોઈએ. ગામના બધા માણસો એકઠા થાય અને બધા આવે એટલે થોડી-

વાર તો થાય જ. મગનભાઈએ તપાસ કરી લીધી અને જમવાનું તૈયાર હતું. પાટલા નંખાઈ ગયા હતા એટલે ખીમચંદભાઈને કહ્યું. "શેઠ! સામૈયાની થોડીવાર છે. તમે છગનભાઈને લઈને ચાલો અને બીજા જે ભાઈબહેનને રાત્રિભોજનના નિયમ હોય તેમને બધાને આપ જરૂર સાથે લેતા આવો."

જમવાની વ્યવસ્થા બહુ સુંદર હતી. પ્રાસુક પાણી પણ તૈયાર હતું. ગરમગરમ રસોઈ બધાને મળી. સમની-વાળા લોકો બહુજ ઉત્સાહી હતા. છગનભાઇનું ધર્માચરણ જોઇને આનંદ થયો. નાની ઉંમરમાં આવું ઉત્તમ આચ-રણ તો કોઇ ભાગ્યશાળી જીવ છે. જાનૈયા પણ બધા કહેવા લાગ્યા. અમારાં ભાગ્ય કે છગનભાઈની સાથે અમને ગરમગરમ રસોઈ મળી. નહિ તો કોણ જાણે ક્યારે કેવું ખાવાનું મળત! એક ધર્માત્માના પુન્યે કેટલા જીવોને શાંતિ થઈ. ખીમચંદભાઇ આ નાના એવા પ્રસંગથી જોઈ શક્યા કે ધર્મની તો બલિહારી છેજ. છગન જે ધર્મમય જીવન જીવે છે, તેમાં ખોટું શું છે! કેવીકેવી તપશ્ચર્યા કરે છે. ઘરે હોય કે બહાર પણ તેની ટેક કેવી દૃઢ છે. નાની ઉંમરમાં કેવું પવિત્ર આચરણ! બંધુપ્રેમ તો હતો પણ મોહ જતો નહોતો. આજે દિલ થોડું પીગળ્યું. છગનભાઇનો રસ્તો નિશ્ચિંત તો નહિ પણ થોડોથોડો સરલ થતો દેખાયો.

ખીમચંદભાઈનો છગનને જાનમાં લઈ જવાનો ઉદ્દેશ તો હતો છગનના વિચારોમાં પરિવર્તન લાવવાનો, જાનૈયાની મોજ, વેવાઈઓનાં મિલન, વરઘોડાની ધામધૂમ, લગ્નની

ક્રિયા, સગાંસંબંધીઓનો આનંદ, જમણવારોની મજા, સ્ત્રીઓના લગ્નગીતોની રમઝટ અને સરખેસરખા જાનૈયાના હાંસીખેલ વગેરે મોહક દ્રશ્યો ભલભલાને લગ્ન તરફ આકર્ષે. છગનભાઈ પણ યુવાન હતા. લગ્નજીવન કેવું હોય છે, તેનો આથી તેને ખ્યાલ આવશે અને ઘણાએ જુવાનો ચળી જાય છે તેમ છગન પણ ચળશે અને ખીમચંદભાઈ તથા મામા અને રૂક્ષ્મિણીબહેન પ્રસંગ આવે તો છગનભાઈ માટે કોઈ રૂડીરૂપાળી કન્યા પણ શોધી લેશે. પણ આ બધા વિચારો હવામાં રહ્યા. છગનભાઈ તો રજમાત્ર પણ ચલિત ન થયા. તે તો ઉદાસીન હતા જ, ધર્મનિષ્ઠામાં નિશ્ચળ હતા પણ છગનભાઈએ એવું કામણ કર્યું કે ખુદ ખીમચંદભાઈ બદલાઈ ગયા. તેમના વિચારોમાં મૃદુતા આવી. મોહ પાતળો થવા લાગ્યો અને એક ધર્મપ્રેમી, બાળજીવ પણ દ્રઢતાથી ભલભલાને કેવા આકર્ષી શકે છે તે આજે સિદ્ધ થતું લાગ્યું. ખીમચંદભાઈની દ્રષ્ટિને બદલાવતી જાન વડોદરા આવી પહોંચી.



## વિદાય

[ ૮ ]

" વિજળીબહેન ! તમે પાલીતાણા ગુરુ મહારાજના દર્શને અને ગિરિરાજની યાત્રા કરવા જવાના છો. મને પણ સાથે લઈ જશો ? "

કોણ ! છગન ! આવને ભાઈ ! તારા કાકા વિચાર તો કરે છે. મહારાજસાહેબ આત્મારામજી મહારાજ પાલીતાણા પહોંચી ગયા છે, એટલે વિચાર થાય છે કે પાલીતાણા જઇ આવીએ.

" વીજળીબહેન સાંભળ્યું છે કે શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી, શ્રી સંઘ અને પાલીતાણા દરબાર તરફથી મોટી ધામધૂમપૂર્વક મહારાજશ્રીનું સામૈયું કરવામાં આવ્યું અને ખૂબ ઠાઠમાઠથી મહારાજશ્રીએ શિષ્યમંડળ સહિત નગરપ્રવેશ કર્યો. મારું મન તો ઉડીને ત્યાં પહોંચવા અધીરું થઇ ગયું છે. ગુરુદેવના દર્શનની ઉત્કટ ઇચ્છા થઈ આવી છે. "

" તમે સાંભળ્યું કે ? આ છગન આવ્યો છે. ખીમ-

ચંદભાઈનો ભાઈ ! મહારાજશ્રી પ્રત્યે તેને બહુ પ્રેમ છે.” વીજળીબહેને શ્રી ગોકુળભાઈ શેઠને વાત કરી.

“ આવને ભાઈ ! બેસ ! બેસ ! છગન કેમ ખુશીમાં કે ?” શેઠે આવકાર આપ્યો.

“ તેને આપણી સાથે પાલીતાણા આવવું છે. ભલેને આવે. કેવો ધર્મપ્રેમી છોકરો છે ! ” વિજળીબહેનને છગન પ્રત્યે સારો ભાવ થયો.

“ છગન ! તું ખુશીથી અમારી સાથે ચાલ. અમારી સાથે જ રહેજે. યાત્રા–અધ્યયન કરજે અને અમારી સાથે પાછો આવજે. બીજી કશી તો ચિંતા નથી પણ ખીમચંદભાઈની રજા લઈને આવજે, કારણ કે તેમનો સ્વભાવ રહ્યો ઉગ્ર. તે કંઇ કહી બેસે તો મનદુઃખ થાય.” ગોકુળભાઈએ ચોખવટ કરી.

“ જરૂર ! હું મોટાભાઈની રજા મેળવીને જ આવીશ. તે વિષે આપ ચિંતા ન કરો—મારે તો ગુરુમહારાજના ચરણોમાં પહોંચવું છે. હું કદી ગયો નથી તેથી આપની સાથે આવવા ઈચ્છું છું.” છગનભાઈએ ખુલાસો કર્યો.

“ તું ખુશીથી આવ ! ભાડા–ભાતાની કશી ચિંતા ન કરીશ. ગુરુપ્રતાપે તારી બધી સગવડ થઈ રહેશે.” ગોકુળભાઈએ મંજૂરી આપી.

“ કાકા ! જ્યારે દિવસ નક્કી કરો ત્યારે મને જણાવશો. હું રજા મેળવી લઉં છું.”

“ મોટાભાઈ ! મારા ભાઈ પાસેથી મને પાલીતાણે

જવાની રજા લઈ આપો." છગનભાઈ પાલીતાણા જવાની ઉત્સૂકતામાં ગોકુળભાઈને ત્યાંથી સીધા હીરાચંદભાઈને ત્યાં ગયા અને વિનંતિ કરી.

"પાલીતાણા કોઈ જાય છે તે! સંગાથ વિના તું કેવી રીતે જઈશ?" હીરાચંદભાઈએ પૂછયું.

"મોટાભાઈ! આપણા ગોકુળકાકા અને શ્રી વીજળી કાકી પાલીતાણા જવાનાં છે. અને તેમને પૂછીને જ અહીં આવ્યો છું." છગને સ્પષ્ટતા કરી.

"તો તો બહુ સારું! હું જરૂર રજા અપાવીશ. હમણાં જ પટેલને બોલાવા મોકલું છું." હીરાચંદભાઈએ ખીમચંદભાઇને બોલાવ્યા.

"કેમ ભાઈ, શું કામ હતું?" ખીમચંદભાઈએ પ્રશ્ન કર્યો.

"ખીમચંદ! છગન પાલીતાણા જવા ઇચ્છે છે. સંગાથ પણ સારો છે. વીજળીબહેન ને ગોકુળકાકા જવાના છે. યાત્રાએ જવા દેવામાં શું વાંધો!"

"ભાઇ! છગનને યાત્રા માટે જતાં હું નથી રોકતો, તે ખુશીથી જાય. પાલીતાણામાં ચોમાસું કરવું હોય તો પણ કરે, પણ પ્રતિજ્ઞા કરીને જવું પડશે કે તે પાછો વડોદરા જરૂર આવી જશે." ખીમચંદભાઈએ શરત સંભળાવી.

"સાંભળ્યું! ભાઈ છગન! યાત્રા કરીને વડોદરા તો આવીશને?" હીરાચંદભાઈએ પ્રશ્ન કર્યો.

"હું ક્યાં ના કહું છું. હું મોટાભાઇની રજા વિના કશું નહિ કરું, એથી વિશેષ તમારે શું જોઇએ?" છગનભાઈએ છુટકારો શોધ્યો.

"લે ભાઈ! ખીમચંદ! હવે છે કાંઇ શંકા! તેને ખુશીથી જવા દે. સાથે જરૂર પૂરતા પૈસા પણ આપજે. ગોકુળદાસભાઈને તો હું પણ ભલામણ કરીશ ને છગન ક્યાં નાનો છે કે તેની સંભાળ રાખવા જરૂર પડે." હીરાચંદભાઈએ નક્કી કરી આપ્યું.

ખીમચંદભાઇએ રજા આપી. ગોકુળભાઈને ખર્ચ માટે રૂપીઆ પણ આપ્યા અને ભલામણ કરી કે "છગન હજી મારે મન તો બાળક છે! પાલીતાણા ગયો નથી. તો આપ સંભાળ રાખશો અને જેવો લઈ જાઓ છો તેવો તમારી સાથે જ પાછો લેતા આવશો." ખીમચંદભાઈએ ચેતવ્યા.

"જો ભાઈ ખીમચંદ! હું લઈ તો જાઉં છું પણ પાછો લાવવાની જવાબદારી નહિ લઉં. તે ત્યાં ગુરુમહારાજ પાસે ચોમાસું કરવા કે અભ્યાસ કરવા રોકાય તો હું શું કરૂં! પછી તમે છગનને માગો તો ક્યાંથી લાવી આપું! તમારે મોકલવો હોય તો મોકલો નહિ તો તમારી મરજી" ગોકુળભાઈએ સ્પષ્ટતા કરી.

"પણ મોટાભાઈ! હું જ બંધાયો છું. પછી કાકાની પાસે કરાર કરાવવાની શી જરૂર છે!" છગને માર્ગ કાઢયો.

રજા મળી ગઇ. આજનો આનંદ અપૂર્વ હતો. મોટા કેદખાનામાંથી છૂટવાથી એક કેદીને જેટલો આનંદ થાય

તેથી અનેકગણો આનંદ છગનભાઇને આજે થયો. રાત્રે ઊંઘ ન આવી. શ્રી શત્રુંજયગિરિ અને ગુરુદેવનાં સ્વપ્ન આવવા લાગ્યાં. ક્યારે સવાર પડે અને ટ્રેનમાં બેસાય! રાત્રે તો ખીમચંદભાઈ ફરી નહિ બેસેને! અરે, આજ તો સવાર જ નથી પડતું.

સવાર થયું ન થયું ત્યાં તો ઊઠીને છગનભાઇ તૈયાર થઈ ગયા. ભાઈએ ભાવભરી વિદાય આપી. બહેને ચાંદલો કર્યો અને રૂપીઓ આપ્યો. જાણે આખરી વિદાય. છગન-ભાઈનો આનંદ માતો નહોતો. લલાટનો ચાંદલો ચમકી રહ્યો હતો. શુકન પણ ગાયના થયા ને ભાઈ–ભાભીની રજા લઈને ગોકુળભાઇની સાથે પાલીતાણા આવી પહોંચ્યા.

ગુરુદેવનાં દર્શન ભારે ભક્તિભાવથી કર્યાં. ગિરિરાજની યાત્રા કરતાં કરતાં આંતર શત્રુઓના જય માટેનો શત્રુંજ-યનો સંદેશ સાંભળ્યો. દાદાને ભેટી કૃતકૃત્ય માનવા લાગ્યા. ચારિત્રની સાધના ક્યારે થશે? તે મહાન વિચાર ઘોળાવા લાગ્યો. જ્ઞાન-દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ માટે તેજસ્વી આત્મા ચેતી ગયો.

સં. ૧૯૪૩ નું ચોમાસું પાલીતાણામાં ગુરુમહારાજની સેવામાં કર્યું. પંજાબી પંડિત અમીચંદજી ઓસવાળની પાસે ચંદ્રિકા શરૂ કરી. પંડિત અમીચંદજી પટ્ટી (જી. લાહોર)ના રહેવાશી હતા. તેના પિતા સ્થાનકવાસી હતા. મહારાજ-શ્રીએ એક વખત તેમના પિતા લાલા ઘસીટામલને કહ્યું કે તમે તમારા ત્રણ પુત્રોમાંથી અમીચંદજીને સંસ્કૃતાદિ ભણાવો અને પછી તે જેમ કહે તેમ તમે કરો.

તે વાત તેમને પણ ગમી ગઈ. અમીચંદજીએ જ્યારે સંસ્કૃત-વ્યાકરણ—ન્યાય વગેરેનો અભ્યાસ કરી લીધો ત્યારે તેમણે પૂછ્યું.

“ બેટા! બતાવ! સૂત્રોનો અર્થ પૂજ્ય અમરસિંહજી કહે છે તે સત્ય છે કે આત્મારામજી મહારાજ કહે છે તે સત્ય છે?”

“ પિતાજી! શ્રી આત્મારામજી મહારાજ ફરમાવે છે તેજ સત્ય છે. એજ જૈન ધર્મનો સત્યમાર્ગનો ઉપદેશ આપે છે.” અમીચંદજીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો.

તે દિવસથી લાલા ઘસીટામલની શ્રદ્ધા ઢુંઢક પંથથી વિચલિત થઇ અને આત્મારામજી મહારાજને ગુરુ માનવા લાગ્યા.

પછી તો મુર્શિદાવાદનિવાસી બાબુ ધનપતસિંહજીની સૂચનાથી પંડિત અમીચંદજી મહારાજની પાસે જ રહેવા લાગ્યા. તેમના શિષ્યોને અભ્યાસ કરાવવા લાગ્યા અને તેમના ખર્ચ માટેનો પ્રબંધ બાબુજીએ કરી આપ્યો. આ વખતે પંદર સોળ સાધુઓ—મહારાજશ્રીના શિષ્યો, પંડિત અમીચંદજી પાસે અભ્યાસ કરતા હતા. છગનભાઈની બુદ્ધિ તેજ હતી. તેમણે પણ ચંદ્રિકાનો પૂર્વાર્ધ પૂરો કરી લીધો.

ગુરુમહારાજ તો પહેલેથી જાણતા હતા કે આ કોઈ મહામૂલું રત્ન છે. તેમની આવી તેજ બુદ્ધિ જોઇને તો મહારાજશ્રીને ખૂબ આનંદ થયો. બધા સાધુઓ પણ તેમને ભાવપૂર્વક રાખવા લાગ્યા; એટલું જ નહિ પણ હજી તો દીક્ષાનું ઠેકાણું નહોતું. પગલે પગલે દીક્ષામાં મુશ્કેલીઓ

આવતી હતી. એત્રણુ કસોટીમાં તો નિષ્ફળતા મળી હતી છતાં ગુરુમહારાજે પોતાનું લખવા વગેરેનું તેમજ પત્રવ્યવહારનું કામ તેમને સોંપ્યું હતું. તે એવા તો કાર્યકુશળ હતા કે સોંપેલું પ્રત્યેક કાર્ય બહુ કાળજીભરી રીતે ચોકસાઈથી કરતા હતા. અક્ષર તો જાણે મોતીના દાણા, બધા મુનિરાજો તો તેમને અત્યારથી જ ગુરુદેવના ખાસ મંત્રી કહેતા હતા.

× × ×

"આત્મારામજી મહારાજ સાહેબ ક્યાં છે!" એક સિપાઈએ એકાએક પૂછ્યું.

"કેમ શું કામ છે! વ્યાખ્યાનમાં છે." ધર્મશાળાના મુનિમે જવાબ આપ્યો.

"ક્યારે આવશે!"

"વ્યાખ્યાન પૂરું થવાની તૈયારી છે. પણ કહો તો ખરા તમારે મહારાજશ્રીનું શું કામ છે!"

"મુનિમજી! વાત એમ છે કે મહારાજા સાહેબ પર કોઈનો તાર આવ્યો છે એટલે મહારાજશ્રીને દરબારમાં બોલાવ્યા છે."

"અમારા મહારાજશ્રી તો દરબારમાં ન આવી શકે. પણ કોનો તાર છે, અને મામલો શો છે! તે જણાવો તો શું કરવું તેની સમજ પડે. અને આ મહારાજશ્રી પણ પધાર્યા."

"સાહેબ! દરબારમાંથી સિપાઈ આવ્યો છે. અને કહે છે કે મહારાજા સાહેબ આપને દરબારમાં બોલાવે

છે." મુનિએ મહારાજશ્રીને વાત કહી.

"અમને દરબારમાં બોલાવવા જેવું શું કામ છે ! તમે જણાવો તો તે સંબંધી કાંઈક વિચાર પણ કરી શકાય."

"સાહેબ ! વડોદરાથી કોઇ ખીમચંદભાઈનો તાર છે. અને તે લખે છે કે મારા ભાઈ છગનની દીક્ષા રોકો."

"ઓહો ! એમ વાત કરોને ! હવે સમજાયું .અહીં તો દીક્ષાની વાત કોઈ જાણતું નથી." આશ્ચર્યથી મહારાજશ્રીએ ખુલાસો કર્યો.

"પણ મહારાજશ્રી, હું તો ચિઠ્ઠીનો ચાકર. મને હુકમ કર્યો તેમ મારે તો કરવું પડે."

"અમે તો દરબારમાં ન આવી શકીએ પણ તમારી સાથે બે ચાર ગૃહસ્થો અને છગનને પણ સાથે મોકલું. બધો ખુલાસો થઈ જશે."

"ખુશીથી ! તેમ કરશો તોપણ ચાલશે. તાર આવ્યો છે એટલે અમારે તેની તપાસ તો કરવી જ જોઈએ."

"હું હમણાં જ તેનો પ્રબંધ કરું છું."

ધર્મશાળામાં મહારાજશ્રી પાસે સિપાઈ આવ્યાની વાત વીજળી વેગે ફેલાઈ ગઈ. કેટલાક ગૃહસ્થો આવી પહોંચ્યા. સાધુઓ એકઠા થઈ ગયા અને આસપાસ મોટું ધાંધલ મચી રહ્યું. તે વખતે વડોદરાવાળા શેઠ ગોકુળભાઈ, ધુળિયાવાળા શેઠ સખારામ, ભરૂચવાળા શેઠ અનુપચંદભાઇ અને ખંભાતવાળા શેઠ પોપટભાઈ અહીં હતા. તેમણે આ વાત જાણી એટલે તુરત આવી પહોંચ્યા, અને છગનને

લઈને દરબારમાં ગયા. મહારાજશ્રીને કહ્યું કે આપ નિશ્ચિંત રહો. અમે હમણાં જ આવીએ છીએ અને દીક્ષા વિષે કાંઇ વાત છે જ નહિ પછી ચિંતાનું શું કારણ છે?

કલકત્તાવાળા રાયસાહેબ બદ્રીદાસજી મુકીમ આ વખતે યાત્રાર્થે આવ્યા હતા અને પાલીતાણા દરબારના જ મહેમાન હતા. મહારાજશ્રીના તેઓ પણ ભક્ત હતા. બધા તેમની પાસે ગયા. બધી વાત વિગતે કરી એટલે રાયસાહેબ પોતે બધાને લઈને દરબાર સાહેબની પાસે આવ્યા.

" નામદાર ઠાકોર સાહેબ ! " રાયસાહેબે પ્રણામ કર્યા.

" પધારો ! પધારો ! રાયસાહેબ, તમે કેમ તકલીફ લીધી ? " ખુરશી ઉપર બેસતાં ઠાકોરસાહેબ બોલ્યા.

" સાહેબ ! આપના ઉપર વડોદરાથી તાર આવ્યો છે ને ! "

" હા ! પણ એ તો આત્મારામજી મહારાજ માટે છે. "

" હાજી ! એ અમારા ગુરુવર્ય છે. "

" પણ તે નાના છોકરાને દીક્ષા શા માટે આપે છે ? "

" વાત એમ છે સાહેબ ! આ ભાઈ ખીમચંદભાઈનો ભાઇ છે. તે નાનો તો છે જ નહિ, પણ દીક્ષાની વાત તો કોઈ જાણતું નથી. "

" તો પછી તાર શી રીતે આવે ? "

" એમ લાગે છે કે કોઇએ અહીંથી ખોટા સમાચાર તેના ભાઈને આપેલા અને તેથી તેમણે આપના ઉપર તાર કર્યો. આપ સાહેબ વડોદરાના તેમના જ ગામના

ગોકુળદાસભાઈને પૂછી જુઓ. તેમની સાથે જ છોકરો તેના ભાઈની રજા લઈને આવ્યો છે.” રાયસાહેબે ખુલાસો કર્યો.

“ જી હા ! છગનને હું જ મારી સાથે લાવ્યો છું અને તેના ભાઈએ રાજીખુશીથી મહારાજ સાહેબ પાસે મોકલ્યો છે. છોકરો અહીં ધાર્મિક અભ્યાસ કરે છે.” ગોકળદાસભાઈએ ખુલાસો કર્યો.

“ ઓહો ! એમ વાત છે! અમારા ઉપર તો તાર આવ્યો એટલે અમારે બધી રીતસર તપાસ કરવી જોઇએ.”

“ હાજી સાહેબ ! તે વાત તો બરાબર છે.”

“ ભાઈ ! તારું નામ શું ! ” છગનને મહારાજા સાહેબે પ્રશ્ન કર્યો.

“ સાહેબ ! છગન ! ”

“ કેટલાં વર્ષ થયાં ? ”

“ નામદાર મને સત્તર મું વર્ષ ચાલે છે. ”

“ સાહેબ ! ચંદ્રિકાનો અભ્યાસ કરું છું. તત્ત્વાર્થનો ચોથો અધ્યાય ચાલે છે. ”

“ તને આજકાલ દીક્ષા દેવાના છે તે સાચી વાત છે ! ”

“ જી ના ! હું તો દીક્ષા વિષે કશું જાણતો નથી. મહારાજશ્રી એમ મારા ભાઈની સંમતિ વિના દીક્ષા આપે જ નહિ. ”

“ એમ ! રાયસાહેબ ! છોકરો તો ઉંમરલાયક, વિનયી અને સારું ભણેલો છે. જ્યારે દીક્ષાની કશી વાત જ નથી પછી શું છે! તમે ખુશીથી જઈ શકો છો. મહારાજ

સાહેબને મારી વતી કહેશો કે કષ્ટને માટે ક્ષમા કરે.”

દરબારમાંથી બધા મહારાજશ્રીની પાસે આવ્યા. અહીં સાધુઓ બધા એજ ચર્ચા કરતા હતા. કોણે આવા ખોટા સમાચાર આપ્યા હશે! દરબાર શું કરશે! ત્યાં તો રાયસાહેબે મહારાજને દરબારશ્રી સાથે થયેલી બધી વાત કરી અને છગનની નિર્ભયતા તથા વિનય માટે ખૂબજ સંતોષ વ્યક્ત કર્યો.

તેજ સમયે ટપાલમાં ખીમચંદભાઈનો મહારાજ સાહેબ પર પત્ર પણ આવી પહોંચ્યો, પત્ર વાંચતાં જ બધું રહસ્ય સમજાઈ ગયું. છગનભાઇનાં બહેન શ્રી જમના બહેન યાત્રાર્થે આવેલાં. તેમણે નરસી કેશવજીની ધર્મશાળામાં અઠ્ઠાઈ મહોત્સવ માટે તૈયાર કરેલો ભવ્ય મંડપ જોયો. મંડપ જોતાં જ તેમને વહેમ પડયો કે જરૂર આ ઉત્સવ મારા ભાઈ છગનની દીક્ષાનો જ હોવો જોઈએ. ન કોઈને પૂછ્યું કે ન તપાસ કરી. તેમણે તો તુરત જ ખીમચંદભાઇને વડોદરા તાર કર્યો કે છગનની દીક્ષા કારતક વદી પાંચમની થવાની છે. તમે જલદી પહોંચો.

વાત જુદી જ હતી. ધુલિયાનીવાસી શેઠ સખારામભાઇ બાર વ્રત ગ્રહણ કરવાના હતા, અને તે નિમિત્તે અઠ્ઠાઈ ઉત્સવ પણ તેમના તરફથી હતો. શ્રી જમનાબહેને તે છગનભાઈની દીક્ષાનો ઉત્સવ સમજી લીધો અને ખીમચંદભાઈએ તાર મળતાં પાલીતાણા દરબાર પર દીક્ષા રોકવા તાર કર્યો. બધા પત્રની હકીકત તથા બનેલી ઘટના ઉપર હસવા લાગ્યા.

ચાતુર્માસ પૂર્ણ થયે મહારાજશ્રી વિહાર કરવાના હતા. જમના બહેને છગનભાઈને વડોદરા આવવા સમજાવ્યા પણ તેમણે ના કહી અને જમના બહેન ચાલ્યાં ગયાં. મહારાજશ્રીની સાથે છગનભાઈ પણ પોતાનું બીછાનું અને પાઠ્ય પુસ્તકો લઈને ચાલ્યા. વિહાર કરતાં કરતાં આચાર્યશ્રી રાધનપુર પધાર્યા. લગભગ દસ મહિના છગનભાઈ આચાર્યશ્રીજીની પાસે રહ્યા. અભ્યાસ પણ બહુ જ સારો કર્યો. સાધુમુનિરાજોનો સારો પ્રેમ સંપાદન કર્યો. તેમનો વિનય તો બહુ જ પ્રશંસનીય ગણાતો. ગૃહસ્થોને ત્યાં ભોજન માટે જતાં તેમનો સત્કાર થતો. સાધર્મી ભાઈ, દીક્ષાના ઉમેદવાર, અભ્યાસી અને વિનમ્રકુમાર બધાને ગમી જતા. બધા માનતા કે અમારાં ધનભાગ્ય કે આવા સુપાત્રનાં પગલાં અમારે ત્યાં થયાં. બધા આદર અને આગ્રહપૂર્વક પોતાને ત્યાં લઇ જતા અને પ્રેમથી જમાડતા. બધા ભાઈબહેને છગનભાઈની પ્રશંસા કરતા. ધન્ય છે! કેવા ઉચ્ચ અને પવિત્ર ભાવ છે! શાસનની શોભા અને પ્રભાવના આવા ધર્માત્માથી જરૂર વધશે જ વધશે.






[ ૯ ]

રાત્રિનો સમય હતો. ઉપાશ્રયમાં બધા શાન્તિની નિદ્રા લેતા હતા. પવન બંધ થઈ ગયો હતો. ઉકળાટ પણ ઠીક હતો. આકાશ તારલાઓથી ચમકતું હતું. કૂતરાના ભસવાનો અવાજ થોડીથોડી વારે સંભળાતો હતો. બધું સૂનસાન હતું. માત્ર આપણા ચરિત્રનાયક છગનભાઈ આજે બેચેન હતા. ઊંઘ તો ઊડી ગઈ, પણ અંતરમાં વેદના થવા લાગી. હજારો વિચાર આવ્યા અને ચાલ્યા ગયા.

" આમ ક્યાંસુધી રહેવાશે ! ગુરુદેવની કૃપાદ્રષ્ટિ તો છે પણ તે શા કામની ? આમ ને આમ બંધનમાં ક્યાંસુધી પડયા રહેવું ? સવાર થાય અને નવાનવા ગૃહસ્થોને ત્યાં જમવા જવું. તેઓ બધા મને ખૂબખૂબ ભાવપૂર્વક આનંદથી જમાડે છે, પણ એમ ક્યાંસુધી ચાલે ? હવે તો નથી રહેવાતું. મોટાભાઈ તો માનતા જ નથી. એકવાર છૂટવાનો પ્રયત્ન કર્યો, બીજીવાર કર્યો, બન્નેવાર નિષ્ફળતા મળી. ભાઈનું જ ધાર્યું થયું. હજી કર્મનો અંતરાય ક્યાં સુધી હશે ? આમ ને

આમ તો નથી જ રહેવું. હે પરમાત્મન્! દયાનિધિ! ક્યાં-સુધી કસોટી કરશો! મારું દિલ હવે તૂટી જશે. દયા કરો! મને ઉગારો! બચાવો! બચાવો! ક્યાં સુધી તરસાવશો! જે જીવનને માટે હું વર્ષોથી તપશ્ચર્યા કરું છું, જે પવિત્ર માર્ગ માટે હું ગુરૂની પાસે તૈયારી કરી રહ્યો છું. જે ઉચ્ચ આદર્શને માટે હું પળેપળ ઝંખી રહ્યો છું, જે પરમ શાંતિની શોધમાં હું ભટકું છું: તે હવે ક્યારે મળે? કેમ મળે? આ સંસાર ઉપરથી તો હવે દિલ ઊઠી જ ગયું છે. જગતની હજાર લાલચો કે પ્રલોભનો મને નથી અટકાવી શકવાના. હવે એવો ઉપાય શોધી કાઢું કે મારી ભાવના સત્વર ફળે. મન તો એવું તલસી રહ્યું છે કે કોઇ દયા ન કરે તો સ્વયં સાધુવેશ પહેરી લેવો પણ દુનિયાની જાળમાં ન ફસાવું તે નજ ફસાવું. અને એક અવાજ અંતરના ઉંડાણમાંથી આવ્યો. આત્મજાગૃતિથી એક ઉપાય સૂઝી આવ્યો.

“ બસ એજ સારામાં સારો ઉપાય છે. બીજો રસ્તો જ નથી. કાલે જ બસ કાલે જ.”

વિચારમાત્રથી હૃદય નાચવા લાગ્યું. આનંદઉર્મિના તાર શરીર આખામાં ઝણઝણી રહ્યા. કોઈ મહાન પ્રશ્નનો ઉકેલ મળ્યો હોય તેમ નિશ્ચિંતતાથી આંખ મળી ગઇ.

× × ×

“ કેમ ભાઈ! આજે બહુ વહેલા વહેલા!” ખીમચંદભાઈને સવારમાં વહેલા આવેલા જોઈ હીરાચંદ-ભાઈએ પૂછ્યું.

"મોટાભાઈ ! મારા દુઃખનો કાંઇ પાર છે ! એકને એક આફત હોય છેજ. હમણાં ઘરમાં તબીયત બરાબર નહોતી. હજી બે દિવસથી ઠીક છે ત્યાં બીજી ઉપાધિ આવી પડી." ખીમચંદભાઈએ મુશ્કેલી બતાવી.

"પણ છે શું, ખીમચંદ! વાત તો કર."

"છગન પાલીતાણાથી મહારાજ સાહેબની સાથે રાધનપુર ગયો છે. ત્યાંથી રજીસ્ટર કરેલો પત્ર આવ્યો છે કે મારી દીક્ષા થવાની છે."

"કાગળ તો એક મારા પર પણ છે અને ગોકુળ-કાકા મળ્યા હતા તે પણ કહેતા હતા કે મારા પર પણ એક કાગળ છે."

"પણ હવે મારે કરવું શું! છગનની પાછળ તો હેરાન થઇ ગયો. રાધનપુર જાઉં પણ ત્યાં મારું કોણ?"

"ભાઈ ખીમચંદ ! એમ ચિંતા કર્યે કંઇ ચાલશે? તું જા, સાથે દીવાળીફૈઈને તેડી જા. પણ જો ત્યાં કાંઈ ધમાલ ન કરીશ. છગન હવે કાંઈ નાનો નથી. ઘેર ન આવે તો જબરદસ્તી લાવીને પણ તું શું કરીશ? મહા-રાજશ્રીને વિનતિ કરજે. અને છગનને સમજાવજે, નહિતો પછી જેવું નિમિત્ત. તેના ભાગ્યમાં જ ત્યાગ હશે તો આપણે શું કરવાના હતા?"

ખીમચંદભાઈ ફૈઈબાની સાથે ચાલી નીકળ્યા. રાધ-નપુર સુધી રેલનું સાધન હતું નહિ. હારીજ સ્ટેશને ઉતરીને ઘોડાગાડીની તપાસ કરી પણ બળદગાડીય ન મળી. હવે

શું થાય! જલદી પહોંચવું જોઇએ. છેવટે તપાસ કરતાં એક ઊંટ મળ્યું તે ભાડે કરી મહા મુશ્કેલીએ રાધનપુર પહોંચ્યા અને સીધા ઉપાશ્રયે ગયા.

"સાહેબ! મને પત્ર તો લખવો હતો!" ખીમચંદ-ભાઈ ગુરુમહારાજને વંદણા કરતાં કરતાં બોલી ઊઠયા.

"પણ છે શું ખીમચંદભાઇ"

"બીજું શું હોય સાહેબ! છગન મારા ગરીબનુ રતન છે. મારી જમણી ભૂજા છે. મારો છગન મને પાછો આપો. હું તમારે પગે પડું છું. મારો લાલ હું નહિ આપું—નહિ આપું." ખીમચંદભાઈ જોરજોરથી રડી ઉઠયા.

"ખીમચંદભાઈ! શાંતિ રાખો. મને બધી વાત સમજાવો. તમે બિલકુલ નિશ્ચિંત રહેશો." મહારાજશ્રીએ આશ્વાસન આપતાં કહ્યું.

"સાહેબ! છગનનો મારા પર રજીસ્ટર પત્ર છે. શ્રી હીરાચંદભાઈ અને શ્રી ગોકુલભાઈ ઉપર પણ તેજ દિવસે પત્ર હતા. છગન લખે છે કે મારી દીક્ષા થવાની છે."

"ભોળા! શું વાત કરે છે! અહીં તો કોઈ જાણતું ય નથી."

"પણ સાહેબ, જુઓ આ છગનનો પત્ર."

એટલામાં રાધનપુરના આગેવાનો શ્રી સીરચંદભાઇ, શ્રી મોહનલાલ પારેખ, શ્રી ગોડીદાસભાઇ વગેરે ઉપાશ્રયમાં આવી પહોંચ્યા તેઓએ પણ ખીમચંદભાઈને ધીરજ આપી અને કહ્યું.

"ભાઈ! હમણાં આપણે ઘેર ચાલો. તમે મુસાફરીમાં થાકી ગયા હશો. સ્નાન પૂજા કરી જમી પરવારી શાન્તિથી વાત કરજો. અહીં તો કોઈ દીક્ષાની વાત પણ નથી જાણતું. રાધનપુર જેવા શહેરમાં દીક્ષા શું ચુપચાપ થશે! જ્યારે થશે ત્યારે ધામધૂમપૂર્વક થશે. દીક્ષાનો મહોત્સવ કરવાવાળા તો અમે છીએ." ગોડીદાસભાઈએ ખીમચંદભાઈને સાંત્વન આપ્યું.

"પણ જુઓ આ છગનની ચિઠ્ઠી."

"ખીમચંદભાઈ, ચિઠ્ઠી તો જોઈ! પણ તમને અમારામાં વિશ્વાસ છે કે નહિ!" મહારાજશ્રીએ જણાવ્યું.

"સાહેબ! આપનાં વચનો પર મને પૂર્ણ વિશ્વાસ છે. આપ એવા સાધુ નથી જે છોકરા નસાડી—ભગાડી છાની દીક્ષા આપો. પણ મને એ વિચાર આવે છે કે આપે સૂચના ન આપી અને છગને એકાએક કેમ લખી જણાવ્યું?"

"મને પણ તેજ આશ્ચર્ય થાય છે! વળી આ ચિઠ્ઠીમાં જે દિવસ લખ્યો છે તેમાં દીક્ષાનું મુહૂર્ત જ નથી. મીના કંમાં દીક્ષા થઈ શકે ખરી? મને તો લાગે છે, છગને પોતે ચૂપચાપ આ ચિઠ્ઠી લખી લાગે છે." આચાર્યશ્રીએ ખુલાસો કર્યો.

"સાહેબ! ત્યારે છગનને જ બોલાવોને! જે હશે તે સમજાશે." સીરચંદભાઈએ સૂચના કરી.

"હા! બોલાવો છગનને!"

"કેમ ભાઈ! પત્રની શું વાત છે!"

"કૃપાનાથ! અપરાધ ક્ષમા કરો!"

"પણ જણાવ તો ખરો કે એકાએક પત્ર કેમ લખ્યો?"

"ગુરુદેવ! કેટકેટલા વખતથી હું દીક્ષાનો વિચાર સેવું છું. આપશ્રી તો મોટાભાઈની રજા વિના દીક્ષા આપવાના નથી. હું એક દિવસ અકળાયો, મુંઝાયો પછી વિચાર આવ્યો કે મોટાભાઇને બોલાવીને આ વાતનો નિર્ણય કરાવી લઉં, મોટાભાઈ તો નિશ્ચિંત હતા કે હું રજા દઈશ ત્યારે આપ દીક્ષા આપશોને!"

"તારું ભલું થાય! ખરી યુક્તિ શોધી! ત્યારે હવે ખીમચંદભાઈ રજા આપી દેશે, કેમ?"

"કૃપાનિધાન! ગરજ તો મારે છે, ખીમચંદભાઈને નથી. વડોદરામાં તો મારું શું ચાલે? મેં વિચાર્યું આપશ્રીજીની પાસે ખીમચંદભાઈનો સૂતેલો આત્મા જાગૃત થશે, અને મારી ભાવના સિદ્ધ થશે."

"પણ ખીમચંદભાઇ આવત નહિ તો તું શું કરત?"

"ગુરુદેવ! એટલા માટે તો રજીસ્ટર પત્ર મોકલ્યો હતો. જેથી ન આવે તો સંમતિ ગણી શકાય અને આપને વિનંતી કરી શકાય."

"પણ હું ખીમચંદભાઈની રજા વિના દીક્ષા ન આપત તો!"

"તો! તો! દયાળુ મેં નવો જ વિચાર કરી રાખ્યો હતો."

"એ શું?"

"શ્રી સંપતવિજયજી મહારાજશ્રીની જેમ સ્વયં દીક્ષા લેવાનો."

"ખીમચંદભાઈ! હવે આ આત્માને તમે ઘેર લઈ જઇને પણ શું કરશો! કોઈ વાતનો તન્ત કરવો ઠીક નહિ. હવે તો હું પણ તમને શું કહું?"

"સાહેબ! હવે આપ આજ્ઞા આપો. ખીમચંદભાઇ જમી પરવારીને આવશે પછી બધો વિચાર કરીશું. વખત બહુ થઇ ગયો."

"હા! સીરચંદભાઇ જરૂર ખીમચંદભાઈને લઇ જાઓ. તમે પણ બધા મળીને વિચાર કરો અને આ પરિસ્થિતિમાં શું થઈ શકે તેનો ઉકેલ લાવો." આચાર્યશ્રીએ વિચાર કરવા સૂચના કરી.

"ભાઈ છગન! ચાલો આજે આપણે બન્ને ભાઈઓ સાથે જમીએ." ખીમચંદભાઇના હૃદયમાં બંધુપ્રેમ જાગ્યો.

"મોટાભાઈ! આજે ચતુર્દશી છે. મારે ઉપવાસ છે. હું આવીને શું કરીશ!"

"ભાઈ! તું મારી પાસે બેસજે, ખાઇશ નહિ."

"તો ચાલો! હું તૈયાર છું."



## કસ્તુરીની દલાલી

[ ૧૦ ]

"તું તારું જ ધાર્યું કરવાનો કેમ છગન!" જમીને બન્ને ભાઈઓ વાતે વળગ્યા.

"એટલે?"

"દીક્ષા લેવાની ઉતાવળ શું છે?"

"મોટાભાઇ, હું કેટલા વર્ષથી તપશ્ચર્યા કરું છું? હવે તો છેવટનો નિર્ણય કરી આપો."

"તો છસાત મહિના રોકાઈ જા. હું ચોમાસા પછી તને દીક્ષા માટે રજા આપીશ."

"મોટાભાઈ! છસાત મહિના તો શું છ–સાત વરસ રાહ જોઉં પણ આ કાયાનો શું ભરોસો? કર્યું તે કામ. તમે કહી શકશો કે આપણે બધા અમર રહેવાના છીએ?"

" ભાઈ, તે તો કેમ કહેવાય ? "

" તો હું હવે વિલંબ કરવા નથી માગતો. કાલે કાંઇ અકસ્માત થયો તો મારા મનના મનોરથ મનમાં જ રહી જાય. આપ કૃપા કરીને આજ્ઞા આપો એટલું જ નહિ પણ આગળ થઈને મને દીક્ષા આપો. તમે તમારું વચન પાળો. "

" કયું વચન ? "

" ભૂલી ગયા, મોટાભાઈ ! અમદાવાદમાં આપે મહારાજ સાહેબને કહ્યું હતું કે થોડો સમય આપ પોતાની પાસે રાખી ભણાવો પછી સમય આવ્યે હું પોતે તેને દીક્ષા અપાવીશ. "

" વાત તો મેં કરી હતી. "

" વળી મહારાજ સાહેબે તો પોતાનું વચન પાળ્યું છે. આજસુધી દીક્ષાનું નામ પણ નથી લીધું. આપ આપનું વચન પાળી બતાવો અને આપની ધર્મજ્ઞતા અને ઉદારતા દર્શાવો. "

" ખીમચંદ ! જોયુંને ભાઇ ! કેવો તડાકફડાક વાત કરે છે. છે લાજ શરમ ? પહેલાં કદી સામે બોલતો હતો ? તું હવે તેને ઘેર લઇ જઈને પણ શું કરીશ. આનાથી તારું દારિદ્ર શું દૂર થવાનું ? ચાલો ઘેર જઈએ. " ફઈબાએ છગનભાઈના સ્પષ્ટ સવાલજવાબ જોઇને આશા છોડી.

" ફઈબા ! હું તો એનો એજ છગન છું. પણ મારી ધીરજ હવે ખૂટી છે. અને તમે કહો છો તે બરાબર છે મને લઈ જઈને પણ શું કરશો ! "

"ઓહો ! ભાઇ તો મોટા પંડિત બની બેઠા." ફઇબા દાઢમાંથી બોલ્યાં.

"મારે પ્રતિક્રમણનો સમય થઇ ગયો છે. હું જાઉં છું." છગનભાઇ પોતાનો સમય થઈ જવાથી ઊઠીને ચાલ્યા ગયા. ફઇભિત્રાજો વાતો કરતાં બેસી રહ્યાં.

રાધનપુરમાં શ્રી ગોડીદાસભાઈ આગેવાન અને ધર્મપ્રેમી સજ્જન હતા. તેમની પ્રતિષ્ઠા આખા રાધનપુરમાં સારી હતી. લોકો તેમની સલાહ લેવા આવતા, અને જેટલી તેમની વાત માનવામાં આવતી તેટલી કોઈ કોઇવાર મુનિરાજની પણ નહોતી માનવામાં આવતી. આચાર્ય મહારાજશ્રીને તેઓ માંડલથી વિનતી કરીને રાધનપુર લઈ આવેલા. તેથી તો આચાર્યશ્રીના આગમનથી આખાએ રાધનપુરમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો હતો.

શ્રી ગોડીદાસભાઇ છગનની ધર્મભાવના, તપશ્ચર્યા, અભ્યાસીવૃત્તિ અને વિનમ્રતાથી પરિચિત હતા. તેમની દીક્ષાની ભાવના કેવી સતેજ છે તે તો તેમણે હમણાં જ ભાઈ ભાઈની વાતચીત ઉપરથી જાણ્યું. ખીમચંદભાઇનો બંધુપ્રેમ અને તેમની ભાઈ પ્રત્યેની લાગણી પણ તેઓ સમજી શકયા. પણ આમાંથી ઉકેલ લાવ્યા સિવાય પણ છૂટકો નહોતો. છગનભાઈ તો હવે દીક્ષા માટે અધીરા થઈ ગયા હતા. તેમની ધીરજ હવે ખૂટી ગઈ હતી. ખીમચંદભાઈ પણ હવે કાંઇક સમજ્યા તો હતા પણ તેને થોડાં સિંચનની જરૂર હતી. ફઇભત્રીજાની વાતો પૂરી થઈ ને ખીમચંદભાઇ હજી તો વિચારગ્રસ્ત બેઠા હતા ત્યાં ગોડીદાસભાઇ

જઈ પહોંચ્યા.

"ખીમચંદભાઈ! તમારી મૂંઝવણ હું જાણું છું. ભાઈ જેવા ભાઈને હંમેશને માટે જવા દેવો તે કેમ બને? પણ તમે તો સમજુ છો. તમારામાં પણ ધર્મભાવના તો છે જ, માત્ર મોહજ છૂટતો નથી."

"આપ કહો છો તે બરાબર છે."

"બીજી રીતે વિચારીએ. છગનની વાત તમે જાણો છો. તેની વૃત્તિ હવે સંસાર તરફ છે જ નહિ. તેની તપશ્ચર્યા અને તેજસ્વિતા વિષે તો અમે બધા પણ સાક્ષી છીએ."

"હું પણ બધું જાણું છું. તે તો જન્મથી 'તીર્થંકરને ચરણે' બેઠો છે. મારાં માતુશ્રી પણ તેજ કહેતાં."

"તો પછી વ્યર્થ અન્તરાય કર્મ શા માટે બાંધો છો? હવે તે ઘેર તો આવીજ રહ્યો. તમે વિશેષ તંગ કરશો તો કોણ જાણે શું કરી બેસે?"

"ગોડીદાસભાઈ! તેની ઘર પાછા આવવાની આશા તો અમને પણ છેજ નહિ."

"તો પછી ખીમચંદભાઈ! આપના હાથે જ આ મંગળકાર્ય કેમ ન કરવું? તેમાં તો કસ્તૂરીની દલાલી છેને?"

"મુરબ્બી! હું તે સમજું છું. જ્યારથી આચાર્ય મહારાજ વડોદરા પધાર્યા હતા ત્યારથી મારી ભાવના બદલાઈ ગઈ છે. હું તો ધર્મ જાણતો નહોતો પણ ગુરુ મહારાજની કૃપાથી અને છગનની પ્રવૃત્તિથી મારા હૃદયમાં ધર્મની ભાવનાઓ વધતી જાય છે."

"તો તો પછી છગનને તમે રજા આપો-તમારે રજા આપવી જોઈએ."

"પણ એ ભાવના એટલી બધી તો નથી જાગૃત થઈ કે મારી જમણી ભુજા સમાન મારા પ્રિયબંધુને સાધુ થવા દઉં."

ભાઈ! તમારી વાત સાચી છે. દુનિયામાં મોહજાળ બહુ મોટી છે તે તો તમે સમજો છો ને!

"ગોડીદાસભાઈ, હું સમજું છું, પણ કરું શું!"

"કેમ શું કરૂં! તમે જુઓ છો કે તમે મારો છગન! મારો છગન! કરતા ફરો છો. છગનને તમારી પડી નથી. તમને છગનનું રટણ છે, છગનને તેના સ્વાર્થનું—મુક્તિનું છે. આ દશામાં મોહ રાખીને શું કરશો? કર્મ-બંધન સિવાય તમારા હાથમાં આવશે શું? હું તો કહું છું તમે મિથ્યા મોહને છોડો અને છગનને તેની મનોકામના પૂર્ણ કરવામાં તમે સહાયભૂત થાઓ. હવે રાત બહુ ગઈ છે. તમે આરામ કરો."

ખીમચંદભાઇના મનમાં ગોડીદાસભાઇના વિચારોએ ઉથલપાથલ મચાવી મૂકી. ઊંઘ તો નસીબમાં નહોતી, મનમાં દ્વંદ્વયુદ્ધ ઊભું થયું. "છગન તો હવે ઘેર જવા તૈયાર નહોતો. મન છગનને દીક્ષાની આજ્ઞા દેવા માનતું નહોતું. જબરદસ્તી પણ ક્યાંસુધી થઈ શકે?"

છેવટે ખીમચંદભાઈના મોહનો પડદો તૂટી ગયો. હૃદય-પરિવર્તન થઈ ગયું. તેમને આજે સંસાર વિશાળ દેખાયો. કસ્તુરીની દલાલીની વાત એમને હૈયે વસી ગઈ.

આજસુધી જે બંધુપ્રેમની પાછળ મોહાંધતા હતી તે સરી પડી. જગતના કરોડો માણુસો મોહરૂપી મદિરામાં ઉન્મત્ત પાગલ થઈ રહ્યા છે અને તેની પાછળ જીવનના ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેયને ભૂલી જાય છે; તે છગને વર્ષો પહેલાં સમજેલું સત્ય આજે તેમને સમજાયું. આજેજ તેઓ સ્પષ્ટ જાણી શકયા કે છગનભાઈનો જીવાત્મા ઉચ્ચતમ કોટિનો છે. તે મારા જેવા રંકનું રત્ન છે, ઘરમાં પડી રહેવા તે સર્જાયું નથી.

તેની સાધના મહાન છે; ઘર નહિ, કુટુંબ નહિ, કોમ નહિ, ગામ નહિ, નગર નહિ, પણ જગતના બધા મનુષ્યો, એટલુંજ નહિ પણ જગતના પ્રાણી માત્રના કલ્યાણ માટે એ મહાન આત્મા મારે ત્યાં નિમિત્તરૂપે ભૂલો ભટકયો આવી ચડયો છે. પ્રાણીમાત્ર તેનું કુટુંબ-તેનું ઘર છે. હું કોણ તેને બંધનમાં બાંધી રાખનાર? અને તેના ત્યાગથી-સંયમથી હું, મારું કુટુંબ, મારી કોમ, મારો દેશ ઉજ્જવલ થશે.”

ખીમચંદભાઇની ભાવનાઓ સતેજ થઈ. ઉર્મિઓ જાગી ઊઠી. થોડી જ ક્ષણો પહેલાંના ખીમચંદભાઇ બદલાઈ ગયા. કર્મબંધનના દલાલ ધર્મમુક્તિના દલાલ બની ગયા.

હવે એમને જંપ નહોતો, આરામ નહોતો, તેઓ એકાએક ઊઠયા અને શાંતનિદ્રા લઈ રહેલા ગોડીદાસભાઈના પલંગ પાસે ગયા.



## અમૃત–ચોઘડિયું

[ ૧૧ ]

"કોણ એ!" અવાજ થતાં જ ગોડીદાસભાઈ જાગી ઊઠયા.

"એ તો હું ખીમચંદ!"

"ખીમચંદભાઈ! કેમ ઊંઘ ન આવી!"

"ઊંઘ ક્યાંથી આવે ગોડીદાસભાઈ! તમે મારું મન હરી લીધું. વિચારની પરંપરા ચાલી. મોહરાજનો પંજો એવો સખત કે તેમાંથી છૂટાય નહિ પણ તમારી વાણીની અસર પણ અજબ થઈ. ગુરુદેવની કૃપા મારા પર વરસી, મારા બાંધવવીર છગનની મહત્વાકાંક્ષા મારા મનમાં વસી ગઇ અને મોહ ગયો તે ગયો જ. હું આપનો ઉપકાર માનું છું, આપે જ મને બુઝવ્યો."

"ખીમચંદભાઈ! હું તો નિમિત્ત માત્ર છું. તમારા હૃદયમાં ધર્મભાવના તો છે જ. તે સુષુપ્ત હતી આજે જાગૃત થઈ. ચાલો બહુ સારી વાત છે. હવે નિશ્ચિંતતાથી આરામ કરો."

"નહિ! હવે તો—"

"શું કહ્યું?"

"અત્યારે ચાલો ગુરુદેવ પાસે. હવે મારા મનની ઉર્મિ ઉભરાઈ જાય છે. જ્યાંસુધી ગુરૂદેવને હું મારો વિચાર નહિ કહું ત્યાંસુધી મને શાંતિ નહિ થાય."

"અરે! પણ અત્યારે! ગુરૂદેવ તો આરામ કરતા હશે. રાત્રિ પણ બહુજ ગઈ લાગે છે. અત્યારે આરામમાં ખલેલ પહોંચાડવા કરતાં સવારે આપણે જઈશું."

"મહારાજ સાહેબ તો કૃપાળુ છે. અંતરાયની અવધિ થઇ ગઈ, એ વેદનાનો બોજો મારા હૃદયને પળે પળ ને ક્ષણે ક્ષણ સંતાપી રહ્યો છે. આરામમાં હશે તો પણ મારા કષ્ટનો વિચાર નહિ કરે. હવે મને ચેન જ નહિ પડે. હવે જલ્દી ચાલો અને આ વધાઈ આપો. તમે જ વાત કરજો. મારું તો હૃદય ભરાઈ આવશે."

મોહનપારેખ પાસે જ સૂઈ રહ્યા હતા. ખીમચંદભાઈની વાત સાંભળી તેમને આનંદ થયો. તે બોલ્યા:

"ગોડીદાસભાઈ! ખીમચંદભાઈ ઠીક કહે છે. તમે સાથે જાઓ. હું મારા જેસંગને આપની સાથે મોકલું છું."

મોહનપારેખના પુત્ર જેસંગભાઈ ફાનસ લઈને ત્રણે

જ્ઞાનદર્શન ચારિત્રની રત્નત્રયી અંધકારમાંથી પ્રકાશ કરતા કરતા ઉપાશ્રયમાં પહોંચ્યા.

" ત્રિકાળવંદણા "

" કોણ ? અત્યારે ? "

" કૃપાનાથ ! તકલીફ માફ કરશો. હું ગોડીદાસ અને મારી સાથે છે ખીમચંદભાઈ ! "

" મને તો થયું કે કોઇ સાધુને કાંઇ તકલીફ થઇ કે શું ! "

" જી ના ! અમે અત્યારે નહોતા આવતા. પણ ખીમચંદભાઈ કહે મારે અત્યારે જ ગુરુદેવને મળવું છે. "

" કહો ! શું વાત છે ? "

" દયાનિધાન ! આજે આપ ગુરુદેવની કૃપાથી મારાં લોચન ખુલી ગયાં. મોહજાળ તૂટી ગઈ. આ યશ ગોડીદાસભાઈને છે. "

" ખીમચંદભાઈ ! ગોડીદાસભાઈ તો જ્ઞાની છે. પણ તમારી ભાવનાને પણ ધન્ય છે. હું આ ક્ષણની જ રાહ જોતો હતો. "

" ગુરુદેવ ! મેં આપનો ઘણીવાર અવિનય કર્યો હશે. હું તો પામર છું. આપ દયાભંડાર છો. ક્ષમા કરો, ક્ષમા કરો. " કહેતાં કહેતાં અશ્રુઓ સરી પડયાં. "

" ખીમચંદભાઈ ! તમે જેમ કહો છો તેમ કરીશું. રાત્રિ બહુ ગઈ છે. જઇને શાન્તિથી આરામ કરો. સવારે જ્યોતિષીને બોલાવી મુહૂર્ત નક્કી કરી લેવામાં આવશે. "

× × ×

" બેટા છગન! તારી મનોકામના પૂરી થઈ." વહેલા ઊઠી પ્રતિક્રમણ કરી વંદન કરવા જતાં જ છગનભાઈને ગુરુદેવે કહ્યું.

" ગુરુદેવ ? શું ખીમચંદભાઈ સમજ્યા ! "

" અરે ભાઇ ! તારી વીરતા અને દ્રઢતા પાસે મેરૂ પણ ચલાયમાન થઈ જાય." ગુરુદેવ હસ્યા.

" કૃપાનિધાન ! કહો તો શું ચમત્કાર કર્યો આપે ? "

" અરે ભાઇ ! રાત્રે બાર વાગ્યે ગોડીદાસભાઈ અને ખીમચંદભાઈ આવ્યા હતા. ગોડીદાસભાઈએ કાંઈ બે વચન કહ્યા હશે. ખીમચંદભાઇની સૂતેલી ધર્મ-ભાવના જાગૃત થઇ આવી. બિચારા જીવને ઊંઘ જ ન આવે અને રાત્રે અહીં આવ્યા ત્યારે જંપ્યા."

" પછી ! "

" પછી શું ! તને દીક્ષા અપાવવા તેમણે જ કહ્યું અને તે તો બહુ જ ગળગળા થઈ ગયા. હૃદય ભરાઇ આવ્યું અને અમારી આંખ પણ ભીની થઇ ગઈ."

" પ્રભો ! આપના પુણ્યપ્રભાવનો જ એ ચમત્કાર. આપની ધીરજ, આપની સાધના, આપની પ્રતિભા અદ્વિતીય છે. આજે હું કૃતકૃત્ય થયો. આજે મારું જીવન સાર્થક થયું. આજે મારી તપશ્ચર્યા, ધર્મપ્રેમ, ગુરુભક્તિ અને ઉચ્ચ-જીવનના અભિલાષ ફળ્યા." ગુરુદેવના ચરણ શિષ્યની અશ્રુધારાથી ભીંજાયા.

" બેટા ! તું મહા–પ્રભાવી થઈશ. જૈન સમાજનો કલ્યાણદાતા થઇશ. તારો તેજસ્વી આત્મા શાસનમાં નવ-ચેતન રેડશે. તું બડભાગી છો." માથા પર હાથ મૂકી પ્રેમથી ગુરુદેવે હજાર હજાર આશીર્વાદ આપ્યા.

" ભાઈ ! તારા ચેલાની દીક્ષાનું મુહૂર્ત જોવરાવવું છેને ! કોઈ શ્રાવકને કહી સંઘના જ્યોતિષીને બોલાવી લ્યો." આચાર્યશ્રીએ મુનિમહારાજ શ્રી હર્ષવિજયજીને કહ્યું.

જ્યોતિષી આવી ગયા. કેટલાક શ્રાવકો પણ એકઠા થઈ ગયા. શ્રીસંઘના આગેવાનોએ ખીમચંદભાઈની ઇચ્છા જાણી લઈ દીક્ષાનું મુહૂર્ત પૂછ્યું. જ્યોતિષીએ થોડીવાર વિચાર કરી, ગણિત ગણી મુહૂર્તનો હિસાબ કરી કહ્યું.

" વૈશાખ સુદી તેરશનું મુહૂર્ત દીક્ષા માટે સર્વોત્તમ છે. લગ્નકુંડળી પણ મેં બનાવી લીધી છે."

" જોશીજી ! તે પહેલાં બીજું કોઈ સારું મુહૂર્ત આવતું હોય તો તે જરા જુઓને ! " ખીમચંદભાઈએ ફરી જોવા આગ્રહ કર્યો.

" ખીમચંદભાઈ ! તમે દીક્ષાનું મુહૂર્ત જલ્દી ઇચ્છો છો પણ મેં બધી રીતે તપાસી જોયું છે. આ મુહૂર્ત જ ઉત્તમમાં ઉત્તમ છે. વળી આચાર્યશ્રી, હું કોઇ ભવિષ્યવેત્તા તો નથી પણ કુંડળી ઉપરથી કહી શકું છું કે આ મુહૂ-ર્તમાં જે વ્યકિતની દીક્ષા થશે તેને સંસારમાં યશ મળશે, લાખો મનુષ્યો એમને પૂજશે અને ઉચ્ચપદને મેળવી જૈનશાસનનો જય જયકાર કરશે. આપ તો જ્યોતિષના જ્ઞાતા છો આપજ કુંડળી તપાસો ને " આચાર્યશ્રીને કુંડળી

બતાવતાં કહ્યું.

"જ્યોતિષીજીનું કહેવું યથાર્થ છે. કુંડળી પણ એજ કહે છે. બોલો ખીમચંદભાઇ તમે શું કહો છો ?" આચાર્યશ્રીએ કુંડળી જોઈને ખીમચંદભાઈને પૂછ્યું.

"ગુરુદેવ ! જેવી આપ દયાળુની ઈચ્છા. મુહૂર્ત થોડું મોડું આવે તેની ચિંતા નહિ પણ હોવું જોઈએ સુંદરમાં સુંદર–મંગલમય. જ્યારે આપશ્રી જ્યોતિષીજી અને પં. અમીચંદજી એજ મુહૂર્ત પસંદ કરો છો તો તેજ રાખો."

"પણ તમારે તે પ્રસંગે આવવું જોઈશે, તમારા વિના છગનની દીક્ષા નહિ થાય. જે ઉત્સાહથી તમે છગનભાઈને રજા આપી છે, તેવા જ આનંદથી તમે જ તે મંગલમુહૂર્ત પર આવીને દીક્ષાનો ઉત્સવ ઉકેલો." આચાર્યશ્રીએ આગ્રહપૂર્વક જણાવ્યું.

"દયાળુ ! મારી ઈચ્છા તો છે કે હું પોતે જરૂર તે પ્રસંગે હાજર રહું, પણ હું કદાચ તે પ્રસંગે એવા કામમાં રોકાયેલો હોઇશ કે તેમાંથી છૂટવું મુશ્કેલ બનશે. મારી પાસે સરકારી ઈજારો છે એટલે વિશેષ રોકાઇ શકું તેમ નથી. જો તે સમયે રજા મળી તો તો જરૂર એક દિવસ માટે પણ આવી જઈશ પણ હું ન આવી શકું તો શ્રીસંઘ આનંદપૂર્વક દીક્ષા આપે."

"ખીમચંદભાઈ! ગોચરીનો વખત થયો છે. હવે આપણે રજા લઇએ." ગોડીદાસભાઇએ સૂચના કરી.

"ગુરુદેવ ! મેં અનુચિત વ્યવહાર કર્યો હોય, મન,

વચન, કાયાથી કોઈ જાતની તકલીફ આપી હોય-આપનું મન દુઃભાવ્યું હોય તો આપ દયાળુ મને ક્ષમા કરશો. હું અજ્ઞાની છું. મારી વાતો મનમાં ન લાવશો.” વાત કરતાં કરતાં ખીમચંદભાઈનું મન ભરાઇ આવ્યું. તેમણે ગુરુમહારાજના ચરણ પકડી લીધા.

“ખીમચંદભાઈ! ઊઠો, ઊઠો, આ શું? તમે બાળક છો? તમે તો બહાદુરીનું કામ કર્યું છે. તમે નિકટના ભવ્ય જીવ છો. મેં ઘણાને દીક્ષા આપી છે, પણ આ પહેલો પ્રસંગ છે કે આ રીતે આનંદપૂર્વક રજા મળે. તમારો ભાઈ બડભાગી છે. તેનાથી જૈન ધર્મની પ્રભાવના થશે.” ગુરુમહારાજે ખીમચંદભાઈને પોતાના ચરણમાંથી ઉઠાડી મધુર શબ્દોમાં ધન્યવાદ આપ્યો.

“દયાસાગર! હું એજ ઈચ્છું છું કે આપની વાણી ફળે. હું મારા પ્રિયબંધુ—મારી જમણી ભુજાને આપના ચરણે સોંપું છું. તેને આપ સદા આપની પાસે જ રાખશો. તેને કદી જુદો ન કરશો. તે બાળક છે. તેનાથી કાંઇ અપરાધ થઈ જાય તો આપ તેને ક્ષમા કરશો.” બોલતાં બોલતાં ખીમચંદભાઇની આંખો આંસુઓથી છલકાઈ ગઇ.

“ભોળા રે ભોળા! શું કહો છો! છગન તો મારો લાડકો શિષ્ય થશે. તે મારો સીધો વારસ થવા સર્જાયેલો છે. તેને હું કદી દૂર નહિ કરુ.” આચાર્યશ્રીએ ભવિષ્ય વાણી કહી.

“કૃપાનિધાન! રજા તો આપી મનના આનંદથી આપી. પણ ભાઈ જેવા ભાઈને છોડતાં આજે પણ જીવ

તો નથી ચાલતો. મન એટલું બધું મુંઝાય છે કે પૂછો નહિ.” ખીમચંદભાઈએ મનઃદુઃખ વ્યક્ત કર્યું.

ખીમચંદભાઈ! તમારી વાત હું સમજી શકું છું. પ્રભુ મહાવીરના ભાઈ તો જ્ઞાની હતા છતાં નંદિવર્ધનને વર્ધમાન કુમારને રજા આપતાં કેટલું દુઃખ થયેલું ? પણ હવે બહાદુર બનો. ઉદાર મન રાખો. તમારા ભાઈને પ્રાણી માત્ર જગતના ભાઈ—બંધુ બનવા દો.” આચાર્યશ્રીએ સાંત્વન આપ્યું.

છગન! પ્રિય બાંધવ! હૃદય ભરાઈ આવ્યું. અક્ષર પણ બોલાયો નહિ. ભાઈને છાતી સરસો દાબ્યો. છગનભાઈનું મસ્તક મોટાભાઈના આંસુથી અભિષિક્ત થયું. છગનભાઈએ પણ આખરી વિદાય વેળાએ મોટાભાઈના ચરણમાં મસ્તક મૂકી દીધું. ભાઈના ચરણો અશ્રુધારાથી ભીંજવી દીધાં. ભાઈએ ફરી છાતીએ લગાવ્યો.

આચાર્યશ્રીથી માંડી નાનામાં નાના સાધુની આંખો ભીની થઇ ગઈ. ત્યાં ઉભેલા આગેવાનો—સજ્જનો બધાની આંખોના ખૂણા ભીના થઇ ગયા. આંસુ ખરી પડયાં. વિદાયનું કેવું કરુણ દ્રશ્ય!

અશ્રુઓ હૃદયને હલકું કરવાની અમોઘ ઔષધિ છે. જ્યારે ખીમચંદભાઈ બહુ આંસુ પાડી રહ્યા ત્યારે તેમનું મન જરા હલકું પડયું અને બોલ્યાઃ

“પ્રિય ભ્રાતા! જે ઉત્સાહથી આજે દીક્ષા માટે તૈયાર થયો છે તે ઉત્સાહ ટકાવી રાખજે, તેને ઠંડો ન પડવા દેજે. હમેશાં શુદ્ધ ચારિત્ર પાળજે. ઘણી કસોટીમાંથી તું

પસાર થયો છે તેથી તારી દ્રઢતા હું જાણું છું, પણ છતાં કોઈ એવું કામ ન કરી બેસતો જેથી ગુરુ અને પિતાને કલંક લાગે. હમેશાં ગુરુ મહારાજની આજ્ઞામાં રહેજે અને ધર્મસેવા કરી શાસનનો ઉદ્યોત કરજે."

"વડીલબંધુ ! આપના આશીર્વાદથી મારો ઉત્સાહ કોઈ દિવસ મંદ પડશે જ નહિ. મેં તમને વારંવાર ઘણું કષ્ટ પહોંચાડયું છે, તો તે માફ કરશો." છગનભાઈએ મોટાભાઈની પગરજ શિર પર ચઢાવતાં કહ્યું.

ખીમચંદભાઈએ એકવાર ફરી છગનભાઈને છાતીએ લગાડ્યો અને છગનને છગનના નામથી હમેશને માટે વિદાય આપી.

આચાર્યશ્રી તથા મુનિમંડળને વંદના કરી, આગેવાન સજ્જનોનો આભાર માન્યો અને જતાં જતાં પારેખ મોહન-ભાઈ ટોકરશીને કહેતા ગયાઃ "શેઠ ! હું તો સાધારણ માણસ છું. પણ મારી નજીવી ભેટ આપ સ્વીકારો. હું ઘણું કરીને તો દીક્ષાપ્રસંગે પહોંચીશ પણ કાર્યવશ ન આવી શકયો તો તે રકમ આપ યોગ્ય લાગે ત્યાં વાપરશો."

ખીમચંદભાઈ વડોદરા ચાલ્યા ગયા. દીક્ષાના સમયે ન પહોંચી શકયા. દીક્ષાની તૈયારી ચાલી. રાધનપુર આ-ખામાં આનંદ આનંદ ફેલાઈ રહ્યો. છગનભાઈને ભોજનના નિમંત્રણ ઉપર નિમંત્રણ આવવા લાગ્યાં. બધા તેમનું રૂડું આતિથ્ય કરવા લાગ્યા. મહિનોદિવસ તો દીક્ષાના વરઘોડા નીકળ્યા. છેવટે એ અમૃત ચોઘડિયું આવી પહોંચ્યું. મુક્તિ-રમણીને વરવાને કલૈયા કુંવર ઠાઠમાઠપૂર્વક વરઘોડે ચડયા.

રેશમી વસ્ત્રો અને અનેક આભૂષણોથી વિભૂષિત છગનભાઇ-ને જોવાને રાધનપુરના નગરજનો એકઠા મળ્યા. શ્રીસંઘે દીક્ષાના ઉત્સવમા આનંદપૂર્વક ભાગ લીધો. કુમારિકાઓએ વધાવ્યા. સૌભાગ્યવતી સ્ત્રીઓએ કુમકુમ તિલક કર્યાં. વૃદ્ધા-ઓએ અંતરના આશીર્વાદ આપ્યા. શ્રીસંઘે અક્ષતથી વધાવ્યા. જૈન—અજૈન બ્રાહ્મણ—વૈશ્ય, હિન્દુ—મુસલમાન બધાએ સંસારનો ત્યાગ કરનાર યુવાન નરરત્નને પુષ્પોથી માન આપ્યું. છગનભાઇની મનોકામના ફળી.

રંગબેરંગી વસ્ત્રો અને વિધવિધ આભૂષણો ઉતારી નાખ્યાં. ગુરુદેવ, સાધુમંડળ, સાધ્વીવૃંદ હજારો લોકોને નમન કરતા, હસતા–હસતા દીક્ષાની મંગળ ક્રિયા માટે મંડપમાં નાણ પાસે દોડી આવ્યા. આચાર્યશ્રીએ સ્વહસ્તે દીક્ષાવિધિ કરી. આનંદપૂર્વક ક્રિયા પૂરી થઇ. હજારો લોકો-એ નવીન સાધુને વધાવ્યા. ધન્ય ધન્યના અવાજો કરી આકાશ ગજાવી મૂકયું. તેમનું નામ મુનિ વલ્લભવિજયજી બહુ જ અર્થસૂચક રાખ્યું.

મુનિમહારાજશ્રી હર્ષવિજયજીના શિષ્ય થયા. બે ઘડી પહેલાં જે જુવાન હજારોને નમન કરતા હતા તે બાળ-મુનિને હજારો સ્ત્રી–પુરુષો વંદન કરવા લાગ્યાં.

આજ આપણા ચરિત્રનાયકનો જન્મ સફળ થયો. આજ મનની મુરાદ ફળી. હૃદયના તાર ઝણઝણી ઊઠયા. મનનો મોર નાચી ઊઠયો. હર્ષનો પાર ન રહ્યો. આજ બેડો પાર થયો. દરિદ્રને જાણે ચિન્તામણિ રત્ન મળી ગયું. વર્ષોની તપશ્ચર્યા કરનાર તપસ્વીને જાણે આત્મસાક્ષાત્કાર થયો.

આજનો દિવસ જીવનનો મંગળમય દિવસ હતો. આજની રાત્રિ આનંદરાત્રિ હતી. ભવિષ્યના જીવનના અનેક અભિલાષો, અનેક મહત્ત્વાકાંક્ષાઓ, અનેક કાર્યો, અનેક ઉડ્ડયનો, અનેક સોણુલાં આજે લાધ્યાં. મધુર મધુર સ્વપ્ન ઉતરી આવ્યાં. ત્રિલોકનું રાજ્ય મેળવવા જેટલો હર્ષ મોં ઉપર તરી આવ્યો.

આચાર્યશ્રી પોતાની પાસે સૂતેલા નૂતન બાળમુનિના હસુ હસુ થતા પ્રફુલ્લ ચહેરાને સ્મિત વદને નીહાળી રહ્યા. અંતરના આશીર્વાદ આપ્યા.

સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદી ૧૩ નો મંગળમય દિવસ ખરેખર અમૃત ચોઘડિયું હતું.



## અધ્યયન—અધ્યાપન

( ૧૨ )

આચાર્યશ્રીના અન્તેવાસી રહેવા સર્જાયેલા મુનિશ્રી વલ્લભવિજયજી ગુરુદેવની સાથે સાથે વિહાર કરવા લાગ્યા. પ્રથમ ચાતુર્માસ ગુરુદેવની સાથે રાધનપુરમાં થયું. છેલ્લા પાંચ વર્ષથી ગુરુમહારાજની પાસે વારંવાર રહેલા. અભ્યાસ પણ ઘણો સારો કર્યો હતો, હવે તે અભ્યાસને વધારવાની તક મળી. અભ્યાસ આગળ ચલાવ્યો. ચંદ્રિકા પૂર્વાર્ધ પૂરી કરી. પછી પં. અમીચંદ્રજી પંજાબ ગયા અને મુનિમહારાજ પણ નવીન જીવનની ક્રિયાવિધિની તાલીમમાં ગુંથાયા. અભ્યાસ થોડા વખતને માટે બંધ પડયો. રાધનપુરથી વિહાર કરી શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની યાત્રા કરી હૃદયને

પવિત્ર કર્યું. અહીંથી અમદાવાદ તરફ વિહાર કર્યો. રસ્તામાં માંડળમાં ખીમચંદભાઈ સહકુટુંબ દર્શનાર્થે આવ્યા.

" ગુરુદેવ ! મથ્થેણ વંદામિ."

" ધર્મલાભ! ઓહો ખીમચંદભાઈ આવ્યા કે? ચાલો બહુ સારું કર્યું. વલ્લભ! મોટાભાઇ આવ્યા છે."

" જી આવ્યો !"

" મથ્થેણુ વંદામિ." આખા કુટુંબે વંદન કર્યું.

" ધર્મલાભ !"

" કેમ ખીમચંદભાઈ! દીક્ષા અવસરે ન આવી શકયા કે! આવ્યા હોત તો બહુ આનંદ થાત. રાધનપુરના શ્રીસંઘે દીક્ષા મહોત્સવ બહુ જ ધામધૂમથી કર્યો હતો." આચાર્યશ્રીએ ખીમચંદભાઈને દીક્ષાના આનંદ ઉત્સવની વાત કરી.

" સાહેબ! ઘણું પહોંચવું હતું પણ દરબારી કામને લીધે છેક છેલ્લી ઘડીએ રોકાઈ જવું પડયું."

" જુઓ! વલ્લભની કશી ચિંતા ન કરશો. તે તો મારો લાડકો શિષ્ય છે."

" સાહેબ ! આપના ચરણમાં શું દુઃખ હોય. અમે તો આપને સોંપ્યો છે."

" બહુ જ અભ્યાસી છે. બુદ્ધિ પણ તેજ છે અને મેં તો આજથી જ મારો રહસ્યમંત્રી બનાવી દીધો છે. એક દિવસે તે બહુ ઉચ્ચ સ્થાન મેળવશે."

" ગુરુદેવ આપની વાણી ફળે." બધાં બોલી ઉઠયાં.

" સાહેબ ! અમને તો હજી પણ રોજ સાંભરે છે. ભૂલ્યા ભૂલાતા પણ નથી." બહેન બોલ્યાં !

" બહેન ! મોહ વસ્તુ એવી છે." આચાર્યશ્રીએ ખુલાસો કર્યો.

" સાહેબ ! અમને બધાને તેમના પ્રત્યે બહુ જ સ્નેહ હતો. તે એટલા બધા વિનયી હતા કે મને તે માતા તુલ્ય માનતા." ભાભીએ સ્નેહ વ્યક્ત કર્યો.

" ભાભી તો માતા જ ગણાય ને !" આચાર્યશ્રીએ ન્યાય આપ્યો.

" પણ સાહેબ! આ શરીરે કદી કષ્ટ વેઠયું નથી. તેમનો દેહ તો કેવો સુકોમળ છે? કેવા સુંદર વાળ શોભતા હતા? બૂટ–મોજાં તો તેમને બહુ ગમતાં અને ધોતિયું તો બહુજ સરસ રીતે પહેરતા. તેમના કોટ આદિ જોઈ જોઇને હજીએ વારંવાર આંસુ આવી જાય છે." ભાભી ગળગળાં થઈ ગયાં. બીજાઓની આંખમાં પાછા અશ્રુ ઉભરાઇ આવ્યાં.

" ભાભીને તો દિયર લાડકો હોય જ અને તમને એમના ગુણો વગેરે સાંભરે તે સ્વાભાવિક છે, પણ તમારા કુટુંબનું એ રત્ન છે. આખું જગત તેનું કુટુંબ બન્યું છે. તમે જરા પણ ચિંતા ન કરશો. તમારા જેવા ધર્મપ્રેમી આમ આંસુ પાડે કે આનંદ માને ?" આચાર્યશ્રીએ સાંત્વન આપ્યું.

"કૃપાળુ ! સાધુમાર્ગ બહુજ વિકટ છે. તલવારની ધાર સમાન છે. ભલભલા એ માર્ગ ચાતરી શાસનની હેલના કરાવે છે." ખીમચંદભાઇએ શંકા કરી.

"ખીમચંદભાઇ ! મગમાં કોરડુ નથી હોતા ? તેમ કોઇ હોય. પણ તમારો વલ્લભ તો કુળરત્ન થશે. મારો પટ્ટધર થશે." આચાર્યશ્રીએ ભવિષ્યવાણી કહી.

"સાહેબ ! સુખશાતામાં રહેશો. ગુરુદેવના ચરણ છોડશો નહિ. સુખશાતાનો પત્ર લખતા રહેશો. કોઈ વસ્તુનો ખપ હોય તો જરૂર જણાવશો. અમે આજે સાંજે જવાના છીએ. મથ્થેણ વંદામિ." ખીમચંદભાઈએ રજા લેતાં વિનંતિ કરી.

"ધર્મલાભ ! મને અહીં ખૂબ જ આનંદ છે. બધા મારા તરફ ખૂબ મમતા રાખે છે. ગુરુદેવની તો મારા પર પૂર્ણ કૃપા છે. આપ સૌ સુખેથી જશો. મારી તલમાત્ર ચિંતા ન કરશો. જે વસ્તુની જરૂર પડે છે તે ગુરુકૃપાથી મળી રહે છે. કાર્યવશ પત્ર ન લખાય તો ચિંતા ન કરશો. વડોદરામાં જે યાદ કરે તે બધાને ધર્મલાભ કહેશો." મહારાજશ્રીએ ખીમચંદભાઇને નિશ્ચિંત કર્યા.

કુદરતની કેવી રચના છે ! હજી ગઈ કાલે મોટાભાઈના ચરણમાં પોતાનું શિર મૂકયું હતું, તે મોટાભાઇ પોતાની મોટાઈ ભૂલી ગયા ને નાનાભાઈના ચરણમાં વંદણા કરી. જે ભાઈ ગઈ કાલે પોતાના લઘુ બંધુને કુળની મોટાઇની દ્રષ્ટિએ સાધુ થવા નહોતા દેતા, ભાઈને કેદી

જીવનમાં રાખતા, વારંવાર નાસી જતા ભાઈને ધમકાવી ઘસડી લાવતા, તે એવા તો ધર્મપ્રેમી બન્યા કે અડધી રાત્રે ગુરુને જગાડી દીક્ષા માટે રાજીખુશીથી રજા આપી.

જે જીવ ઉચ્ચજીવન માટે અભિલાષ રાખે છે, જે આત્મા ઉચ્ચ આદર્શ માટે સર્જાયેલ હોય છે, જે મનુષ્ય જગતના કલ્યાણની સાધના માટે આવ્યો હોય છે તેને અનેક મુશ્કેલીઓ તો કસોટી રૂપે આવે છે, તેમાં તેની અગ્નિપરીક્ષા હોય છે. પણ તે પ્રભાવી–પુરુષ અન્તે પોતાની સાધનામાં સફળ થાય છે. કુદરતનો હિસાબ બહુજ ચોકકસ હોય છે. કર્મનાં લેખાં સર્વ સમયે અબાધિત હોય છે.



# ગુરુવિરહ

## [ ૧૩ ]

"વલ્લભ !" આચાર્યશ્રીએ અવાજ દીધો.

"જી સાહેબ ! આવ્યો." મહારાજશ્રીએ જવાબ આપ્યો.

"ડૉ. એ. એફ. રૂડોલ્ફ હાર્નેલના પ્રશ્નોના જવાબ મેં લખી રાખ્યા છે. તેની સારા અક્ષરે નકલ કરી શ્રી. મગનલાલભાઈ દલપતભાઈને અમદાવાદ મોકલાવશો. તે ડૉકટરને મોકલવાની વ્યવસ્થા કરશે. ભૂલ ન રહે. બીડવાં પહેલાં મને બતાવી લેજો." આચાર્યશ્રીએ આપણા ચરિત્રનાયકને કામ બતાવ્યું.

"જી ! આજે જ તૈયાર કરીને આપશ્રીને બતાવી જઈશ."

"જુઓ ! મેં જ્યાં જ્યાં સૂત્રોનો પાઠ આવે છે ત્યાં અધ્યાય અને શ્લોકની સંખ્યા લખી છે. તે જરા જોઈ લેશો. કાંઇ ન સમજાય તો પૂછીને લખશો."

"સારું સાહેબ !"

"વલ્લભ ! હમણાં હમણાં આવાં કામ આવ્યાંજ કરે છે અને તને તારા પાઠનો પણ વખત નહિ મળતો હોય ?" આચાર્યશ્રીને મહારાજશ્રીના અભ્યાસની ચિંતા થઇ.

"પ્રભો ! આ પણ એક જાતનો પાઠ જ છે ને? મને તો આમાંથી ઘણું ઘણું જાણવાનું મળે છે."

"એ તો ખરું ! પણ થોડો ઘણો અભ્યાસ તો જરૂરી છે. તું એમ કર, પંડિતજીને સવારના આવવાનું કહે. ભલે તારા માટે ખાસ વખત રાખવો પડે."

"ના જી ! ના ! એમ શા માટે ? બે વખત પંડિતજીને કાંઇ નથી બોલાવવા. કામ હશે ત્યારે હું નહિ બેસું, બીજા સાધુઓ બેસશે. આપ મારા માટે ચિંતા ન કરો. ગુરુદેવ ! હું ખરું કહું છું કે મને આ કાર્યમાંથી પણ મોટો પાઠ મળી રહે છે."

"પણ ભાઇ ! મારે તો તને મોટો વિદ્વાન અને શાસ્ત્રવેત્તા બનાવવો છે. મારો વલ્લભ તો ધર્મ-પ્રદીપ બનશે."

"પ્રભો ! આપ તથા મારા ગુરુવર્યની અમીદૃષ્ટિ

હશે તો બધું ય થશે. હું તો આપ બન્નેનો દાસાનુદાસ સેવક છું.”

માંડલથી વિહાર કરી આપણા ચરિત્રનાયક શ્રી સૂરિજી મહારાજની સાથે અમદાવાદ પધાર્યા. શ્રી સૂરિજી મહારાજની આંખોમાં મોતિયા આવી ગયાં હતાં તેને માટે થોડો વખત અમદાવાદ રહેવું પડયું. અમદાવાદથી વિહાર કરી મહેસાણા આવ્યા, આપણા ચરિત્રનાયકનું બીજું ચાતુર્માસ (૧૯૪૫) મહેસાણામાં થયું. અહીં ડૉ. રૂડો-લ્ફના પત્રો આવતા અને આચાર્યશ્રી તેમના પ્રશ્નોના જવાબ લખીને તેની સારા અક્ષરે નકલ કરવા આપણા ચરિત્રનાયકને આપતા. એમ તો વર્ષોથી આચાર્યશ્રીના રહસ્યમંત્રીનું કામ તેઓજ કરતા હતા. અભ્યાસ પણ થોડો થોડો ચાલતો હતો પણ મુખ્યત્વે આખો દિવસ કામમાં રોકાયેલા રહેતા.

એવામાં ચાર સજ્જન દીક્ષાની અભિલાષાથી આચાર્યશ્રી પાસે આવ્યા. આચાર્યશ્રીએ પોતાના સિદ્ધાંત પ્રમાણે તેઓને અભ્યાસ કરવા સૂચના કરી અને એ અભ્યાસ કરાવવાનું કામ આપણા ચરિત્રનાયકના શિરે આવ્યું. આ રીતે આપણા ચરિત્રનાયક નાની ઉંમરમાં પોતાની બુદ્ધિ-શકિત, કાર્યદક્ષતા અને વિનમ્રતાને લીધે વ્યવહારથી નહિ પણ નિશ્ચય રીતે ઉપાધ્યાય બન્યા.

આટલું બધું જવાબદારીનું કામ હોવા છતાં વૃદ્ધ મુનિરાજશ્રી પ્રમોદવિજયજી મહારાજ તથા મુનિ મહારા-જશ્રી અમરવિજયજી મહારાજ પાસેથી ચંદ્રિકા ઉત્તરાર્ધના

દસ ગણોનું અધ્યયન કરી લીધું; અભ્યાસ માટેની કેવી ધગશ ?

મહેસાણાથી વિહાર કરી શ્રી સૂરિજીની સાથે વડનગર, વીસનગર થઈ ને તારંગા જતાં ખેરાળુમાં ઘોઘાનિવાસી શ્રી મગનલાલભાઇ દીક્ષા લેવાની ભાવનાથી સૂરિજીને મળ્યા. તેમને પણ વલ્લભવિજયજી પાસે અભ્યાસ કરવા આજ્ઞા મળી. તારંગાથી યાત્રા કરી વિહાર કરતા કરતા સૌ પાલણપુર આવી પહોંચ્યા.

"ગુરુદેવ ! મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજી પાસે અભ્યાસ કરનારા ભાઈઓ. કોણ છે ? " એક દિવસ વ્યાખ્યાન પૂરૂં થયા પછી સંઘના આગેવાનોએ આચાર્યશ્રીને પૂછ્યું.

"એ પાંચે ભાઇઓ દીક્ષાના ઉમેદવાર છે. હમણાં તો અભ્યાસ કરે છે." આચાર્યશ્રીએ ખુલાસો કર્યો.

"બાપજી ! પાલણપુર સંઘના એવાં અહોભાગ્ય કયાંથી કે પાંચ મહાનુભાવોની દીક્ષાનો મહોત્સવ ઉજવી આનંદ મનાવે ? આપની કૃપાદૃષ્ટિ હોય તો અમને તે ઉત્તમ લાભ માટે આજ્ઞા ફરમાવો." સંઘે વિનંતિ કરી.

"સંઘની ઇચ્છા હોય તો એ પાંચે ભવી જીવો તો તૈયાર છે, ઘણા વખતની તેમની અભિલાષા છે. મારી તો સંમતિ છે. પણ હું તે ભાઇઓને જરા બરાબર પૂછી ને પછી તમને ચોક્કસ જણાવું." આચાર્યશ્રીએ નિર્ણય કરવા ઇચ્છા દર્શાવી.

“ કૃપાનાથ ! બોલાવું ! આપ ફરમાવો તો હમણાં જ બોલાવી લાવું. ” એક ગૃહસ્થે ઉત્સૂકતા બતાવી.

“ ભલે ! બોલાવી લાવો. અત્યારે જ નિર્ણય કરી લઈએ. ” આચાર્યશ્રીએ આજ્ઞા આપી.

“ ગુરુદેવ ! મથ્થેણ વંદામિ. આપ દયાળુની શી આજ્ઞા છે ? ” પાંચે ભાઈઓએ આચાર્ય પાસે આવી વિનયથી પૂછયું.

“ ભાગ્યશાળીઓ ! પાલણપુર શ્રીસંઘના આગેવાનોની ભાવના છે કે તમારી દીક્ષા અહીં જ થાય. દીક્ષાનો ઉત્સવ કરવાની શ્રી સંઘની તીવ્ર ઈચ્છા છે. વળી તમે પણ ઘણા સમયથી તેજ ભાવના સેવો છો. તમારી બધી રીતે અનુકૂળતા હોય તો જ હા પાડજો. ” આચાર્યશ્રીએ પરીક્ષા કરવા પ્રશ્ન કર્યો.

“ કૃપાસિંધુ ! અમે તો અત્યંત ઉત્સૂક છીએ. અમે તો તે મંગળ ઘડીની રાહ જોઈ રહ્યા છીએ. આપશ્રી હવે વિલંબ ન કરો. અમને જુદા ન રાખો. ” ગળગળા થઈ પાંચે એ વિનંતિ કરી.

“ જહાસુખમ્ ! તમારી ભાવનાઓ સિદ્ધ થાઓ. તમે ખુશીથી તૈયારી કરો. પાંચે ભાઈઓની દીક્ષા અહીંજ થશે.”

સંઘમાં આનંદ આનંદ ફેલાઈ રહ્યો. દીક્ષા મહોત્સવની તૈયારી થવા લાગી. દીક્ષાનો વરઘોડો ઠાઠમાઠથી નીકળ્યો. આખું પાલણપુર પાંચ ભવ્ય જીવોને જોવાને

નીકળી પડયું. મોટા મંડપમાં શ્રી સંઘની મોટી મેદની વચ્ચે પાંચે ભાઈઓની દીક્ષાની ક્રિયા થવાની તૈયારી ચાલતી હતી ત્યાં બીજા બે સજ્જન દીક્ષાની અભિલાષાથી આવી પહોંચ્યા. એક હતા લીંબડીનિવાસી શ્રી જયચંદ-ભાઈ અને બીજા હતા શ્રી અનંતરામ. શ્રી અનંતરામ સ્થાનકમાર્ગી સાધુતાનો ત્યાગ કરીને આવ્યા હતા. જનતાને ભારે આશ્ચર્ય અને આનંદ થયો. સાત સજ્જનોની દીક્ષા બહુ આનંદથી થઈ.

ઝીંઝુવાડાનિવાસી શ્રી દીપચંદભાઇનું નામ શ્રી ચંદ્ર-વિજયજી, દશાડાના શ્રી વર્ધમાનભાઈનું નામ શ્રી શુભ-વિજયજી, ઘોઘાના શ્રી મગનલાલભાઈનું નામ શ્રી મોતી-વિજયજી રાખવામાં આવ્યું અને એ ત્રણે મુનિઓને મુનિ-મહારાજશ્રી હર્ષવિજયજીના નામની દીક્ષા આપવામાં આવી. પાટણનિવાસી શ્રી વાડીલાલભાઇનું નામ શ્રી લબ્ધિ-વિજયજી રાખવામાં આવ્યું અને તેમને શ્રી હીરવિજયજી મહારાજના નામની દીક્ષા આપી. અમદાવાદના શ્રી મગ-નભાઇનું નામ શ્રી માનવિજયજી રાખવામાં આવ્યું અને તેમને શ્રી પ્રેમવિજયજી મહારાજના નામથી દીક્ષા આપી. લીંબડીના શ્રી જયચંદભાઈનું નામ મુનિ શ્રી જશવિજયજી રાખવામાં આવ્યું અને તેમને આચાર્યશ્રી વિજયકમળ-સૂરિજીના શિષ્ય બનાવ્યા. શ્રી અનંતરામનું નામ મુનિશ્રી રામવિજયજી રાખવામાં આવ્યું અને તેમને સુમતિવિજયજી ઉર્ફે સ્વામીજી મહારાજના નામથી દીક્ષા આપી.

સાતે મુનિરાજોને આજે આનંદનો દિવસ હતો.

આચાર્યશ્રીની સંઘ ભૂરિભૂરિ પ્રશંસા કરવા લાગ્યો. સાત સાત દીક્ષાના ભાવિકોને દીક્ષા આપી પણ કેટલી ઉદાર ભાવના? સાતે નવીન શિષ્યોમાંથી કોઈને પોતાના નામની દીક્ષા ન આપતાં બીજા મુનિરાજોના નામની દીક્ષા આપી.

નવીન બાળમુનિઓ પોતાના અધ્યાપક–આપણા ચરિત્રનાયક પાસે આવ્યા અને પરમ ઉપકારી વિદ્યાગુરુને આનંદપૂર્વક વંદણા કરી.

પાલણપુરથી વિહાર કરી આચાર્યશ્રી આબૂજી તથા પંચતીર્થી આદિ તીર્થોની યાત્રા કરી પાલી ( મારવાડ ) પધાર્યા. આપણા ચરિત્રનાયક પણ સાથે જ હતા.

“ વલ્લભ ! મેં સાંભળ્યું છે કે પંચતીર્થીમાં બાલીમાં તમે રાત્રે લોકોને ઉપદેશ આપ્યો હતો ? ” આચાર્યશ્રીએ પ્રશ્ન કર્યો.

“ સાહેબ ! બાલીમાં રાત્રે કેટલાક ભાઈઓ આવી પહોંચ્યા. આપ શ્રી વિહારથી શ્રમિત હતા એટલે મેં જ બે ચાર વાતો કરી વિદાય કર્યા. ” ચરિત્રનાયકે નમ્રતાથી ખુલાસો કર્યો.

“ પણ મેં તો એ પણ સાંભળ્યું કે તેં બીજે દિવસે નાડલાઈમાં વ્યાખ્યાન પણ વાંચ્યું હતું. ”

“ જી ! વ્યાખ્યાન શું ! મંગલિક સંભળાવવા લોકોનેઃ આગ્રહ થયો એટલે મારી પાસે એક ઉપદેશ-માળા હતી તેમાંથી પાંચ દશ શ્લોકો વાંચી તેના અર્થ સમજાવ્યા. એકાદ કથા કહી. ”

"વાહ ! તો તો તું હવે વ્યાખ્યાતા થયો. બધા કહે છે કે તારી જીભમાં માધુર્ય છે. લોકોને તારું વ્યાખ્યાન બહુ જ પસંદ પડયું– હું ભાઈજીને કહીશ કે હવે તને જ વ્યાખ્યાન માટે કહે. તારે તો મોટા વ્યાખ્યાતા પણ થવું જ પડશે ને ?" આચાર્યશ્રીએ ઉત્સાહ વધાર્યો.

આપણા ચરિત્રનાયકનું આ પ્રથમ વ્યાખ્યાન. અને એ પ્રથમ વ્યાખ્યાનથી જ તેમની વકતૃત્વ શક્તિના દર્શન થયાં અને ગુરુદેવની આશીષ ફળી. મારવાડના એક નાના ગામમાં શરૂ કરેલી વ્યાખ્યાનમાળા જગતના ચોકમાં પહોંચશે, પંજાબથી માંડી દક્ષિણ સુધી એ વ્યાખ્યાનાંનાં ગુંજનો ગાજશે એવી તો કોઈને કલ્પના પણ નહોતી.

પાલીમાં આચાર્યશ્રીએ સં. ૧૯૪૬ ના વૈશાખ સુદી ૧૦ ના શ્રી નવલખાપાર્શ્વનાથજીના મંદિરમાં આપણા ચરિત્રનાયક તથા બીજા છ સાધુઓને વડી દીક્ષા આપી. આચાર્યશ્રી વિહાર કરી જોધપુર પધાર્યા. આપણા ચરિત્રનાયક ગુરુવર્યશ્રી હર્ષવિજયજી મહારાજની તબિયત નરમ રહેતી હોવાથી તેઓ પાલીમાં રહ્યા. એ રીતે ૧૯૪૬ નું ત્રીજું ચોમાસું પાલી ( મારવાડ ) માં થયું.

પાલીમાં ઘણીવાર તેમને વ્યાખ્યાન વાંચવું પડતું. પર્યુષણમાં તો આઠે દિવસ તેમણે જ વ્યાખ્યાન વાંચી લોકોનાં મનરંજન કર્યાં હતાં. અહીં ચોમાસામાં ગુરુમહારાજની પાસે આત્મપ્રબોધ અને કલ્પસૂત્રની સુબોધિકા ટીકાનું અધ્યયન કર્યું. ગુરુદેવ બહુજ શાંત અને અધ્યયન કરાવવામાં કુશળ હતા. આચાર્યશ્રીના કોઈપણ શિષ્ય એવા

નહિ હોય, જેમને શ્રી હર્ષવિજયજી મહારાજશ્રીએ સૂત્રોનું અધ્યયન ન કરાવ્યું હોય.

વળી અહીં મહારાજશ્રીએ ચંદ્રિકા પણ સમાપ્ત કરી લીધી. અમરકોશ પણ થોડોક કંઠસ્થ કર્યો. પાલીના ઉપાશ્રયમાં એક જ્યોતિષી હતા, તેમની પાસેથી જ્યોતિષ-વિદ્યા પણ થોડીઘણી શીખ્યા.

ચાતુર્માસ પૂર્ણ થયે અહીંથી વિહાર કરી અજમેર આવ્યા. આચાર્યશ્રી પણ જોધપુરથી અજમેર પધાર્યા. અજમેરમાં આચાર્યશ્રીની સાથે સોળ મુનિમહારાજો હતા. અજમેરના સંઘનો હર્ષ માતો નહોતો.

શ્રી સંઘે આચાર્યશ્રીનું ખૂબ સન્માન કર્યું. સમવસરણની રચના કરાવી અને અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. અહીંથી વિહાર કરી જયપુર આવી પહોંચ્યા. જયપુરમાં શ્રી હર્ષ-વિજયજી મહારાજશ્રીની તબિયત ફરી ખરાબ થઈ ગઈ, તેથી મહારાજશ્રી ગુરુજીની સેવામાં રહ્યા અને આચાર્ય-શ્રીએ દિલ્હી તરફ વિહાર કર્યો. અહીં ગુરુવર્યની સેવામાં આપણા ચરિત્રનાયક તેમજ મુનિમહારાજ શ્રી શુભ-વિજયજી તથા શ્રી મોતીવિજયજી મહારાજશ્રી હતા. જરા તબિયત સારી થઈ એટલે ધીમે ધીમે વિહાર શરૂ કર્યો અને આચાર્યશ્રીને દિલ્હી આવી મળ્યા.

"ભાઈજી ! હવે કેમ જણાય છે ?" આચાર્ય-શ્રીએ શ્રી હર્ષવિજયજી મહારાજની પાસે જઈ પૂછ્યું.

"કોણ ! ગુરુદેવ ! આપે કેમ કષ્ટ લીધું ? મને

તો હવે ઠીક લાગે છે. કાલે રાતે જરા ગભરામણ થઈ હતી, પણ અત્યારે તો સારું છે. આપ મારી બહુ ચિંતા કરો છો ? ” શ્રી હર્ષવિજયજી મહારાજશ્રીએ જવાબ આપ્યો.

“ ભાઈજી ! મારે પંજાબ ગયા સિવાય ચાલે તેમ નથી. જો આ વખતે નહિ પહોંચાય તો ઘણાં કામો અધૂરાં રહેશે. અહીં તમારી તબિયતની ચિંતા પણ રહે છે. ” આચાર્યશ્રીએ ચિંતા વ્યકત કરી.

“ પ્રભો ! આપ સુખેથી પંજાબ પધારો. અહીં શ્રી શુભવિજયજી, શ્રી મોતીવિજયજી તથા વલ્લભ છે ને ! તેઓ તો મારી ખૂબ ખૂબ સેવા કરે છે. અજમેરમાં તો ત્રણે મુનિરાજોએ મારા માટે ઉજાગરા પણ કરેલા. ”

“ તેમાં શું નવાઈ કરે છે ? તમારા જેવા ગુણીની સેવા કરવી એ તો સૌનો ધર્મ છે. ”

“ જુઓ ! વલ્લભ ! તમે બધા અહીં જ રહી જાઓ. દિલ્હીમાં સારા હકીમો મળી રહેશે. વળી દિલ્હીનો શ્રી સંઘ બહુ જ ગુરુભકત છે. જો ભાઈજીની તબિયત સારી થઈ જાય તો પંજાબ તરફ વિહાર કરશો. પણ કદાચ વખત વિશેષ લાગે તો અહીં ચોમાસાની પણ બધી અનુકૂળતા થઇ રહેશે. ”

“ ગુરુદેવ ! અમે ખુશીથી ગુરુદેવની સેવા માટે રહીશું. અમારી ચિંતા ન કરશો. ” શ્રી વલ્લભવિજયજીએ સેવા માટે તૈયારી બતાવી.

"ના તમે એકલા-અજાણ્યા છો તે હું જાણું છું, પણ મુનિ મહારાજ શ્રી કમળવિજયજી મહારાજ અહીં ચાતુર્માસ કરવાના છે. તેમનો તમને સારો સાથ મળશે. તમારી તેઓ ખૂબ સંભાળ રાખશે."

"પ્રભો! આપ સુખેથી પધારો. અમે આપને ભાઈજીની તબિયતના ખબર વારંવાર આપીશું. અમારાથી બનતી બધી સેવાસુશ્રુષા કરીશું." આપણા ચરિત્રનાયકે હિંમતથી જવાબ આપ્યો.

આચાર્યશ્રી વિહાર કરી ગયા ને અહીં ભાઈજીની તબિયત બગડી. દિલ્હી શ્રીસંઘના આગેવાનો વાત સાંભળી તરત જ ઉપાશ્રયે દોડી આવ્યા. દિલ્હી તો શું પણ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ એવા હકીમ **મહમૂદખાં**-ને બોલાવી લાવ્યા. હકીમજીએ બનતા બધા ઉપાયો કર્યા પણ તબિયત વિશેષ ખરાબ થતી ગઈ. આપણા ચરિત્ર-નાયક તો રાતદિન ગુરુસેવામાં અખંડ સેવાભાવે લીન થઈ ગયા હતા. આરામનું તો નામ નહોતું, પણ કદી કદી ગોચરી પણ ભૂલી જતા. શ્રી મોતીવિજયજી અને શ્રી શુભવિજયજી મહારાજશ્રીએ પણ ભાઈજીની ભારે સેવા કરી. દિલ્હીના સંઘે તો ગુરુવર્યની સેવાભકિત, ઔષધ-વૈદ્ય-વગેરેમાં કશી કમીના ન રાખી. પાલીમાં એક યતીના ઈલાજથી પહેલાં આરામ થયેલો. તેમને પાલીથી ખાસ તાર કરી બોલાવવામાં આવ્યા.

"મહારાજશ્રી! મેં ગુરુજીને બરાબર તપાસ્યા છે. પાલીમાં તો તેમને આરામ પણ થયો હતો. આજે તો

શરીર ખૂબ કથળ્યું છે.” યતિશ્રીએ શ્રી હર્ષવિજયજી મહારાજશ્રીને બરાબર તપાસી મહારાજશ્રી તથા સંઘના આગેવાનોને જુદા બોલાવી કહ્યું.

“ પણ આપ તો વયોવૃદ્ધ અને બહુ જ અનુભવી અને સિદ્ધહસ્ત વૈદ્યરાજ છો. આપ અમને સાચી સલાહ આપશો એટલા માટે તો આ ગુરુભકતોએ આપને પાલીથી બોલાવ્યા છે.” શુભવિજયજીએ વૈદ્યરાજને ખુલાસો પૂછયો.

“ મારા હાથમાં હવે બાજી રહી નથી. આ રોગ અસાધ્ય છેઃ સાધ્ય હોય તો તો હજાર ઉપાય થઈ શકે. મારો સાઠ વરસનો અનુભવ કહે છે કે હવે ગુરુમહારાજની જીવનદોરી જર્જરિત થઇ ગઇ છે. અંતિમ સમાધિ અને શાંતિ માટે હવે બધા પ્રયત્ન કરવા જોઈએ.” યતિજીએ સ્પષ્ટ કહી દીધું.

“ સાહેબ ! પંજાબથી વૈદ્યરાજ પધાર્યા છે.” હજી તો યતિશ્રી બેઠા છે અને ગુરુજીના ઈલાજ માટે શું કરવું તે વિચાર ચાલે છે, ત્યાં એક ગૃહસ્થે ખબર આપ્યા.

“ પધારો ! પધારો ! વૈદ્યરાજ ! અમે બધા મૂંઝવણમાં પડયા છીએ. આપશ્રી અમને કાંઈ ઉપાય બતાવો તો કૃપા.” સંઘના આગેવાનોએ વૈદ્યરાજનું સ્વાગત કરતાં વિનંતિ કરી.

પંજાબના પ્રસિદ્ધ વૈદ્યશ્રી સુખદયાલજી આચાર્યશ્રીના આદેશથી આવ્યા હતા. તે જંડિયાલાગુરૂના વૈદ્ય હતા. ૭૦ વર્ષની ઉમરના વયોવૃદ્ધ વૈદ્યરાજે મુનિમહારાજશ્રી

હર્ષવિજયજીને ઘણીવાર તપાસ્યા. થોડીવાર વિચાર કર્યો અને પછી યતિશ્રીની સાથે રોગ-દવા-નિદાન અને ઇલાજ માટે ખાનગી રીતે બેચાર વાત કરીને સ્પષ્ટ જણાવ્યું.

"મને આચાર્યશ્રીએ મોકલ્યો છે. તેમણે મને એ પણ સૂચના આપી છે કે તમારો સ્પષ્ટ અભિપ્રાય તમે આપશો. મેં પણ ખૂબ વિચાર કરી જોયો. વળી શ્રી યતિશ્રી અહીં હાજર હોવાથી તેમની સાથે પણ મેં ઠીક ચર્ચા કરી છે."

"આપ અમને જે કહેશો તે અમે બરાબર માનીશું અને યથાયોગ્ય તે પ્રમાણે કરીશું." એક આગેવાને વૈદ્યરાજને કહ્યું.

"મહારાજશ્રી! હું જાણું છું કે તેઓ આપના પરમપૂજ્ય ગુરુદેવ છે. હું એ પણ જાણું છું કે આપ તેમને માટે પ્રાણ પાથરી રહ્યા છો. શ્રી સંઘની સેવાભક્તિ તો પ્રશંસનીય છે, પણ તૂટીની બૂટી નથી હોતી. મારો અભિપ્રાય છે કે હવે ગુરુદેવનો અંતિમ સમય છે. તમે બધા હિંમત રાખીને તેમનો અંતિમ સમય સુધારી લ્યો." આપણા ચરિત્રનાયકને તેમણે પોતાની દ્રષ્ટિ જણાવી.

"પણ વૈદ્યરાજ! હવે બીજો કશો ઉપાય નથી શું? આપ અને યતિજી જેવા નિષ્ણાત વૈદ્યો પણ શું કાંઈ નહિ કરી શકે?" આપણા ચરિત્રનાયકે ઉદાસ મનથી ગળગળા હૃદયે પૂછયું.

"મહારાજશ્રી! ઈલાજ હોત તો તો અમે તે જરૂર

બતાવ્યો હોત. હા. એક વાત છે, આજની રાત જો નીકળી જાય તો કદાચ થોડા દિવસો લંબાય." વૈદ્યરાજે આશા બતાવી.

"સાહેબ! આપણે હવે સમય નથી ગુમાવવો. આપણાથી થાય તે અંતિમ ક્રિયા કરી લેવી જોઇએ." એક આગેવાને મુનિરાજોને કહ્યું.

મુનિમહારાજશ્રી હર્ષવિજયજી મહારાજ બહુ જ સુજ્ઞ હતા. તે પરિસ્થિતિ સમજી ગયા. વૈદ્યોની નાનીમોટી વાતો અને બધાના મનની દશા ઉપરથી તેમ જ પોતાના શરીરની વિષમ સ્થિતિ જોઈને તે પોતે બોલી ઊઠયા.

"વલ્લભ! હવે અંતિમ સમય આવી પહોંચ્યો છે. તું કશી ચિંતા ન કરીશ. મેં અભિગ્રહ કરી લીધો છે. જો તું બહુ ઢીલો છે. હિંમત રાખજે."

"ગુરુદેવ! ગુરુદેવ! મારા પ્રભુ! મારું શું થશે!" આપણા ચરિત્રનાયક ઢગલો થઇ ગયા. આંસુની ધારા ચાલવા લાગી.

"સાહેબ! આ શું! અંતિમ સમયને ઓળખો. હિંમત રાખો." સંઘના આગેવાનોએ સમજાવ્યા.

"વલ્લભ! બેટા! તું તો મારો લાડકો છે. તેં મારી અહોનિશ ભારે સેવા કરી છે. તું બડભાગી થઈશ. આચાર્યશ્રીનું નામ અમર કરીશ." ગુરુએ છેલ્લા આશીર્વાદ આપ્યા.

વજ્રનું હૃદય રાખી મુનિરાજોએ આલોચના, આદિ ક્રિયા કરાવી. 'ચત્તારિમંગલં' આદિ પાઠોચ્ચાર કરાવ્યો.

'ખામેમિ સવ્વે જીવા' કહી ક્ષમાપ્રાર્થના કરી. પછી પરમાત્માના ધ્યાનમાં લીન થઈ ગયા અને ધ્યાનમાં ને ધ્યાનમાં મુનિરાજશ્રી હર્ષવિજયજી મહારાજનો આત્મહંસ ઊડી ગયો. નશ્વરદેહ છોડી આત્મા હમેશાંને માટે ચાલ્યો ગયો.

સંવત ૧૯૪૬ ના ચૈત્ર સુદી ૧૦ તા. ૨૧–૩–૧૮૯૦ ની રાત્રિ ગોઝારી રાત્રિ હતી. તે રાત્રિએ શ્રી હર્ષવિજયજી મહારાજ સ્વર્ગે સીધાવ્યા. દિલ્હીના શ્રીસંઘે બીજે દિવસે ધૂમધામપૂર્વક મહારાજશ્રીના દેહનો અગ્નિસંસ્કાર કર્યો. દિલ્હીમાં લાલ કિલ્લાની પાસે વાજાં વગાડવાની કોઈને રજા મળતી નથી, પણ આ જૈનસાધુની સ્મશાનયાત્રા માટે ખાસ રજા મળી હતી.

આજ આપણા ચરિત્રનાયકના દુઃખનો પાર નહોતો.

આઠ દિવસના ઉજાગરા તો હતા. ગુરુસેવામાં ખડે પગે રહેલા, પણ બધી સેવા નકામી ગઈ. ગુરુ એકાએક પોતાના બાળશિષ્યને છોડી ચાલ્યા ગયા. આજે ગોચરી પણ ન કરી. ન કોઈની સાથે વાતચીત. બધા સાધુમુનિરાજોએ ઘણુંએ સમજાવ્યા પણ ગુરુનો વિરહકાળ કેમ ભૂલ્યો ભુલાય ?

"વલ્લભ ! તમે કશી ચિંતા ન કરશો. ગુરુદેવનું સ્થાન તો ખાલી જ રહેવાનું પણ તમારે તો દયાસાગર આચાર્યશ્રીની પાસે જ રહેવાનું છે. હમણાં તો તમે અહીં રહો. દિલ્હીના શ્રીસંઘની વિનંતિ છે. અહીં ચોમાસું કરીએ અને ચોમાસું પૂર્ણ કરી આપણે બધા ગુરુદેવને ભેટશું." શ્રીકમલવિજયજી આદિ મુનિરાજોએ સમજાવ્યા.

" તમારા અભ્યાસ માટેની બધી વ્યવસ્થા થઇ રહેશે. તમને કશી તકલીફ નહિ રહે. તમે જેટલો વખત કહેશો તેટલો વખત હું તમને અભ્યાસ કરાવીશ." મુનિમહારાજ શ્રી શાંતિવિજયજી મહારાજશ્રીએ સહાનુભૂતિ દર્શાવી.

" આપ સૌની મારા પર અસીમ કૃપા છે. આપ બધા મને સવાયો રાખશો પણ મારું મન લાગતું નથી. ગુરુચરણ તો મારા નસીબમાંથી ગયાં. હવે તો આચાર્ય-શ્રીના ચરણોમાં જઇને જ જંપીશ."

આપણા ચરિત્રનાયકનો ગુરુવિરહ અસહ્ય હતો. તેમના મનને ચેન નહોતું. આચાર્યશ્રી વિના તેમને ખરું સાંત્વન મળે તેમ નહોતું. બધા મુનિરાજો અને શ્રાસંઘની રજા લઈ આપશ્રી આપનાવ ગુરુભાઈ શ્રી શુભવિજયજી મહા-રાજશ્રી તથા શ્રી મોતીવિજયજી મહારાજશ્રીની સાથે દિલ્હીથી પંજાબ તરફ વિહાર કરી ગયા.

જીવનની અંધારી વાટ પર નવનવા દીપકોનો પ્રકાશ ઢાળાઈ રહ્યો હતો. સાધકને સાહસની શી કમીના! જીવનનું સુકાન નવા નાવિકના હાથમાં સોંપાતું હતું.




## પંજાબની રક્ષા

[ ૧૪ ]

" ગુરુદેવ ! ગુરુદેવ ! મારા ગુરુને છોડીને આવ્યો. હું શું કરું ! ક્યાં જાઉં ! પ્રભો પ્રભો !" આચાર્યશ્રીને જોતાં જ આપણા ચરિત્રનાયકને ગુરુ યાદ આવી ગયા. ચરણમાં મસ્તક મૂકી દીધું. દ્રશ્ય ભારે હૃદયદ્રાવક હતું. બધા મુનિરાજોની આંખો અશ્રુઓથી ભરાઈ ગઈ. આચાર્યશ્રીની આંખો પણ સજળ થઈ ગઈ.

" બેટા વલ્લભ ! એ તારા ગુરુ હતા પણ મારી તો એ જમણી ભુજા હતી. પણ શું થાય ! એવું નિર્માણ હશે." આચાર્યશ્રીએ પોતાનું દુઃખ વ્યક્ત કર્યું.

" દયાસાગર ! દિલ્હીથી અહીં સુધી પહોંચ્યા હોત તો ! રસ્તામાં જ રિસાઇ ગયા. અમે ન બચાવી શકયા." આપણા ચરિત્રનાયક ગળગળા થઈ ગયા.

" ભાઈ ! એમાં તમારો શું દોષ, ભલભલા વૈદ્યોએ

હાથ ખંખેરી નાખ્યા પછી તમારું શું ગજું ? તૂટીની બૂટી નહિ. તમે તો રાત દિન માટે સેવા કરી. તમને તો ધન્ય છે." આ આચાર્યશ્રીએ સાંત્વન આપ્યું.

"તારણહાર ! એવા ગુરુ તો ભવોભવ મળજો. તેમનો શાંત સ્વભાવ, અમૃત વાણી, શિષ્યો પ્રત્યે અથાગ પ્રેમ, ભણાવવાની સરળ પદ્ધતિ, તપશ્ચર્યા અને કાર્યદક્ષતા બધુંયે યાદ આવે છે." ચરિત્રનાયક ગુરુને યાદ કરી કહેવા લાગ્યા.

"વલ્લભ ! ઊભો થા ! આટલો બધો દુઃખી ન થા. ભાવી ભાવ કોઈ મિથ્યા કરી શકયું છે !" આચાર્યશ્રીએ તેમને પોતાના ચરણ પાસેથી ઉઠાડયા.

"પ્રભો ! હવે આપ મને આપના ચરણોથી દૂર ન કરશો."

"ચિન્તા ન કરીશ ! બેટા ! તું મારી પાસે જ રહેજે. મારે તારું ઘણું કામ છે. તને તો મારે ભવિષ્યના મહાન્ કાર્ય માટે તૈયાર કરવો છે. તેની તાલિમ હવે શરુ થશે." આચાર્યશ્રીએ ભવિષ્ય ભાખ્યું.

"દયાનિધિ ! હું તો આપનો ચરણકિંકર છું. બાળક છું, અજ્ઞાન છું, મને જ્ઞાન ચક્ષુ આપો. હું આપનો સંદેશ-વાહક બનીશ. આપની આજ્ઞા મારે માટે શિરસાવંદ્ય હશે."

દિલ્હીથી મુનિમહારાજશ્રી શુભવિજયજી મહારાજ તથા મુનિમહારાજશ્રી મોતીવિજયજી મહારાજ સાથે વિહાર કરતાં કરતાં અંબાલા આવી પહોંચ્યા. ગુરુવિરહનો ભાર હૃદય પરથી ખસ્યો નહોતો. માર્ગમાં પણ વારંવાર ગુરુવર્ય યાદ આવી જતા અને આંખ ભીની થઈ જતી. કોઇ કોઈ વખત

તો ગોચરી પણ રહી જતી. બન્ને મુનિરાજો તેમનો હૃદય-ભાર ઓછો કરવા પ્રયત્ન કરતા અને ક્ષણભર શાંતિ જણાતી. પણ ગુરુદેવના દર્શન થતાં જ હૃદય ઉછળ્યું. ગુરુવર્ય યાદ આવી ગયા. તેમને સંભાળી સાજા સારા ગુરુદેવના સમક્ષ લાવવાને બદલે, દિલ્હીમાં જ મૂકીને આવવું પડયું. ગુરુદેવ શું કહેશે? ગુરુવર્ય હવે કયાં મળશે? એક પછી એક વિચારો ઉભરાયા અને હૃદય હાથ ન રહ્યું. ગુરુદેવના ચરણમાં ઢળી પડયા. ભારે કરુણ દ્રશ્ય બની ગયું. ગુરુ-વિરહનું કેવું અસહ્ય દુઃખ હતું?

અંબાલા છાવણીથી વિહાર કરી આચાર્યશ્રી અંબાલા શહેરમાં પધાર્યા. શ્રી સંઘે આચાર્યશ્રીનો ધામધૂમપૂર્વક પ્રવેશ કરાવ્યો. આ વખતે ઘણા વર્ષે આચાર્યશ્રી પંજાબ-માં પધાર્યા હોવાથી પંજાબના શહેર શહેર અને ગામ ગામથી સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવવા લાગ્યા. આચાર્યશ્રીની સાથે આ વખતે પંદર મુનિમહારાજો હતા. ૧ શ્રી કુમુદવિ-જયજી મહારાજ ૨ શ્રી ચારિત્રવિજયજી મહારાજ ૩ શ્રી કુશળવિજયજી મહારાજ ૪ શ્રી હીરવિજયજી મહારાજ ૫ શ્રી ઉદ્યોતવિજયજી મહારાજ ૬ શ્રી સુમતિવિજયજી મહારાજ ૭ શ્રી સુંદરવિજયજી મહારાજ ૮ શ્રી અમરવિજયજી મહા-રાજ ૯ શ્રી માણેકવિજયજી મહારાજ ૧૦ આપણા ચરિત્ર-નાયક ૧૧ શ્રી લબ્ધિવિજયજી મહારાજ ૧૨ શ્રી શુભવિ-જયજી મહારાજ ૧૩ શ્રી મોતીવિજયજી મહારાજ ૧૪ શ્રી ભક્તિવિજયજી મહારાજ ૧૫ શ્રી રામવિજયજી મહારાજ.

આચાર્યશ્રીની સેવામાં દિવસો જવા લાગ્યા. આચા-

ર્યશ્રી આપણા ચરિત્રનાયકને પોતાની પાસેજ રાખતા. હમેશાં કાંઈ ને કાંઇ કામ તો હોય. પત્રવ્યવહાર તો ચાલુ હોય જ. કોઈ કોઈ પ્રશ્નોના જવાબ પણ તૈયાર કરવાના હોય. કોઈ પુસ્તકની નકલ કરવાની હોય. આ ઉપરાંત ગૂજરાતી પત્રપત્રિકાઓ જે જે આવતાં તે આપણા ચરિત્ર-નાયક આચાર્યશ્રીને હમેશાં વાંચી સંભળાવતા. ધીમે અભ્યાસમાં પણ મન જોડાયું. ગુરુવિરહ ઓછો થયો, જ્ઞાન ધ્યાનમાં જીવ લાગી ગયો.

" ગુરુદેવ ? આ નવીન મુનિમહારાજ ગૂજરાતી જણાય છે." એક સંઘના આગેવાને યુવાન મુનિરાજને આચાર્ય-શ્રીની પાસે બેઠેલા જોઇને કહ્યું.

" તમારું અનુમાન ખરું છે. આપણા મુનિમહારાજશ્રી કાંતિવિજયજી અને મુનિમહારાજશ્રી હંસવિજયજીના ગામના છે. " આચાર્યશ્રીએ જવાબ આપ્યો.

" ગુરુદેવ ! છે તો નાના પણ ચતુર અને સેવામૂર્તિ જણાય છે. હું તો ઘણા દિવસોથી જોયા જ કરું છું. હંમેશાં નાના મોટા કામમાં રોકાયેલા જ રહે છે. " ગૃહસ્થે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" લાલાજી ! એ ચેલા છે, શાંતમૂર્તિ શ્રી હર્ષવિ-જયજી મહારાજના. તેમણે આ મોતીને પાણીદાર બનાવ્યું છે. હજી હમણાં જ તેમના ગુરુની અહોનિશ અખંડ સેવા કરીને ચાલ્યા આવે છે. મારો તો એ મહામંત્રી છે. ભવિ-ષ્યનો સાચો વારસ છે." ગુરુ મહારાજે પોતાની ભાવના વ્યક્ત કરી.

"પ્રભો ! પણ એ મોતીને આપ તો આપેજ આપવાનો છે ને, ખૂબ અભ્યાસ પણ કરાવશો અને એવી તાલીમ આપશો કે ભવિષ્યમાં આપનું નામ રોશન કરે." બીજા ગૃહસ્થે આચાર્યશ્રીને પ્રાર્થના કરી.

"ભાઈ! હું તેને **પંજાબની રક્ષા** તો શીખવી રહ્યો છું"

"પણ સાહેબ ! ગૂજરાતને કોણ સંભાળશે." ત્રીજા ગૃહસ્થે ટકોર કરી.

"ગૂજરાતને સંભાળવાવાળા ઘણા છે. તેની ખોટ નથી. ત્યાં તો એક કહેતાં એકવીશ."

"તારણહાર ! પણ આ તમારા તૈયાર થયેલા 'પંજાબના રક્ષક' ને કોઈ ગૂજરાતમાં ઉડાવી ન લઈ જાય." એક સજ્જને શંકા કરી.

મારી તાલીમ એવી પાકી હશે કે પંજાબની રક્ષા એ એમનો જીવનમંત્ર હશે. તે માટે તો મારી બધી શક્તિનો ઉપભોગ હું તેને તૈયાર કરવામાં કરવાનો છું. પંજાબનું નામ સાંભળતાં આસમાનમાં ઉડીને પણ તે આવશે. મારી મહત્વાકાંક્ષા જરૂર ફળશે જ ફળશે."

બધા સાધુઓ નાના મુનિમહારાજના ભાગ્યની રેખા જોઈ રહ્યા. પંજાબના આગેવાનો આનંદિત થયા. ગુરુદેવના અમૃતવચનોનું પાન કરતાં કરતાં આપણા ચરિત્રનાયક પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા.



## અભ્યાસ અને તાલીમ

[ ૧૫ ]

" ગુરુદેવ ! સાધ્વી પાર્વતીજી કોણ છે ? " આપણા ચરિત્રનાયકે પ્રશ્ન કર્યો.

" કેમ ભાઈ ! એ સ્થાનકવાસી સમાજમાં ઠીક ઠીક પ્રસિદ્ધ છે. પંજાબમાં તો તે પૂજ્ય મનાય છે. વિદુષી પણ ગણાય છે."

" પણ સાહેબ ! તેમની આ દીપિકા વાંચીને તો ભારે દુઃખ થાય છે." આપણા ચરિત્રનાયકે પોતાનું દુઃખ વ્યક્ત કર્યું.

" આપણા શાસ્ત્રવિરુદ્ધ ઘણું જ ભરડયું હશે."

" સાહેબ ! હું આખી દીપિકા વાંચી ગયો. શ્વેતાંબર મૂર્તિપૂજક શાસ્ત્રો અને સાધુઓ બધા ઉપર સખત પ્રહાર કર્યા છે. મૂર્તિપૂજા વિષે પણ આક્ષેપો છે. આ તો અસહ્ય છે."

" વાત તો બરાબર છે. હું જરા જોઈજાઉં પછી યોગ્ય વિચાર કરીએ."

"શ્રીજી ! મેં દીપિકા વાંચ્યા પછી એક તેનો જવાબ તૈયાર કર્યો છે. લગભગ તેના બધા આક્ષેપોનો તેમાં સચોટ જવાબ આવી જાય છે. આપશ્રી જરા ફુરસદ મેળવી જોઈ જશો ?"

"શાબાશ ! શાબાશ ! મારા વલ્લભ ! તું આવો ચતુર અને બુદ્ધિશાળી હઈશ, તે આજેજ જાણ્યું. જવાબ પણ તૈયાર કરી લીધો. શું નામ રાખ્યું છે ભાઈ !"

"ગુરુદેવ ! મેં તો વિચિત્ર નામ રાખ્યું છે. આપની મંજુરી મળે તો 'ગપ્પ દીપિકાસમીર' નામ રાખવું છે."

"વાહ ભાઈ વાહ, નામ પણ ઠીક શોધી કાઢ્યું."

ચરિત્રનાયકની આ સૌથી પહેલી બાળ–રચના. પણ એ પ્રથમ રચનામાં વિદુષી ગણાતાં સાધ્વી પાર્વતીજીની બધી દલીલોના જડબાતોડ જવાબો હતા. એકેએક આક્ષેપની સમાલોચના બહુજ બુદ્ધિપૂર્વક કરવામાં આવી હતી. સૂત્રના આધારો ટાંકી પુસ્તકને સમૃદ્ધ બનાવ્યું હતું.

અહીંથી આચાર્યશ્રીએ લુધિયાના તરફ વિહાર કર્યો. અહીં સંઘની પ્રાર્થનાથી મુનિમહારાજશ્રી ઉદ્યોતવિજયજી, મુનિમહારાજશ્રી સુંદરવિજયજી મહારાજ આદિ સાધુઓને ત્યાં ચોમાસું કરવાની આજ્ઞા આપી. આપણા ચરિત્રનાયકના મોટા ગુરુભાઈ મુનિમહારાજશ્રી પ્રેમવિજયજી મહારાજ કારણવશ ભાઈજી મહારાજના ( હરખવિજયજી ) સ્વર્ગારોહણ પહેલાં દિલ્હીથી પંજાબ આવ્યા હતા. અહીં બન્ને મળ્યા. આપણા ચરિત્રનાયકે પોતાના ત્રણે ગુરુભાઈઓની સલાહ લઇ, આચાર્યશ્રીને પ્રાર્થના કરી કે આપની આજ્ઞા હોય તો

અમારી ચારેની ઈચ્છા અહીં લુધિયાનામાં ગુરુમહારાજશ્રી હર્ષવિજયજી મહારાજના નામથી જ્ઞાનભંડાર સ્થાપવાની છે. આચાર્યશ્રીએ તે માટે આનંદપૂર્વક આજ્ઞા આપી. ચારે ગુરુભાઈઓની પ્રેરણાથી લુધિયાનામાં 'શ્રી હર્ષવિજયજી જ્ઞાનભંડાર' નામથી એક પુસ્તકાલય ઉઘાડવામાં આવ્યું. પાછળથી તે ભંડાર જંડિયાલાગુરૂમાં મોકલવામાં આવ્યો.

લુધિયાનાથી વિહાર કરી આચાર્યશ્રી મલેરકોટલા પધાર્યા અને સં. ૧૯૪૬ નું ચાતુર્માસ અહીં થયું. આપણા ચરિત્રનાયકનું આ ચોથું ચાતુર્માસ હતું. આ ચોમાસામાં અભ્યાસ તરફ દૃષ્ટિ કરી. અભ્યાસ માટે તીવ્ર ઈચ્છા હતી પણ બધી જગ્યાએ તે માટે સામગ્રી નહોતી મળતી. કોઈ જગ્યાએ સામગ્રી હતી તો કામ વિશેષ રહેતું. આ વખતે તે માટે વિશેષ લક્ષ્ય રહ્યું. અહીં ન્યાયનો અભ્યાસ કર્યો. અમરકોષ પૂર્ણ કર્યો. અભિધાન ચિન્તામણી નામમાળાનો પણ ઘણોખરો ભાગ થઇ ગયો. ઉપાધ્યાયજી શ્રીસમયસુંદરજી રચિત દશવૈકાલિક સૂત્રની લઘુ ટીકાનો અભ્યાસ આપે પાલીથી દિલ્હી જતાં ગુરુવર્ય શ્રી ભાઇજીમહારાજ પાસે કર્યો હતો. અહીં આચાર્યશ્રીની પાસે દશ વૈકાલિકની શ્રી હરિભદ્રસૂરિમહારાજ વિરચિત બૃહદ્ ટીકા તથા આચાર પ્રદીપનો અભ્યાસ કર્યો. આ ચોમાસામાં જ્ઞાનનો ઉદય થયો અને ભવિષ્યની તૈયારી થવા લાગી. આચાર્યશ્રી પણ સમય મેળવી આપને શીખવવા લાગ્યા. આપણા ચરિત્રનાયક પણ એક ક્ષણ પણ નકામી ગુમાવ્યા વિના અભ્યાસમાં લીન થઈ ગયા. બાળપણથી જ જાણે ભવિષ્યની તૈયારી માટે જ

પોતે સજાયા હોય તેમ આચાર્યશ્રીના પ્રભાવશાળી અમૃત વરસતાં વ્યાખ્યાનો હંમેશાં ધ્યાનપૂર્વક સાંભળતા. એકાદ બે ચોમાસા સિવાય લગભગ બધાં વ્યાખ્યાનો પોતે સાંભળ્યા છે, અને વ્યાખ્યાનશૈલી, દૃષ્ટાંતો, સમાલોચનાની દૃષ્ટિ તથા સમાજને રુચિકર થઈ પડે તેવા વિચારો અને તત્ત્વની ચર્ચા તેમણે એવાં તો ગ્રહણ કરી લીધાં કે જ્યારે જ્યારે તેઓ વ્યાખ્યાન આપે છે ત્યારે ખરેખર એ ગુરુદેવની વાણી અને શૈલીની યાદ આપે છે. ગુરુદેવના ભક્ત વૃદ્ધજનો આજે પણ કહે છે કે આપણા ચરિત્રનાયકના હૃદયમાં ગુરુદેવનો સાક્ષાત વાસ છે.

મલેરકોટલાથી વિહાર કરી રાયકોટ, જગરાંવા થઈ જીરા થઇ પટ્ટી પધાર્યા. પટ્ટીના શ્રીસંઘે ચાતુર્માસ માટે વિનતિ કરી અને આચાર્યશ્રીએ શ્રીસંઘનો ઉત્સાહ જોઇ, તે માટે પોતાની સંમતિ આપી ને ક્ષેત્રસ્પર્શના પ્રમાણે યથા-યોગ્ય કરવા જણાવ્યું.

પટ્ટીમાં પં. ઉત્તમચંદ્રજી એક વયોવૃદ્ધ વિદ્વાન હતા. આપણા ચરિત્રનાયકે તેમની પાસે ચંદ્રિકાનું વિવેચન શરૂ કર્યું. પંડિતજીની શલી સરળ તથા મનોગમ્ય હોવાથી આ-પશ્રીએ ચંદ્રિકાની પુનરાવૃત્તિ શરૂ કરી.

અહીંથી વિહાર કરી આપણા ચરિત્રનાયક શ્રી ચારિત્ર-વિજયજી મહારાજની સાથે જંડિયાલાગુરૂમાં આવ્યા. અહીં એક નૈયાયિક પંડિત પાસે ન્યાયબોધિની તથા ચંદ્રોદય નામના બે ન્યાયના ગ્રંથોનું અધ્યયન કર્યું. આચાર્યશ્રી પણ કસૂર અમૃતસર થઈ અહીં પધાર્યા. અહીં આચાર્યશ્રીજીની પાસે

શ્રી કમલવિજયજી મહારાજ સાથે આપે પણ સમ્યકત્વ સપ્તતિનું અધ્યયન શરૂ કર્યું.

અમૃતસરમાં પ્રતિષ્ઠા થવાની હતી. આચાર્યશ્રીના વરદ હસ્તે શ્રી અરનાથસ્વામીનો પ્રતિષ્ઠા મહોત્સવ થવાનો હતો. સં. ૧૯૪૭ ના વૈશાખ સુદી ૬ ને દિવસે સમારોહપૂર્વક પ્રતિષ્ઠા થઇ. આપણા ચરિત્રનાયકે આચાર્યશ્રીની સાથે પ્રતિષ્ઠાની ક્રિયાવિધિમાં રસપૂર્વક ભાગ લીધો. તેમને આમાંથી ઘણું શીખવાનું–સમજવાનું મળ્યું.

આચાર્યપ્રવરનું સં. ૧૯૪૭ નું ચોમાસું નિર્ણય પ્રમાણે પટ્ટીમાં થયું. આપણા ચરિત્રનાયકનું પણ પાંચમું ચોમાસું પટ્ટીમાં થયું. પટ્ટીમાં આપણા ચરિત્રનાયકે પંડિતશ્રી ઉત્તમચંદ્રજીની પાસે ' ચંદ્રપ્રભા ' વ્યાકરણનું અધ્યયન શરૂ કર્યું. સાથેસાથે થોડું જ્યોતિષનું જ્ઞાન પણ મેળવ્યું. અહીંથી જ્યોતિષ તરફ પ્રેમ થયો અને જ્યોતિષ વિષેનો વિશેષ અભ્યાસ પણ ધીમે ધીમે કર્યો. આજે પણ જ્યોતિષ વિષેનું આપણા ચરિત્રનાયકનું જ્ઞાન બહુ ઊંચા પ્રકારનું ગણાય છે. મુનિમહારાજશ્રી કમળવિજયજી મહારાજશ્રીના અનુગ્રહથી શ્રી આવશ્યકસૂત્રનું અધ્યયન પણ આચાર્ય મહારાજ પાસે થતું રહ્યું.

વલાદ ( અમદાવાદ ) નિવાસી શ્રીયુત ડાહ્યાભાઈ નવ મહિનાથી દીક્ષા માટે આવ્યા હતા. તેમનો અભ્યાસ ચાલતો હતો. તે ચારિત્રને પાત્ર હતા. તેમની વારંવારની વિનતિથી તેમને સં. ૧૯૪૮ ના કારતક વદ ૫ ના દિવસે આચાર્યશ્રીએ દીક્ષા આપી નામ વિવેકવિજયજી રાખ્યું. તેમને આચાર્ય-

શ્રીએ આપણા ચરિત્રનાયકના નામની દીક્ષા આપી. આ તેમના પ્રથમ શિષ્ય. પ્રથમ શિષ્યમાં વિવેક મળ્યા. કેવું મંગળ શુકન !

પટ્ટીથી વિહાર કરી જીરા પધાર્યા. અહીં સં. ૧૯૪૮ ના માગશર સુદી ૧૧ ના દિવસે શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીની પ્રતિષ્ઠા તથા ભરૂચનિવાસી પરમ શ્રદ્ધાળુ, પરમભક્ત ધર્માત્મા શેઠ શ્રી અનુપચંદ મલુકચંદ કેટલીક સ્ફટિકની મૂર્તિઓ લાવ્યા હતા, તેની અંજનશલાકા કરાવી.

આચાર્ય મહારાજ તો જાણતા હતા કે મારો વલ્લભ (વિજયજી) જ પંજાબની રક્ષા કરશે, તેથી પ્રત્યેક કાર્યમાં તેમને તાલીમ આપતા હતા. આ પ્રતિષ્ઠા તથા અંજન-શલાકાની બધી વિધિ આચાર્યશ્રીની પ્રેરણા પ્રમાણે આપણા ચરિત્રનાયકે કરાવી.

આ પ્રતિષ્ઠાઉત્સવ પછી આચાર્યશ્રી હુશિયારપુર પધાર્યા. અહીં પણ લાલા ગુજ્જરમલજીના બનાવેલા જિન-મંદિરમાં પ્રતિષ્ઠા કરવાની હતી. આપણા ચરિત્રનાયકને કેટલાક સાધુઓની સાથે પટ્ટી મોકલ્યા, જેથી તેમનો અધૂરો અભ્યાસ આગળ ચાલે. પ્રતિષ્ઠા સમયે આચાર્યશ્રીએ આપણા ચરિત્રનાયકને હુશિયારપુર બોલાવ્યા અને પ્રતિષ્ઠાની બધી ક્રિયાવિધિમાં આચાર્યશ્રીને હાર્દિક સહકાર આપ્યો. આ વખતે આચાર્યશ્રીજીની સાથે ૨૮ મુનિમહારાજો હતા.

પંજાબ શ્રીસંઘના આગેવાન ગણાતા લાલા ગુજ્જર-મલજી તથા લાલા નત્થૂમલજીની સાગ્રહ વિનંતિથી તેમજ હોશિયારપુરના શ્રીસંઘની ઈચ્છાથી આચાર્યશ્રીને હુશિયાર-

પુરમાં ચાતુર્માસ કરવાનો નિર્ણય કરવો પડયો.

આપણા ચરિત્રનાયકના અભ્યાસ માટે આચાર્યશ્રીને ચિંતા હતી જ. તેમણે મુનિમહારાજશ્રી વીરવિજયજી મહારાજશ્રીને કહ્યું કે તમે પટ્ટીમાં ચોમાસું કરો તો વલ્લભનો અભ્યાસ આગળ વધી શકે. મહારાજશ્રીએ આચાર્યશ્રીની આજ્ઞા માથે ચડાવી અને તેઓએ પટ્ટી તરફ વિહાર કર્યો. પટ્ટીમાં પંડિત ઉત્તમચંદ્રજી પાસે અધ્યયન કરવાની સારી તક હતી, તે આચાર્યશ્રી સારી રીતે જાણતા હતા. વળી બીજા મુનિઓને પણ તે રીતે થોડો થોડો અભ્યાસ થશે તેમ ધારી આ વિહાર કર્યો હતો.

પણ પટ્ટી પહોંચતા જ જાણ્યું કે પં. ઉત્તમચંદજી કાર્યવશ બહાર ગયા છે અને ક્યારે આવશે તે નિશ્ચિત નથી. આથી શ્રી વીરવિજયજી મહારાજશ્રી અમૃતસર પધાર્યા. અહીં પંડિત કર્મચંદજીનો જોગ બની ગયો અને ચંદ્રપ્રભાનો પાઠ શરૂ કર્યો. મુનિ મહારાજશ્રી દાનવિજયજી મહારાજશ્રીએ પણ ચંદ્રિકાના ઉત્તરાર્ધનું અધ્યયન શરૂ કર્યું. થોડા સમય પછી વિશેષ અભ્યાસની દૃષ્ટિએ પં. કરમચંદજી બનારસ ચાલ્યા ગયા. અમૃતસરના શ્રીસંઘે બીજા પંડિત શ્રી બિહારીલાલની વ્યવસ્થા કરી આપી. તેમની પાસે ન્યાયમુક્તાવલીનું અધ્યયન શરુ કર્યું. તે પણ થોડા દિવસોમાં પોતાને ગામ ચાલ્યા ગયા.

અભ્યાસ અધૂરો રહ્યો. આચાર્યશ્રી પાસે પણ રહેવાનું ન બન્યું. અભ્યાસ માટે તો ખૂબ તમન્ના હતી. આ ઉમરમાં જે અભ્યાસ થશે તે થશે. પછી તો ઘણીઘણી જવા-

બહારીમાં કશું નહિ બને. પણ કરવું શું? વિદ્વાનો મળે નહિ, મળે તો થોડા દિવસમાં ચાલ્યા જાયઃ

આ વખતે એક નવીન તક પ્રાપ્ત થઈ. મુનિ મહારાજશ્રી વીરવિજયજી મહારાજ પાસે ભાવનગરના ધર્મનિષ્ઠ વિદ્વાન આગેવાન શ્રી કુંવરજીભાઈનો પત્ર આવ્યો. તેમાં જણાવેલું કે "મકસૂદાબાદ નિવાસી બાબુ બુદ્ધિસિંહજી દુધેડિયાએ પાલીતાણામાં એક સંસ્કૃત પાઠશાળા ખોલી છે. જે મુનિરાજ અધ્યયન કરવા ઇચ્છે તેને માટે બહુ જ સારી વ્યવસ્થા છે. સારા પંડિતોની પણ વ્યવસ્થા છે, માટે જે મુનિરાજોને આ પાઠશાળાનો લાભ લેવો હોય, તેને આપશ્રી પ્રેરણા કરશો. જો આપશ્રી મને જણાવશો તો હું જાતે ત્યાં જઈને યથાશક્તિ બધી વ્યવસ્થા કરી કરાવી આપીશ."

તક તો સાંપડી હતી, પણ બીજી તરફ એક મોટો કર્તવ્યભાર પણ ઉભો હતો. શું કરવું એની વિમાસણ ચાલુ આવીને ઊભી રહી.



## અધ્યયન કે ગુરુસેવા

[ ૧૬ ]

" વલ્લભવિજય ! તમારા અભ્યાસ માટે આજે જ એક પત્ર છે." મહારાજશ્રી વીરવિજયજી મહારાજે કહ્યું.

" જી ! શું ગુરુદેવનો પત્ર છે ! " આપણા ચરિત્રનાયકે આશ્ચર્ય બતાવ્યું.

' ના ! ભાવનગર નિવાસી ધર્મપ્રેમી શેઠ કુંવરજી આણંદજીનો. "

" જી ? શું લખે છે ? કોઈ સારા પંડિત અહીં આવી શકે તેમ છે ? "

" ના ભાઈ ! પંડિત તો ત્યાંથી ન આવી શકે. ત્યાંના પંડિતને અહીં આ દેશમાં ફાવે પણ નહિ, પણ ત્યાં સિદ્ધા-

ચલજીમાં એક પાઠશાળા થઈ છે. ત્યાં સાધુઓ માટે ઘણી સારી વ્યવસ્થા છે.”

“મહારાજશ્રી! એ તો બહુ સારી વાત છે. પણ હું અહીં, ને પાઠશાળા પાલીતાણામાં. શું થાય? જવું પણ કેમ અને ગુરુદેવની આજ્ઞા વિના જઈ પણ કેમ શકાય?” આપણા ચરિત્રનાયકે મુંઝવણ દર્શાવી.

“તમારી અભ્યાસની ઇચ્છા તો પ્રબળ છે. આચાર્યશ્રી પણ તે જાણે છે. મને લાગે છે તમને આજ્ઞા મળશે. હું પણ ગુરુદેવને લખીશ. તમારો વિચાર પાકો કરી લ્યો.”

“સાહેબ, મારે તો લાખ વાતે ત્યાં જવું છે. અભ્યાસ થતો હોય અને ગુરૂદેવની આજ્ઞા મળે તો પછી શું જોઈએ. આપશ્રી કૃપાદૃષ્ટિથી બે શબ્દો લખો તો કદાચ ગુરુદેવ આજ્ઞા આપે.”

“હું લખું છું, તમે પણ તમારી ઈચ્છાદર્શક પત્ર સાથે જ બીડો. હું માનું છું કે આચાર્યશ્રી જરૂર મંજૂરી આપશે.”

“તો તો ધનભાગ્ય મારાં! મારી અભ્યાસની તમન્ના તો એવી છે કે આજ્ઞા મળે તો બીજી જ ઘડીએ વિહાર કરું. સાથે કોઈ મુનિરાજો હોય તોજ એ સાહસ થઈ શકે.”

“ભાગ્યશાળી! આચાર્યશ્રીની સંમતિ તો આવવા દો, પછી બધી વ્યવસ્થા થઈ જશે.”

આચાર્યશ્રીને પત્ર લખવામાં આવ્યો. સાથે બીજા મુનિરાજોને પૂછવામાં આવ્યું તો મુનિરાજશ્રી રાજવિજયજી

મહારાજ તથા મુનિશ્રી મોતીવિજયજી મહારાજ આપની સાથે જવા માટે તૈયાર થઈ ગયા.

આપણા ચરિત્રનાયક તો આનંદમાં આવી ગયા હતા. સિદ્ધાચળનાં સ્વપ્ન સેવતા હતા. જલ્દીજલ્દી વિહાર કરીશું, જરૂર પડશે તો બબ્બે વિહાર સવારસાંજ કરીશું: પણ પાલીતાણા પહોંચીને ચાતુર્માસ કરીશું. અભ્યાસ પણ જલ્દી થશે. તીર્થાધિરાજ આદીશ્વર દાદાનાં દર્શન થશે. થોડા જ વખતમાં એક ઘડીનો પણ વખત ગુમાવ્યા વિના અભ્યાસમાં લાગી જઇશ અને ન્યાય વ્યાકરણ, તત્વજ્ઞાન, વગેરેનો અભ્યાસ પૂરો કરી ગુરુદેવના ચરણમાં પાછો પહોંચી જઈશ. આ મીઠાં મધુરાં સ્વપ્નો ચાલતાં હતાં, ત્યાં ટપાલ આવી; અને જેની ખૂબ રાહ જોવાતી હતી તે આચાર્યશ્રીનો પત્ર પણ આવી ગયો.

" સાહેબ ? શું ગુરુદેવનો પત્ર આવી ગયો ? "

" હા, તમારા પત્રનો જ જવાબ લાગે છે. અને તેમાં ગુરુદેવે સંમતિ જ આપી હશે. અભ્યાસ માટે તો ગુરુદેવ ના નજ કહે. ખોલીને વાંચોને. "

" જી ના ! આપનો પત્ર છે. આપજ વાંચો. "

" અરે ભાઇ, એમાં શું ! લાવ હું વાંચી બતાવું. "

" આચાર્યશ્રીની તો આજ્ઞા આવી છે. "

" પણ લખે છે શું ? "

" શ્રીજી લખે છે કે ' જવાની ઇચ્છા જ હોય તો ખુશીથી જાઓ, પણ પાંચ વર્ષથી વિશેષ ન રહેશો. પાંચ વર્ષ

પહેલાં પણ જ્યારે ઇચ્છા થાય ત્યારે અહીં પાછા આવી જવું. એ વાતનો ખ્યાલ રહે કે કદાચ બન્ને બાજુથી ન રહી જાઓ."

આપણા ચરિત્રનાયકને જલ્દી જવાની તાલાવેલી હતી. આચાર્યશ્રીની આજ્ઞા તો હતી. વિશેષ રહસ્યનો વિચાર કરવા તો મન ના પાડતું હતું. આજ્ઞા છે, તો પછી જવુંજ. વળી હું વહેલો આવી જઇશ. આમ વિચાર કરી તૈયારી કરી લીધી.

"મથ્થેણ વંદામિ!" અમૃતસરના બેપાંચ આગેવાનો મહારાજશ્રી વલ્લભવિજયજી પાલીતાણા તરફ વિહાર કરે છે તે વાત સાંભળી, મુનિ મહારાજશ્રી વીરવિજયજી મહારાજશ્રી પાસે દોડી આવ્યા.

"ધર્મલાભ! કેમ લાલાજી!"

"સાહેબ અમે સાંભળ્યું છે કે મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજી આદિ પાલીતાણા તરફ વિહાર કરે છે."

"હા! તમારી વાત સાચી છે. ગુરુદેવની આજ્ઞા પણ આવી ગઈ છે. પાલીતાણામાં એક પાઠશાળા છે, ત્યાં અભ્યાસ માટે સારૂં સાધન છે."

"સાહેબ! આચાર્ય મહારાજ પાલીતાણા જેટલે દૂર જવા મહારાજશ્રીને આજ્ઞા આપે તે અમારી સમજમાં આવતું નથી. ભવિષ્યના પંજાબના રક્ષકને ગુરુદેવ પોતાથી જુદા પાડે જ નહિને." આગેવાનોએ શંકા કરી.

"જુઓ! આ રહ્યો શ્રીજીનો પત્ર."

"સાહેબ! પત્ર તો છે પણ તેમાં આચાર્યશ્રીની આજ્ઞા

સ્પષ્ટ નથી.” પત્ર વાંચીને આગેવાનોએ સ્પષ્ટતા કરી.

“શું કહો છો, લાલાજી! આમાં સ્પષ્ટ તો લખ્યું છે કે ખુશીથી જાઓ. પછી બાકી શું રહ્યું?” આપણા ચરિત્રનાયક આ ચર્ચા સાંભળી આવી પહોંચ્યા અને જવાની તૈયારીમાં આ વિઘ્ન ક્યાંથી; તેમ વિચારી ઉપરના શબ્દો બોલી ઉઠ્યા.

“માફ કરશો, સાહેબ! અમે આપની સાથે વિવાદ કરવા નથી ઇચ્છતા પણ એટલું કહ્યા વિના તો નહિ ચાલે કે આચાર્યશ્રીનો અભિપ્રાય આપ બરાબર નથી સમજ્યા.” આગેવાનોએ નીડરતાથી વિનયપૂર્વક કહ્યું.

“લાલા પન્નાલાલજી! તમે જ કહોને, આમાં ગુરુદેવની આજ્ઞા છે કે કેમ?” આપણા ચરિત્રનાયકે પૂછ્યું.

“સાહેબ! બેત્રણ વાક્યો શ્રીજીનાં એવાં છે કે જેમાં તેમની ઇચ્છા તો નથી માત્ર આપની ઇચ્છા પ્રબલ હોવાથી ના નથી લખી, પણ તે માટે ઇશારો તો છેજ.”

“એ બેત્રણ વાક્યો મને જરા સમજાવશો?”

“ઘણી ખુશીથી. જુઓ સાહેબ ‘જો જવાની ઇચ્છા હોય તો’ તે વાક્ય જ સંદિગ્ધ છે. જો તમને મોકલવા હોત તો તો સ્પષ્ટ ન લખત કે અમુકઅમુક સાધુ સાથે જશો.”

“પછી!”

“વળી પાંચ વર્ષ પહેલાં જ્યારે ઇચ્છા હોય ત્યારે આવી જજો. તેનો અર્થ પણ એજ છે કે જલ્દી પાછા આવી

જવાનું સૂચન છે."

"એ તો હું પણ સમજું છું. હું જલ્દી આવવાનો વિચાર રાખીને જ જાઉં છું."

"પણ સાહેબ! છેલ્લું વાકય તો સ્પષ્ટ છે કે 'કદાચ બન્ને તરફથી રહી ન જાઓ.' આ વાકયમાં શ્રીજી ચાહે છે કે તમે ત્યાં જશો પણ કદાચ અભ્યાસ પણ પૂરો નહિ થાય અને અહીં તો પછી કોણ જાણે કેવા સંજોગો ઊભા થાય. સાહેબ? અમે તો આપના હિતની દ્રષ્ટિએ આપને વિનંતિ કરીએ છીએ કે ગુરુચરણમાં રહેવું એજ આપને માટે શ્રેયસ્કર છે. પછી તો આપની જેવી મરજી." લાલાજીએ રહસ્ય સમજાવ્યું.

"લાલાજી આપની વાત પણ વિચારવા જેવી છે. આપ ચિંતા ન કરો. હું અહીંથી શ્રીજીની પાસે જાઉં છું. ત્યાંથી ગુરૂદેવની આજ્ઞા લઈને પછી જ આગળ વિહાર કરીશું." આપણા ચરિત્રનાયકને સંઘના આગેવાનોની દલીલ ગળે ઉતરી અને તેમણે ગુરુદેવની પાસે જવા વિચાર કર્યો.

અમૃતસરથી ત્રણે ગુરુબંધુઓ વિહાર કરવાના હતા. એટલામાં ત્યાંના વયોવૃદ્ધ ધર્મપ્રેમી સજ્જન લાલા બાગામલજી લોઢા આવ્યા.

"મહારાજશ્રી! આપ તો ભલે પધારો. ગુરુદેવ તો દયાસાગર છે. તે આપને આજ્ઞા આપી દેશે, પણ આ બૂઢાની વાત પણ યાદ રાખજો. આપ અંબાલાથી પેલી તરફ આ ચોમાસામાં તો નહિ પહોંચી શકો. મારી વાત ખોટી નીકળે તો હું સાચો ગુરુભક્ત નહિ."

લાલાજીની વાત મનમાં રાખીને અધ્યયન માટે ધૂની આપણા ચરિત્રનાયક ચાલી નીકળ્યા.

આચાર્યશ્રી આ વખતે મિયાની ( જિ. હોશિયારપુર ) માં હતા. ત્યાં પહોંચી ગયા.

થોડા દિવસ આચાર્યશ્રીની સાથે રહી એક દિવસ પ્રસંગ લઈને પ્રાર્થના કરી.

" ગુરુદેવ ! મારે અધ્યયન માટે પાલીતાણા જવાની ભાવના છે. "

" હા ! મેં પત્ર તો લખ્યો હતોને? શું તે પત્ર નથી મળ્યો ? "

" જી ! પત્ર તો મળ્યો હતો પણ અમૃતસરનીવાસી લાલા પન્નાલાલજી, મહારાજમલજી વગેરેને લાગ્યું કે ગુરુદેવની ઇચ્છા તમને ગૂજરાત મોકલવાની નથી. "

" તને શું લાગે છે, વત્સ ! "

" ગુરુદેવ ! મારા અભ્યાસ માટે તો આપ ખૂબ ઉત્સુક છો, વળી હું જલ્દીજલ્દી આપની સેવામાં પાછો આવી જઈશ. "

" ખુશીથી જા ! યાદ રાખજે પંજાબની સંભાળ તારે લેવાની છે. ગૂજરાતમાં જઈને પંજાબ અને તારા ગુરુને ન ભૂલી જતો. " આચાર્યશ્રીએ આપણા ચરિત્રનાયકની અભ્યાસ માટેની તમન્ના જોઈને તેમનું દિલ ન દુભાય એ માટે દુઃખી હૃદયે રજા આપી.

" ગુરુદેવ ! આપ જેવા મારા ભાગ્યવિધાતાને હું કેમ

ભૂલીશ? પંજાબ તો હવે મારા હૃદયમાં જડાઈ ગયો છે. હું જલ્દીજલ્દી આપના ચરણમાં આવી પહોંચીશ." આપણા ચરિત્રનાયકે ગુરુદેવના ચરણે મસ્તક નમાવી રજા લીધી.

આચાર્યશ્રીએ ત્રણે મુનિઓને વિદાય આપી. આપણા ચરિત્રનાયકના જવા સાથે હૃદયમાં થોડો આઘાત થયો. ત્રણ જણને જતાં લાંબે સુધી જોઈ રહ્યા. ક્યારે પાછા આવશે, તેમ વિચાર આવ્યો.

ઘડીયાળમાં આઠના ટકોરા થયા.

"સાહેબ! આ ત્રણ મુનિઓ ગયા છે, તે આઠેક મહિનામાં પાછા આવવા જોઈએ. આ ઘડીયાળની સૂચના મને બહુજ સમયસરની લાગે છે." એક સાધુએ આગાહી કરી.

"જેવો ભાવિભાવ! પાંચ વર્ષમાં તો શું નું શું થઈ જાય!" ગુરુદેવથી બોલાઈ જવાયું.

મિયાનીથી વિહાર કરી અંબાલા પહોંચ્યા, ત્યાં તો પંજાબના ગામેગામ સમાચાર પહોંચી ગયા. બધી જગ્યાએથી અંબાલાના શ્રીસંઘપર પત્રો આવ્યા કે તમે મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજી આદિને રોકશો. અમે આચાર્યશ્રીને વિનતિ કરીને તેમને ગૂજરાત જતા રોકવા ઇચ્છીએ છીએ.

અંબાલાના શ્રીસંઘે થોડા દિવસ સ્થિરતા કરવા પ્રાર્થના કરી; ત્યાં તો દૈવયોગે ત્યાં રહેવા ફરજ પડી. સાથેના એક મુનિમહારાજને તાવ આવવા લાગ્યો. એક મહિનો થયો પણ ઉતરે નહિ. ઔષધઆદિ કરવા છતાં તાવ ગયો નહિ. છતાં

અશાડ સુદી એકમ સુધીમાં ઠીક થઈ જાય તો ૮ દિવસમાં દિલ્હી પહોંચી જવું; તેમ વિચાર કર્યો, પણ ભવિતવ્યતા જુદી જ હતી. જ્ઞાનીનું કથન મિથ્યા થતું નથી. વળી અંબાલાના શ્રીસંઘે ગુરુદેવને પ્રાર્થના પત્ર લખ્યો કે "અહીં એક મુનિ મહારાજનું શરીર અશક્ત છે. આવી હાલતમાં હઠ કરી વિહાર કરવાથી રસ્તામાં તકલીફ રહેશે. વળી અમારા શહેરની પણ બદનામી કહેવાય. આપ તેમને અહીં ચોમાસા માટે આજ્ઞા લખશો. અમે પણ તેમને વિહાર કરવા દઈશું નહિ."

આચાર્યશ્રીએ તુરત જવાબ લખી જણાવ્યો.

"સાથેના મુનિની તબિયત બરાબર નથી તો વિહારનું સાહસ ન કરવું. અંબાલા શ્રીસંઘની અવહેલના કરી જવું યોગ્ય નથી. તમે તો જુવાન છો. ચોમાસું પૂર્ણ કરીને જલ્દી પાલીતાણા જઈ શકાશે."

બસ, પછી શું બાકી રહ્યું! ચોમાસું અંબાલા નિશ્ચિત થઈ ગયું. અને અમૃતસરવાળા ધર્મનિષ્ઠ વૃદ્ધ લાલા બાગામલજી લોઢાની વાત યાદ આવી ગઈ.

ચાતુર્માસમાં બિમાર મુનિરાજનું સ્વાસ્થ્ય પણ સારું થઈ ગયું. આનંદથી ચોમાસું પસાર થવા લાગ્યું. અંબાલાના શ્રીસંઘને પણ મહારાજશ્રીના ચાતુર્માસથી લાભ થયો. નજીવી વાતમાંથી શ્રાવકોમાં મતભેદ હતો તે મહારાજશ્રીના પ્રયાસથી ટળી ગયો અને સંગઠન થયું તેમજ મંદિરનું કામ પણ ત્વરાથી ચાલવા લાગ્યું. આ રીતે ૧૯૪૯ નું છઠ્ઠું ચોમાસું અંબાલામાં થયું.

ચાતુર્માસમાં આપણા ચરિત્રનાયક ઉપર ગૂજરાતથી પણ પત્રો આવ્યા. ગૂજરાતમાં તેમના પાલીતાણા તરફના વિહારની વાત પહોંચી ગઈ હતી. ઘણાને તે માટે આનંદ થતો હતો, પણ કેટલાક અંગત હિતૈષી આત્મજનોને તો થોડું દુઃખ થયું. તેઓની તો માન્યતા હતી કે આપણા ચરિત્રનાયક ગુરુદેવના ચરણોમાં રહે અને તાલીમ મેળવે એ મોટામાં મોટો અભ્યાસ છે. ગૂજરાતમાં પાઠશાળાનું સાધન છે—પણ ગુરુસેવા અને તાલીમ પાસે તેની કશી કીંમત નથી.

વડોદરાના ધર્માત્મા શેઠ ગોકળભાઈ દુર્લભદાસ, મોટાભાઈશ્રી ખીમચંદભાઈ, ધર્મકાર્યમાં સહાયક જવેરી હીરાચંદભાઈ, ભરૂચના શેઠ અનોપચંદ મલુકચંદ, ખંભાતના શેઠ પોપટભાઈ અમરચંદ તથા ધુળિયા (ખાનદેશ) ના શેઠ સખારામ દુર્લભદાસ આદિના પત્રો આવ્યા અને તે વાંચતાં આપણા ચરિત્રનાયકના વિચારોમાં ભારે પરિવર્તન થયું.

પોતે પણ આ માટે વિચારમગ્ન તો હતા જ. એક તરફ અધ્યયનની તમન્ના, બીજી તરફ ગુરુદેવની મમતા, તેઓશ્રીની તાલીમ અને તેમની ચરણસેવાનો લાભ. વળી પંજાબના ગામેગામના સંઘના આગેવાનોનો પંજાબ છોડીને નહિ જવાનો અનુરોધ. આ બધામાં ગૂજરાતના પત્રોએ ઉમેરો કર્યો.

ગૂજરાતના પત્રનો નમૂનો આ રહ્યો.

વડોદરા

"પૂજ્યપાદ મુનિમહારાજશ્રી વલ્લભવિજયજી મહારાજ.

શ્રી અંબાલા વડોદરાથી લી. સેવક...........ના વંદણા અવધાર-શોજી. આપ સા મુનિરાજ સુખશાતામાં હશો. અત્રે દેવગુરુ ધર્મના પ્રતાપે આનંદ છે. આપના ગૂજરાત તરફ આવવાના સમાચાર સાંભળી આનંદ થયો છે, કારણ કે ઘણા વર્ષો પછી આપના ગૂજરાતમાં પગલાં થાય છે. ગૂજરાતના બધા ગુરુ-ભક્તોને પણ આથી આનંદ થશે. પણ અમારા જેવા આપ્ત-જનોને તો આનંદને બદલે અત્યંત દુઃખ થશે. સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન, જ્ઞાનસાગર, ગુણનિધિ પરમ ગીતાર્થ, યુગપ્રધાન તુલ્ય ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરિજી મહારાજના ચરણોમાં **ગુરુકુળવાસ**માં અધ્યયન કરવાનું—તાલીમ લેવાનું છોડી આપ અહીં શા હેતુથી આવવા તૈયાર થયા છો? અમારી તો પ્રાર્થના છે કે ભૂલેચૂકે પણ તે માટે વિચાર ન કરશો. અમે આપના દર્શનલાભથી ભલે વંચિત રહીએ પણ આચાર્યશ્રીની ચરણસેવામાં આપ રહો તેથી અમને વિશેષ આનંદ થશે. આમાં આપનું અને સમાજનું કલ્યાણ છે. આપની સુખશાતાનો પત્ર લખતા રહેશો.

એજ લી. દર્શનાભિલાષી

સેવક...........

ના વંદણા સ્વીકારશોજી

આવા બીજા પણ પત્રો આવ્યા હતા. મનમાં દ્વિધા ઉત્પન્ન થઈ. શું કરવું?

આજે આખો દિવસ એવો જ ગયો, ગોચરી પણ લીધી ન લીધી અને વાંચવા બેઠા. વાંચવામાં પણ મન ન લાગ્યું. વિચાર આવવા લાગ્યા. સાંજ પડી અને પ્રતિક્રમણ

આદિ કરી સંથારો કર્યો. લાખ લાખ વિચારો આવવા લાગ્યા. ઊંઘ તો ન આવી તે ન આવી. વિચારપરંપરા ચાલી.

અભ્યાસ તો કરવો છે. તો પછી પાલીતાણા જવું જોઈએ. એક ચોમાસું તો રસ્તામાં ગયું. હવે જતાં જતાં પણ વખત તો લાગશે. ગુરુદેવે જલ્દી પાછા આવવા તો કહ્યું છે, પણ ત્યાં જતાં જતાં રસ્તામાં બીજાં કાંઈ વિઘ્ન આવ્યાં તો? હું જ ક્યાંક બિમારીનો ભોગ થઈ ગયો તો? અરે પાલીતાણા પહોંચ્યો અને ગુરુદેવની માંદગીના સમાચાર આવ્યા તો, પછી ઊડીને પણ નહિ પહોંચાય. વિદ્યા વિના તો રહીશ પણ આચાર્યશ્રીની છત્રછાયા અને કૃપાદૃષ્ટિથી વંચિત રહીશ, વળી પંજાબ શ્રીસંઘ અને બધા ગુરુભક્તોની દૃષ્ટિએ તો ગુરુની આજ્ઞાભંગ કરવાનો દોષ પણ રહેશે. વળી આ શરીરનો પણ શો ભરોંસો? કોને ખબર હતી કે મુનિમહારાજશ્રી રાજવિજયજીની તબિયત આમ બગડશે અને અંબાલામાં રહેવાનું થશે? સારું થયું કે હજી તો પંજાબની ભૂમિમાં છીએ અને ગુરુદેવ પણ દૂર નથી. પંજાબની ભૂમિ—પંજાબના લોકો--ગુરુદેવનો સંદેશ મને અહીં જ રાખવા ઇચ્છે છે. મારે તે શિરોધાર્ય માનવું ઘટે. બસ હું આચાર્યશ્રીની ચરણસેવા છોડી ક્યાંય પણ નહીં જાઉં. વિદ્યા જે કાંઈ ભાગ્યમાં હશે તે તો ગુરુદેવના ચરણોમાં બેસવાથી પણ મળી રહેશે. અરે! તેમની તાલીમ અને તેમની કૃપાદૃષ્ટિ મારે માટે મહાન અભ્યાસ થશે. મેં ભારે ભૂલ કરી. હવે તો ક્યારે ચોમાસું પૂરું થાય અને ક્યારે ગુરુદેવના ચરણમાં જઈ પહોંચું?”

આ નિર્ણયથી હૃદય હલકું થયું. મોટો ભાર ઊતરી ગયો. ઊંઘ લાધી અને ગુરુદેવના પ્રફુલ્લ--શાંત—મનોરમ્ય વદનના સ્વપ્નમાં દર્શન થયાં.

ચાતુર્માસ પૂરું થતાં જ અંબાલાથી વિહાર કરી લુધિયાના થઈ જલંધર પધાર્યા. ગુરુદેવ અહીં જ હતા.

" કૃપાસિંધુ ! મને માફ કરો. મારી ભૂલ થઈ." આપણા ચરિત્રનાયકે ચરણોમાં મસ્તક મૂકી માફી માગી.

" ભાઈ! પંડિત થઇ આવ્યા કે !" સ્મિત કરી આચાર્યશ્રીએ ઉઠાડયા.

" તારણહાર ! ભૂલ સુધારીને આવી ગયો. કલ્પવૃક્ષ છોડીને ભ્રમથી બીજે મનોવાંછિત લેવા દોડતો હતો." આપણા ચરિત્રનાયકે એકરાર કર્યો.

" કેમ સાહેબ ! મેં શું કહ્યું હતું. આઠ મહિનામાં પાછા આવશે. કેવું સાચું પડયું ?" એક મુનિરાજે ભવિષ્ય ખરૂં પડતાં કહ્યું.

" હા ભાઈ! તારી વાત સાચી પડી."

" બેટા ! આનંદથી રહો અને અભ્યાસ કરો. તારે માટે બધી અનુકૂળતા થઈ રહેશે. તને જવા દેવાની મારી તો ઇચ્છા હતી જ નહિ. તું ગયો ત્યારે મને આઘાત પણ થયેલો પણ હું તને નિરાશ કરવા નહોતો ઇચ્છતો."



# શ્રી પ્રવર્તકજીનો અનન્ય પ્રેમ

[ ૧૭ ]

" મત્થેણ વંદામિ."

" ધર્મલાભ, ઓહો ! કોણ વીરચંદભાઈ કે ? બહુ જલ્દી આવ્યા ?"

" સાહેબ, આપનો પત્ર આવ્યો ને હું નીકળ્યો. ફરમાવો શું હુકમ છે ?"

" વીરચંદભાઈ ! જુઓને ! અમેરિકામાં સર્વ ધર્મ પરિષદ થવાની છે. ત્યાંનું નિમંત્રણ છે. પણ મારાથી તો થોડું ત્યાં જવાય ?"

" પણ સાહેબ આ પરિષદ પણ બહુ મહત્ત્વની છે. આપણે કાંઈ કરવું તો જોઈએ."

" હા ભાઇ ! હું જાણું છું. અને તે વિચારથી તમને બોલાવ્યા છે."

"ગુરુવર્ય ! હું તૈયાર છું. આવું જૈન ધર્મપ્રચારનું કાર્ય થતું હોય તો તે મારાં ધનભાગ્ય ગણાય."

"વીરચંદભાઈ, મને લાગે છે કે તમે થોડા વખત મારી પાસે અહીં રહો તો હું તમને ઠીક ઠીક તૈયારી કરવા માટે વખત આપી શકું."

"સાહેબ ! હું ખુશીથી રહીશ. અને મારે પણ આપની પાસે જૈન મનોવિજ્ઞાન તથા કર્મવિજ્ઞાન વિષે થોડો વિશિષ્ટ અભ્યાસ કરવો છે. મને એ અમેરિકામાં ઉપયોગી થઈ પડશે."

"વલ્લભ !"

"જી સાહેબ, આવ્યો જી."

"આપણો નિબંધ શ્રી વીરચંદભાઈને બતાવશો ?"

"જી ! તૈયાર જ છે. લાવી આપું."

"જુઓ ! વીરચંદભાઈ મેં એક નિબંધ તૈયાર કર્યો છે. વલ્લભવિજયજીએ તેને સુંદર અક્ષરથી લખી રાખ્યો છે. તમે વાંચી જાઓ અને પછી તે વિષે આપણે થોડી ચર્ચા કરી લઈએ."

આચાર્યશ્રી જલંધરથી વિહાર કરી વેરોવાલ, જંડિયાલાગુરુ થઈને અમૃતસર પધાર્યા. અમેરિકામાં 'સર્વ ધર્મ પરિષદ' થવાની હતી. તેમાં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે આચાર્ય મહારાજશ્રીને પ્રમુખનું હાર્દિક નિમંત્રણ હતું. આચાર્યશ્રી તો ત્યાં જઈજ કેવી રીતે શકે, પણ તેમણે વિચાર કરી એસોસીએશન ઑફ ઈન્ડિયાના સેક્રેટરી શ્રીયુત

વીરચંદભાઈ ગાંધી B. A. ને તે પ્રસંગે મોકલવા નિર્ણય કર્યો. તે માટે શ્રી વીરચંદભાઈને પોતાની પાસે બોલાવ્યા. થોડો વખત તેમને સાથે રાખી જૈન સિદ્ધાંતો વગેરે સમજાવ્યા.

શ્રી વીરચંદ રાઘવજી ગાંધી વીરક્ષેત્ર મહુવાના વતની હતા. ધર્મપ્રેમી, સમાજસેવક અને વિદ્વાન હતા. " ચિકાગો પ્રશ્નોત્તર " તૈયાર કરી તેઓ ગયા અને ત્યાં સર્વ ધર્મ પરિષદમાં જૈનધર્મ વિષે મનનીય વ્યાખ્યાન આપ્યું, એટલું જ નહિ પણ અમેરિકા વગેરે દેશોમાં ફરી જૈન ધર્મનો સારો એવો પ્રચાર કર્યો. આપણા ચરિત્રનાયકને પણ આ ગધા આંદોલનોનો લાભ મળ્યો, એટલું જ નહિ પણ આચાર્યશ્રીની કાર્યપદ્ધતિ તથા વ્યવહાર દક્ષતાનો પણ ખૂબ પરિચય થયો.

આચાર્યશ્રીનું ચોમાસું જંડિયાલાગુરુમાં થયું. અહીં આચાર્યશ્રીએ આપણા ચરિત્રનાયકના અભ્યાસની દ્રષ્ટિએ વ્યાખ્યાનમાં શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર રાખ્યું. અહીં આચાર્યશ્રીની ઇચ્છાનુસાર ' જૈનમતવૃક્ષ ' પોતે તૈયાર કર્યું. કેટલાક સાધુઓને પણ પોતે પાઠ આપતા રહ્યા. સં. ૧૯૪૯ નું આપણા ચરિત્રનાયકનું ચોમાસું પણ જંડિયાલાગુરુમાં થયું.

અહીં આચાર્યશ્રીને ઘુંટણમાં દુઃખાવો થવાથી તરત વિહાર થઈ શકયો નહિ. મુનિરાજોએ આચાર્યશ્રીને નવીન સાધુઓને યોગોદ્વહનની ક્રિયા કરાવવાને માટે પ્રાર્થના કરી. શ્રી ઉદ્યોતવિજયજી મહારાજના શિષ્ય શ્રી કર્પૂરવિજયજી, શ્રી વીરવિજયજી મહારાજના શિષ્ય શ્રી દાનવિજયજી, શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્ય શ્રી ચતુરવિજયજી તથા લાભવિજયજી તથા શ્રી હંસવિજયજી મહારાજના શિષ્ય

શ્રી તીર્થવિજયજી અને આપણા ચરિત્રનાયકના પ્રથમ શિષ્ય શ્રી વિવેકવિજયજી, આ છ સાધુમુનિરાજોને આચાર્યશ્રીએ છેદોપસ્થાપનીય યોગોદ્વહન કરાવવાની ક્રિયા શરૂ કરી. આચાર્યશ્રી લગભગ બધી ક્રિયાઓ આપણા ચરિત્રનાયકના હાથથી જ કરાવતા. સાયંકાલની ક્રિયા તો સંપૂર્ણ રીતે આપણા ચરિત્રનાયક જ કરાવતા.

જંડિયાલાથી વિહાર કરી પટ્ટી થઈને આચાર્યશ્રી જીરા પધાર્યા. જીરામાં આચાર્યશ્રીનો પ્રવેશ બહુજ આનંદપૂર્વક થયો. શ્રીસંઘની વિનતિથી આચાર્યશ્રીએ ચાતુર્માસ જીરામાં કર્યું.

જીરામાં કેટલાક ધર્મનિષ્ઠ ભાઈઓ જૈન ધર્મના જાણકાર હતા. તેઓ ધર્મની ઝીણીઝીણી વાતો તેમજ તાર્કિક દલીલો સમજી શકતા હતા, તેથી તેઓના આગ્રહથી આચાર્યશ્રીએ વ્યાખ્યાનમાં ગણધરવાદ શરૂ કર્યો. આપણા ચરિત્રનાયકને પણ તે સાંભળવાનો બીજીવાર લાભ મળ્યો. કેટલીક વિશિષ્ટતા જાણવાની મળી. સં. ૧૯૫૦ નું આપણા ચરિત્રનાયકનું ચાતુર્માસ પણ જીરામાં થયું.

આચાર્યશ્રી જીરાથી વિહાર કરવાના હતા પણ પટ્ટીથી મહારાજશ્રી કાંતિવિજયજી તથા મહારાજશ્રી વીરવિજયજી મહારાજનો પત્ર આવ્યો કે આપશ્રી ત્યાં સ્થિરતા કરો તો આપનાં દર્શન કરવા અભિલાષા છે. બન્ને મુનિરાજો શિષ્યોસહિત આવી પહોંચ્યા. ગુરુદેવને સપ્રેમ વંદણા કરી તેમની પદરજ લઈ કૃતકૃત્ય થયા.

“ખાનગી ખાનગી શું વાતો કરો છો?” આચાર્ય-

શ્રીએ એકાએક પ્રશ્ન કર્યો.

‘ પધારો કૃપાનાથ ! ઘણા વખતે બન્ને મળ્યા તેથી જરા વાતો કરીએ છીએ. વલ્લભવિજયજી તો આપશ્રીના ભારે કૃપાપાત્ર થઈ ગયા છે ને શું ? વિદ્વાન પણ થયા છે. જુઓને સાહેબ ! મારી સાથે પણ ઠીકઠીક ચર્ચા કરી શકે છે.” શ્રી કાંતિવિજયજી તથા આપણા ચરિત્રનાયક વાતો કરતા ઊભા થઈ ગયા. આચાર્યશ્રીને વંદન કર્યું અને વિનયથી જવાબ આપ્યો.

“ પણ મારા તૈયાર કરેલા વલ્લભને તમે ગૂજરાત ન ઉડાવી લઈ જતા. પંજાબને માટે મેં તેને તૈયાર કર્યો છે. મને તેને માટે બહુ જ મોટી આશા છે. ” હસતાં હસતાં આચાર્યશ્રીએ પ્રશ્ન કર્યો.”

કૃપાનાથ ! એમ કદી ન બને. એ તો આપના કૃપાપાત્ર છે. તેમના મન પર આપનો એવો જાદુ થઇ ગયો છે કે તે કોઇના ચળાવ્યા ચળે તેમ નથી. વળી ગુરુદેવ ! મને તો ખૂબ આનંદ થાય છે કે મારા દેશના અને મારા જ શહેરના એક ભાગ્યશાળી મુનિરત્ન આપના વિશ્વાસપાત્ર બન્યા છે અને એજ પંજાબના રક્ષક બનશે. ” શ્રી કાંતિવિજયજી મહારાજશ્રીએ પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો.

“ ભાઇ ! ગૂજરાતમાં મુનિરાજોનો તોટો નથી, પણ આ પંજાબની કોણ સંભાળ લ્યે. આવ્યો ત્યારથી તે મારા હૃદયમાં જડાઈ ગયો છે અને ખરેખર તે સુપાત્ર છે. મારી પછી તેજ પંજાબની રક્ષા કરશે. તમે બધા તેને સાથ આપશોને ? ” આચાર્યશ્રીએ મનની ભાવના વ્યક્ત કરી.

"દયાનિધિ! અમે તો આપના જ છીએને! પંજાબ પણ આપનું છે એટલું અમારું છે અને આ વલ્લભવિજયજી પણ આપના છે તેથી વિશેષ અમારા છે. ગુરુદેવ! મારું તો વચન છે કે મરતાંદમ સુધી હું તેમની સાથે જ છું. આપ નિશ્ચિંત રહેશો." શ્રી કાંતિવિજયજી મહારાજશ્રીએ વચન આપ્યું.

"તમારાં વચનોથી મને બહુ જ આનંદ થયો. હવે મૃત્યુ ગમે ત્યારે આવે, મારો વારસો તો સોંપાઇ ગયો." આચાર્યશ્રીએ સ્પષ્ટતા કરી.

"ગુરુદેવ! ગૂજરાત તરફ જવા અભિલાષા છે. ઘણા વર્ષોથી ગૂજરાત છોડયું છે. આજ્ઞા આપો તો તે તરફ વિહાર કરીએ. વિદાય આપો ને આશીર્વાદ આપો." શ્રી કાંતિ-વિજયજી મહારાજશ્રીએ પ્રાર્થના કરી.

"સુખેથી સીધાવો. મારા આશીર્વાદ છે. અને ભાઈ હું પણ હવે કાંઠે બેઠો છું. આ દેહનો શો ભરોંસો. મારી પણ વિદાય જ સમજો." ગુરુદેવે ભવિષ્યવાણી ભાખી.

આચાર્યશ્રી જીરાથી વિહાર કરી પટ્ટી પધાર્યા. અને મહારાજશ્રી કાંતિવિજયજી મહારાજ વિદાય લઇ ગૂજરાત તરફ પધાર્યા. પટ્ટીના શ્રીસંઘને ખૂબ આનંદ થયો. પ્રતિ-ષ્ઠાની તૈયારી થવા લાગી. ધામધૂમપૂર્વક સં. ૧૯૫૧ ના માહ સુદી ૧૩ ના દિને શ્રી પાર્શ્વનાથ સ્વામીની પ્રતિષ્ઠા કરી અને આ મુહૂર્તમાં પચાસ નવીન પ્રતિમાઓની અંજન શલાકા પણ કરી.

આ પ્રતિષ્ઠા–અંજનશલાકાના વિધિવિધાનમાં પણ આપણા ચરિત્રનાયકે ઘણું કાર્ય કર્યું. જીરાના ચોમાસામાં આચાર્યશ્રીએ "તત્ત્વનિર્ણયપ્રાસાદ" નામનો ગ્રંથ પ્રારંભ કર્યો હતો. અહીં તેની પ્રેસકોપી આપણા ચરિત્રનાયકે શરૂ કરી.

પટ્ટીથી વિહાર કરી બધા અંબાલા આવ્યા. ૧૯૫૧ નું નવમું ચોમાસું આપણા ચરિત્રનાયકે આચાર્યશ્રીજીની સાથે અંબાલામાં કર્યું. અહીં આચાર્યશ્રીની આંખનો મોતીઓ ઉતરાવવામાં આવ્યો. તત્ત્વનિર્ણયપ્રાસાદનું કામ ચાલુ રહ્યું. સં. ૧૯૫૨ ના માગશર સુદી ૧૫ ના દિવસે અંબાલા શહેરમાં શ્રી સુપાર્શ્વનાથ સ્વામીની પ્રતિષ્ઠા થઈ.



## જીવન—સંદેશ

[ ૧૮ ]

સતલજ નદીના વિશાળ પટ પર સૂર્યનાં સોનેરી કિરણો પથરાઈ રહ્યાં છે. મંદમંદ શીતળ પવન હવામાં તાઝગી ભરી રહ્યો છે. સરિતાનાં નિર્મળ નીર ખળખળ વહી રહ્યાં છે. ગુરુ અને શિષ્ય શહેર બહાર શાંત–પ્રશાંત વાતા-વરણમાં આવી પહોંચ્યા છે. ગુરુ પોતાનાં અધૂરાં કાર્યની વિમાસણમાં ચિંતાતુર છે. ભવિષ્યનાં અનેક સમાજઉત્થાન અને શાસનસેવાનાં કાર્યોનું મંથન ચાલી રહ્યું છે. શિષ્ય ગુરુને પગલેપગલે શાંતચિત્તે અનુસરી રહ્યા છે.

" વલ્લભ ! કોણ જાણે શાથી મારા મનમાં ભારે મન્થન ચાલી રહ્યું છે, એટલે જ આજે હું તને અહીં સુધી લઇ આવ્યો છું. મારા હૃદયની ઊંડીઊંડી વેદનાઓ તું પચાવી લે તો મને ચિરશાંતિ મળે. મારી શક્તિઓ હવે ક્ષીણ થતી જણાય છે. શાસન અને સમાજના ભાવી માર્ગની મારી

મનોસૃષ્ટિ તું સમજી લે." ગુરુએ પોતાની ચિંતા વ્યક્ત કરી.

"આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે, ગુરુદેવ!" શિષ્યે વિનય બતાવ્યો.

"વત્સ! સૌરાષ્ટ્ર અને ગુજરાતની સંસ્કારિતા, ધર્મ-પ્રેમ, ભક્તિભાવ, સંસ્કૃતિ, આતિથ્ય અને સમૃદ્ધિની મારા પર સારી છાપ પડી છે. વીરભૂમિ પંજાબનાં પ્રેમ, વીરતા, અડગતા અને સરળતા તથા અનન્ય ગુરુભક્તિ પણ કેમ ભૂલાય? એ પ્રદેશોદ્વારા જૈન સમાજનું કલ્યાણ સાધી શકાય એમ મને સમજાય છે. તેમાં જ શાસનની શોભા છે." ગુરુએ પોતાના ભાવ રજુ કર્યા.

"ગુરુદેવ! આપની વાત બરાબર છે. સમાજનું કલ્યાણ એ મહત્ત્વની વસ્તુ છે. પણ તે માટે શું શું કરવું આવશ્યક છે તેની ઝાંખી કરાવવા કૃપા કરશો?" શિષ્યે પ્રશ્ન કર્યો.

"ભાઈ! ક્રાન્તિ અને શાન્તિ એ બે મંત્રો જો સમાજ બરાબર ઝીલે તો ભવિષ્યના જગતમાં જૈનશાસનના અહિંસા અને સત્યનો ભારે વિજય થાય. મારું જીવન કેવું ક્રાન્તિમય છે, પણ શાન્તિની મારી સાધના પણ તેટલી જ તીવ્ર છે."

"આપની ભાવી યોજના શી છે? કૃપાળુ!"

"બેટા! ગગનચુમ્બી મંદિરો શ્રદ્ધાનાં સૂચક થઈ ગયાં. તે મંદિરોને પૂજનારા પણ સુખી હોવા જોઇએને? પણ જ્ઞાન વિના સુખશાન્તિ નથી. અનેક પ્રકારના વહેમો તે સિવાય નષ્ટ થવા મુશ્કેલ છે. જ્ઞાન એ પ્રકાશ છે. એટલે હવે મારું લક્ષ્ય સરસ્વતી મંદિરો તરફ છે. એકપણ જૈન બાળક-બાલિકા જ્ઞાનથી વંચિત ન રહે. ગામેગામ શહેરેશહેર વિદ્યાલયો

સ્થપાવાં જોઈએ. ધાર્મિક શિક્ષણ અને ધાર્મિક સંસ્કાર સાથેનું વ્યવહારિક શિક્ષણ હોવું જોઈએ. જ્ઞાન વિના કશું નથી, જેમ ધર્મ વિના સંસ્કાર નથી."

"પ્રભો! સાધુસમાજની ઉન્નતિ માટે આપ શું કહો છો?

"પ્રિય! સાધુસમાજમાં આજે શાસ્ત્રોના અભ્યાસ માટે જોઈએ તેટલો પ્રેમ નથી. ઝગડા પણ કોઇકોઈ જગ્યાએ જોવાય છે. આ માટે એક મહાન પાઠશાળા કેન્દ્રસ્થાને હોવી જોઈએ. નવીન સાધુઓ તથા દીક્ષાના ઉમેદવારો તે સંસ્થામાં ખૂબ અભ્યાસ કરે. સાથેસાથે એક ફરતા વિદ્યાલયની પણ યોજના જોઈએ. જેમાં ૪–૬ વિદ્વાનો ફરતા રહે અને સાધુઓને અભ્યાસ કરાવે. ધર્મ, સાહિત્ય અને સમાજના કલ્યાણ અને ઉત્કર્ષ માટે સાધુઓએ અનેક જાતની વિદ્યાનું અને અનુભવનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ."

"ગુરુવર્ય! સાધ્વી સમાજ માટે આપ શું ધારો છો?"

"વલ્લભ! સાધ્વી સમાજ માટે આજે તો નિરાશા ઉપજે છે. તેમની કોઈને પડી નથી. સમર્થ સ્ત્રી—શક્તિનો વિકાસ સમાજના બીજા અંગને ખૂબ પ્રાણ આપી શકે તેમ છે. તેમને માટે જ્ઞાનધ્યાનની યોજના જોઈએ. સાધ્વીઓ વિદ્વતા મેળવી સ્ત્રીસમાજમાં ઘણું ઘણું કરી શકે."

"કૃપાસિંધુ! સાધુસંસ્થાને સંગઠિત કરવા શું કરવું જોઈએ."

"વલ્લભ! તારા પ્રશ્નનો મર્મ હું સમજી ગયો છું. પણ એક વસ્તુ તું પણ સમજી લે કે સાધુસમાજમાં જો કુસંપ પેઠો, સાધુસમાજમાં જો સડો પેઠો, સાધુસંસ્થામાં

જો શિથિલતા પેઠી, સાધુસમાજ નવયુગના નવીન વિચાર-પ્રવાહને જો ન ઓળખી શકયો અને સમાજના ડોલતા નાવને જો બચાવી ન લીધું તો એ પવિત્ર સંસ્થા સામે બળવો થશે. આજથી ૫૦ વર્ષ પછી કેવો યુગ આવશે તેની કલ્પના આવી શકે છે ? જેમ જેમ જ્ઞાન વધશે, દેશ વિદેશનો સંપર્ક વધશે, તેમ તેમ નવીન સુધારાઓ આવશે. કેટલાક આવશ્યક હશે, કેટલાક નુકસાનકર્તા પણ હશે પણ એ સમગ્રે સાધુસમાજ પ્રખર, ચારિત્રશીલ, વિદ્વાન, સમયજ્ઞ, અને વિચારશીલ નહિ હોય તો સાધુસંસ્થા પણ વિનાશના પંથે વળશે."

"ગુરુદેવ ! સાહિત્ય પ્રચાર માટે આપની શી યોજના છે ?"

"ભાઈ ! જૈનસિદ્ધાંત, જૈનશાસ્ત્રો અને જૈનસાહિત્યનુ જગતના સાહિત્યમાં અનેરું સ્થાન છે. દેશવિદેશમાં તેના અભ્યાસકો વધતા જશે. તેમાં સંશોધનો પણ થશે. આપણા જ્ઞાનભંડારો એ મહામૂલા ખજાના છે. તેના રક્ષણની અને જ્ઞાનવૃદ્ધિની યોજનાઓ થવી જોઈએ. જગતને આપણા સિદ્ધાંતોમાંથી અવનવા સંદેશો મળે તેવો પ્રબંધ કરવામાં જૈનશાસનની પ્રતિષ્ઠા છે."

"પ્રભો ! સાધુઓ તો ઉપદેશ માત્ર આપી શકે, બીજું તો શું થઈ શકે ?"

"બેટા ! એ ઉપદેશદ્વારા તો રાજામહારાજા વશ થાય. તે વાણીદ્વારા તો સમાજ, ધર્મ, દેશ અને જગતમાં નવીન પ્રાણ પૂરી શકાય. અલિપ્ત રહી સમાજના કલ્યાણના કાર્યો

માટે ઘણું ઘણું કરી શકાય. ચારિત્ર અને શાસનનો ઉદ્યોત એ બે વસ્તુ નજર સામે રહેવાં ઘટે. ભવિષ્યનો સાધુ મહાન વિચારક, નવયુગપ્રવર્તક, દ્રષ્ટા અને સાધક હશે. એક વીરચંદ જેવા અનેક વીરચંદો પેદા કરવા પડશે."

"ગુરુદેવ! આપની વેધક દ્રષ્ટિની આજે જ પ્રતીતિ થઈ. પણ આ બધા માટે કરોડો રૂપિયા જોઈએ તેનું શું?"

"વાહ રે વાહ? તું શું કહે છે આ? જે જૈનસમાજમાં જગડુ, ભામાશાહ, વિમળમંત્રી, વસ્તુપાળ, તેજપાળ, કુમારપાળ અને મોતીશા જેવા અનેક ભાગ્યશાળી સ્થંભોએ કરોડોના દાનનો અમર વારસો આપ્યો છે, તેના જ પુત્રો શાણા વણિકો પોતાનાં બાળકો, બાળાઓ, બહેનો, સ્વધર્મીભાઈઓ, વહાલાં મંદિરો, જ્ઞાનભંડારો, પૂજ્ય સાધુસંસ્થા, પ્રિયસિદ્ધાંતો અને મહાન અહિંસાધર્મ માટે પૈસા આપતાં વિલંબ કરશે ખરા કે? ભાઈ! તું ભ્રમણા ન સેવ, સમાજના, ધર્મના કલ્યાણ માટે ઘરેણાંનો વરસાદ વરસશે. જૈન તો શું જૈનેતરો, લાખો આપશે. પશ્ચિમના વિદ્વાનો સાહિત્ય લખશે. જૈન તીર્થો તો હજારોને મુગ્ધ કરશે. જૈન સિદ્ધાંતો જગતના ઉત્થાનમાં—જગતની શાંતિમાં વિજયી થશે."

"પરમપૂજ્ય ગુરુદેવ! આપની અમૃતવાણીથી મારી તૃષા બૂઝાતી નથી. એ અમૃતવાણીની વર્ષા થયા કરો—હું તૃપ્ત થાઉં ત્યાં સુધી."

આકાશમાં મેઘ દેખાયો—અમૃત વર્ષાના બિંદુઓ ટપકવા લાગ્યા. ગુરુશિષ્ય વિચારની લહેરોમાં લહેરાતા, રાહ જોતા શિષ્યગણ તરફ વિદાય થયા.

અંબાલાથી વિહાર કરી આચાર્યશ્રી જ્યારે લુધિયાના પધાર્યા ત્યારે તેઓશ્રીને લાગ્યું કે જીવનદીપ બહુ વખત પ્રકાશી શકે તેમ નથી. એક દિવસ આચાર્યશ્રી અને આપણા ચરિત્રનાયક ફરતા ફરતા સતલજ નદીને કિનારે આવી પહોંચ્યા. અહીં આચાર્યશ્રીએ આપણા ચરિત્રનાયકને પોતાનો જીવનસંદેશ આપ્યો અને જાણે પોતાનો વારસો આપતા હોય તેમ પ્રેમપૂર્વક આશીર્વાદ આપ્યા. ચરિત્રનાયક બડભાગી થયા. પ્રતાપી મહાત્માશ્રીના અંતરના આશિષ મેળવી પોતાને ધન્ય માનવા લાગ્યા.

લુધિયાનાથી વિહાર કરી સનખતરા પધાર્યા. અહીં ૨૭૫ જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. અંજનશલાકા કરવામાં આવી. અને ત્યાંનું મંદિર શ્રી શત્રુંજયની આદીશ્વરદાદાની ટૂંક જેવું જ છે. તે જોઈ આચાર્યશ્રીને શત્રુંજય યાદ આવ્યો.

“ વલ્લભ ! આપણે શત્રુંજય ઉપર ચડી રહ્યા છીએ શું ! ”

“ પ્રભો ! આ સનખતરાનું મંદિર આદીશ્વરદાદાની ટૂંક જેવું જ છે. એ પણ આપશ્રીના ઉપદેશનું જ ફળ છે.”

વૈશાખ સુદિ પુનમની અંજનશલાકા અને પ્રતિષ્ઠા સાનંદ કરાવી. સં. ૧૯૫૨ ના વૈશાખ વદી ૬ ના સનખતરાથી વિહાર કરી પસરૂર, સતરાહ, સેરાંવાલી, વડાલી વગેરે ગામોમાં થઈ આચાર્યશ્રી ગુજરાંવાલા પધાર્યા. રસ્તામાંથી આચાર્યશ્રીનો શ્વાસરોગ વધ્યો હતો. સાધુમુનિરાજોએ ઔષધ માટે પ્રાર્થના કરી પણ આચાર્યશ્રીએ તે વાત ધ્યાન પર ન લીધી, અને ઉલટું એવા નાના નાના રોગ માટે તે વળી દવા શું ? એમ કહી વાત ઉડાવી દીધી.



# અન્તિમ અંજલિ

[ ૧૯ ]

સં. ૧૯૫૨ ના જેઠ સુદી સાતમ ને મંગળવારના દિવસે આચાર્યશ્રી સવારથી વિશેષ નરમ જણાતા હતા. ગુજરાનવાલાના શ્રીસંઘના આબાલવૃદ્ધ ગુરુદેવના દર્શને આવતા હતા. સાધુમુનિરાજો ગુરુદેવની સેવાસુશ્રુષામાં હતા. આપણા ચરિત્રનાયક તો પાસે જ બેઠા હતા. આસપાસના ગામોમાંથી પણ ઘણા ભાઈબહેનો ગુરુદેવનું સ્વાસ્થ્ય જોવા તથા દર્શન કરવા આવતા હતા. વૈદ્ય-હકીમ પણ આવતા જતા હતા. કેટલાક ધર્મપ્રેમી અને ગુરુપ્રેમી હિંદુ ભાઈઓ, સીખ ભાઈઓ અને બ્રાહ્મણ ભાઈઓ અને આર્ય-સમાજી ભાઇઓ પણ ગુરુદેવને જોવા આવતા હતા.

એ શાંતમૂર્તિ ગુરુદેવ બધાને ધર્મલાભ આપતા, દેહના દંડ તો દેહ જ ભોગવે તેમ શાંત મને શારીરિક વેદના

અનુભવતા મૃત્યુને ભેટવા તૈયાર હતા.

"ગુરુદેવ! કેમ છે આપને!" આપણા ચરિત્રનાયકે હિંમત રાખી પૂછ્યું.

"આજે શ્વાસનું જોર વિશેષ છે, ભાઈ!"

"વૈદને બોલાવું. આપ કહો તો ડાકટરને બોલાવીએ." આપણા ચરિત્રનાયકે ઉત્સુકતાથી પૂછ્યું.

"ના ભાઇ ના, આમાં હવે વૈદ શું કરશે. તુટીની બુટી નહિ."

ત્યાં તો બધા મુનિરાજો એકઠા થઇ ગયા. બધાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. આપણા ચરિત્રનાયક તો બાળકની જેમ ગુરુદેવની પથારી પાસે ઢગલો થઈ ગયા. જોરજોરથી ડુસકાં ભરવા લાગ્યા.

ગુરુદેવે વલ્લભને માથે હાથ મૂકયો ને કહેવા લાગ્યા. "વલ્લભ! શિષ્યો! મને કાંઈજ નથી. સાતમ ધારી હશે તો આઠમ થવાની નથી. મારું કાર્યક્ષેત્ર તો હવે પૂરું થયું છે. આ શરીરથી થયું તેટલું બધું કર્યું છે. આ ખોળીયું તો જૂનું થયું છે. બિચારું હવે કેટલું ચાલે? હવે તો શાશ્વત આરામ મળશે. ચિરશાંતિ હું ઝંખી રહ્યો છું. તમે કોઈ ગભરાશો નહિ. વલ્લભ, તું હિંમત રાખજે. મારી પાટ તને સોંપુ છું. 'પંજાબની રક્ષા' એજ મારી અંતિમકામના."

દિવસે જરા સ્વસ્થતા હતી ત્યારે ધીમેધીમે આપણા ચરિત્રનાયક જે અહોનિશ ગુરુ ચરણમાં જ રહેતા તેમને તથા સાધુવૃંદને સંબોધી કહ્યું. હૃદયમાંથી અંતિમવચનો સરી

પડયાં. પછી તો બધી ચિંતા છોડી. મૌન ધારણ કરી ગયા. અર્હંમ્ અર્હંમ્નો જાપ શરૂ કર્યો. જરા શાન્તિ લાગવાથી સૌને નિત્યક્રિયા માટે જવા આપણા ચરિત્રનાયકે સૂચના કરી. સાંજ તો શાન્તિથી પસાર થઇ ગઈ. આજની રાત્રિ પસાર થઇ જાય તો બસ એમ બધાને લાગ્યું. રાત્રે આચાર્યશ્રીએ પણ બધા મુનિરાજો સાથે પ્રતિક્રમણ કર્યું. તે વખતે તો એમજ લાગ્યું કે ગુરુદેવને તો જાણે કાંઈજ નથી. સંથારા પોરસી થઈ અને આરામ માટે બધા સૌ સૌને સ્થાને ગયા. આપણા ચરિત્રનાયક તો ગુરુદેવની પાસે જ હતા.

ઘડિયાળમાં બારના ટકોરા થયા. આચાર્યશ્રી ઉઠતા જણાયા. તરત જ આપણા ચરિત્રનાયક જાગી ઊઠયા. ગુરુદેવને સ્થંડિલ જવું હતું. જઈ આવ્યા અને સંથારા પર બેસી વળી પાછા અર્હંમ્ અર્હંમ્નો જાપ શરુ કર્યો.

"પ્રભો! અત્યારે કેમ જણાય છે! જરૂર હોય તો બીજા સાધુ મુનિરાજોને પણ જગાડું." આપણા ચરિત્રનાયક બોલ્યા.

પણ કોણ જવાબ આપે. શ્વાસનું જોર વધવા લાગ્યું. પોતે ગભરાયા. બધા સાધુ મુનિરાજને ઉઠાડયા અને પાસેના શ્રાવકોને ખબર પડતાં બધા દોડી આવ્યા. અર્હંમ અર્હંમ્ શબ્દ માત્ર નીકળતો હતો. શ્વાસ તો ઘુંટાતો હતો. બોલી શકાય તેમ હતું નહિ. આપણા ચરિત્રનાયક પાસે જ બેઠા હતા. તેમને પોતાની નજદિક લીધા. શરીરે હાથ ફેરવ્યો. પ્રેમપૂર્વક શિર પર હાથ મૂકી આન્તરિક આશીર્વાદની વૃષ્ટિ કરી. આપણા ચરિત્રનાયક ધન્ય ધન્ય થઈ ગયા.

બધા ગુરુદેવને વંદણા કરવા લાગ્યા. પણ ત્યાં તો મહામહેનતે શબ્દો નીકળ્યા.

"लो भाइ अब हम चलते हैं
और सबको खमाते हैं"

આ સાંભળતાંની સાથે બધાની હીંમત તૂટી ગઈ અને બધા ગમગીન થઇ ગયા. આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડયાં. આપણા ચરિત્રનાયકના હૃદયમાં તો ભારે ખળભળાટ મચી રહ્યો હતો, પણ તેમણે આ સમયે હિંમત રાખી. બધાને શાંત થઈ જવા ઈશારો કર્યો. ગુરુદેવની બનતી સેવા કરવા સૂચના કરી. આચાર્યશ્રીએ બેચાર વાર અર્હમ્ અર્હમ્ શબ્દનું ઉચ્ચારણ કર્યું અને ગુરુદેવનો જીવન-હંસ આ દેહ પિંજરનો ત્યાગ કરી સ્વર્ગમાં પહોંચી ગયો. તેમનો પરમ પવિત્ર પુણ્યાત્મા અમર અમર ધામમાં ઉડી ગયો.

આખા ગામમાં ગુરુદેવના સ્વર્ગવાસના સમાચાર વાયુ-વેગે પહોંચી ગયા. ગુરુદેવના અંતિમ દર્શન માટે હજારો સ્ત્રીપુરુષોની મેદની જામી. શ્રીસંઘે ભવ્ય પાલખી તૈયાર કરી. ગુરુદેવના અંતિમ દર્શન માટે ઉલટેલ માનવમેદની ઉભરાયે જતી હતી. આખા શહેરમાં પાલખી ફરી મહોલ્લે મહોલ્લે અને બજારોમાં ગુરુદેવને પુષ્પો ને પુષ્પહારોથી પૂજ્યા. હજારો સ્ત્રીપુરુષો, વૃદ્ધો ને બાળકો, હિંદુ મુસલ-માન, સીખ ને આર્યસમાજી બધાએ ગુરુદેવને અંતરથી માન આપ્યું.

જૈન સંઘના આબાલવૃદ્ધે ગુરુદેવને ચંદન, પુષ્પ, ધૂપ અને નૈવેદ્યથી પૂજ્યા. ધર્મપ્રેમી જનોએ પૈસા ઉછાળ્યા

ગરીબોને ભોજન આપ્યું. ગુરુદેવના આત્માની પરમ શાંતિ માટે વ્રત-નિયમ લીધાં.

હજારો મનુષ્યોની જયજય નંદાની ગગનભેદી ગર્જના સાથે ચંદનની ચિતામાં ગુરુદેવને પોઢાડયા, અગ્નિ સંસ્કાર કર્યો.

હજારો ચક્ષુઓમાંથી અશ્રુધારા ચાલી. દેવોએ સ્વર્ગના દ્વારેથી અમીના છાંટણાં છાંટયા. ગુરુદેવને અંજલિ આપી. ગુરુદેવનો નશ્વર દેહ ભસ્મીભૂત થઈ રહ્યો છે ત્યાં એક વિઘ્ન આવ્યું. કોઇ ધર્મદ્વેષી મનુષ્યે સરકારી અફસરને ભંભેર્યો કે આત્મારામજી મહારાજને વિષ આપવામાં આવ્યું છે. પોલીસ પણ આવી પહોંચી. શ્રીસંઘમાં ભારે આશ્ચર્ય અને રોષ ફેલાયાં. સંઘના આગેવાનો સરકારી થાણામાં ગયા અને પરિસ્થિતિ સમજાવી.

ગુરુદેવના દેહની પવિત્ર ભસ્મ જેનો પોલીસે કબજો કર્યો હતો શ્રીસંઘે લાહોરથી **ગ્રે સાહેબ** પ્રસિદ્ધ અંગ્રેજ વકીલને મંગાવી કાયદેસર પાછી લીધી અને તેને મોહટા ઉત્સવથી નગરમાં ફેરવી, હજારો લોકોએ માથે ચડાવી ગામેગામ તે પવિત્ર ભસ્મ પહોંચી ગઈ. ગુરૂદેવના અવશેષ પવિત્ર જલસાગરમાં પધરાવ્યાં. ગુરુદેવના જીવનકાર્યને અંજલિ આપતાં હજારો ભકતો ભારે હૃદયે પોતપોતાને સ્થાનકે પહોંચ્યા.

× × ×

વિઘ્ન કરનારે પોતાના તરફથી કાંઈ ખામી રાખેલ નહીં પણ પુણ્યાત્માનું પુણ્ય પોતાની વિદાયગિરી થયા

પછી પણ સહાયક હોય છે એ વાતની અહીં ખાત્રી થઈ જાય છે. મંગળવારની રાતનો કરેલો કલેકટરના નામનો તાર બુધવારની રાતના નવ વાગે કલેકટરને મળે છે એ પછી ચિતાસ્થાનમાં પોલીસ આવી ભસ્મનો કબજો લે છે.

ગુરૂવાર સવારના પોલીસ પોતાની રીતિમુજબ ઉપાશ્રયમાં આવી સાધુઓની જુબાનીદ્વારા કેસને પગભર કરવા ઉદ્યમ કરે છે પણ આપણા ચરિત્રનાયકની જુબાની લેતાં જ પોલીસ સમજી ગઇ કે અહીં કાંઇ બનવાનું નથી! આપણા ચરિત્રનાયકની આવા ગુરુવિયોગ કષ્ટમાં પણ હિમ્મતની સાથે છટાદાર જવાબ સાંભળીને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે પણ માથું ધૂણાવ્યું—વાચકોના વિનોદની ખાતર એનું જરા દિગ્દર્શન કરાવવું ઠીક જણાય છે.

પો. સુ—તમારૂં નામ શું છે?

જવાબ—વલ્લભવિજય.

પો. સુ—તમારા પિતાનું નામ?

જવાબ—આત્મારામજી મહારાજ.!

પો. સુ—માતાનું નામ?

જવાબ—આત્મારામજી મહારાજ.!

પો. સુ—ગુરુજીનું નામ?

જવાબ—આત્મારામજી મહારાજ.!

પો. સુ—તમે શું બોલો છો?

જવાબ—હું ઠીક બોલું છું. મારા માટે માતાપિતા

ગુરુદેવ જે કાંઈ કહો એક જ શ્રી આત્મારામજી મહારાજ છે.

પો. સુ—તમારી ઉંમર કેટલી છે?

જવાબ—નવ વર્ષની, દશમાની શરૂઆત. પો. સુ અને બીજા આસપાસ બેઠેલાઓ ખડખડ હસવા લાગ્યા.

પો. સુ—સાધુ મહારાજ જરા વિચારીને સાચે સાચું બોલો

જવાબ—જૂઠું બોલવાનો ત્યાગ છે. સાધુ જૂઠું બોલતા નથી. હું સાચું જ કહું છું કે ૧૯૪૩ ના વૈશાખમાં મારો જન્મ થયો છે આજે ૧૯૫૨ ચાલે છે.

પો. સુ—તમે સાધુ ક્યારે બન્યા?

જવાબ—કહી તો દીધું ૧૯૪૩ માં.

પો. સુ—તો પછી તમો જન્મ્યા ક્યારે?

જવાબ—મારો વલ્લભવિજયનો જન્મ ૧૯૪૨ માં થયો.

પો. સુ—પણ એ તો તમો સાધુ થયાનો સમય બતાવો છો પરંતુ તમો ગૃહસ્થ તરીકે ક્યારે જન્મ્યા હતા?

જવાબ—તો અત્યારે હું સાધુજ છું ગૃહસ્થ નથી. ગૃહસ્થ હોય તેને પૂછો.?

મુનશી પોલીસ અફસરના મ્હોંડા સામું જોઇ બોલ્યો કે આમાં હું લખું શું?

પો. સુ અફસરનો જવાબ—લખવું શું છે? એ તો જરા મહારાજની હુશીયારી જોવા આટલા સવાલ જવાબ કર્યા કે કોઈ ઠેકાણે મહારાજ અચકી જાય છે? પણ એ

તો સાવધાન છે. ગૃહસ્થપણાની વાત જ જ્યાં નથી ત્યાં પછી આપણે શું કરી શકવાના છીએ? હાં મહારાજ? એ બતાવો મંગળવારની સાંજના, મરનાર આપના ગુરુજીએ ભોજન કર્યું હતું?

જવાબ—હા.

સવાલ—ભોજનમાં શું વાપર્યું હતું?

જવાબ—ચણાનો રસો થોડોક વાપર્યો હતો.

સવાલ—એ ખોરાક કોના ઘરનો હતો?

પો. સુ. ઠાવકું મ્હોં રાખી સુરંગ લગાવી.

જવાબ—અમો સાધુલોક જુદાજુદા ઘરોની ભિક્ષા લઈએ છીએ. કોના ઘરેથી શું લીધું અને શું શું નથી લીધું તેની કોઈ નોંધપોથી રાખતા નથી. જેટલું યાદ આવે તેટલું ગુરુમહારાજની આગળ કહી દેવાનું હોય અગર આપ ગુરુજી બનો તો આપની આગળ પણ કહેવાનો સમય આવી લાગે.

આપણા ચરિત્રનાયકનો આ જવાબ સાંભળી ખુશાલી દર્શાવતા પોલીસ અફસરે "મહારાજ તકલીફ માફ ફરમાવે, જૈસે આપ અપને સાધુપણેમેં સાવધાન હૈં એૈસેહી હમેશાં કાયમ બને રહેં, કહેતાં કહેતાં પો. સુ વગેરેએ વિદાયગીરી લીધી.



# ગુરુદેવનું સ્મારક

[ ૨૦ ]

ગુરુદેવના સ્વર્ગગમન પછી પહેલી જ વાર શ્રી-સંઘ પંજાબ ગુજરાનવાલામાં એકત્ર થયો હતો. ગામેગામના આગેવાનો, ધર્મપ્રેમી સજ્જનો અને ગુરુદેવના ભક્તો આવ્યા હતા. આજે તો ઉપાશ્રયમાં ભારે ભીડ હતી. સ્રીપુરુષોથી ઉપાશ્રય ઉભરાઈ ગયો હતો.

“ ગુરુદેવ તો સ્વર્ગે સીધાવ્યા, પંજાબના એ પ્રાણ આજે આપણી વચ્ચે નથી, તેનું મને અને તમને અતિ ઘણું દુઃખ

છે. વારંવાર એ તેજોમય મૂર્તિ નજર આગળ ખડી થાય છે. એમની પ્રતાપી મધુર વાણી ફરી ફરીને સંભળાય છે.

"મને તો ઊઠતાં, બેસતાં, ગોચરી વખતે કે વ્યાખ્યાન વખતે, જતાં-આવતાં, નિત્યક્રિયા કરતાં કરતાં એ તેજોમય મૂર્તિ ભૂલી ભૂલાતી નથી. એ દિવ્ય દેહ તો નથી પણ તેમનો અમર આત્મા એક એક પંજાબી હૈયામાં ગુંજી રહ્યો છે.

"એ ગુરુદેવ, આત્મારામ ખરેખર આત્માના રામ જેવા, યાદ કરતાં જ હૈયામાં ઝણઝણાટી જગાવે છે, અનેકાનેક સ્મરણો ખડાં થાય છે, અનેકાનેક ગુરુદેવની પ્રવૃત્તિઓ યાદ આવે છે. તેમની બુલંદ વાણી, પ્રાણીમાત્ર પ્રત્યેની પ્રેમભાવના, શિષ્યો પ્રત્યેની અમીદ્રષ્ટિ, સંઘે સંઘના કલ્યાણની અહોનિશ સાધના અને દેશ વિદેશના હજારો લાખો હૃદયોમાં તેમની પ્રત્યેની નિઃસીમ ભક્તિ-બધું ય યાદ આવે છે ત્યારે હૈયું હાથમાં રહેતું નથી. વારે વારે તર્યા કરે છે એ પ્રેમની પરમ પવિત્ર પ્રભાવિક તેજોમય મૂર્તિ! તેમની પ્રેરણા હજી તો આપણા હૃદયમાં પ્રાણ પૂરે છે."

આપણા ચરિત્રનાયકના આટલાં દર્દભર્યાં, લાગણી ભર્યાં વચનોએ જાદુ કર્યો. નાના મોટા બધાની આંખો અશ્રુભીની થઇ ગઈ. ચરિત્રનાયકને પણ ગુરુદેવ યાદ આવી ગયા. તેમની આંખ સજળ થઇ ગઈ. આગળ શબ્દ ન બોલી શક્યા ને ગહુંલી શરૂ થઈ. ગહુંલી પછી આગળ ચલાવ્યું.

"આપણું બધાનું હવે શું કર્તવ્ય છે?"

"એ જ્ઞાન દિવાકરના સંદેશને આપણે ઝીલવો, તે

ધર્મમૂર્તિનાં અધૂરાં કાર્યો પૂરાં કરવાં, તે શાસનશિરોમણિના આદેશને અમલી કાર્યમાં રજુ કરવો.

પંજાબનો શ્રીસંઘ તો તૈયાર છે. બીજા દેશના જૈન સંઘો પણ આપણી યોજનાને જરૂરાજરૂર સાથ આપશે. ગુરુદેવનું નામ દેશવિદેશમાં મશહૂર છે. તેમના પૂણ્ય-પ્રતાપે ગુરુદેવ કહી ગયા છે તેમ જૈનશાસન ને સમાજના કાર્યો કદાપિ અધૂરાં નહિ રહે. એ કાર્યો જો સાચાં કલ્યાણકારી હશે તો, તો ઘરેણાના વરસાદ વરસશે, અજૈન ભક્તો લાખો આપશે, દેશદેશના ખૂણેખૂણેથી સહાય મળશે, ગામે ગામે, ઘેરઘેર અને સંઘેસંઘની સહાયતા આવી મળશે.

" ગુરુદેવના સ્મારકની યોજના આ રહી:—

૧ ગુરુદેવના નામનો સંવત શરૂ કરવો.

૨ ગુરુદેવના નામનું એક મનોહર સમાધિમંદિર બનાવવું.

૩ શ્રી આત્માનંદ જૈન સભા નામની સભાઓ જગ્યાએ જગ્યાએ સ્થાપન કરવી અને તે દ્વારા સાહિત્ય પ્રકાશન, સમાજસુધાર, સંગઠન વગેરે વગેરે કાર્ય કરવાં.

૪ આત્માનંદ જૈન પાઠશાળા, શાળા, કન્યાશાળા મહાશાળા આદિ શિક્ષણસંસ્થાઓ સ્થાપન કરવી.

૫ શ્રી આત્માનંદ જૈનપત્રિકાનું પ્રકાશન કરવું.

" આ યોજના ગુરુદેવના કાર્યને વેગ આપી શકે તેવી છે. તે બધાં કાર્ય પંજાબ શ્રીસંઘને કરવાનાં છે. અમે તો

માત્ર ઉપદેશ આપી શકીએ પણ તેની વ્યવસ્થા આદિનો પ્રબંધ તો પંજાબ શ્રીસંઘને કરવાનો રહેશે."

ગુરુદેવના સ્મારકની યોજના શ્રીસંઘે સાંભળી, ગુરુદેવના અધૂરા કાર્યને પૂરા કરવાનો બધાએ નિશ્ચય કર્યો. આ સંદેશ ગામેગામના શ્રીસંઘને મળ્યો અને ગામેગામ ગુરુદેવના સ્મારકને માટે યથાશક્તિ ફંડ આદિ થયું.

આજે એ યોજનાના કાર્યોનો વિચાર કરતાં પ્રત્યેક ગુરુભક્તને હર્ષ થાય છે. ખરેખર ગુરુદેવના સ્મારકને માટે પંજાબે પોતાનો ફાળો પૂર્ણ રીતે આપ્યો છે, એટલું જ નહિ પણ હિંદભરના ગુરુભકતોનો તેમાં ફાળો છે.

૧ આજે આત્મસંવત ચાલે છે.

૨ સમાધિમંદિરનું ખાતમુહૂર્ત સં. ૧૯૫૩ આત્મસંવત ૧ માં થયું. સં. ૧૯૬૫ આત્મસંવત ૧૨ વૈશાખ શુદી ૬ ના ચરણસ્થાપના—સમાધિમંદિર પ્રતિષ્ઠા થઈ અને તેનું નામ શ્રી આત્માનંદ જૈન ભવન રાખવામાં આવ્યું.

૩ ‘આત્માનંદ જૈન સભા’ નામની સંસ્થાઓ પંજાબમાં જગ્યાએ જગ્યાએ સ્થાપન થઇ છે. ભાવનગરમાં વર્ષોથી એક ‘શ્રી આત્માનંદ જૈન સભા સાહિત્ય પ્રકાશન વગેરે કાર્ય ઉત્તમ રીતે કરે છે. મુંબઈમાં પણ આત્માનંદ જૈન સભા હમણાં શરૂ થઈ છે.

વળી પંજાબની આ સભાઓના કેન્દ્રસ્થાન તરીકે "શ્રી આત્માનંદ જૈન મહાસભા" ઉપાધ્યાયજી શ્રી સોહનવિજયજી મહારાજના પ્રયાસથી સ્થાપન થઈ છે.

૪ શ્રી આત્માનંદ જૈન પાઠશાળાઓ તો ગામે ગામ ચાલુ છે. કન્યા પાઠશાળા પણ ચાલે છે. આત્માનંદ જૈન સ્કૂલ અને શ્રી આત્માનંદ જૈન હાઈસ્કૂલ પણ ચાલે છે. હમણાં જ શ્રી આત્માનંદ જૈન કોલેજ પણ અંબાલામાં શરૂ થઇ છે અને સં. ૧૯૮૧ આત્મસંવત ૨૯ મહા શુદી ૬ શુક્રવારે આપણા ચરિત્રનાયકના હાથથી 'શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ પંજાબ' નામનું ગુરુકુળ પણ ગુજરાનવાલામાં સ્થાપન થયું છે અને તે બરાબર ચાલે છે.

૫ શ્રી આત્માનંદ જૈન માસિક પત્રિકા વર્ષો સુધી બાબુ જશવંતરાયજી જૈનીના તંત્રીપણા નીચે ચાલતી હતી. જૈન કોલેજને માટે પહેલેથી એક 'પાઈ ફંડ' શરૂ કરવામાં આવ્યું હતું. પાછળથી તે ફંડ બંધ થઈ ગયું પણ જેટલી રકમ હતી તેમાંથી વિદ્વાનો તૈયાર કરવામાં આવ્યા.

સં. ૧૯૫૨ નું ચાતુર્માસ આપણા ચરિત્રનાયકે ગુજરાનવાલામાં સંપૂર્ણ કર્યું અને ગુરુદેવના સ્મારકની યોજના તૈયાર કરી. શ્રી સંઘ પંજાબને તે માટે પ્રેરણા આપી.

હવે બધી જવાબદારી તેમના ઉપર આવી પડી. પોતાની વય તો હજી નાની હતી, પણ ગુરુદેવની કૃપાદ્રષ્ટિથી જવાબદારીપૂર્વક ધીમે ધીમે શાંતિથી બધાં કામ થવા લાગ્યાં. ગુરુવિયોગનું દુઃખ તો હતું જ, પણ ગુરુદેવના ગુલશન સમા પંજાબની રક્ષા અને સારસંભાળનો ભાર પણ હતો જ. શ્રી સંઘ પંજાબને ગુરુવિરહથી થયેલા આઘાતમાંથી તેમને સાંત્વન આપવું, વળી પ્રતિપક્ષીઓ તરફથી થતા આક્રમણોનો પ્રત્યુત્તર દેવો, આપને માટે કષ્ટ

સાધ્ય કામ હતું જેમાં આપ ખૂબ સાવધાનીપૂર્વક કષ્ટ સહન કરીને પણ બધી પરિસ્થિતિને પહોંચી વળ્યા અને ગુરુદેવના નામના લહેરાતા ઝંડાને દેશભરમાં વિજયી રાખ્યો. હિંદભરનો જૈન સમાજ એથી પરિચિત છે. પંજાબ શ્રી સંઘનો તો આ બધાં કાર્યોમાં ઘણો સાથ છે.

આ ચાતુર્માસમાં આપની સાથે વૃદ્ધ સાધુ શ્રી કુશળવિજયજી મહારાજ, શ્રી ચંદનવિજયજી મહારાજ, શ્રી હીરવિજયજી મહારાજ, શ્રી સુમતિવિજયજી મહારાજ, શ્રી શુભવિજયજી મહારાજ, શ્રી લબ્ધિવિજયજી મહારાજ, તથા શ્રી રામવિજયજી મહારાજ હતા.

ગુજરાનવાલાથી શ્રી સ્તંભન પાર્શ્વનાથની યાત્રા માટે રામનગર તરફ વિહાર કર્યો. અને પપનાખા પધાર્યા.



# જનતાનો પ્રેમ

## [ ૨૧ ]

"મહારાજ! નમસ્કાર!" એક શિક્ષકે નમસ્કાર કર્યા.

"માસ્તરજી! કહો કેમ આવવું થયું?" આપણા ચરિત્રનાયકે પ્રશ્ન કર્યો.

"મહારાજ! આપ પધાર્યા છો તે સાંભળી આવ્યો છું. જે કોઇ સાધુ—પંડિત અહીં અમારા ગામમાં આવે છે તેને પ્રાયઃ હું મળું છું. પણ મારી શંકાનું સમાધાન કોઈ નથી કરી શકતું." માસ્તરે સ્પષ્ટતા કરી.

"ભાઈ! હું કાંઈ જ્ઞાની તો નથી પણ તમારી શંકાનું સમાધાન કરવા પ્રયત્ન કરીશ. બોલો શું શંકા છે." મહારાજશ્રીએ શંકા પૂછી.

"મહારાજ! ઇશ્વર ક્યાં છે? તે વિષે મને ભારે

શંકા છે. બીજી શંકાનું સમાધાન તો કદાચ આપની પાસેથી મળી રહેશે."

"અહો ! બસ ! આ કાંઇ બહુ રહસ્યપૂર્ણ શંકા નથી. જુઓ ઇશ્વર તો મારા, તમારામાં, પ્રત્યેક મનુષ્ય, પ્રાણી, પક્ષી, જીવજંતુ અને વનસ્પતિ, પાણી, અગ્નિ, અને વાયુ માટી તમામમાં વ્યાપક છે. આત્મા એજ પરમાત્મા અને આ જીવ તેજ આત્મા. મનુષ્ય પોતાના આત્માનો વિકાસ સાધી કર્મક્ષય કરી પૂર્ણતા પ્રાપ્ત કરી મોક્ષ મેળવે છે અને એજ મારા તમારા જીવનનું ધ્યેય છે. આપણા પોતાના ધ્યેયને સાધવા શુદ્ધ રાગદ્વેષ રહિત વીતરાગ આત્મા પરમાત્માના આલંબનની જરૂરત પડે અને એ જે આલંબનીય શુદ્ધ આત્મા—પરમાત્મા એજ ઇશ્વિર માનવાનો વ્યવહાર છે."

"આપજ મારા ગુરુ ! આવી સ્પષ્ટતાથી અને સરળતાથી, પ્રેમથી અને શાંતિથી તો કોઇ સમજાવે જ નહિ. હું તો કૃત્યકૃત્ય થયો. માફ કરો, હું તો માનતો હતો કે આ ભાવડાના સાધુ ( ભાવડા--જૈન ) શું જવાબ આપી શકશે. બેઅદબી માફ કરો. હું તો આપનો ઋણી થયો છું."

પપનાખામાં લાલા ગણેશદાસ તથા લાલા જવંદામલજીએ બ્રહ્મચર્યવ્રત પચ્ચખ્ખાણ આદિનો બહુ સારો લાભ લીધો.

પપનાખાથી વિહાર કરી કિલાદીદારસિંહ નામના ગામે પધાર્યા. અહીં લાલા મઇયાદાસજીની સારી લાગવગથી તેમની સાથે ઘણા ભાઈઓ વ્યાખ્યાનમાં આવતા. એક વખત આ મધુર વ્યાખ્યાનનું જે કોઈ પાન કરી જતા તે વારંવાર આવી

લાભ લેતા. અહીં મહારાજા રણજીતસિંહના પ્રપૌત્ર સરદાર ઇચ્છિરાસિંહજીના મિત્ર, ઘણા ગામોના માલિક એક વખત આપના દર્શને આવ્યા. મહારાજશ્રીએ તેમને ધર્મોપદેશ સંભળાવ્યો અને એ એવા તો મુગ્ધ થઈ ગયા કે જ્યાં સુધી મહારાજશ્રી રહ્યા ત્યાં સુધી રોજ વ્યાખ્યાનમાં આવવાનું ન ભુલતા. વિહાર વખતે સરદાર આવ્યા. ગુરુ-ચરણમાં નમસ્કાર કર્યા અને આશીર્વાદ માગ્યા. સજળ નેત્રે સરદારે વિદાય આપી.

અહીંથી વિહાર કરી અકાલગઢ થઈને રામનગર પધાર્યા. અહીંના બધા જૈન ભાઈઓ સ્વર્ગીય બૂટેરાયજી મહારાજના બનાવેલા હતા, તેથી મહારાજશ્રીને જોઈને તેઓ બધાને ખૂબ આનંદ થયો. બધાએ મહારાજશ્રીની ભારે સેવાભક્તિ કરી. તે ભકતો જૂનીજૂની વાતો કરતા અને મહારાજશ્રીને તે પુરાણી વાતો સાંભળી આનંદ થતો. વ્યાખ્યાનનો લાભ લેવા બીજા ભાઈઓ પણ આવતા.

અહીંના મોટા જમીનદાર અને ક્ષત્રિય જાતિના આગેવાન લાલા રામેશાહ સનાતન ધર્મના સ્તંભ કહેવાતા હતા. તેમણે મહારાજશ્રીનું આગમન સાંભળ્યું અને તે વ્યાખ્યાનમાં આવવા લાગ્યા. પછી તો આકર્ષણ એવું વધ્યું કે કોઈ દિવસ તેઓ વ્યાખ્યાનમાં ન હોય તેમ નહિ. એટલું જ નહિ પણ કેટલાક મિત્રોને પણ લેતા આવે. મહારાજશ્રીનો સાર્વભૌમ ધર્મનો ઉપદેશ સાંભળી તેઓ આનંદિત થતા.

“મહારાજશ્રી ! મેં સાંભળ્યું છે કે આપ આવતી કાલે રાવલપીંડી તરફ પધારવાના છો, શું તે સાચું છે !”

"સરદારજી! તમારી વાત સાચી છે. અહીં ઘણો વખત રહ્યા, તમારા રોટલા તો ઘણા દિવસ ખાધા. હવે બીજે જઈએ, સાધુ તો ફરતા ભલા."

"સાહેબ! તે નહિ બને. મને ને મારા કુટુંબને તો આપે ખરેખર તાર્યું છે. આપની અમૃતવાણી તો હજી અંતરમાં ગુંજે છે. હજી તો તૃષા છીપી નથી. અમે તો આપને નહિ જવા દઈએ."

"જુઓ! સરદારજી! તમારો પ્રેમ તો સ્વાર્થી ગણાય. બીજાનો પણ વિચાર ખરોને!"

"આપને ક્યાં અમે હંમેશ માટે રોકીએ છીએ પણ મહિનો દિવસ તો નહિ જ જવા દઈએ."

"કર્તારસિંહજી! તમે બાબાજીને પૂછો. હું તો તેમનો આજ્ઞાપાલક છું."

"બાબાજી! શું કહો છો? અમે તો આપને અહીંથી નથી જવા દેવાના."

"ભાઈ! અમે જરૂર રહેત. તમારા આગ્રહની કીંમત અમે સમજીએ છીએ, પણ રાવલપીંડી જવાની તાકીદ છે."

"બાબાજી! એ નહિ બને. અમે તો બચ્ચાં–છોકરાં બધા બેઠા છીએ આપને દ્વારે અને આ ટપાલની થેલી પણ બંધ જ પડી છે."

"સરદારજી! એવી હઠ ન હોય. બાળકો ભૂખ્યાં છે અને તમારું ટપાલનું કામ પણ પડયું રહે તે ઠીક નહિ માટે તમે ખુશીથી જવા દો. ચાલો, એમ કરો અમે બે

દિવસ વિશેષ રહીને પછી વિહાર કરીશું.”

“ બાબાજી ! અમે તો સીખ ને પાછા સરદાર. મહિના માટે હા પાડો તોજ હા નહિ તો બેઠા છીએ.”

અહા કેવો પ્રેમ ? કેવી ભક્તિ ? બાબાજી ઉઠયા આપણા ચરિત્રનાયકને પૂછયું. તે તો બાબાજીને પૂછીને જ પાણી પીતા. તેમનામાં મોટો ગુણ એ કે વૃદ્ધ સાધુઓનું બહુમાન કરે. તેમણે તો કહ્યુંઃ આપની જેવી આજ્ઞા. બાબાજીએ બધાનો અતિઘણો આગ્રહ જોઇને હા કહી. બધા ખુશખુશ થઈ ગયા. ઘેરઘેર આનંદમંગળ વરતી રહ્યો. પોસ્ટ માસ્તર તથા તાર માસ્તર સરદાર શ્રી કરતારસિંહજીના આનંદનો પાર ન રહ્યો. તેમણે સહકુટુંબ ખૂબ ભક્તિ કરી. લાભ પણ એટલો જ લીધો. રામનગરથી વિહાર કરી આપ પાછા અકાલગઢ પધાર્યા. આપે પંદર દિવસ સુધી ત્યાંના લોકોને ધર્મામૃતનું પાન કરાવ્યું. અહીં વડોદરાનિવાસી ચરિત્રનાયકનાં મસિયાઈ ભાઈ ઝવેરી નગીનભાઈ અને અમદાવાદનિવાસી ઝવેરી હરિભાઈ છોટાલાલ આપના દર્શનાર્થે આવ્યા હતા.

તેઓ તો આ જોઈને આશ્ચર્ય પામ્યા કે શ્રાવકો ન હોવા છતાં આપ આટલા દિવસથી અહીં છો અને જૈનેતર ભાઈઓ આપની આટલી સેવાભક્તિ કરે છે.

મહારાજશ્રીની પ્રેરણાથી બન્ને સજ્જન રામનગર યાત્રા કરવાને માટે ગયા. ત્યાંની શ્રી સ્તંભન પાર્શ્વનાથની પન્નાની મૂર્તિ જોઈ મુગ્ધ થઈ ગયા. આજસુધી જીંદગીમાં આવી નિર્મળ પન્નાની મૂર્તિ કદી નહિ જોયેલી. આ વખતે શ્રી

નગીનભાઈએ એક વાત કહેલી તે પ્રત્યેક સાધુ મુનિરાજને અત્યંત આવશ્યક છે. તેમણે કહેલું કે "આપ વૃદ્ધ સાધુ મુનિરાજોની સાથે વિચરો છો તે બહુ શ્રેષ્ઠ છે. વૃદ્ધ સાધુના સહવાસથી યુવક સાધુનું જીવન અનેક જાતની બુરાઈઓથી બચી જાય છે."

આ સમયે શ્રી બાબાજી મહારાજ, શ્રી હીરવિજયજી મહારાજ અને શ્રી સુમતિવિજયજી મહારાજ એ ત્રણે વૃદ્ધોના સહવાસમાં મહારાજશ્રી હતા.

અકાલગઢથી વિહાર કરી ગુજરાંવાલા થઈ આપ જમ્મૂ પધાર્યા. જમ્મૂમાં ઘણા વર્ષે મુનિરાજનાં પગલાં થતાં હોઈ લોકોએ ખૂબ ધામધૂમથી સ્વાગત કર્યું. વ્યાખ્યાનમાં શ્રાવકો સિવાય સનાતની ભાઈઓ, સીખ સરદારો તેમજ કેટલાક બ્રાહ્મણ ભાઈઓ પણ આવતા હતા. ચર્ચા માટે પણ ઘણા જૈનેતર ભાઈઓ આવતાં, તેઓને મહારાજશ્રીની દલીલપૂર્વક શાંતિથી સમજાવવાની શૈલી બહુ મજાની લાગતી અને એ રીતે જે કોઈ એક વખત તેમના સંપર્કમાં આવતું તે તો સંતુષ્ઠ થઈને જતું.

જમ્મૂથી સનખતરા તરફ જતાં રસ્તામાં વિશનાહ નામના ગામમાં રાત રહેવું પડયું. ગામની ધર્મશાળામાં આપે આશ્રય લીધો.

"અરે! છન્નુ! આ ધર્મશાળામાં કોણ ઉતર્યું છે?"

"મહારાજ! સાધુલોક!"

"તેં કોના હુકમથી સાધુને ઉતાર્યા?" છન્નુ નોકર બિચારો ભટજીની ગર્જના સાંભળી ગભરાયો ને ચૂપ થઈ ગયો.

કથા વાંચી ભટજી ગયા સાધુઓની પાસે—જરા અસભ્યતાથી બોલ્યાઃ

" તમે કેવા સાધુ છો ? "

" બેસો પંડિતજી ! તમે જાણતા હશો કે પહેલાના વખતમાં વનમાં જઈને ગૃહસ્થ સાધુઓની સેવા કરતા હતા. આજ નગરમાં આવેલા સાધુઓની સેવા તો દૂર રહી પણ રાત પડી રહેવા અઢી હાથ જમીન પણ ગૃહસ્થ નથી આપી શકતા. પોતાના ઘરની તો વાત જ શી, પણ મુસાફર માટે જ ભાગ્યશાળીએ બંધાવેલી જમીન પણ સાધુને ન મળે તો પછી સેવાની તો વાત જ ન કરવી. તમે તો પંડિત છો. તમે વસિષ્ઠસ્મૃતિ તો જોઇ હશે. તેમાં શું લખ્યું છે? બ્રહ્મચારી—સ્નાતક રાજાથી પણ પૂજ્ય છે અને મહાન છે. એક તરફથી બ્રહ્મચારી આવતો હોય અને બીજી તરફથી રાજા આવતો હોય તો રાજાએ એક તરફ થઈ બ્રહ્મચારીને પ્રણામ કરવા જોઈએ.

તુલસીદાસજી પણ કહી ગયા છે કેઃ—

" એક ઘડી આધી ઘડી, આધીમેં ભી આધ;
તુલસી સંગત સાધકી, કટે કોટિ અપરાધ. "

" મહારાજ ! આજકાલ સાધુઓના વેશમાં અનેક લુચ્ચા લફંગા ફરે છે, તેથી અમે સાધુવેષધારીને અહીં ઉતરવા નથી દેતા. આપ જેવા માટે તો કાંઈ ના હોય ? " ભટજી મહારાજ આપણા ચરિત્રનાયકની મીઠી મધુરી ઋષિઓના વાકયોથી મિશ્રિત વાણી સાંભળી ઠંડા થઈ ગયા અને

પોતાનો બચાવ શોધતા બોલ્યા.

"પંડિતજી! શું તમે એમ માનો છો કે ધર્મભૂમિ ભારત વસુંધરામાં હવે ધર્મનું નામનિશાન પણ નથી અને શું સાધુ મહાત્માઓ બધા મરી ખૂટયા છે? તમને વખત હોય તો હું સાધુતા વિષે બે શબ્દો કહેવા ઇચ્છું છું." મહારાજશ્રીએ પંડિતજીને વિચાર કરતા કરી મૂકયા.

"સ્વામીજી! મારી ભૂલ થઇ. આપ જરૂર કહો. મને આપની વાણી સાંભળી શાંતિ થાય છે. મેં આપને ઓળખ્યા નહિ." પંડિતજી નમ્રભાવે બોલ્યા.

"સાંભળો ત્યારે! પંડિતજી! અમે જૈનસાધુઓ છીએ. અમારા સાધુઓ દ્રવ્યના નામે એક ફૂટી બદામ પણ ન રાખી શકે, તો સ્ત્રીની તો વાત જ શું કરવી? એટલું જ નહિ પણ ગૃહસ્થીના મકાનમાં કે જ્યાં સ્ત્રીઓનો વાસ હોય ત્યાં અમારાથી રહેવાય પણ નહિ. ગમે તેટલી ગરમી હોય, દિવસે અન્નજળ મળે કે ન મળે પણ રાત્રે અન્ન કે જળનું ટીપું પણ લેવાય જ નહિ. ઘરબાર દોલત છોડી ઘેરઘેર માધુકરી માંગીને ખાવી. કરોડપતિ કે ગરીબ અમારા સાધુઓની દ્રષ્ટિમાં સમાન છે. એક ઘરથી ભોજન ન લેવાય. ચાતુર્માસ સિવાય એક મહિનાથી વધારે કોઈ ગામમાં રહેવાય પણ નહિ.

"ગરમી કે શરદી ગમે તે હોય પગે ચાલીને જ જવાય. ગાડી, ઘોડા કે કોઇ પણ વાહનનો ઉપયોગ થઇ જ ન શકે. વિદ્યા ભણવી, ભણાવવી અને તીર્થયાત્રા કરવી તથા લોકોને આત્મકલ્યાણનો માર્ગ બતાવવો એ અમારો આચાર

છે. બોલો પંડિતજી. તમારી ધર્મશાળામાં ઉતરવા યોગ્ય સાધુ અમે છીએ કે કેમ ?" મહારાજશ્રીએ જૈન સાધુના આચાર બહુ જ સાદી ભાષામાં સમજાવ્યા અને પછી ટકોર પણ કરી.

ભટજી તો આ સાધુજીવનની રૂપરેખા ધારાપ્રવાહી, વિવેચનશૈલી, પ્રભાવિક અને મધુર વાણી સાંભળી અવાક થઈ ગયા. ભક્તિભાવથી બોલ્યા:

"મહારાજ ! ક્ષમા કરો, ક્ષમા કરો, મારી મોટી ભૂલ થઈ ગઈ. ઢોંગી સાધુઓથી મન ખરાબ થઈ ગયેલું તેમાં આપ જેવા પૂજ્ય સાધુનો અવિનય થયો. આવા સાધુઓની કલ્પના પણ નહોતી. આપની વાણી સાંભળી હું તો કૃતાર્થ થઈ ગયો. મહારાજ, હુકમ કરો હું આપની શું સેવા કરું ? આપ ભોજન તો મારે ત્યાં જ કરો. અરે છન્નુ બત્તી લઈને આ બાબાજીના ઓરડામાં મૂક, ને બાબાજીની સેવાચાકરી કરજે."

"પંડિતજી ! મેં તમને પહેલાં કહ્યુંને કે અમે રાત્રે તો કશું નથી લેતા અને દીવાબત્તી પણ અમે નથી રાખી શકતા."

"ધન્ય મહારાજ ! ધન્ય ! મને આશીર્વાદ આપો." ભટજીએ તો આપણા ચરિત્રનાયકના ચરણમાં પ્રણામ કર્યા અને આશીર્વાદ માગ્યા.

શું ચમત્કાર ! કેવી દિવ્ય વાણી ! કેવો પ્રભાવ ! કેવી સાધુતા !



## વાણીનો ચમત્કાર

[ ૨૨ ]

"સ્વામીજી ! આ તે કેવા ગામમાં આપણે આવી પહોંચ્યા." એક ગામમાં પ્રવેશતાં જ આપણા ચરિત્રનાયક બોલી ઊઠયા.

"કેમ ! શું છે?" સ્વામીજીએ પૂછયું.

"કોણ જાણે કોઇ દિવસ નહિ ને મારું મન આજે ખચકાય છે."

"એમ હશે તો આપણે બપોર ગાળીને સાંજના નીકળી જઈશું."

"અરે ભગવાન !" એક મકાનમાં મરેલું બકરું

ટાંગેલું જોઈને સમસમી જવાયું.

"જરા જલ્દી ચાલો. ધર્મશાળા શોધી કાઢીએ." હૃદય ભરાઈ આવ્યું. નિશ્વાસ નીકળી ગયો.

"આ સાધુઓને રહેવા યોગ્ય ગામ નથી પણ બધા થાકી ગયા છે. થોડો વખત આરામ કરીને નીકળી જઈશું" ચરિત્રનાયકે બધાને ધર્મશાળામાં પ્રવેશ કરતાં જ કહી દીધું.

હજી તો ધર્મશાળામાં આવીને જરા આરામ લીધો ન લીધો ને આપણા ચરિત્રનાયક વિચાર કરવા લાગ્યા.

"આવી ક્રૂરતા કરવાવાળા જીવોનું કલ્યાણ કેમ થાય? અરે આવા બિચારા અજ્ઞાન જીવોનો ક્યારે ઉદ્ધાર થશે? " પેલું બકરું આંખ સામે તરતું હતું. દયાનું ઝરણું આવા જીવોમાં ક્યારે વહે?

એટલામાં તો મદિરામાં મત્ત હાથમાં ભાલા લઈને કેટલાક માણસો ત્યાંથી નીકળ્યા. તેમની વાતોથી ધાર્યું કે તેઓ શિકાર કરવા જઈ રહ્યા હતા.

"બાબાજી! તમે અહીંથી ચાલ્યા જાઓ તો બહુ સારું. તમારે પાય પડું. આ ચોરોનું ગામ છે. મારો ધણીજ એક ડાકૂ છે. મુસાફરોને તો લૂંટી જ લે છે. અને પ્રાણ લેવા પડે તો પણ તે આઘુંપાછું જોતા નથી. ધણીની બૂરાઈ કરવામાં પાપ છે પણ આપ સન્ત સાધુની સેવા તો ન થઇ શકે પણ તમને દુઃખ આપીને તો ક્યાં જવું?" એક સ્ત્રી સાધુઓને ધર્મશાળામાં આવેલા જોઈને જલ્દી જલ્દી આવી પહોંચી અને બધાને

આશ્ચર્ય થાય તેમ પોતાના ધણીથી બચવા વીનવવા લાગી.

"સારું બાઈ ! તારું કલ્યાણ થજો." આપણા ચરિત્રનાયકે જવાબ આપ્યો.

"મહારાજ ! આપની જવાની ઈચ્છા હોય તો રસ્તો બતાવવા સાથે આવું. અહીં રહેવામાં તો સહીસલામતી નથી." એક શીખ સરદારે પણ તેમજ સલાહ આપી.

"સાહેબ ! તાપ બહુ છે. હમણાં નીકળશું તો હેરાન થઈશું. વળી મોડા નીકળશું તો કોઇ ગામ પહોંચતાં રાત્રિ પણ પડી જાય. અમે તો કહીએ છીએ કે થવાનું હશે તે થશે. ચોર પણ છે તો મનુષ્યને ?" સાથે સાતઆઠ શ્રાવકો હતા તેમાંથી એક બોલી ઊઠયા.

"લાલાજી ! તમારી વાત તો ખરી. એમ તો અમે પણ નથી બીતા. અમારી પાસે શું લેવાનું છે તે લઈ લેશે. અને લેશે તો બે સારા શબ્દો સાંભળશે પણ ખરો. પણ મને તમારો વિચાર આવે છે. ધૂપ છે પણ તમારી પાસે તો જોડા વગેરે સાધન છે. અમારી ફિકર ન કરશો. અમારા પગ તો હવે ધૂપ–પ્રૂફ થઈ ગયા છે. કેમ સ્વામીજી શું ઈચ્છા છે ?" આપણા ચરિત્રનાયકે લાલાજીને સમજાવી સ્વામીજીને પૂછયું.

"તમારી વાત બરાબર છે. નકામો કોઈનો જીવ જોખમમાં શા માટે મૂકવો ?" સ્વામીજીએ પણ સંમતિ આપી.

છેવટે ખરા તડકામાં અહીંથી રવાના થઈ આઠ કોસની લાંબી મુસાફરી પગે ચાલીને પૂરી કરી. રસ્તો પણ વિકટ.

ગરમી કહે મારું જ રાજ્ય, પાણીનો પણ શોષ પડયો. હતું તે પૂરું થઇ ગયું. ભૂખ પણ લાગેલી. કષ્ટસાધ્ય મુસાફરી પૂરી કરી, સાંજે મિયાંમીરની છાવણીમાં પહોંચી શાન્તિનો શ્વાસ લીધો.

બીજે દિવસે લાહોરમાં પ્રવેશ થયો. આજથી ચાલીસ વર્ષ પહેલાં તો લાહોરમાં બે ઘર મંદિરમાર્ગીનાં હતાં. જિનમંદિરની પાસે પંચાયતી મકાનમાં આપ આવી પહોંચ્યા. વ્યાખ્યાનમાં ધીરેધીરે બીજા ભાઇઓ પણ આવવા લાગ્યા. ગુરુમહારાજ પ્રત્યે બધાને સારો પ્રેમ હતો. ઝૌહરીના પરિવારમાંથી બાબુ નત્થૂમલ, બાબુ મોતીલાલજી, લાલા બુલાખીમલ આદિ ઘણા ભાઈઓ તથા બહેનો પણ આવવા લાગ્યા. દિલ્હીવાળા લાલા મહતામરાયજીના પરિવારમાંથી કેટલાક ભાઈઓ સરકારી નોકરીમાં હતા તે ? તેમ જ તેમના કુટુંબની સ્ત્રીઓ પણ વ્યાખ્યાનમાં આવવા લાગી. કોઈપણ શ્વેતાંબર સાધુ લાહોરમાં મહિનો રહેલા નહિ પણ આપણા ચરિત્રનાયક તો ભવિષ્યનો લાભ સમજી જૈન ધર્મના સિદ્ધાંતોના પ્રચાર માટે તેમજ શ્વેતાંબર સમાજની વૃદ્ધિ માટે રહ્યા. થોડું કષ્ટ પડે તો તેની તો પરવા જ હતી નહિ. વૃદ્ધ મુનિરાજો શ્રી ચારિત્રવિજયજી મહારાજ અને શ્રી ઉદ્યોતવિજયજી મહારાજના પત્રો આવવા લાગ્યા કે લાહોરમાં વધુ રહેવું નહિ પણ મહારાજશ્રીએ સ્થિરતા કરી અને તે વખતે વાવેલું બીજ થોડા જ વર્ષમાં વૃક્ષરૂપે ફળ્યું. આજે તો લાહોરમાં મૂ. શ્વેતાંબર સમાજની બહુ સારી વસ્તી છે, એટલું જ નહિ પણ મંદિર ભારે સુંદર થયું

છે. ઉપાશ્રય પણ સરસ છે. અને એટલું જ નહિ પણ મંદિરની પ્રતિષ્ઠા તથા આપણા ચરિત્રનાયકને આચાર્ય પદાર્પણ ક્રિયાવિધિ પણ ભારત જૈન સંઘની ભાવનાથી એજ લાહોરમાં ભારે મહોત્સવપૂર્વક થઈ હતી.

લાહોરથી વિહાર કરી કસૂર થઈ પટ્ટી જતાં રસ્તામાં ચટયાંવાલા ગામ આવ્યા. એક દિવસ પોતાના પ્રિય શિષ્ય શ્રી લલિતવિજયજી મહારાજની સાથે જંગલથી આવતા હતા. રસ્તામાં એક અખાડો નજરે પડયો. તેમાં એક સીખ પહેલવાન દંડબેઠક કરતા હતા.

" ગુરુદેવ ! આજ સરદાર હીરાસિંહ." લલિતવિજયજી મહારાજે જણાવ્યું.

" ઓહો ! ત્યારે તો જરૂર તેમને જોવા જોઈએ. તેમના વિષે તો મેં ઘણું સાંભળ્યું છે." આપણા ચરિત્રનાયકે અનુમોદન આપ્યું.

" સાહેબ ! એ શીખ ગૃહસ્થ છે. સુખી ઘરના છે. વ્યાયામનો ભારે શોખ છે. પંજાબભરમાં મગદળ ચલાવવામાં તેની જોડી નથી. કહેવાય છે કે લોઢાના ભારેમાં ભારે મગદળો તે ફેરવી શકે છે."

" ચાલો તે તરફ થઈને જઈએ"

" જી ચાલો."

નાનો એવો અખાડો, પાસે જ લોઢાની મોટી મગદળો પડેલી અને એક હૃષ્ટપુષ્ટ સુદૃઢ યુવાન વ્યાયામ કરતો હતો.

" શું સરદાર હીરાસિંહ તમારું જ નામ કે !"

આપણા ચરિત્રનાયકે પૂછ્યું.

“ હાજી મહાત્મા ! આ દાસને હીરાસિંહ કહે છે ” સાધુ મહારાજને જોઈ સરદાર ઉભા થઇ ગયા. હાથજોડી પ્રણામ કર્યા અને નમ્રભાવથી જવાબ આપ્યો.

“ સરદારજી ! અમે આપના બળની બહુ જ પ્રશંસા સાંભળી છે. ”

“ સ્વામીજી ! એ તો સંતપુરુષોની કૃપાનું ફળ છે. ”

“ સરદાદરજી ! અમારા ગુરુદેવને આપને જોવાની ખાસ ઇચ્છા હતી. ” શ્રી લલિતવિજયજીએ હાર્દિક ભાવ બતાવ્યો.

“ મારાં ધન્યભાગ્ય ! જલપાન લેશો ? ” પ્રાર્થના કરી.

“ ખપ નથી ! ”

પછી તો એ સીખ સરદારે પોતાની મણોની બનેલી લોઢાની ભારે મગદળ ઉપાડીને હવામાં ઉછાળી, ખુબીથી ફેરવી અને ત્રણચાર અપૂર્વ દાવ બતાવ્યા. વ્યાયામની તાલીમનો અદ્વિતીય નમૂનો જોઈને સર્વે ઉપાશ્રયે આવી પહોંચ્યા.

અહીંથી વિહાર કરી પટ્ટી પધાર્યા. સં. ૧૯૫૪ નું ૧૨ મું ચાતુર્માસ પટ્ટીમાં સંપૂર્ણ કર્યું. આ ચોમાસામાં આપની સાથે બાબાજી મહારાજ શ્રી કુશળવિજયજી, શ્રી હીરવિજયજી મહારાજ, શ્રી સુમતિવિજયજી મહારાજ, શ્રી શુભવિજયજી તપસ્વી, શ્રી લબ્ધિવિજયજી મહારાજ, શ્રી વિવેકવિજયજી મહારાજ અને શ્રી લલિતવિજયજી મહારાજ આદિ સાત થાણા હતા. પંડિત ઉત્તમચંદજી તથા પંડિત અમીચંદજીના સુયોગથી તત્ત્વચર્ચા પણ ખૂબ આનંદથી થતી હતી.

ચોમાસું પૂર્ણ થયે આપ પટ્ટીથી વિહાર કરી જીરા પધાર્યા. અહીંથી શ્રી શુભવિજયજી તપસ્વી તથા શ્રી વિવેકવિજયજી મહારાજે આપણા ચરિત્રનાયકની આજ્ઞાથી મારવાડ, ગૂજરાત તરફ વિહાર કર્યો.

અહીંથી વિહાર કરી જગરાંવાં, લુધિયાના વગેરે સ્થાનોમાં લોકોને વિશેષ રૂપથી ધર્મમાં જોડીને માલેરકોટલા પધાર્યા.

× × ×

" ભાગ્યવાનો ! પરમાત્માની કૃપા અને પૂર્વપુણ્યના ઉદયથી તમને તો દાળરોટી મળી રહે છે. તમે ભાતભાતના ભોજન પણ પામો છો, પણ જાણો છો તમારી આસપાસ શું ચાલી રહ્યું છે ? આજે દુષ્કાળ પ્રવર્તી રહ્યો છે. હજારો લોકોને એક ટંક પણ બટકું રોટલો નસીબ નથી. બાળબચ્ચાં ટળવળે છે. બાજું તો નહિ પણ તમારા રોટલામાંથી બટકુ બટકુ તમે આ તમારા જ ભાઈઓને મળે તેવો પ્રબંધ કરો. તમને તેનું પુણ્ય મળશે એટલું જ નહિ જૈન ધર્મની મનુષ્યદયાનું એક સુંદર દૃષ્ટાંત તમે પૂરૂં પાડશો."

આસપાસ દુષ્કાળ હતો. લોકો ભૂખે મરતાં હતાં. આચાર્યશ્રીને તો અમુક વસ્તુ જ ખપતી હતી. પણ આ દશા જોઈ દુષ્કાળના સમય સુધી એ વસ્તુ છોડી દીધી. શ્રી સંઘને ઉપદેશ આપ્યો અને તેથી શ્રીસંઘે એવો પ્રબંધ કર્યો કે અન્નસત્ર શરૂ કરવું અને તેમાં જે આવે તેને ઘઉંના દલિયા ગોળના પાણીમાં રાંધીને આપવા. લગભગ ૨૫૦–૩૦૦ માણુસો પ્રતિદિન તેનો લાભ લેતા. આચાર્યશ્રી

ચાતુર્માસ રહ્યા ત્યાંસુધી અન્નસત્ર ચાલુ રહ્યું. આજે પણ તે દિવસો અને બાબાજી (આપણા ચરિત્રનાયક) નું નામ હજારો માલેરી યાદ કરે છે.

સં. ૧૯૫૫ નું ૧૩ મું ચોમાસું આપે માલેર કોટલામાં પૂર્ણ કર્યું.

*

"મહારાજ! આપ ભાવડાના (જૈનો) ગુરુ છો તેવા મારા પણ ગુરુ ખરા કે નહિ?" મુન્શી અબ્દુલલતીફ નામના એક મુસલમાન સજ્જન એક દિવસ આવીને હાથ-જોડી બોલી ઊઠયા.

"કેમ નહિ! મુન્શીજી! તમે તો અહીં અમારા પક્કા ભકત બની ગયા છો. ધર્મચર્ચામાં પણ તમે સારો રસ લ્યો છો અને હમેશાં તમારી હાજરી પણ હોય છે, પછી તમે અમારા ભક્ત કેમ નહિ?" આપણા ચરિત્રનાયકે તેમને અપનાવી લીધા.

"તો પછી કૃપાનાથ! આપ ભેદભાવ કેમ રાખો છો?"

"મુન્શીજી! શાનો ભેદભાવ? અમે ભેદભાવ રાખીએ છીએ તેમ તમે શા ઉપરથી કહો છો?" આશ્ચર્યથી જવાબ આપ્યો.

"સ્વામીજી! હું આહાર માટે તો નથી કહેતો પણ મારી ગાયોનું દૂધ આપ જેવા ગુરુના પાત્રમાં પડે તો મને કેટલો બધો આનંદ થાય? આપ પધારો તો હિન્દુ માણસ ગાયને દોહીને આપને વહોરાવશે." મુન્શીજીએ પ્રાર્થના કરી; પોતાનો ભકિતભાવ દર્શાવ્યો.

" ઓહો ! એજ વાતને ! તમારી ભાવના તો ભકિતભરી છે, પણ મુન્શીજી તમે શું નથી જાણતા કે અમે જૈનસાધુ અમારે માટે જ તૈયાર થયેલી કોઈપણ ચીજ નથી લઈ શકતા. અમે તો લુખુસૂકું જે મળે તેજ લેવાના અધિકારી છીએ. અને તમારી તો ભકિત દૂધ તો શું પણ અમૃતથી પણ વિશેષ પ્રિય છે." હસતાં હસતાં મહારાજશ્રીએ મુન્શીજીને એમની ગુરુભકિત માટે અભિનંદન આપ્યા.

ધન્ય શિષ્ય, ધન્ય ગુરુ ! શું હિંદુસ્તાન જેવા ધર્મપ્રિય દેશમાં હિંદુમુસ્લિમ એકતા સંભવિત નથી? ખરેખર પ્રભાવિક પુરુષોના પ્રયત્નો જોઈએ તેટલા થયા નથી, નહિ તો કાચી ઘડીમાં એ ગહન સવાલનો ઉકેલ આવે જ આવે.

ચાતુર્માસ પૂર્ણ કરી આપ નાભા પધાર્યા. અહીં શ્રાવકનાં ઘર તો થોડાં છે, પણ આપની વાણીમાં એવો તો ચમત્કાર છે કે એકવાર ઉપદેશ સાંભળનાર હમેશાંને માટે ભક્ત બની જાય છે.

" સાહેબ! માલેરીજી આપના દર્શને પધારે છે." એક સેવકે આવીને મહારાજશ્રીને ખબર આપી.

" નમસ્તે !"

" ધર્મલાભ ! "

" સાહેબ ! આપનું નામ સાંભળ્યું ત્યારથી જ આવવા જીવ તલપાપડ થઈ રહ્યો હતો, પણ રાજકીય કામોનો અત્યંત બોજ હોવાથી ન આવી શકયો. આજે તો સવારમાં નિર્ણય કર્યો કે મહારાજશ્રીનાં દર્શન કરી આવું."

" જવાબદારીનો પણ ખ્યાલ તો રાખવો જ જોઈએને."

" તે તો હંમેશની છે. આપ ક્યાં હંમેશ પધારો છો? વ્યાખ્યાનનો લાભ આજે મળશે ખરો?"

" તમે ઠીક સમયસર આવ્યા છો. તૈયારી જ છે."

" ત્યારે તો આજે આપની અમૃતવાણી સાંભળવાનો લાભ મળશે."

વ્યાખ્યાન શરૂ થયું. આજે આપે વસ્તુપાળ–તેજપાળ મંત્રીઓની વીરતા, ધર્મપ્રેમ, દાનશીલતા તથા પ્રત્યેક ધર્મ પ્રત્યેની તેઓની સમાન દૃષ્ટિ વગેરે વિષય બહુ જ વિસ્તારથી સમજાવ્યો અને લાલા જીવારામજી માલેરી તો તે સાંભળી મુગ્ધ થઈ ગયા.

વ્યાખ્યાન પૂરું થયું. માલેરીજી મહારાજશ્રી પાસે આવ્યા ને હાથજોડી બોલ્યાઃ " સ્વામીજી! હું તો આજે આપનો ઉપદેશ સાંભળીને કૃતાર્થ થયો. આ રાજકાજ તો હમેશનાં છેજ. પણ હું હવે વખત મેળવી બપોરના થોડો સમય જરૂર આવ્યા કરીશ. મારા આત્માનું કલ્યાણ થાય તેટલું તો કરું. આ લાભ ક્યારે મળવાનો હતો?"

લાલા જીવારામજી માલેરી નાભાનરેશના બાળમિત્ર તથા પૂર્ણ વિશ્વાસપાત્ર હતા. રાજના મોટા કર્મચારી હતા. તેમની જવાબદારી ઘણી હતી પણ મહારાજશ્રી રહ્યા ત્યાંસુધી કલાક, અડધો કલાક તે આવી જતા ત્યારે જ તેમને શાંતિ થતી.

આ ઉપરાંત અહીંના પ્રસિદ્ધ વ્યાપારી લાલા ફતે-

ચંદજી પણ તેમના પરમ ભક્ત બની ગયા હતા.

આપણા ચરિત્રનાયકની વાણીમાં ખરેખર જાદુ છે. એક વખત સાંભળનારને તૃપ્તિ થતી નથી. જૈન-જૈનેતર, હિંદુ-સનાતની, આર્યસમાજી કે મુસલમાન, અધિકારી કે રાજકર્મચારી બધા તેમને સાંભળવા ઉત્સૂક રહેતા અને તેમનાં વચનામૃતો સાંભળી સાંભળી પોતાના જીવનને ધન્ય માનતા. જીવનને ઉચ્ચ, ઉન્નત અને ધર્મમય બનાવવા પ્રેરણા મેળવી જતા.

નાભાથી વિહાર કરી આપ સામાના, પતિયાલા, અંબાલા, રોપડ થઇને હોશિયારપુર પધાર્યા. અહીંના શ્રીસંઘે સ્વર્ગીય આચાર્ય મહારાજશ્રી શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરની એક પ્રતિમા તૈયાર કરાવી હતી. સં. ૧૯૫૬ ના વૈશાખ સુદી ૬ ના દિવસે ધામધૂમપૂર્વક પ્રતિષ્ઠાનું કામ સમાપ્ત કર્યું. સં. ૧૯૫૬ નું ૧૪ મું ચાતુર્માસ હોશિયારપુરમાં સંપૂર્ણ થયું.



## અદ્વિતીય શિષ્યરત્નની પ્રાપ્તિ

[ ૨૩ ]

“ગુરુદેવ! એક પ્રાર્થના સ્વીકારશો?” લાલા ખુઢામલ ભગતે વંદણા કરતાં વિનંતી કરી.”

“ભગતજી! કહો શું કામ છે? તમે તો બાલબ્રહ્મચારી અને ધર્મનિષ્ઠ છો. તમારા જેવા પુરુષે તો નિઃસંકોચ જે કહેવાનું હોય તે કહેવું જોઈએ.” મહારાજશ્રીએ સરળતા બતાવી.

“સાહેબ! આપ તો દયાળુ છો. આ બાળક મારા પરમ મિત્રનો પુત્ર છે. તેના પૂર્વજો તો મહારાણા રણજીતસિંહના જમાના સુધી મોટા જમીનદાર હતા. તેના પિતા લાલા દોલતરામજી પણ પુરુષાર્થી અને ભાગ્યવાન હતા.”

“તમારા ગામના જ રહીશ કે?”

" જી હા ! "

" બાળક જણાય છે તો ચતુર અને વિવેકી. "

" દીનાનાથ ! તે તેના પિતાનો એકનો એક પુત્ર હતો. પિતા નાની ઉંમરમાં સ્વર્ગવાસી થઈ ગયા. જતાંજતાં મને સોંપી ગયા. તે મારા દિલોજાન મિત્ર હતા. "

" ધાર્મિક આચારની તાલીમ પણ તમે જ આપી હશે. "

" જી હા ! મારા પ્રત્યેક કામમાં લક્ષ્મણ તો હોય જ. કાર્યશીલ અને ઉત્સાહી છે. તેની આજ્ઞાધીનતા તો સૌ કોઈને મુગ્ધ કરે તેવી છે. "

" ભગતજી ! પણ તમે તેને ભણાવી ગણાવી મોટો વેપારી કાં ન બનાવો ? અમને આપશો તો તો સાધુ થશે. "

" ગુરુવર્ય ! તે વેપારી થવા સર્જાયેલ જ નથી. આવા તેજસ્વી રત્નને સંસારની જાળમાં કયાં સપડાવવો ? આપના જેવા પ્રભાવિક પુરુષનો સંપર્ક થશે તો હજારોનું ભલું કરશે. જગતમાં મારું–તમારું–તેના પૂર્વજોનું નામ ઉજાળશે. "

" ભગતજી ! હું મારી પાસે અભ્યાસ માટે રાખું. તેની પોતાની ઈચ્છા શું છે તે જાણી લઉં. પછી તેનું ભાગ્ય હશે તો આ સંયમધર્મ પાળશે. "

" સાહેબ ! મેં બચપણથી પુત્રવત પાળેલ છે. મારે તો એ પુત્રથી વિશેષ છે. એમના વિના મારા તો દિવસો જ જવા મુશ્કેલ, પણ આપની સેવામાં એના જીવનની સાર્થકતા માની મૂકી જાઉં છું. મારો લક્ષ્મણ ખરેખર લક્ષ્મણ જ છે અને એ જીવનભર આદર્શ શિષ્ય લક્ષ્મણ જેવો જ રહેશે.

દીક્ષા આપો ત્યારે કૃપા કરી મને જણાવશો.”

“ભગતજી! તમે ચિંતા ન કરો. તમારો લક્ષ્મણ મારો અંતરનો લક્ષ્મણ બનશે. તે મારો લાડકો શિષ્ય થશે. મારી અનેક આશાનો એ દીવડો બનશે. મારી ભાવનાઓ અને મહેચ્છાઓ, કાર્યો અને શાસન ઉદ્યોતનો એ પ્રદીપ બનશે.”

“આપ ગુરુદેવની વાણી ફળે.”

* * *

એક દિવસ બાલબ્રહ્મચારી લાલ બૂઢામલજી એક બાળકને લઈને મહારાજશ્રી પાસે ગુજરાંવાલા આવ્યા. તેનું નામ લક્ષ્મણદાસ હતું. તેનો જન્મ સં. ૧૯૩૭માં થયો હતો. તેના પિતાનું નામ લા. દાલતરામ હતું. લાલા બૂઢામલજી તેના ખાસ મિત્ર હતા. લા. દૌલતરામ બાળક લક્ષ્મણને ભગતજીના હાથમાં સોંપી સ્વર્ગે સીધાવ્યા. ભગતજીએ તેને જૈન ધર્મના આચાર શીખવ્યા અને બાળક લક્ષ્મણનું આજ્ઞાકિંતપણું, વિનયભાવ, મીઠીમધુરી વાણી અને સેવાભાવ જોઈને ભગતજીને તેના બાળ દેહમાં ઉચ્ચ આત્માની ઝાંખી થઇ. તે સ્વ. આચાર્યશ્રીના ભક્ત હતા અને આપણા ચરિત્રનાયકના માટે સન્માન હતું. એક દિવસ બાળક લક્ષ્મણને લઈને મહારાજશ્રીની પાસે આવ્યા અને પોતાના રક્ષિત પુત્રને ગુરૂવર્યને સોંપી ગયા.

લક્ષ્મણ, લક્ષ્મણ હતો. અભ્યાસમાં તેની બુદ્ધિ તેજ હતી. સેવાભાવ ભરેલો હતો. તે વિનયશીલ અને સંસ્કારી આત્મા જણાતો હતો. ગુરુની પાસે ૧૧ મહિના સતત અભ્યાસ

કર્યો. ગુરુએ ઘણી કસોટી કરી જોઈ પણ સોટચનું સોનું પછી પૂછવું જ શું ?

" લક્ષ્મણ ! કોઈ દિવસ નહિ ને આજે ઉદાસ કેમ ? " ચિંતાતુર બનેલા લક્ષ્મણને જોઈ મહારાજશ્રીએ પૂછ્યું.

" ગુરુદેવ ! કંઈ જ નથી. "

" શું ભગતજી સાંભરી આવ્યા કે ઘર સાંભર્યું ? "

" મારું ઘર તો આજ છે. ભગતજી તો સાંભરે પણ આપ મને જે આપ્તભાવથી રાખો છો તે ઓછું છે ? "

" તો પછી તબિયત ખરાબ છે ? "

" જી નહિ ! શરીર તો સારું છે. મને શું થવાનું છે ? ખાવું–પીવું ને આપની સેવામાં આનંદ કરવો. પછી દુઃખ શું ? "

" તો છે શું ? માન ન માન પણ તારા હસતા મુખ પર આજે જરૂર ઉદાસી છે. "

" ગુરુદેવ ! મારી કસોટી ક્યાંસુધી ? અભ્યાસ પણ ઠીક થયો છે. આચાર પણ શીખું છું. હવે ક્યાંસુધી તરસાવશો ? આપનો દાસ હું ક્યારે બનું ? હવે તો સ્વપ્ન પણ દીક્ષાનાં જ આવે છે. આમ ક્યાંસુધી ઘેરઘેર ખાવા જવું ? " લક્ષ્મણે હૃદયની ઊર્મિ દર્શાવી ગુરુના ચરણમાં મસ્તક મૂક્યું. બે અશ્રુબિંદુઓ ચરણે સરી પડયાં.

" ઓહો ! એજ વાત છેને. ત્યારે શું સ્પષ્ટ બોલતો નથી. તારી કસોટી થઈ ગઈ છે. તું પત્થર નથી, સાચો હીરો છે. તારા જેવા વિનયશીલ આત્માને મેળવી હું ઘણું

ઘણું સાધી શકીશ, તું મારી જમણી ભુજા બની રહેશે.
આ વૈશાખ સુદમાં જ તારી દીક્ષાનું મુહૂર્ત છે. ભગતજીને
પણ લખી દેવાશે."

"ગુરુદેવ ! બહુ જ દયા કરી આજનો દિવસ મારે
મન જીવનનો અનુપમ દિવસ લેખાશે. આજે આપ પ્રસન્ન
થયા. મને દ્વિતીય જીવન મળ્યું."

સં. ૧૯૫૩ ના વૈશાખ સુદી ૮ ના દિવસે નારોવા-
લમાં ધામધૂમપૂર્વક લક્ષ્મણદાસની દીક્ષાનો ઉત્સવ થયો.
મુનિ લલિતવિજયજી નામ રાખવામાં આવ્યું.

આપણા ચરિત્રનાયકના બીજા અને ગુરુવર્યના શબ્દો-
માં અદ્વિતીય ગુરૂભક્ત શિષ્યરત્ન છે.

આપ જેવા વિદ્વાન છે તેવા એક સુંદર ગાયક પણ છે.
જ્યારે આપ ભક્તિપૂર્ણ હૃદયથી મંદિરજીમાં પૂજા ભણાવે છે.
ત્યારે શ્રોતાલોક મંત્રમુગ્ધ થઈ જાય છે. તેમનું વ્યાખ્યાન
પણ પ્રભાવોત્પાદક હોય છે. ગુરુદેવની આજ્ઞા ગમે તેવું કષ્ટ
ઉઠાવીને પણ પાલન કરવા તે હર સમય તૈયાર રહે છે.

વારંવાર તેઓશ્રી કહે છે કે

"ગુરુ મહારાજના મારા પર એટલા બધા ઉપકારો
છે કે તેમની આજ્ઞાનું પાલન કરતાં કરતાં મારો દેહ પડે
તો પણ હું ઋણમુક્ત થઈ શકું તેમ નથી."

કેવી ગુરુભક્તિ ? કેવી હૃદયની ભાવના ?

સં. ૧૯૭૬ માં બાલી (મારવાડ)માં ગુરૂમહારાજની
સમક્ષ એમને તથા એમના લઘુ ગુરૂબંધુ પંન્યાસજી શ્રી

સોહનવિજયજીને પંન્યાસપદવી આપી હતી. સાથે મુનિશ્રી ઉમંગવિજયજી અને વિદ્યાવિજયજીને પણ પંન્યાસપદવીથી વિભૂષિત કર્યા.

ઇ. સ. ૧૯૩૫ માં પં. શ્રી લલિતવિજયજીને ઉત્સવ પ્રસંગે આપણા ચરિત્રનાયકની આજ્ઞા અને પ્ર. શ્રી. કાંતિવિજયજી મહારાજની સંમતિથી મોટી માનવમેદનીએ ઉપાધ્યાય પદવી આપી હતી. ગુરુદેવનાં કાર્યોમાં તેમનો અહોનિશ સહકાર છે.

સં. ૧૯૯૨ વૈશાખ સુદી ૬માં આચાર્યશ્રીએ (આપણા ચરિત્રનાયકે) મીયાંગામમાં શ્રીસંઘ સમક્ષ ધામધૂમપૂર્વક એમને આચાર્ય પદવીથી વિભૂષિત કર્યા છે.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિકાસમાં એમનો સુંદર ફાળો છે. ગુરૂદેવની આજ્ઞાથી અનેક કષ્ટો વેઠીને એઓ પંજાબથી મુંબઈ ગયા હતા અને ગુરૂદેવની કૃપાથી શ્રી મહાવીર જૈન વિદ્યાલયની જડ મજબૂત બનાવી.

ગુરુદેવની ભાવના પંજાબમાં એક ગુરૂકુળ કાયમ કરવાની હતી, તે માટે એક લાખ રૂપીઆ ન થાય ત્યાંસુધી ગુરુદેવને મિષ્ટ પદાર્થમાત્રનો ત્યાગ હતો. એ વાતની હમેશાં ચિંતા રહેતી હતી, મુંબઈમાં એક દાનવીર મળી આવ્યા. તે હતા વેશ્નવ પણ જૈનધર્મ પ્રત્યે અભિરૂચિ જાગી. હંમેશાં મહારાજશ્રી પાસે આવતા. પ્રસંગ જોઈને ગુરુદેવની પ્રતિજ્ઞાની વાત કહી. ગુરૂકુળની આવશ્યકતા, પંજાબના લોકોની શ્રદ્ધા અને સરળતા, પંજાબનું ગુરૂવર્યનું કાર્ય વગેરે મનમોહક વર્ણન સાંભળી દાનવીર શેઠ વિઠ્ઠલદાસ ઠાકોરદાસને

ઊર્મિ આવી અને પં. મહારાજશ્રી ( આચાર્ય ) લલિત-વિજયજી મહારાજની પ્રેરણાથી રૂપીઆ બત્રીસ હજાર ગુરુ-કુળ માટે આપ્યા.

વિહાર કરતા કરતા મરૂભૂમિમાં આવતા મરૂભૂમિની અજ્ઞાન દશા અને કરૂણાજનક સ્થિતિ જોઈ ગુરુદેવને મરુ-ભૂમિના ઉદ્ધારની તમન્ના થઇ. ગુરુદેવે ભારે પ્રયાસો કર્યા. ગામેગામ વિચર્યા. પંચોને ઉપદેશ આપ્યો. ફંડ કર્યાં પણ ભવિતવ્યતાવશ કાર્ય થયું નહિ. પછી પંજાબમાંથી પોતાના આ પ્રિયશિષ્યને મરૂભૂમિના ઉદ્ધાર માટે કાર્ય કરવા પાલ-ણપુરથી પ્રેરણા કરી.

અહીં પં. લલિતવિજયજીએ ગુરૂદેવના પ્રારંભેલા કાર્યને કાર્યરૂપ પરિણમવા માટે ભારે પરિશ્રમ સેવ્યો. પંચોને સમજાવ્યા. ફંડ માટે ગામેગામ વિચર્યા. પરિસહો સહન કર્યા અને મરૂભૂમિના ઉદ્ધાર માટે શ્રી વરકાણા તીર્થની શીતળ છાંયામાં શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય અને બીજું શ્રી પાર્શ્વઉમેદ જૈન બાળાશ્રમ સ્થાપન કરાવ્યાં.

આજે બન્ને સંસ્થા ઘણી વિશાળ બની છે. સેંકડો વિદ્યાર્થીઓ તેનો લાભ લ્યે છે. ગુરુદેવના એ અનન્ય ભક્ત છે. ખરેખર અદ્વિતીય શિષ્યરત્ન છે.

૧૯૫૩× નું ૧૧ મું ચાતુર્માસ નારોવાલમાં પૂર્ણ કર્યું. આ ચાતુર્માસમાં આપે પ્રાતઃસ્મરણીય ન્યાયાંભોનિધિ ૧૦૦૮ શ્રીમદ વિજયાનંદ સૂરીશ્વર મહારાજનું જીવન ચરિત્ર તૈયાર કર્યું.

× ૧૯૫૩ ના ચાતુર્માસની એ વાત રહી ગયેલી અહીં મુકવામાં આવી છે.

ચોમાસા બાદ નારોવાલથી બધાએ એક સાથે વિહાર કર્યો. આપ અમૃતસર પધાર્યા. અહીં અંબાલાનિવાસી લાલા ગંગારામજી, હોશિયારપુર નિવાસી લાલા ગુજરમલજી તથા લાલા નત્થુમલજી, અમૃતસર નિવાસી લાલા પન્નાલાલજી જોહરી અને લાલા ફગ્ગૂમલજી બધાએ મહારાજશ્રીને આચાર્યપદ માટે પ્રાર્થના કરી. મહારાજશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં તેનો ઈન્કાર કર્યો અને તે માટે વૃથા પ્રયત્ન ન કરવા સૂચના કરી.

અહીંથી શ્રી બાબાજી મહારાજ શ્રી કુશલવિજયજી આદિની સાથે વિહાર કરી જંડિયાલા પધાર્યા. અહીં લુધિયાના નિવાસી લાલા હરદયાલ આદિ જોધાવાળાની ભાભી અને અંબાલા નિવાસી લાલા નાનકચંદ બાબૂની પુત્રીની દીક્ષા ધામધૂમપૂર્વક થઈ. તેનું નામ સાધ્વી શ્રી દેવશ્રીજી રાખવામાં આવ્યું. હાલમાં પ્રવર્તકણી સાધ્વીજીશ્રી દેવશ્રીજી તરિકે પ્રસિદ્ધ છે—વર્ષોથી પંજાબમાં વિચરી રહ્યાં છે અને ઉપકાર કરી રહ્યાં છે.

આ આખા સમુદાયમાં સાધ્વીજી દેવશ્રીજી એક વિદુષી સાધ્વી છે. તેમનો પરિવાર બહુ મોટો છે. ગુરુદેવ પ્રત્યે તેમને બહુ જ સન્માન છે અને ગુરુદેવના ગુરુકુળ માટે જ્યાએ જ્યાએ સ્ત્રીઓને ઉપદેશ આપીને ઘણી ઘણી તિથિઓ તથા દાનની રકમો તેમણે અપાવી છે.

ધન્ય છે એ સાધ્વી રત્નને અને તેમના આવા સુંદર પરિશ્રમને.

ગૂજરાતની સાધ્વીજીઓ તેમનું દ્રષ્ટાંત લે તો ગૂજરાત કેવું સમૃદ્ધ થાય ?



## મહાન ત્યાગ

[ ૨૪ ]

"મથ્થેણ વંદામિ!"

"ધર્મલાભ! ઓહો! આજે ક્યાંથી આટલી બધી ફુરસદ મળી ગઈ. કે બધા એકત્ર થઇને આવ્યા છો!"

"સાહેબ! એક જરૂરી કામ માટે આપની પાસે આવ્યા છીએ." આગેવાનોએ વિનંતિ કરી.

"એવું તે શું જરૂરી કામ આવી પડ્યું છે? હું તો તૈયાર છું. કહો શું કામ છે?"

"કૃપાનિધાન! આપની પાસે અમારી શ્રીસંઘ પંજાબની પ્રાર્થના છે."

'કહો ત્યારે!'

"સાહેબ! આપશ્રીને આચાર્યપદવીઆપવાની પંજાબ શ્રીસંઘનીભાવના છે, અને તે આ વર્ષમાં જ."

"ભાગ્યશાળીઓ! તમારી ભાવના પ્રશંસનીય છે, પણ હું તે માટે તૈયાર નથી."

"જુઓ સાહેબ! અમૃતસરમાં અંબાલાનિવાસી લાલા ગંગારામજી, ત્યાંના ઝવેરી લાલા પન્નાલાલજી, અહીંના લાલા નત્થૂમલજી તથા હું: બધા આપના દર્શને આવેલ તે વખતે પણ આપે ના કહી હતી." લાલા ગુજ્જરમલજીએ અમૃતસરની વાત કહી.

"લાલાજી! આજે પણ મારો તો એજ જવાબ. શ્રીસંઘ પંજાબને છે."

"પણ ગુરૂદેવની ગાદી શું ખાલી રહેશે?" લાલા ગંગારામજીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"મારું એ કહેવું છેજ નહિ. મારાથી વડીલ મુનિમહાત્મા છે. હું તો હરગીજ હરગીજ તૈયાર નથી જ નથી."

"કૃપાનાથ! અમે તો સ્વર્ગીય ગુરુ મહારાજની આજ્ઞાનું પાલન કરવા ઈચ્છીએ છીએ. જ્યારે જ્યારે અમે ગુરુદેવને પૂછ્યું કે ગુરુવર્ય! આપ અમને કોને ભરોસે છોડી જાઓ છો! ત્યારે ગુરુદેવે તો સ્પષ્ટ કહ્યું હતું કે "તમે શા માટે ચિંતા કરો છો? હું શ્રીસંઘ પંજાબને વલ્લભને ભરોસે છોડી જાઉં છું. મારી ખોટ મારો વલ્લભ પૂરી કરશે. બોલો હવે આપ શું કહો છો? ગુરુદેવની આજ્ઞાનું પાલન તો આપ કરશોને?" શ્રીસંઘે ગુરુદેવની ઈચ્છા વ્યક્ત કરી.

"ગુરુદેવ તો ગુરુદેવ જ હતા. તેમની આજ્ઞાનું પાલન કરવામાં હું કદી પાછી પાની નજ કરું. હું તો શું પણ મારા જેવા હજાર વલ્લભવિજય પણ તેમની ખોટ પૂરી નહીં કરી શકે. ક્યાં તે શાસનસૂર્ય અને ક્યાં હું ટમટમતો દીવો. હા! સૂર્યના અભાવમાં દીપક કાંઈક ઉપયોગી થઈ

શકે છે તેમ હું તમને બધાને ધર્મકાર્યમાં ઉપયોગી બનું છું; પણ તેથી હું પોતાને ગુરુદેવની ગાદી પર બેસવાને યોગ્ય નથી સમજતો. ગુરુમહારાજના બીજા પણ શિષ્યો છે. ઘણા તો મારાથી દીક્ષાપર્યાયમાં મોટા પણ છે. તેમાંથી કોઇ યોગ્ય ભાગ્યવાનને તમે પસંદ કરો." આપણા ચરિત્રનાયકે ભક્તિભાવથી ગુરુચરણોમાં પ્રણામ કરી શાન્તિથી જવાબ આપ્યો અને પોતાની મક્કમતા દર્શાવી.

"સાહેબ! હું મારવાડ ગૂજરાત જઈને ચાલ્યો આવું છું. બધા મુનિરાજોની સમ્મતિ લઈ આવ્યો છું. બધાએ પ્રસન્નતાથી કહ્યું છે કે આપજ તે પદને માટે યોગ્ય છો." લાલા ગંગારામજીએ બીજા સાધુ–મુનિરાજની સંમતિ બતાવી.

"લાલાજી! પાટણ ગયા હતા કે!"

"જી હા! પાટણ મુનિમહારાજશ્રી કાંતિવિજયજી મહારાજના દર્શન કર્યાં."

"તેમણે શું કહ્યું?"

તેમણે પોતાની ઇચ્છા મને જણાવતાં કહ્યું કે 'વલ્લભવિજયજી' આ પદને માટે સર્વથા યોગ્ય છે. તેને માટે તો બે મત છેજ નહિ. જેવા તે અદ્વિતીય ગુરુભક્ત છે, તેવાજ વિદ્વાન અને વક્તા પણ છે. પણ આચાર્યપદ માટે તેમનાથી દીક્ષાપર્યાયમાં મોટા બીજા છે. વળી ગુરુમહારાજના સંઘાડાની એકતા મારે મન મોટી વાત છે. નકામો વિરોધ થાય અને બે વિભાગ થાય તે બરાબર નથી. વલ્લભવિજયજી પણ એજ ઈચ્છે છે; કારણકે હું તેમની શાસનભક્તિ અને

મહત્તા જાણું છું. મારી સમ્મતિ પૂછો તો મુનિમહારાજશ્રી કમલવિજયજીને આચાર્યપદ આપવું જોઇએ. તે દીક્ષા પર્યાયમાં પણ મોટા છે, જ્ઞાતા પણ સારા છે અને વયોવૃદ્ધ પણ છે."

"બસ, બરાબર છે! પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજ તો મારા પણ વડીલ છે અને તે મારા સાચા સલાહકાર છે. તેમની વાત શ્રીસંઘે માન્ય કરવી જોઈએ. હું તો તમને પહેલેથી કહી રહ્યો છું. મને એ પદનો જરાએ મોહ નથી."

"પણ સાહેબ! શાસનનાં કાર્ય તો બહુમતિથી થાય છે. પંજાબ શ્રીસંઘ તો એક જ નિર્ણય પર છે. બીજાની પણ સંમતિ છે. અને પ્રવર્તકજી મહારાજને પણ અમે મનાવી લઈશું." આગેવાનોએ ફરી દલીલ કરી

"તમે તો બધા ગુરુદેવના પરમ ભક્તો છો. ગુરુમહારાજના સમુદાયને એકતાના સૂત્રમાં બાંધી રાખવાનું મારું—તમારું પરમ કર્તવ્ય છે. તેથી તમે બધા પણ શ્રી કાંતિવિજયજી મહારાજનો સૂચના માન્ય રાખો. વળી હું આચાર્ય નહિ બનું તેથી પંજાબને છોડી જઈશ કે ભૂલી જઈશ તેમ તો બનશે જ નહિ. હું ગૂજરાતી છું પણ મારો આત્મા તો પંજાબની હવાથી પ્રફુલ્લ છે. તમારે શંકા રાખવાપણું હોય જ નહિ." આપણા ચરિત્રનાયકે આગેવાનોને સમજાવ્યા.

નિરાશ થઈ આગેવાનો તો ગયા પણ બીજા મુનિરાજોએ ફરી તેજ પ્રશ્ન ઉપાડયો. વૃદ્ધ મુનિરાજ બાબાજી

મહારાજ શ્રી કુશલવિજયજી, મુનિશ્રી ચારિત્રવિજયજી, મુનિશ્રી પ્રમોદવિજયજી, મુનિશ્રી હીરવિજયજી અને મુનિશ્રી ઉદ્યોતવિજયજી તથા સ્વામીજી શ્રી સુમતિવિજયજી આદિ મુનિગણનો આગ્રહ હતો કે આપે જ આચાર્યપદ ગ્રહણ કરવું. તેમની સૂચના હતી કે ગુરુદેવની પણ તેજ ઇચ્છા હતી.

"સાહેબ! આપ બધા આમ આગ્રહ કરો તે બરાબર નથી. આપ તો બધા પરિસ્થિતિ જાણો છો. આપણે કામથી કામ છે કે નામથી. ગુરુદેવનો બગીચો તો હું સંભાળી રહ્યો છું. તમે મને બધી નાનીમોટી બાબતમાં સાથ આપી રહ્યા છો તો મને આ બાબતમાં પણ સાથ આપો. તેમાં જ મારી તમારી શોભા છે." આપણા ચરિત્રનાયકે બધા વડીલોને સમજાવ્યા.

આપણા ચરિત્રનાયકે પોતે સમ્મતિ પત્ર તૈયાર કર્યું, તેમાં પહેલી સહી પોતે કરી. બીજા બધાની સહી કરાવી અને તે પત્ર શ્રી કાન્તિવિજયજી મહારાજની પાસે પાટણ મોકલી આપ્યો.

સંમતિ પત્ર પહોંચતાં જ સં. ૧૯૫૭ના માહ સુદી ૧૫ ના દિવસે પાટણમાં શ્રી કમલવિજયજી મહારાજશ્રીને સૂરિપદ પ્રદાન કરવામાં આવ્યું.

શ્રી કમલવિજયજી મહારાજશ્રીની હાર્દિક ઇચ્છા હતી કે આ પદવી પ્રદાન સમયે આપણા ચરિત્રનાયકને ઉપાધ્યાય પદવી આપવામાં આવે. તે વિષેનો પત્ર પણ તેમણે લખાવ્યો પણ આપણા ચરિત્રનાયક તો કોઈપણ પદવી લેવા ઇચ્છતા જ નહોતા.

વાહ! કેવો મહાન ત્યાગ! ધન-દૌલત, પુત્ર કલત્ર અને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો તો સરલ વાત છે, પણ માન-પ્રતિષ્ઠાનો ત્યાગ કરવો એ મહાન દુષ્કર છે. તેમાં વળી આચાર્ય પદવી જેવી મહાન પદવી જે વિરલાઓને જ મળે છે તેનો ત્યાગ કરવો તે તો એક અદ્ભુત વાત ગણાય. વળી જ્યારે શ્રીસંઘ પંજાબ અને અનેક મુનિ મહારાજોની ઈચ્છા ને આગ્રહ છતાં માત્ર ગુરુદેવના સંઘાડાની એકતા માટે એક પદવીનો ત્યાગ કરવો તે મહાન ત્યાગ છે.

એ ભાવના, એ ત્યાગ, એ આત્મા અને એ જીવન દેવને દુર્લભ હોય છે. આપણા ચરિત્રનાયકના તેજોમય પવિત્ર પુણ્યાત્માનો એ પ્રતાપ.



## સરસ્વતી મંદિરનું બીજારોપણ

[ ૨૫ ]

" સજ્જનો ! ગુરુદેવની અંતિમ ભાવના તમે બધા જાણો છો ? ગુરુદેવ પ્રતિષ્ઠા કરાવીને લુધિયાના પધાર્યા હતા. એક આર્યસમાજી ભાઈ દર્શનાર્થ મળવા આવ્યા. તેમણે ગુરુદેવને પ્રશ્ન કર્યો. ' મહારાજ ! મંદિરો તો આપે આલીશાન બનાવ્યાં' પણ હવે શું ? ગુરુદેવે જવાબ આપ્યો. ભાઈ, હવે સરસ્વતીમંદિરો થશે. દેવમંદિરો ને ઉપાશ્રયો પછી જ્ઞાનની પરબો જોઈશે ને ! પણ ગુરુદેવ તે પોતાની ભાવના પૂરી ન કરી શકયા. તેમની અંતિમ ભાવનાને

આપણે પૂરી કરવી રહી. મારું જીવન તો એ ગુરુદેવના અધૂરા કાર્યને પૂર્ણ કરવા માટે છે. ગુરુદેવના સ્મારકની યોજના તો તમને યાદ હશે. આજે તો પૂજ્ય બાબાજી મહારાજશ્રી કુશલવિજયજી મહારાજ આપણી સભાના અધ્યક્ષ છે. તેમની સાક્ષીએ આપણે આજે આ પાંચ ઠરાવો પસાર કર્યા છે. તે પાંચ ઠરાવોનું પાલન કરવા સમસ્ત પંજાબ શ્રીસંઘ બંધાય છે. તમે બધા તે યોજના ઉપાડી લેશો તો પ્રેરણા આપનાર અમે બેઠા છીએ. દુનિયા વિશાળ છે. જૈનધર્મના ઉપાસકો અને જૈન ધર્માવલંબીઓ જ્યાં-જ્યાં હોય ત્યાંત્યાં આ સરસ્વતી મંદિરનો સંદેશ પહોંચાડવાનો મારો-તમારો ધર્મ છે. ગુરુદેવનું નામ એ રીતે આપણે અમર કરીશું. આજે આપણે એ સરસ્વતી મંદિરનું બીજારોપણ કર્યું ગણાશે. તેમાંથી ગુરુદેવની ભાવનાના ફળસ્વરૂપ ગુરુકુલ, વિદ્યાલય, મહાવિદ્યાલય અને કન્યા-પાઠશાળા જેવાં શિક્ષણનાં ધામો થોડા જ વરસોમાં તમે અને હું જોઈ શકીશું. એ જ્ઞાનપ્રચારથી જ જૈનસમાજ ઉન્નત થશે. અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થશે. હજારો હજારો બાલકો બાલિકાઓ જ્ઞાન મેળવી સ્વ. પર કલ્યાણ સાધવા શક્તિમાન થશે."

હોશિયારપુરથી વિહાર કરી, જંડિયાલા ગુરુમાં મંદિરજીની પ્રતિષ્ઠાનું કામ સમાપ્ત કરી આપ અમૃતસર પધાર્યા. પ્રતિષ્ઠા પછી મુનિશ્રી લબ્ધિવિજયજી તથા મુનિશ્રી લલિતવિજયજીએ આપની આજ્ઞાનુસાર મારવાડ–ગુજરાત તરફ વિહાર કર્યો. અમૃતસરમાં શ્રીસંઘ પંજાબના આગેવાનો

આવેલા હતા. એક દિવસ પ્રસંગ જોઈને આપણા ચરિત્ર-નાયકે ગુરુદેવની અંતિમ ભાવના વિષે ઉલ્લેખ કરતું હૃદયંગમ વ્યાખ્યાન આપ્યું અને સભાએ પાંચ પ્રસ્તાવ પસાર કર્યા.

( ૧ ) જંડિયાલા શહેરમાં પ્રતિષ્ઠા મહોત્સવ સમયે 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા–પંજાબ' ને માટે જે ફંડ શ્રીસંઘ પંજાબે સ્થાપિત કર્યું છે તેમાં જે જે શહેરોનો હિસ્સો આવ્યો નથી તે શહેરોને પોતાનો હિસ્સો લખાવી દેવો જોઈએ.

( ૨ ) ૧લી મે ૧૯૦૧થી પ્રત્યેક નગરના શ્રદ્ધાળુ ભાઈબહેનોએ પોતપોતાની શક્તિ પ્રમાણે પ્રતિદિન ઓછામાં ઓછી એક પાઈ આ ફંડમાં જરૂર આપે. વિશેષ ઈચ્છાનુસાર આપી શકે છે. આ નિયમ હમણાં દસ વર્ષને માટે કરવામાં આવે છે.

( ૩ ) 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા પંજાબ' ને માટે પુત્રના વિવાહ પર પાંચ રૂપીઆ અને પુત્રીના વિવાહ પર બે રૂપીઆ પ્રત્યેક કુટુંબ દાન આપે. વિશેષ આપવાનો પ્રત્યેકને અધિકાર છે.

( ૪ ) લગ્ન પ્રસંગે જે રીતે શ્રી મંદિરજીમાં રૂપીઆ આપવામાં આવે છે તેવી જ રીતે 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા પંજાબ' ને માટે પણ રૂપીઆ આપવા જોઈએ. કારણ કે પંજાબ દેશમાં પ્રાયઃ બધા સ્થાનોમાં શ્રી જિનમંદિર બની ગયાં છે, બની રહ્યાં છે અને તેને માટે ખર્ચની પણ વ્યવસ્થા થઈ છે. હવે જ્ઞાનના ઉદ્ધારનો વિચાર કરવો તે

પણ શ્રીસંઘનું ઉચિત આચરણ છે.

( ૫ ) પર્યુષણોમાં કલ્પસૂત્રની બોલી અને જ્ઞાનપંચમી વગેરેની જે ઉપજ થાય તે 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા પંજાબ' ફંડમાં આપવી જોઈએ.

ચાતુર્માસ આદિમાં સાધુ મુનિરાજોના દર્શનાર્થે જે શ્રાવકો આવે છે તે જેમ જિનમંદિરમાં યથાશક્તિ દાન આપે છે તેમ 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા પંજાબ'ના નામે પણ યથાશક્તિ દાન આપે.

આજથી ચાલીસ વર્ષ પહેલાં કરેલી નાની એવી યોજના કાળક્રમે કેવી ફળદાયી બની છે તે આપણી જૈનસમાજની સંસ્થાઓનો ઈતિહાસ કહે છે. મહાપુરુષો, જ્ઞાનીજનો અને આધ્યામિક આત્માની દૃષ્ટિ કેટલી વિશાળ અને કેટલી સર્વતોમુખી હોય છે તે આ યોજના અને તેના વિકાસ પરથી જોઈ શકાય છે. જૈનસમાજના ઉત્થાનમાં અને નવ-વિધાનમાં શિક્ષણ સંસ્થાઓનો કેવો મોટો ફાળો છે અને એ શિક્ષણ સંસ્થાઓના પ્રણેતાજ આદ્યદ્રષ્ટા આપણા ચરિત્ર-નાયક હતા તે કહેતાં આનંદઊર્મિ થાય છે. કેટકેટલી જ્ઞાનની પરબો એ મહાપુરુષની પ્રેરણાથી હિંદભરમાં આજે છે તેની નોંધ તો હવે પછીના પ્રકરણમાં આપણે જોઈશું. આજે પણ એ પુણ્યપુરુષ સમાજ કલ્યાણના અવિરત ચિંતન, મનન અને કાર્યની સાધનામાં પોતાના જીવનની ધન્ય પળો ગુરુદેવના હર્યાભર્યા લીલમલીલા બગીચા પંજાબમાં ગાળી રહ્યા છે એ જોઈ કોને રોમાંચ નહિ થાય!

૧૯૫૭ નું પંદરમું ચાતુર્માસ અમૃતસરમાં પૂર્ણ કર્યું.

આ ચાતુર્માસમાં કાર્તક સુદી ૧૪ ના દિવસે વૃદ્ધ મહાત્મા મુનિશ્રી ૧૦૮ કુશલવિજયજી ( બાબાજી ) મહારાજ દેવલોક પામ્યા. તેમનામાં ગુરુપ્રેમ તેમ જ વૈયાવચ્ચનો જે ગુણ હતો તે કોઈપણ સાધુમાં ભાગ્યે જ જોવામાં આવતો.

અમૃતસરથી વિહાર કરી આપ લાહોર પધાર્યા. અહીં 'શ્રી આત્માનંદ જૈનસભા પંજાબ' નું બીજું વાર્ષિક અધિવેશન થયું. આપે તે સભાના સંગઠન માટે પ્રેરણા આપી. જે પ્રસ્તાવો અમૃતસરમાં પાસ થયા હતા તે ફરીથી સભામાં પાસ કરવામાં આવ્યા. તેમાં થોડો ફેરફાર પણ કરવામાં આવ્યો.

લાહોર, લુધિયાના થઈ કસૂર પધાર્યા. કસૂરમાં આપના ઉપદેશથી શાંતિસ્નાત્રનો ઉત્સવ કરવામાં આવ્યો અને લાલા જીવનલાલે સાધર્મી વાત્સલ્ય કર્યું. કસૂરથી વિહાર કરી અમૃતસર થઈ જંડિયાલા પધાર્યા. અહીં ૧૯૫૮ ના અષાઢ વદી ૫ ગુરૂવાર તા. ૨૬–૬–૧૯૦૨ ના રોજ ધૂમધામથી બે ભાગ્યશાળીઓની દીક્ષા થઈ. તેમનાં નામ વિનોદવિજયજી અને વિમળવિજયજી રાખવામાં આવ્યા. જંડિયાલાથી પટ્ટી તરફ વિહાર કર્યો. સં. ૧૯૫૮ નું સોળમું ચાતુર્માસ આપે પટ્ટીમાં કર્યું. પટ્ટીથી વિહાર કરી આપ જીરા પધાર્યા.

× × ×

" સાહેબ ! શી આજ્ઞા છે ? "

" આવો ! મેં તમને એક જરૂરી કાર્ય માટે યાદ કર્યા છે. "

" જી ! ફરમાવો. "

" લાલાજી ! મને લાગે છે કે જૈનધર્મ વિષે ઘણી અજ્ઞાનતા આપણા લોકોમાં તેમજ જૈનેતરોમાં છે. જુઓને ભાવનગરની આપણી શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રકાશિત ગ્રંથમાં પણ ભૂલ છે. અને પંડિત હીરાલાલ હંસરાજ દ્વારા પ્રકાશિત ' જન ધર્મનો પ્રાચીન ઇતિહાસ " માં પણ ઘણી ભૂલો છે. જો કે બન્નેના જવાબ તો મેં તૈયાર કરી મોકલ્યા છે પણ મને લાગે છે કે આપણે એક સમિતિ કાયમ કરવી જોઈએઃ જેમાં સાધુ મુનિરાજ પણ હોય અને વિદ્વાન ગૃહસ્થો પણ હોય."

" સાહેબ ! એ તો બહુ જ સારી વાત છે. આપની સૂચના અમને તો ગમી છે. તે માટે જે કાંઈ પ્રાથમિક ખર્ચ થશે તે અમે જીરાનિવાસી કરીશું." જીરાના આગેવાનોએ સંમતિ આપી.

" ગુરુદેવ ! આ સમિતિનું કાર્યક્ષેત્ર શું હશે ? " એક યુવાને પ્રશ્ન કર્યો.

" તમારો પ્રશ્ન વાસ્તવિક છે. જુઓ ભાઈ મારી સૂચના તો એવી છે કે જૈનધર્મ સંબંધી જે કોઈ જૈન વિદ્વાન કે સભા તરફથી ગ્રંથાદિ પ્રકાશિત થવાના હોય તે આ સમિતિ પૂર્ણ રીતે તપાસી લે. અને પછી જ તે પ્રકાશિત થવા પામે. તેથી શાસ્ત્રાદિની ભૂલ પણ નહિ રહે અને ટીકાને પણ સ્થાન નહિ રહે." મહારાજશ્રીએ ખુલાસો કર્યો.

" પણ સાહેબ, જૈનેતર માટે શું કરવું ? " એક ભાઇએ બીજો પ્રશ્ન કર્યો.

હા ! તે વિષે પણ વિચાર તો કરીજ રાખ્યો છે.

કોઈ જૈનેતર તરફથી પ્રકાશિત થતા પુસ્તકનું અવલોકન કરી તેમાંના દોષો માટે આંદોલન કરવું અને તે તે લેખક કે પ્રકાશકને ભૂલ સુધારવા માટે અનુરોધ કરવો.”

આ રીતે જીરામાં “જૈનસાહિત્ય અવલોકન સમિતિ”ની શરૂઆત કરવામાં આવી.

જીરાથી વિહાર કરી માલેરકોટલા થઇ આપ અંબાલા પધાર્યા. સં. ૧૯૫૯ નું ૧૭ મું ચાતુર્માસ અહીં અંબાલામાં સંપૂર્ણ કર્યું.

અહીં ઓગસ્ટ ૧૯૦૩ માં શ્રી આત્માનંદ જૈનસભા પંજાબનો ઉત્સવ થયો. સભાપતિનું સ્થાન આપે શોભાવ્યું.

આત્માનંદ જૈનસભાના કાર્યપ્રદેશની ચર્ચા થઈ. તેમજ પંજાબમાં શહેરેશહેર, ગામેગામ, ઘેરેઘેર સભાનો સંદેશ પહોંચાડવા, સંગઠન સાધવા, શિક્ષણકાર્ય ઉપાડવા, પાઠશાળા, કન્યાશાળા સ્થાપવા તથા સામાજિક સુધાર માટે આંદોલન કરવા ઠરાવો કરવામાં આવ્યા. સભા દિવસે દિવસે બળવતી થવા લાગી.

આ વર્ષમાં મુંબઈમાં શ્રી શ્વેતાંબર જૈન કોન્ફરન્સનું અધિવેશન થવાનું હતું. આપે તેમાં સક્રિય ભાગ લેવા ઉપદેશ આપ્યો. આ ઉપરથી પંજાબના પ્રત્યેક શહેરમાંથી પ્રતિનિધિ મોકલવાની યોજના થઈ. ત્યારથી પ્રત્યેક કોન્ફરન્સના અધિવેશનમાં પંજાબના પ્રતિનિધિ ભાગ લઈ રહ્યા છે.

આ ચાતુર્માસમાં અંબાલા શહેરમાં એક પાઠશાળાની સ્થાપના થઈ. તેનું નામ ‘શ્રી આત્માનંદ જૈન પાઠશાળા’

રાખવામાં આવ્યું. તે ધીરેધીરે ઉન્નત થઈ. આજે તો હાઈ-સ્કૂલ બની ગઈ છે.

અંબાલાથી વિહાર કરી આપ સામાના (પતિયાલા રાજ્ય) પધાર્યા. અહીં તે સમયે મૂર્તિપૂજકના માત્ર પાંચ જ ઘર હતાં. બાકી બધા સ્થાનકવાસી હતા. તો પણ આપનો નગરપ્રવેશ ધૂમધામથી થયો. અન્યધર્માવલંબી મોટી સંખ્યામાં પ્રવેશ–ઉત્સવમાં આવ્યા હતા. કોઇ તો કુતૂહલ-વશ આવ્યા હતા, કોઈ ભક્તિવશ, કોઈ સાધુવરના દર્શનાર્થ આવ્યા હતા, કોઈ આપના વચનામૃતો સાંભળવાની ભાવ-નાથી આવ્યા હતા. કોઈ શ્રાવકોની શરમાશરમીથી આવ્યા હતા. ઉપાશ્રયમાં મોટી ભીડ જામી હતી. આપે મંગલા-ચરણ કર્યું અને આખી સભા શાંત થઈ ગઈ. આપે ઉપદેશ આપ્યો અને એ વચનામૃતો સાંભળી જનતા મુગ્ધ થઈ ગઈ. પછી તો હમેશાં આપની વાણી સાંભળી ધર્મ–પિયૂ-ષનું પાન કરવા જૈન જૈનેતરો આવવા લાગ્યા. કેટલાક સ્થાનકવાસી ભાઈઓ પણ પોતાની ભૂલ સુધારી પુનઃ વીતરાગ ધર્મના શુદ્ધ માર્ગમાં સમ્મિલિત થઈ ગયા.



## શાસ્ત્રાર્થ

[ ૨૬ ]

"**મ**હારાજ! મારી શંકાઓનું સમાધાન કરી શકશો?" સુરજનમલ નામના એક સ્થાનકવાસી શ્રાવકે આવીને પૂછ્યું.

"કરી શકશો એટલે શું? ભાઈ, શંકા–સમાધાન માટે તો અમે બેઠા છીએને?" આપણા ચરિત્રનાયકે જવાબ આપ્યો.

"શાસ્ત્રોમાં મૂર્તિપૂજાનો પાઠ તો નથી, પછી તમે મૂર્તિપૂજાનો ઉપદેશ કેમ કરો છો?" સુરજનમલજીએ શંકા કરી.

"તમે કેટલાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે."

"સાહેબ, અભ્યાસ તો નથી પણ ઘણાં શાસ્ત્રો સાંભળ્યાં છે."

"તો તો પછી શાસ્ત્રો વિષેની ચર્ચાનો તમને અધિકાર નથી. બોલો બીજી શી શંકા છે?"

"મંદિરો બંધાવવામાં પણ પાપ તો લાગેજ ને?"

"સ્થાનક બનાવવામાં પાપ લાગે તો મંદિર માટે પણ લાગે. પણ આ શંકાઓ તો તમે શા ઉપરથી કહો છો તે સમજાતું નથી." મહારાજશ્રીએ મર્મની વાત પૂછી.

"સાહેબ! આપ અમારા પૂજ્યશ્રી સોહનલાલજીની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર હો તો હું તેમને બોલાવું."

"પછી?"

"જો તે હારી જાય તો હું શ્વેતાંબર બની જઈશ અને જો તમે હારી જશો તો આપે સ્થાનકવાસી બની જવું." સુરજનમલે શરત કરી.

"શરત તો પળાશેને?"

"જરૂર! જરૂર! તેમાં શંકા શી?"

"તેને માટે જામીનદાર કોણ થાય છે?"

"જરૂર હશે તો જામીન આપીશ."

"તો કરો તૈયારી ને તમારા પૂજ્યશ્રીને જરૂર બોલાવી લાવો."

"હું જાતે જ જાઉં છું ને પરમ દિવસે તો આવી જશે."

*

" મથ્થેણુવંદામિ ! " સ્થાનકમાં જઈને પૂજ્યશ્રીને સુરજનમલે વંદન કર્યું.

" જીભાઇ ! કાણુ લાલા સુરજનમલ કે ? "

" જી હા ! સ્વામીજી હવે શાસ્ત્રાર્થની તૈયારી કરવી જોઈએ. આપ ચૌદ શિષ્યોના પરિવાર સહિત આવ્યા છો ત્યારની આખાએ શહેરમાં શાસ્ત્રાર્થની વાતો ચાલે છે. "

" શાસ્ત્રાર્થ માટે આપણે તો તૈયાર છીએ. " સોહનલાલજીએ ધીરજ આપી.

" અને સાહેબ ! જો આ શાસ્ત્રાર્થમાં વલ્લભવિજયજી હારે તો તો બેડો પાર થઈ જાય. તે સ્થાનકવાસી બની જશે અને શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજના એક પ્રભાવશાળી મહાત્મા આપણા સાધુ થવાથી તેમનો સંઘાડો પડી ભાંગશે. પંજાબમાં તો સ્થાનકવાસી સમાજનું સામ્રાજ્ય જામશે. " સુરજનમલજીને ત્રણલોકનું રાજ્ય મળી ગયાનો આનંદ થયો.

" સાહેબ ! આપ મૌન કેમ છો ? શું વિચાર કરો છો ? કરો નિર્ણય અને દિવસ નક્કી કરી આપો તો હું તેમને ખબર આપું. વળી આપણે મોટીમોટી પત્રિકાઓ છપાવવી છે. ભલેને પંજાબના આગેવાનો આવે." સુર્જનમલે તો તૈયારીની યોજના પણ કરી કાઢી.

" શ્રાવકજી ! શાસ્ત્રાર્થ કોની સાથે કરવો ? તેના ગુરુ આત્મારામજીએ અમારા પ્રશ્નોના જવાબ તો હજી નથી આપ્યા. " થોડીવાર વિચાર કરી નવો તુકકો શોધી કાઢ્યો.

"સાહેબ! તો તો ઘણું જ સરસ. આપણે તે પહેલાં પૂછી જોઈએ અને તેમાં હારી જશે તો તો પછી વાત જ શી કરવી?"

"લાલાજી! શાસ્ત્રાર્થ કરવામાં તે કોઈને પહોંચવા નહિ દે. તેની દલીલબાજીથી તથા પ્રભાવિક વાણીથી તે સભાને પોતાની કરી લેશે."

"પણ સાહેબ! આપણે ક્યાં ઓછી દલીલબાજી જાણીએ છીએ. ચર્ચા તો થશેને? આપણા પ્રશ્નોના ઉત્તરો જ નહિ આપી શકે પછી પ્રભાવની વાત જ શી. આપ પહેલો પ્રશ્ન તો બતાવો."

"આત્મારામજીએ જૈન તત્ત્વાદર્શના બારમા પરિચ્છેદમાં મહાનિશીથ સૂત્રના ત્રીજા અધ્યયનમાં પૂજા વિષયક જે પાઠ આપ્યો છે તે સૂત્રમાં ક્યાં છે? આ પ્રશ્નનો જવાબ તે નહિ બતાવી શકે, કારણ કે સૂત્રમાં તો એ પાઠ છેજ નહિ. પછી લોકોને કહી દેવું કે આ લોકોની બધી વાતો મનમાની છે; શાસ્ત્રમાં તો છેજ નહિ અને સાચો વીતરાગ ધર્મ તે સ્થાનકવાસી પાળે છે. લોકો તત્કાળ સ્થાનકવાસી ધર્મના હિમાયતી બની જશે."

× × ×

આજે સુજનમલને ઊંઘ જ ન આવી. વિચારપ્રવાહ શરૂ થયો અને તેની સ્વપ્નસૃષ્ટિ ઉજ્જવળ ભવિષ્યની કલ્પનાથી નાચી ઊઠી. તેને લાગ્યું કે અહા! કેવો રહસ્યમય સવાલ? અને આ પ્રશ્નનો જવાબ તો વલ્લભવિજયજી આપી જ શકશે નહિ. અને તો તો જાણે ચિન્તામણિ રત્ન મળી ગયું

હોય તેમ તે આકાશમાં મહેલ બનાવવા લાગ્યો.

તેણે કલ્પનાચક્ષુથી જોયું કે મહાન સભા છે. લોકોની મેદની માતી નથી. વલ્લભવિજયજી વ્યાખ્યાન વાંચે છે. શ્રોતાઓ બધા મુગ્ધ છે. ત્યાં પોતે જઈ પહોંચશે ને નાદ કરશે. પ્રશ્ન પૂછશે ને જાણે વલ્લભવિજયજી અંજાઈ ગયા હોય તેમ જવાબ જ નહિ આપી શકે. આખી સભામાં મહાન આશ્ચર્ય ફેલાઈ જશે અને પછી, પછી તો શ્વેતાંબર સંપ્રદાયના સ્તંભ સ્થાનકવાસી સંપ્રદાયના મહાન સ્તંભ બની જશે. તેની સાથે તેમનો શષ્ય પરિવાર પણ આવશે. આજસુધી મૂર્તિપૂજક સમાજ આ શાસનદીપક મુનિરાજના લીધે સમસ્ત ભારતમાં સમૃદ્ધ અને ધર્મનિષ્ઠ ગણાય છે. અહા! હવે તેના જ લીધે સ્થાનકવાસીઓની જયપતાકા દિગદિગંતમાં ઉડશે અને તે બધાનો યશ મને જ મળશે. પછી તો સ્થાનકવાસી સમાજમાં મારી પ્રતિષ્ઠા પણ વધશે અને હું આગેવાનોનો પણ આગેવાન બનીશ.

કલ્પના તો આગળ ચાલત પણ બાળકના રડવાથી સ્વપ્નસૃષ્ટિ સરી પડી અને સવાર પડવાની રાહ જોતાજોતા પથારીમાં પડખાં બદલ્યાં.

સભામંડપ ખીચોખીચ ભરેલો હતો. શ્રાવક, શ્રાવિકાઓ ઉપરાંત બ્રાહ્મણ, ક્ષત્રી અને મુસલમાનભાઈઓ પણ આવેલા હતા. વ્યાખ્યાન ચાલતું હતું. વચ્ચેવચ્ચે મહારાજશ્રી શંકા-સમાધાન પણ કરતા હતા. ખૂબ શાંતિ હતી. એવામાં લાલા સુર્જનમલ તથા કેટલાક સ્થાનકવાસીભાઇઓ સભામાં આવી પહોંચ્યા. તેઓ તો અધીરા થઈ રહ્યા હતા. સભાજનોને

પણ તેમના વિનયહીન વર્તન માટે આશ્ચર્ય થયું. સુજન-મલને તો કેમ બોલવું કે કેમ વર્તવું તેનો ખ્યાલ જ ન રહ્યો અને એકદમ મુખ ધનુષની ટંકાર કરતું પૂજ સોહન-લાલજીનું આપેલું બ્રહ્માસ્ત્ર છોડયું. પ્રશ્ન પોપટની જેમ બોલી ગયો, અને હવે શું જવાબ મળે છે, સભામાં કેવી મજાની હાંસી થાય છે તે જોતો ઊભો રહ્યો.

શ્રોતાજનો પણ ચમકી ઊઠયા. વ્યાખ્યાનના રસપાનમાં આ કોણ આવ્યો છે, વિઘ્નસંતોષી? બધા સમસમી ઊઠયા. જરા ખળભળાટ થઈ ગયો. સ્ત્રીઓ અંદર અંદર વાતો કરવા લાગી. શું થશે તેમ સાધુઓ વિચારવા લાગ્યા.

આપણા ચરિત્રનાયક તો અડગ બેઠા હતા. તેમના મુખારવિંદ પર તો હાસ્ય ચમકયું. શાંત પ્રશાંતભાવે તેમણે જવાબ આપ્યો.

" ભાવીશ્રાવક! તમારો પ્રશ્ન બહુ જ મહત્ત્વનો છે, વિચારણીય પણ છે જ. પણ તેનો જવાબ અહીં નહિ આપી શકાય?"

સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તો બેચાર સુર્જનમલના સાગરીતો ઉછળી પડયા. " કેમ નહિ! અહીં જ જવાબ આપો, નહિ તો તમે હાર્યા."

" ભાઈઓ! જરા શાન્તિ રાખો. મારો પૂરો જવાબ તો સાંભળો. પછી જેટલો શોર કરવો હોય તે કરવાની તમને છૂટ છે.

" જુઓ, એક મોટી સભા કરો. બધા ધર્મના મોટા-

મોટા વિદ્વાનોને નિમંત્રણ આપો. તેમાં અમે અમારો પાઠ બતાવીશું, પછી તેમાં હારી જઈએ તો સાત વાર હાર કબૂલ કરવા તૈયાર છું. અહીં હું તે સૂત્ર લઈને પણ નથી આવ્યો, વળી અહીં બતાવવાથી કંઇ લાભ પણ નથી."

"બરાબર છે, બરાબર છે. આપની સૂચના યોગ્ય છે. જનતાને પણ જાણ થશે કે કોણ વીતરાગ ધર્મના સાચા ઉપાસક છે." શ્રોતાજનો બોલી ઊઠયા. સુર્જનમલ તો આ જવાબ સાંભળી ચૂપ થઇ ગયો. તેણે આવા યુક્તિયુક્ત જવાબની આશા રાખી જ નહોતી. તેની કલ્પનાસૃષ્ટિનો હવાઇ કિલ્લો કકડભૂસ કરતો ચૂરેચૂરા થઈ ગયો.

"તો હવે એમજ થશે" બોલતા બધા ચાલ્યા ગયા.

શાસ્ત્રાર્થનો દિવસ નિશ્ચિત થયો. આખા શહેરમાં જાહેરાત થઇ ગઈ. આસપાસના અનેક લોકો શાસ્ત્રાર્થ સાંભળવા આવવા લાગ્યા.

શહેરના આગેવાન લાલા પંજાબરાય, લાલા સીતારામ આદિ પંડિતો તથા યતિશ્રી બક્ષીઋષિજી પૂજ સોહનલાલજીની પાસે ગયા.

"મહારાજ! આપ શાસ્ત્રાર્થમાં તો પધારશોને!" ઋષિજીએ પૂછ્યું.

"ઋષિજી! અરે અમારા સવાલનો જવાબ તો આપો. વલ્લભવિજયજી મહાનિશીથ સૂત્રમાં પાઠ બતાવે તોને!" સોહનલાલજીએ એજ વાત ફરી સંભળાવી.

"પણ વલ્લભવિજયજી તો પાઠ બતાવવા તૈયાર છે." બક્ષિઋષિએ ખુલાસો કર્યો.

"નહીંજી! એ પાઠસૂત્રમાં છે જ ક્યાં?"

"નથી તો પછી આપની વાત જ છેને! આવો અવસર તો આપે હાથથી ન ખોવો જોઈએ."

"અમે અમારું સ્થાન છોડી બીજી જગ્યાએ નથી જતા."

"પણ મહારાજ! ધર્મકાર્ય માટે જવું અનિવાર્ય છે. અને આ તો એવી જગ્યા છે જ્યાં જવામાં કશો બાધ હોય જ નહિ. વળી પંડિતોની સભામાં સત્યાસત્યનો નિર્ણય પણ થઇ જશે."

"અરે, પંડિતો આમાં શું સમજે!"

"એ તો બધા બટકુ રોટલાના દાસ." સોહનલાલજીએ પંડિતોની કીંમત આંકી નાખી.

"પંડિતો નથી સમજતા તો ગધેડા ચારવાવાળા કુંભાર સમજે છે! ક્યાં વિદ્યા અને વિદ્વાનનું સન્માન કરવાવાળા વલ્લભવિજયજી અને ક્યાં પંડિતોનું અપમાન કરવાવાળા તમે."

ગુસ્સામાં કહેતા કહેતા પંડિતો ઊભા થઇ ચાલી નીકળ્યા. ઋષિને પણ આવા વર્તનથી દુઃખ થયું.

નિર્ણય પ્રમાણે સભા શરૂ થઈ. મહારાજશ્રી તેમના શિષ્યમંડળ સાથે આવી પહોંચ્યા. તેમણે તો આવીને મંગલાચરણ કરી, વ્યાખ્યાન શરૂ કર્યું. શ્વેતાંબર આમ્નાયની પ્રાચીનતા વિષે દ્રષ્ટાંતો આપ્યાં. મૂર્તિપૂજા વિષેના પ્રાચીન ઉલ્લેખો, શિલાલેખો અને મથુરાના કંકાલી ટીલા અને

શોધખોળ વિષે વિવેચન કર્યું. સ્થાનકવાસી સંપ્રદાયન
ભાઈઓ પણ આવ્યા હતા. તેમણે જોયું કે તેમના તરફથ
હજી કોઈ આવ્યું નથી, તેથી તેઓ ગયા સ્થાનકમાં અ
પૂજ સોહનલાલજીને શાસ્ત્રાર્થ માટે આવવા વિનંતિ કરી
શું કરવું તેની મુંઝવણ થવા લાગી. શાસ્ત્રાર્થ કરવો
કેમ! શાસ્ત્રાર્થમાં જીત ન થઈ તો! ન જઈએ તો! બન્
રીતે ભારે વિમાસણ હતી. છેવટે પોતે ન જતાં પોતાન
લોકોને પ્રસન્ન રાખવા માટે કરમચંદજી નામના સાધુ
મોકલ્યા, મહાનિશીથસૂત્ર પણ આપ્યું.

વ્યાખ્યાન તો ચાલુ હતું. લોકોએ કરમચંદજી મહા
રાજને આવેલા જોઈ વ્યાસપીઠ પર આવવા વિનંતિ કર
પણ ત્યાં ન આવ્યા. આપણા ચરિત્રનાયકે વ્યાખ્યાન બં
કર્યું અને પોતે ઊઠીને શ્રી કરમચંદજી પાસે આવ્યા અ
પૂછયું: " આપ શાસ્ત્રાર્થ માટે આવ્યા છોને! ચાલો વ્યાસ
પીઠ પર. ત્યાં શાંતિથી બેસો પછી આપણે આપણું કામ
શરૂ કરીએ."

" અમે શાસ્ત્રાર્થ માટે નથી આવ્યા " કરમચંદજી
બોલ્યા અને સભા આખી હસી પડી. એક બે ભાઈએ
કરમચંદજીની મશ્કરી કરવા લાગ્યા કે તુરત આપણ
ચરિત્રનાયકે વાર્યા અને ઠપકો આપ્યો, એટલું જ નહિ પણ
બધાને શાંતિ રાખવા સૂચના કરી તથા જણાવ્યું કે " ત્યા
ગીનું અપમાન કરવું એ અનુચિત વ્યવહાર છે. "

" અમે તો યતિજીને પાઠ બતાવવા આવ્યા છીએ.'
કરમચંદજી ગભરાતા ગભરાતા બોલ્યા.

"યતિજી! આપ જ પાઠ જુઓ અને લોકોની શંકાનું નિવારણ કરો" આપણા ચરિત્રનાયકે રસ્તો કાઢયો.

"કરમચંદજી! લાવો સૂત્ર. હું પાઠ વાંચી બતાવું?" યતિજીએ સૂત્ર માગ્યું.

"સૂત્ર હું જ બતાવું! લો વાંચો."

"એમ શા માટે. મને જ આપોને." સૂત્ર લઈ લીધું ને કાળી શાહીથી ભુંસેલી થોડીથોડી વંચાતી પંક્તિ વાંચીને બતાવ્યું કે આ સૂત્રમાં તો મૂર્તિપૂજાનો ઉલ્લેખ છે.

બસ પછી તો પૂછવું જ શું. સ્થાનકવાસી સાધુઓ તો શરમીંદા પડી ગયા. લોકોમાં હોહા વધી પડી. લોકોએ તો ભગવાન મહાવીરની જય, આત્મારામજી મહારાજની જય, વલ્લભવિજયજી મહારાજની જય. આદિ જયનાદથી સભામંડપ ગાજી ઉઠયો. લોકોએ મોટું સરઘસ કાઢયું અને આપણા ચરિત્રનાયક સાથે ઉપાશ્રય આવી ફરી જયનાદો કરી સૌ પોતપોતાને સ્થાનકે ગયા.



# રાજસભામાં શાસ્ત્રાર્થ

[ ૨૭ ]

"કૃપાનિધાન! મહારાજા શ્રી હીરાસિંહજી બહુજ ધર્મપ્રેમી અને ન્યાયી છે. સાધુસંતો પર તેમની સારી ભક્તિ છે. આપનું નામ તેમણે સાંભળ્યું ત્યારથી તે વારંવાર યાદ કરે છે. કાલે તો આપને રાજસભામાં નિમંત્રણ કરવા માટે મને જણાવ્યું. આપ પધારશો તો મહારાજા તથા અમે બધા કર્મચારીઓને આપના અમૃત વચનોનો લાભ મળશે." નાભાનરેશના બાલમિત્ર અને મુખ્ય કર્મચારી લાલા જીવારામજીએ વિનંતી કરી.

"લાલાજી! મહારાજાને પૂછી તમે વખત નક્કી કરી જણાવશો તો હું જરૂર આવીશ. અમારે સાધુને તો જ્યાં અમારી ધર્મદલાલી ચાલે ત્યાં જવામાં શું વાંધો હોય?"

"સાહેબ! મહારાજા તો ગયે વખતે આપ પધાર્યા ત્યારના યાદ કરે છે. મને તેમણે તો એમ જ કહ્યું છે કે મહારાજશ્રીને જે સમય અનુકુળ હોય તે નક્કી કરશો."

"કાલે તો અષ્ટમી છે. પરમ દિવસનો ત્રણ વાગ્યાનો સમય મને લાગે છે, બધાને ઠીક પડશે."

" સાહેબ ! હું તથા બીજા બેપાંચ કર્મચારીઓ આપને લેવા માટે પરમ દિવસે આવીશું. આપને માટે રાજસભામાં કાંઈ ખાસ વ્યવસ્થા કરાવું ?"

" કશુંજ નહિ. અમારે સાધુઓને માટે કાંઇપણ વ્યવસ્થા કરાવવાની હોય જ નહિ. આસનો અમારી સાથે છે. લાકડાની પાટ જેવું હશે તો ચાલશે. તમે તે વિષે કશી ચિંતા ન કરશો.

*

" પધારો ! પધારો ! સ્વામીજી પ્રણામ !" મહારાજાએ મહેલમાં પ્રવેશતા મુનિરાજોનું સ્વાગત કર્યું અને પ્રણામ કર્યા.

" ધર્મલાભ ! ધર્મલાભ !" સભાગૃહમાં પ્રવેશતાં મહારાજા તથા અધિકારી વર્ગને ધર્મલાભ આપ્યા.

" મહારાજ ! આપના વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું. હું તો ઘણા વખતથી આપના દર્શનનો અભિલાષી હતો પણ રાજકાજમાંથી ફુરસદ મળે નહિ. વળી લાલા જીવા-રામજી તો આપના ભક્ત બની ગયા છે. તે વારંવાર આપના વ્યાખ્યાનો વિષે વાતો કરે છે." મહારાજાએ પોતાની ઉત્સુકતા બતાવી.

" આપ તો મહારાજ્યના રક્ષક અને પોષક છો. આપની જવાબદારી સવિશેષ હોય જ. લાલાજી વિદ્વાન છે. અમારી સાથે સારી ચર્ચા કરે છે." આપણા ચરિત્રનાયકે રાજ્યની જવાબદારીનો ઉલ્લેખ કર્યો.

" કૃપાનિધાન ! મહારાજા તથા અમે કર્મચારી વર્ગ આપની સુધાવાણી સાંભળવા ઉત્સુક છીએ." લાલા જીવા-

રામજીએ પ્રાર્થના કરી.

આપણા ચરિત્રનાયકે ધર્મપ્રેમી અને ન્યાયી રાજાનું કર્તવ્ય, કર્મચારીઓની રાજા–પ્રજા પ્રત્યેની ફરજો, પ્રાણી માત્રનું જીવનનું ધ્યેય મોક્ષ–સુખ અને તેની પ્રાપ્તિ માટે ઉચ્ચ જીવન, ઉચ્ચ કાર્ય અને ઉચ્ચ ભાવનાની આવશ્યકતા. મત મતાન્તરો ચાલ્યા જ કરે પણ પ્રત્યેક વ્યક્તિએ પોતાનું કર્તવ્ય—ધ્યેય લક્ષમાં રાખીને જીવનપર્યંત તેમાં મગ્ન રહેવું જોઈએ. એ સચોટ વાણીમાં સમજાવ્યું. વિવિધ ધર્મોના સિદ્ધાંતો અને દૃષ્ટાંતોથી મહારાજા તથા અધિકારી વર્ગ બહુ જ ખુશ થયા. મહારાજાના અંતઃકરણમાં ખૂબ શાંતિ થઈ. એક કલાક સુધી વાર્તાલાપ ચાલ્યો. બધા ધન્ય ધન્ય કહેવા લાગ્યા. મહારાજા વતી લાલા જીવારામજીએ મહારાજશ્રીનો બહુ જ આભાર માન્યો. બધાએ ફરી પ્રણામ કર્યો. મહારાજશ્રી ધર્મલાભ આપી ઉપાશ્રય આવી ગયા. અને એક નવી વાત છેડાઈ.

“ કૃપાનાથ ! આપે સાંભળ્યું ? પૂજ સોહનલાલજીના શિષ્યો જગ્યાએ જગ્યાએ કહેતા ફરે છે કે શ્વેતાંબરોમાં એવું કોઈ નથી જે અમારી સાથે શાસ્ત્રાર્થ કરી શકે ! ” એક વ્યક્તિએ આવીને સાંભળેલી વાત કહી.

“ તેઓના કહેવાથી શું વળ્યું ? સામાના ગામમાં તેઓ કેવા પાછા પડચા હતા તે આખું શહેર જાણે છે. ” એક શિષ્યે સંભળાવી દીધું.

લાલા જીવારામજી તેજ વખતે મહારાજશ્રી પ-સે બેઠા હતા અને ચર્ચા ચાલતી હતી. તેમણે આ સાંભળ્યું અને

મહારાજશ્રીને પૂછયું. "સાહેબ! શું ધમાલ છે? મને તો જણાવો."

"લાલાજી! સામાનામાં શાસ્ત્રાર્થ માટે સભા ભરી. પૂજ સોહનલાલજી તો ન આવ્યા પણ એક સાધુને મોકલ્યા અને યતિજીએ પાઠ વાંચી બધો ભ્રમ ખુલ્લો કરી દીધો."

"તો પછી અહીં વળી શું ચર્ચા જાગી છે?" લાલાજીએ પ્રશ્ન કર્યો.

"તેમનો ફરી શાસ્ત્રાર્થ કરવાનો ઈરાદો હોય!"

"આપનો શો ઇરાદો છે?"

"અમે તો હંમેશાં તૈયાર છીએ. પણ શાસ્ત્રાર્થની રીતિએ શાસ્ત્રાર્થ થવો જોઈએ."

"સ્વામીજી! આપ તો જાણો છોને કે નાભા રાજ્ય ન્યાયી ગણાય છે. મહારાજા સાહેબને તો ધર્મચર્ચા બહુ પ્રિય છે. તે સત્યનિષ્ઠ અને ન્યાયપ્રિય છે. આપ આજ્ઞા આપો તો રાજસભામાં શાસ્ત્રાર્થ માટે વ્યવસ્થા કરું." લાલા જીવારામજીએ યોજના કરી સંભળાવી.

"હર સમય અમે તૈયાર છીએ." મહારાજશ્રીએ ટુંકમાં પતાવ્યું.

લાલા જીવારામજીએ મહારાજાની અનુમતિ મેળવી. પૂજ સોહનલાલજીની પાસે માણુસ મોકલી પૂછાવ્યું કે "તમે શાસ્ત્રાર્થ માટે તૈયાર છો કે કેમ? શ્વેતાંબરી તૈયાર છે."

પૂજ સોહનલાલજી આ માટે તૈયાર નહોતા. પણ લાલા

જીવારામજીએ પૂછાવ્યું એટલે શું થાય? છેવટે હા પાડવી પડી અને પોતાના પ્રશિષ્ય શ્રી ઉદયચંદ્રજીને શાસ્ત્રાર્થ માટે આજ્ઞા આપી. લાલા જીવારામજીએ લખાવી લીધું કે અમે અમારા પ્રશિષ્ય ઉદયચંદ્રજીને શાસ્ત્રાર્થ માટે નિયુક્ત કરીએ છીએ અને તેમની જીતથી અમારી જીત અને તેમની હારથી અમારી હાર ગણવા અમે બંધાઈએ છીએ.

શાસ્ત્રાર્થનો દિવસ મુકરર થયો. રાજસભામાં શાસ્ત્રાર્થ શરૂ થયો. મહારાજા પોતે તે પ્રસંગે હાજર રહેતા હતા. કર્મચારી વર્ગ પણ હાજરી આપતો. શહેરના આગેવાનો, શ્વેતાંબર સમાજના આગેવાનો તથા સ્થાનકવાસી સમાજના ભાઈઓ પણ આવતા.

મહારાજાએ પંડિતોની એક સમિતિ મુકરર કરી. શાસ્ત્રાર્થ ચાલવા લાગ્યો. પ્રશ્નોત્તર થવા લાગ્યા. શાસ્ત્રોના પાઠો તથા માન્યતાઓ વિષે ચર્ચા ચાલી. આપણા ચરિત્ર-નાયકે છ પ્રશ્નો રજુ કર્યા. તેના જવાબો તો મળ્યા જ નહિ પણ અનેક નાની મોટી વાતો ચાલી. છેવટે પંડિતોની સમિતિને ફેંસલો આપવાની ભલામણ થઈ.

ચર્ચાનો એકાદ પ્રસંગ વાંચકોને રોચક થઈ પડશે.

"શ્વેતાંબર સાધુઓ મુહપત્તિ નથી રાખતા. શાસ્ત્રોમાં મુહપત્તિની આજ્ઞા છે. તો પછી શાસ્ત્રાજ્ઞાનો વિરોધ કર્યો કહેવાય કે નહિ!" શ્રી ઉદયચંદ્રજીએ પ્રશ્ન કર્યો.

"ધર્માવતાર! તમે જોઈ શકો છો કે મારા હાથમાં એક નાનો સોળ આંગળ લાંબો અને સોળ આંગળ પહોળો કપડાનો ટુકડો છે. તે કપડાને મોં સામે રાખ્યા વિના

કદી એક શબ્દ પણ હું બોલતો નથી. આપ સભાજનો, કોઈ એમ કહી શકશો કે હું કદી તે કપડા વિના બોલ્યો છું? અને તે કપડાનું નામ મુહપત્તિ છે. હું પ્રત્યેક સમયે તેનો ઉપયોગ કરું છું. આપ પંડિતગણ તથા શ્રોતાજનો સ્વયં વિચારી શકો છો કે શ્રી ઉદયચંદ્રજીનો આ આક્ષેપ કેવો નિરર્થક છે! મહારાજાશ્રી! આપ સાહેબનું આ બાબત શું મંતવ્ય છે તે જણાવશો તો સભાજનોને આનંદ થશે." ચરિત્રનાયકે વીગતવાર જવાબ આપ્યો ને સભાજનો તથા મહારાજાશ્રીને પ્રશ્ન કર્યો.

"ઉદયચંદ્રજીમહારાજ! તમારા પ્રશ્નનો ખુલાસો તો મળી ગયો ને! તમે મુહપત્તી બાંધો છો, તેઓ હાથમાં રાખે છે. ઉદ્દેશ તો એક જ છે. પણ જીવ મરવાની વાત તમે કરો છો તો નાકમાંથી પણ હવા નીકળે છેને! પૂર્ણ જીવરક્ષા તમે માનો છો તેમ કરવી હોય તો પછી આખું મોઢું ઢંકાઈ જાય તેવો ટોપો પહેરવો જોઈએ." સ્મિત કરીને મહારાજા હીરાસિંહે જવાબ આપ્યો.

શાસ્ત્રાર્થ પૂરો થયો ને તેનો ફેંસલો પંડિતોએ શ્વેતાંબરોના લાભમાં આપ્યો. મહારાજાએ પણ તેને અંગે આપણા ચરિત્રનાયક પર પત્ર લખી ફેંસલાનો નિર્ણય મોકલાવ્યો.

નાભાના શાસ્ત્રાર્થ બાદ આપ માલેરકોટલા થઈ સામાના પધાર્યા. ૧૯૬૦ નું ૧૭ મું ચોમાસું આપે સામાનામાં સંપૂર્ણ કર્યું. અહીં એક જિનમંદિરને માટે વિચારણા થઈ અને કાર્ય શરૂ થયું.

પંજાબમાં પર્યુષણમાં બધી જગ્યાએ પ્રાયઃ ભગવાનની પ્રતિમાનો વરઘોડો નીકળે છે. તે દિવસ ઉત્સવ તરીકે ગણાય છે. સામાનામાં પણ તૈયારી થવા લાગી. શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ પાલીતાણાથી બે નાની મનોહર મૂર્તિઓ સાથે એક શ્રી શાંતિનાથ ભગવાનની દિવ્ય પ્રતિમા મોકલી હતી. તેનો નગરપ્રવેશ આનંદપૂર્વક થયો. તે વખતે સ્થાનકવાસીભાઈઓ તરફથી હરકત કરવામાં આવી હતી પણ આપણા ચરિત્રનાયકે ઉપદેશામૃતથી શાંતિ ફેલાવી. કેટલાક સનાતનીભાઈઓ પણ મહારાજશ્રીના સમાગમથી પ્રેમ રાખતા હતા, તેઓએ આ કામ પોતાનું સમજીને રથોત્સવમાં પૂરી સહાયતા કરી.

રથોત્સવ તો થયો. પ્રભુની પ્રતિમાનો પ્રવેશઉત્સવ આનંદપૂર્વક ઉજવાયો, પણ પર્યુષણના જલૂસનું શું થાય! તે વિષે ચિંતા રહેતી હતી. તેવામાં લાલા સીતારામ અને લાલા પંજાબરાય આવ્યા.

" મહારાજશ્રી! આપ શા માટે ચિંતા કરો છો! અમે શું કામ આવીશું? ભલે અમે સનાતન ધર્મ પાળીએ પણ આપના પ્રત્યે તો અમારી ભક્તિ અહોનિશ છે અને રહેશે " બન્ને ગૃહસ્થોએ પોતાની ભાવના વ્યક્ત કરી.

" ભાગ્યશાળીઓ! હું તે ક્યાં નથી જાણતો! તમે તો શ્રાવકજનો કરતાં વિશેષ ભક્તિભાવ ધરાવો છો! પણ પર્યુષણના ઉત્સવ માટે તૈયારી તો ખૂબ ચાલે છે અને રાજ્ય તરફથી મના થઈ તો શું થશે?" મહારાજશ્રીએ ચિંતા વ્યક્ત કરી.

" સ્વામીજી ! જ્યારથી અમે વ્યાખ્યાનમાં આવીએ છીએ ત્યારથી અમે તો નિશ્ચય કર્યો છે કે પર્યુષણનો વરઘોડો તો કોઇપણ ભોગે નીકળવો જ જોઈએ."

' મથ્થેણ વંદામિ ' પાંચેક ગૃહસ્થોએ વંદણા કર્યા.

' ધર્મલામ ! અહો લાલાજી તમે તો સત્વર આવી પહોંચ્યા. અમે એજ વાત કરતા હતા. લાલા સીતારામજી તથા લાલા પંજાબરાય તો કહે છે કે ચિંતા કરવાનું કશું કારણ નથી. હવે તમે પણ આવી ગયા. જે યોગ્ય લાગે તે પ્રબંધ કરો. " આપણા ચરિત્રનાયકે આગન્તુક આગેવાનોને બધી પરિસ્થિતિ સમજાવી.

" કૃપાનાથ ! અમે જઈએ છીએ પતિયાલા. ત્યાંથી મંજુરી મેળવીને આવીએ છીએ. આપ નિશ્ચિંત રહેશો. અને લાલા પન્નાલાલજીને તો આપ જાણો છો. તેમની પ્રતિષ્ઠા રાજા મહારાજામાં ઘણી સારી છે. તે અમારી સાથે છે એટલે અમને પણ નિશ્ચિંતતા છે. " લાલા ગંગારામજીએ જતાં જતાં મંજુરી માટે નિશ્ચયાત્મક ઉલ્લેખ કર્યો.

" તમે સુખેથી સીધાવો. આધષ્ટાયકદેવ તમારા કાર્યને સફળ કરો. પતિયાલાથી સમાચાર આપશો." મહારાજશ્રીએ આશીર્વાદ આપ્યા.

" અને અહીંની ચિંતા તો કરશો જ નહિ. " લાલા સીતારામજીએ તેઓને જણાવ્યું.

તેઓ પતિયાલા ગયા પણ રેસીડન્ટ સાહેબ સીમલા હતા તેથી, તેઓ સીમલા ગયા. પતિયાલાથી મહારાજશ્રીને

તારથી સમાચાર આપ્યા કે અમે સીમલા જઈએ છીએ. આપ ચિંતા ન કરશો; શાસનદેવ અમારી સહાયતા કરશે. આવું ધર્મકાર્ય કોઈ નહિ રોકી શકે. જ્યાં આપ જેવા પ્રભાવિક ગુરૂ છે ત્યાં વિઘ્ન કેટલો વખત ટકી શકે !

*

"પનાલાલજી ! તમે ક્યાંથી અહીં પહોંચી ગયા !" સાહેબે આશ્ચર્યથી પૂછ્યું.

"આપ સાહેબનું એક જરૂરી કાર્ય હતું. અમે પતિયાલા જઈ આવ્યા પણ આપ અહીં હતા તેથી અહીં આવ્યા." લાલાજીએ વાત શરૂ કરી.

"એવું મારું શું કામ છે ! કહો લાલા પનાલાલજી તમારો કોઈ કેસ છે કે શું !" હસતાં હસતાં સાહેબે મજાક કરી.

"જી ના ! એવા કોઈ કેસ માટે હું આવું ખરો ? એક ધર્મકાર્ય છે. અમારા ગુરુમહારાજ સામાનામાં છે. અમારા તહેવારના દિવસોમાં એક જલૂસ કાઢવાનું છે. તેમાં અમારા ભગવાનનો રથ કાઢવાનો છે." લાલાજીએ વસ્તુસ્થિતિ સમજાવી.

"તે માટે પરવાનગીની શી જરૂર ! વળી મારી મંજુરી તે માટે તો હોય જ. ધર્મકાર્ય માટે તો મના છે જ નહિ." સાહેબે પ્રશ્ન કર્યો.

"એમ નથી સાહેબ ! સામાનામાં બે પક્ષો છે. અમને લાગે છે કે કદાચ તે લોકો તરફથી કાંઈ હરકત થાય

તો પહેલેથી બંદોબસ્ત થાય તો સારું." લાલાજીએ ચોખવટ કરી.

"ભલે! હું તમને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ પર પત્ર આપુ છું. તમને બધી રીતે સહાયતા કરશે. પોલીસ ટુકડી પણ મોકલશે, પણ શાન્તિથી કામ લેશો." સાહેબે પત્ર લખી આપ્યો.

"સાહેબ! બહુ આભાર થયો. તકલીફ માફ કરશો." બન્નેએ રજા લીધી.

મંજુરી લઈને લાલાજી આવી ગયા, આનંદ આનંદ થઇ રહ્યો. જલૂસ ધૂમધામપૂર્વક નીકળ્યું. ૧૯૬૦ના શ્રાવણ વદી ૧૪ ના મહેન્દ્રધ્વજ, રથયાત્રા નીકળ્યા અને કલ્પ-સૂત્રનો વરઘોડો પણ નીકળ્યો. આ પ્રસંગે કોટલા, પટ્ટી, હોશિયારપુર, ગુજરાનવાલા અને અંબાલા, સામાનાથી ભજનમંડળીઓ આવી હતી, એટલું જ નહિ પણ સામાનાના સનાતની ભાઈઓની ભજનમંડળી પણ પૂરા ઠાઠથી વર-ઘોડામાં નીકળી. તેણે તો રંગ રાખ્યો. આસપાસના હજારો લોકોએ લાભ લીધો. શહેરમાં આનંદ આનંદ છાઈ રહ્યો.

૧૯૬૦ નું ૧૮ મું ચોમાસું અહીંજ સંપૂર્ણ કરી નાભા, માલેરકોટમાં થઈ આપ રાયકોટ પધાર્યા. અહીં બધા સ્થાનકવાસીભાઈઓ હતા પણ મહારાજશ્રીના રહેવાથી પહેલાં તો આહારપાણીની મુશ્કેલી રહી પણ તે પ્રસંગે વાવેલું ધર્મ-બીજ ઊગી નીકળ્યું.

આજે તો રાયકોટમાં જૈનોનાં ઘણાં ઘરો છે. અહીંથી લુધિયાના થઈ આપ જીરા પધાર્યા. જીરાના નાયબ તહેસી-

લહાર સરદાર શેરસિંહજી આપની પાસે વારંવાર તત્ત્વ-ચર્ચા અને ધર્મશ્રવણ કરવા આવતા. વળી અહીંની શાળાના એક વિદ્વાન અધ્યાપક પણ વારંવાર આપની પાસે આવતા. તેમણે તો આપણા ચરિત્રનાયકની પ્રશંસામાં એક ગજલ પણ બનાવી હતી. સં. ૧૯૬૧ નું ૧૯ મું ચોમાસું જીરામાં પૂર્ણ કરી, રાયકોટ પધાર્યા. પં. શ્રી સુંદરવિજયજી તથા મુનિશ્રી સોહનવિજયજી જીરાથી પટ્ટી ગયા. અહીં પટ્ટીમાં ભાઈ કોદર કાળીદાસને ૧૯૬૨ ના કારતક વદી ૫ ને દિવસે દીક્ષા આપી. નામ ઉમેદવિજયજી રાખી ચરિત્ર-નાયકના શિષ્ય બનાવ્યા.

સં. ૧૯૬૨નું ૨૦ મું ચોમાસું આપે લુધિયાનામાં પૂર્ણ કર્યું. અહીં ચોમાસું કરવાની ખાસ જરૂર તો એટલા માટે પડી કે સ્થાનકવાસી સાધુઓએ શાસ્ત્રાર્થની વાત છેડી હતી. અહીં લાલા દૌલતરામજી સંઘ લઈને દર્શનાર્થે આવ્યા હતા. ચોમાસામાં આપની તબિયત નરમ થઈ ગઈ. તાવ આવવા લાગ્યો પણ તેની પરવા ન કરી વ્યા-ખ્યાન ચાલુ રાખ્યું. ચોમાસું પૂર્ણ કરી તબિયત બરાબર ન હોવા છતાં વિહાર કર્યો. નકોદર પધાર્યા. ગુરુભક્ત શ્રી લલિતવિજયજી મહારાજે જ્યારે ગુરુદેવની બિમારીના સમા-ચાર સાંભળ્યા ત્યારથી તેઓ વ્યાકુળ થઈ ગયા, પણ ચોમાસામાં તો શું થઈ શકે ! ચોમાસું પૂરું થતાં જ બે સાધુઓની સાથે બીકાનેરથી લાંબા લાંબા વિહાર કરી એક મહિનામાં ગુરુચરણોમાં આવી પહોંચ્યા. વાહ ગુરુભક્તિ !

"ઓહો ! લલિતવિજય ! ઊડીને આવ્યાં કે શું !"

ચરણુમાં પડેલા શિષ્યને ઉઠાડતાં બોલ્યા.

"કૃપાસાગર! બીમારીના સમાચાર સાંભળીને ગોચરી પાણી પણ ઉડી ગયાં હતાં, પણ ચોમાસામાં તે કાંઈ અવાય છે! પછી તો અહીં પહોંચ્યા ત્યારે જ શાંતિ થઈ. આપની તબિયત બહુ જ ખરાબ થઈ ગઈ છે. આવી તબિયત છતાં વિહાર કેમ કર્યો!" લલિતવિજયજીએ ચિંતા દર્શાવી.

"સાધારણ તાવમાં શું પડ્યા રહેવું! વિહારથી હવાફેર થાય એટલે તાવ તો ઊભો જ ન રહે."

"નહિ ગુરુદેવ! જીરામાં હરદયાળ નામના પ્રસિદ્ધ હકીમ છે. તેની પાસે આવતા દરદી પંચાણુ ટકા તંદુરસ્ત થઇ ને જાય છે. તેમને માટે જીરા લખ્યું છે. જરા તંદુરસ્તી સારી થાય પછી જીરા તરફ વિહાર કરીશું." લલિતવિજયજીએ પ્રાર્થના કરી.

"ભલે ભાઇ! જેવી તારી મરજી. શરીરનો શું મોહ કરવો! કર્મ રોગ તો આવે ને જાય!"

આરામ થયા પછી પટ્ટી, જંડીયાલા, અમૃતસર થઈ ગુજરાંવાલા પધાર્યા. અહીં પ્લેગને લીધે સંઘની વિનંતિથી રામનગર પધાર્યા. રામનગરમાં લાલા જગન્નાથ ભોલેશાહ ગુરુભકત હતા. તેમની પાસે એક મનોહર દિવ્ય લીલા પન્નાની સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા હતી. તે અદ્વિતીય પ્રતિમાનાં દર્શન કરી આનંદ લીધો. અહીંથી ખાનગાહ ડોંગરા થઈ લાહોર થઈ અમૃતસર પધાર્યા. સંવત ૧૯૯૩ નું એકવીસમું ચોમાસું આપે અમૃતસરમાં પૂર્ણ કર્યું.



## વતનનો સાદ

[ ૨૮ ]

ઘણા ઘણા વર્ષે આજે ગૂજરાત—જન્મભૂમિ સાંભરી આવી. ૧૯ વર્ષ પહેલાં ગૂજરાત છોડયું હતું. ઘર તો તે પહેલાં છોડેલું. મોટાભાઈનો મોહ, ગુરુદેવનો પ્રેમ, રાધનપુરનો દીક્ષા મહોત્સવ, સતત વિહાર, પંજાબની રક્ષા માટેની તૈયારી, ગુરુદેવનો અંતિમ સંદેશ, ગુરુદેવના સ્મારકની યોજના, તે યોજનાને મુર્તસ્વરૂપ આપવાના પ્રયાસો આખાયે પંજાબના ગામે ગામનો વિહાર અને ગુરુદેવના અધૂરાં કાર્યની જ્વલંત જ્યોત. હિંદુ, મુસલમાન, સીખ અને આર્યસમાજીભાઈઓનો પ્રેમ, પંજાબના શ્રી સંઘનો નિઃસીમ પ્રેમ અને પોતાના પ્રાણ પ્રેરક માટેની શ્રીસંઘના આબાલવૃદ્ધની અહોનિશ ચિંતા, પંજાબમાં વિશેષ ધર્મ-પ્રચારની લગન.

આ બધાં આકર્ષણો અને શાસનસેવાના કાર્યોમાં વતન તો ભૂલાઈ ગયું હતું. પંજાબ પ્યારા વતનથી પણ પ્યારું બની ગયું હતું. ગૂજરાત—પંજાબના ભેદ ભૂલાઈ ગયા હતા. આજે મોટાભાઈના આવવાના સમાચાર પ્રાપ્ત થવાથી વતન યાદ આવી ગયું. વીસ વર્ષ પહેલાની જન્મ-

લોમકાના સ્નેહસંભારણા આંખ સામે ખડા થઈ ગયાં. હર્ષાશ્રુના બે બિંદુ ખરી પડ્યાં. વતનનો સાદ હૃદયના પેટાળમાં જાગ્યો અને મન હજારો માઈલનું અંતર વીંધી ગૂજરાત પહોંચી ગયું.

આટ આટલાં વર્ષોમાં એક દિવસ, એક રાત્રિ કે એક ઘડી પણ આ પ્યારા વતનનો વિચાર પણ નહોતો આવ્યો. કોઈ પળ પણ આવો તલસાટ નહોતો જાગ્યો.

એક જ પત્રે, બે અક્ષરોએ વર્ષોનાં સંભારણાં જગાડ્યાં અને જઈ શકાય તો જન્મભૂમિનું ઋણ અદા કરવા જવાનો વિચાર આવ્યો. પંજાબનો જેટલો હક છે તેથી જરાએ ઓછો હક જન્મભૂમિનો નથી જ નથી, એ આજે કોણ જાણે હૃદયના કયા ખૂણામાંથી સ્વયં સ્ફુરણા થઈ આવી. ગુરુદેવના સંદેશ અને ગુરુદેવનું કાર્ય ગૂજરાતમાં પણ થવું જોઈએ—થશે જ, એ એકજ તમન્નાથી તે વિચારને પુષ્ટિ મળી. વિધિના વિધાન એવાં જ હશે તો !

ગુરુદેવ ! ખીમચંદભાઈ આજે સવારે આવી ગયા છે. લાલા પન્નાલાલજીને ત્યાં ઉતર્યા છે. હમણાં જ આપના દર્શને આવે છે." ગોચરી લઈને આવતા એક શિષ્યે સમાચાર આપ્યા.

"સાહેબ ! સુખશાતા છે !" શ્રી ખીમચંદભાઈએ શાતા પૂછી.

"ધર્મલાભ ! ઘણા દિવસે ફુરસદ મળી."

"ઘણા વખતથી આવવાની ઈચ્છા હતી પણ ગૃહસ્થીને કાંઈ ને કાંઈ ઉપાધિ આવ્યા જ કરે. બધાએ સુખશાતા

પૂછી છે. આપને વંદણા કહેવરાવ્યા છે."

"કોણ જાણે કેમ પણ તમારા આવવાના સમાચાર મળતાં જન્મભૂમિ યાદ આવી."

"સાહેબ! અમે પણ આપને હમેશાં યાદ કરીએ પણ ક્યાં પંજાબ અને ક્યાં ગૂજરાત. વીસ વીસ વર્ષથી ગૂજરાત આપના ઉપદેશ વિના સૂની છે. હવે કૃપાદૃષ્ટિ કરો. સિદ્ધાચળ તો યાદ આવે છે ને. ત્યાં પધારો તો પણ અમને લાભ મળે." ખીમચંદભાઈએ વિનતિ કરી.

"ભાગ્યશાળી! સિદ્ધાચળની જાત્રા માટે અમે બધા ઉત્સુક છીએ, પણ પંજાબની જવાબદારી એટલે કંઇ ને કંઇ કામ નીકળે જ. આ સાલ તો જરૂર તે તરફ આવવા વિચાર કરેલો પણ શાસ્ત્રાર્થ આવી પડયો પછી શું થાય?"

"જુઓ! આ વખતે તો આપને તે તરફ પધારવું જ પડશે. વડોદરાના શ્રીસંઘનો વિનતિપત્ર લઈને હું પોતે આવ્યો છું, એટલું જ નહિ પણ આચાર્ય શ્રી વિજય કમળસૂરિજી મહારાજ તથા ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજનો ગૂજરાતની તરફ વિહાર કરવાનો આદેશ લઈને જ આવ્યો છું."

"ઓહો! ત્યારે તમે તો બધુ પાકે પાયે કરીને જ આવ્યા છો!"

"તમે ન આવો તો પછી અમારે કાંઈક તો કરવું જોઈએને!"

"સાધુમંડળને તો તમારા નિમંત્રણથી બહુ જ આનંદ

થશે. તેઓ તો ઘણા વખતથી પાલીતાણાની યાત્રા માટે ઉત્સુક છે. માત્ર પંજાબના ગુરુભકતોને જરા દુઃખ થશે."

"પણ સાહેબ આચાર્ય મહારાજ અને ઉપાધ્યાયજી મહારાજ પધારે છેને! પછી તો શું વાંધો છે."

અમૃતસરના શ્રીસંઘના આગેવાનોએ વાત સાંભળી અને તેઓશ્રી ગૂજરાત તરફ જવાના છે તેમ પાકે પાયે ચર્ચા થવા લાગી, એટલે બધા એકઠા મળીને આવ્યા ઉપાશ્રયે.

"મહારાજ! આપ અમને—શ્રીસંઘ પંજાબને કોને ભરોંસે છોડી જાઓ છો! અમને ગુરુદેવ આપને ભરોસે છોડી ગયા છે. અમે તો આપને નહિ જવા દઈએ. અમારી રક્ષા તોપછી કોણ કરશે?" આગેવાનોએ વિનતિ કરી.

"ભવ્ય જનો! તમે તો સારી રીતે જાણો છો કે હું ઓગણીસ વર્ષથી પંજાબમાં છું. ગૂજરાત મારી જન્મભૂમિ હોવા છતાં મેં કદી તે ભૂમિને યાદ પણ નથી કરી. દીક્ષા લઈને ગુરુદેવના ચરણમાં રહ્યો અને તેઓશ્રીના દેહાન્ત પછી પણ અહીં પ્રંજાબમાં વિચરી રહ્યો છું. મને ઘણા વખતથી સિદ્ધાચલજી જવાના ભાવ થયા હતા, પણ હું તે વિચારને પણ દાબી દેતો હતો. તમારો મારા પરનો પ્રેમ મને પંજાબથી દૂર જવા નહોતો દેતો. સાધુમંડળ તો ગૂજરાત જવા ઉત્સુક છે. મારે તેમનો પણ ખ્યાલ કરવો જોઈએ. વળી આચાર્ય મહારાજ તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજ આ તરફ પધારે છે. આપ લોકોને હું તે મારા વડીલોને આશ્રયે સોંપી જાઉં છું. વળી વચન આપું છું કે ગૂજરાતમાં વધારે નહિ રહું-નહિ રહી શકું. મારો પંજાબ

મને ત્યાં વિશેષ રોકવા ના કહેશે અને હું જલદી પાછો આવી પહોંચીશ. મારીને તમારી સ્નેહગાંઠ હવે તો છૂટી રહી. ગુરુદેવનો બગીચો ફરી સંભાળવા હું દોડી આવીશ."

પ્રેમભર્યા વચનોથી બધાના હૃદયને શાંતિ થઈ. સં. ૧૯૬૪ના કારતક વદી ૧ બુધવારના અમૃતસરના શ્રીસંઘે વિદાય આપી. વિદાયનું દૃશ્ય હૃદયભેદક હતું. અનેક ગુરુ-ભક્તોના નેત્રો સજળ હતાં. સ્ત્રીઓ તો ગુરુદેવને માટે અશ્રુઓ સારતી હતી. કેટલાએ યુવાનો પણ તે વખતે રડી ઉઠેલા. આ દૃશ્યથી મહારાજશ્રીની આંખો પણ સજળ થઈ ગઇ.

અમૃતસરથી તરનતારન આવ્યા. સંધ્યા સમયે દેવસી પ્રતિક્રમણ સમાપ્ત કરી બેઠા હતા. બીજા દિવસના વિહાર માટે ચર્ચા ચાલતી હતી. સિદ્ધાચળ તરફના પ્રયાણને લીધે બધા મુનિવરોના મનમાં આનંદની લહેરો ઊઠી રહી હતી.

"ગુરુદેવ! અમારો ઉદ્ધાર કરો." બે સાધુ જેવા દેખાતા યુવકોએ એકાએક આવી ચરણમાં નમસ્કાર કર્યા.

"ભાઈ! કોણ તમે? અત્યારે આ તરફ ક્યાંથી?"

"અમારો જન્મ નિરર્થક જઈ રહ્યો છે. અમે આત્મ-કલ્યાણને માટે ઘરબાર છોડયાં પણ અમે જે સ્થિતિમાં છીએ તેમાં કલ્યાણ નથી, અમને સન્માર્ગ બતાવો. આપના ચરણમાં સ્થાન આપો." બન્નેએ વિનંતિ કરી.

"તમે સ્થાનકમાર્ગી દીક્ષા છોડીને આવ્યા છો કે!"

"જી હા! બીજું શું થાય! અમને ત્યાં શાંતિ ન મળી-ન મળી અભ્યાસની અનુકૂળતા."

"પણ ભાગ્યશાળીઓ! અહીં શાંતિ મળશે તેમ શાથી જાણ્યું?"

"આપની પ્રતિષ્ઠા અમારાથી અજાણી નથી. અમે પણ પંજાબમાં જ ફર્યા છીએ. હવે આપ અમારી વિનંતિ સ્વીકારો."

"ઉતાવળ ન કરો. અમારી સાથે રહો. જૈનશાસ્ત્રોનો અભ્યાસ કરો. હું તમને પંડિત વગેરેની અનુકૂળતા કરાવી આપીશ. અને હું પણ તમને વારંવાર શીખવીશ. જ્યારે તમને પૂર્ણ વિશ્વાસ થઇ જાય—જ્યારે તમારું મન હિમાલયની જેમ અચળ—અટળ થઇ જાય; પછી તમને જરૂર દીક્ષા આપવાની વ્યવસ્થા થશે."

"કૃપાનાથ! અમારું મન હિમાલયની સમાન સ્થિર થયું, ત્યારે તો નાભાથી દોડી આવી આપના ચરણમાં શરણ શોધ્યું છે. વળી સ્થાનકવાસી દીક્ષા છોડી ઘેર જ ન જાત પણ આપની પાસે રહેવાના ઈરાદાથી જ અહીં આવ્યા છીએ. મહારાજ! કૃપા કરો, અમને આ બંધનથી મુક્ત કરો." બન્નેની આંખ સજળ થઈ ગઇ.

"તમે ઉદાસ ન થશો. અત્યારે તો આરામ કરો. સવારે આપણે નિર્ણય કરીશું. તમે પણ આજ રાત્રે વિચાર કરી રાખશો."

અમૃતસરથી મહારાજશ્રીની સાથે લાલા પન્નાલાલ જોહરી, લાલા મહારાજમલ, લાલા નથ્થૂમલ આદિ શ્રાવકો પણ આવ્યા હતા. સવારના તેઓએ રાત્રે આવેલા સાધુઓ

વિષે વાત સાંભળી. તેઓ મહારાજશ્રી પાસે ગયા. બન્ને સાધુઓ પણ ત્યાં જ બેઠા હતા.

" દયાળુ! શું નિર્ણય કર્યો ? " બન્નેએ ફરી વિનતિ કરી.

" હું તમારો આખરી વિચાર જાણવા ઈચ્છું છું. રાત્રે વિચાર તો કર્યો જ હશે ને ? "

" ગુરુવર્ય ! અમે તો આપને ચરણે આવ્યા છીએ. હવે પાછા જવાના નથી. "

" ગુરુદયાળ ! માફ કરશો. અમારે શ્રાવકોએ તો વચ્ચે ન બોલવું જોઈએ. આપ જેવા દયાનિધિને અમારે શું કહેવાનું હોય પણ તૃષાતુરને પાણી, ભૂખ્યાને અન્ન, દુઃખીને દુઃખમુક્ત કરવા તે ધર્મ છે, પણ આત્માને મુક્તિ માર્ગમાં લગાડવો એ તો મહાન ધર્મ છે. આપ જ એ વારંવાર કહો છો. આ સાધુઓની વ્યાકુળતા જોઈ આપ દયા કરો. અને અમારી પણ વિનતિ છે કે એ બન્ને ભાગ્યશાળીને અમૃતસરમાં જ દીક્ષા આપવી છે. અમે ઉત્સવ કરી આનંદ-મંગળ કરીશું. " લાલા પન્નાલાલજીએ ધર્મ દલાલી કરી.

" લાલાજી ! તમારી મનોકામના પૂરી થશે. તમારા જેવા ધર્મપ્રેમી સજ્જનોના વચનને માન આપવું જ જોઇએ. તમે પણ નિશ્ચિંત રહો. "

મધુર વચનો સાંભળતાં જ બન્ને સાધુઓના મન–મયૂર નાચવા લાગ્યા. બંધનમુક્તિનો આનંદ અવર્ણનીય હતો. શ્રાવકજનોને પણ આ પુણ્યકાર્યથી આનંદ થયો.

આપ ફરીથી અમૃતસર પધાર્યા. પણ સ્થાનકમાર્ગી સાધુઓને મહારાજશ્રીની સાથે જોઈને સ્થાનકવાસી સમાજમાં ધમાલ મચી ગઈ. હજી તો શહેરના પ્રવેશદ્વાર પાસે આવ્યા ત્યાં પાંચ સાત સ્થાનકવાસી ભાઈઓ આવી પહોંચ્યા અને ત્યાંજ બન્ને સાધુઓને પકડવા લાગ્યા. લાલા પન્નાલાલજી સમાચાર સાંભળી પોલીસ લઈને આવી પહોંચ્યા. પેલા ચાલ્યા ગયા. મહારાજશ્રી બજારોમાં થઈ દહેરાસરે પ્રભુના દર્શન કરી લાલા મહારાજમલજીની બેઠકમાં જ્યાં સાધુઓ ઉતર્યા કરે છે; ત્યાં આવી ઉતર્યા.

સ્થાનકવાસીઓએ પણ મેજીસ્ટ્રેટને ફરીયાદ કરી. 'ઘાસીરામ, જુગલકિશોરને બહેકાવી અમારા સંઘાડામાંથી લઈ આવ્યો છે અને આ સંવેગી સાધુઓ તેને દીક્ષા આપવાના છે. તેને અહીં લાલા મહારાજમલના મકાનમાં બંધ કરી પૂરી રાખ્યા છે. તેને બહાર જવાની સખ્ત બંધી કરી છે. જુગલકિશોરની માતા જૈન સાધ્વી ( સ્થાનકવાસી ) છે અને તે પોતાના પુત્રના વિયોગમાં ઝૂરે છે. એથી એ છોકરો અમને સોંપાવો જોઈએ અને તેને બીજી કોઈ જગ્યાએ નસાડી મૂકવામાં ન આવે તે માટે વૉરંટ કાઢી આપવા મહેરબાની થવી જોઈએ."

મેજીસ્ટ્રેટે બધી હકીકત ધ્યાનમાં લઈને જુગલકિશોરના નામનું વૉરંટ કાઢી આપ્યું. વૉરંટ લઈને પોલીસ સાથે સ્થાનકવાસી લોકો આ મકાનમાં આવ્યા. આ સમયે અહીં કોઈ હતું નહિ. દરવાજો બંધ હતો. પોલીસે દરવાજો ઉઘાડવા કહ્યું. હીરાલાલ શર્માએ જણાવ્યું કે લાલા પન્નાલાલજી

તથા લાલા મહારાજમલજીની હાજરી વિના દરવાજા નહિ ઉઘડે. પોલીસ તેમને બોલાવી લાવી. લાલાજીએ બધી વાત જાણી લીધી. તેમણે દરવાજો ઉઘડાવી જુગલકિશોરને પોલીસને હવાલે કર્યો.

જુગલકિશોરને ગાડીમાં બેસાડી લઈ જવા લાગ્યા. લોકોએ સ્થાનકવાસી સાધુને ગાડીમાં બેઠેલા જોઈને ભારે હાંસી કરી. કોર્ટમાં કેસ ચાલ્યો. સ્થાનકવાસી અને શ્વેતાંબર લોકોની ભીડ જામી. સ્થાનકવાસી લોકો તો માનતા હતા કે ન્યાયાધીશ સાહેબે વોરંટ આપ્યું છે એટલે તે જુગલકિશોરને આપણને સોંપી દેશે. લાલા પન્નાલાલજી વગેરે શાંતિથી શું થાય છે તે જોઈ રહ્યા હતા. કેસ શરૂ થયો. ન્યાયાધીશે બેપાંચ પ્રશ્નો પૂછ્યા અને નીચે મુજબ ચુકાદો આપીને દાવો કાઢી નાખવામાં આવ્યો.

"જુગલકિશોર ઉંમરલાયક છે. તે રાજીખુશીથી સંવેગી દીક્ષા લેવા ઇચ્છે છે. તેને પોતાની મરજી પ્રમાણે વર્તવાનો અધિકાર છે."

સં. ૧૯૬૪ના માગશર સુદી ૧૧ ને રવિવાર તા. ૧૯–૧–૧૯૦૮ના દિવસે બન્નેની દીક્ષા ધામધૂમપૂર્વક થઈ. ઘાસીરામજીનું નામ વિજ્ઞાનવિજયજી અને જુગલરાયનું નામ વિબુધવિજયજી રાખવામાં આવ્યું.

આ દીક્ષા મહોત્સવમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય આદિ બધાએ ભાગ લીધો. પં. હીરાલાલજી શર્માની સેવાઓથી પ્રસન્ન થઈ શ્રીસંઘે એકજોડી સોનાનાં કડાં ઇનામમાં આપ્યાં. અમૃતસરથી જંડિયાલા, જાલંધર, લુધિયાના થઈ આપ

અંબાલા પહોંચ્યા. જે દિવસે આપ અંબાલા પહોંચ્યા તેજ દિવસે દિલ્હીથી વિહાર કરીને આચાર્ય મહારાજ શ્રી વિજયકમલસૂરિજી તથા ઉપાધ્યાયશ્રી વીરવિજયજી સાધુ-મંડળ સાથે અંબાલા આવતા હતા. બન્ને શહેરની બહાર મળ્યા. વંદનાદિ થઈ. ઘણા વખતે મળ્યા તેથી હર્ષાશ્રુ આવી ગયા. આનંદ થયો. મોટા ઠાઠમાઠથી બન્નેનો નગરપ્રવેશ થયો. ચાર પાંચ દિવસ સાથે રહ્યા. પંજાબની પરિસ્થિતિ વિષે વાતો કરી. ગુરુદેવના ક્ષેત્રો, કાર્ય, પંજાબી લોકોની ભાવના, ગુરુદેવનું અધૂરું કાર્ય વગેરે વિષે ઠીકઠીક ચર્ચા-વાર્તા થઈ અને ત્યાંથી છૂટા પડી દિલ્હી તરફ વિહાર કર્યો. જેઠના બળબળતા તાપ પછી હજારો લોકો મેઘવૃષ્ટિની જે આતુરતાથી રાહ જુએ છે તેવી જ આતુરતાથી દિલ્હી તો ગુરુદેવના આગમનની રાહ જોઈ બેઠું હતું.

× × ×

"લાલાજી! તમારી શ્રીસંઘની પ્રાર્થના મેં સાંભળી. હવે મારી વાત તમે જરા સાંભળી લો." દિલ્હીમાં ચોમાસું રોકવા માટે વિનતિ કરવા આવેલા શ્રીસંઘના આગેવાનને ચરિત્રનાયકે કહ્યું.

"ગુરુદેવ! આજ્ઞા ફરમાવો. અમે બધા તૈયાર છીએ."

જુઓ! પંજાબથી ગૂજરાતનું નામ લઇ ઉતાવળથી નીકળ્યા છીએ. વિહાર પણ લાંબાલાંબા કરતાં કરતાં દિલ્હી તો પહોંચ્યા. બધા મુનિમંડળની ઇચ્છા છે કે ચોમાસું ગૂજ-રાતમાં જઇને જ કરવું છે. આ સાલ દાદાની યાત્રા નહિ થાય તો બીજે વર્ષે તો દાદાને ભેટશું."

"દયાસિંધુ! ચોમાસું ગૂજરાતમાં કરવાને બદલે દેહ્લીમાં થશે તો પણ બીજે વર્ષે દાદાની યાત્રા તો થઈ જ શકશે." લાલા ત્રીકમલાલજીએ ખૂબીથી વાત રજૂ કરી.

"લાલાજી! ગૂજરાતમાં પહોંચી જવાય તો ત્યાંના ભક્તહૃદયોને પણ શાંતિ થાય. અને ખીમચંદભાઈ તો આજે જ આવીને ઊભા રહેશે. તેમનો તકાદો જબરો છે."

"સાહેબ! હવે તો ગૂજરાત તરફ જ જવું છે ને. ખીમચંદભાઈને તો અમે મનાવી લઈશું. વધારે તો આપશ્રીને શું કહેવું. દિલ્હીના સંઘે નિશ્ચય કર્યો છે કે ગમે તે થાય પણ આ સાલ તો અમે આપને નહિ જવા દઈએ. અમારા શરીર ઉપર થઈને આપ ભલે ચાલ્યા જાઓ. ચિંતામણિ રત્ન પામીને કોણ દુર્ભાગી તેને છોડી દે."

સંઘ આખો ગદ્ગદિત થઈ ગયો. સંઘના આગ્રહથી આપ તો સમજી ગયા. સાધુઓના દિલમાં પણ સંઘના સ્ત્રી-પુરુષોની પ્રાર્થના વસી, પણ ગૂજરાતની વિનતિનો પ્રશ્ન મુશ્કેલ હતો.

વાટાઘાટ ચાલતી હતી. બે દિવસથી નિર્ણય માટે વિચારો ચાલતા હતા. શ્રી ખીમચંદભાઈ દિલ્હીના સંઘનો તાર મળતાંજ બધાં કામ છોડી દોડી આવ્યા.

શ્રી સંઘે બધી પરિસ્થિતિ ખીમચંદભાઈને જણાવી. મહારાજશ્રી પણ ઢીલા દેખાયા. પહેલાં તો ખીમચંદભાઈએ હા–ના કરી પણ છેવટે તેમનું દિલ પણ પીગળ્યું. તેમણે પોતે જ મહારાજશ્રી પાસે આવીને પ્રાર્થના કરીઃ—

"હું મારો આગ્રહ છોડું છું. વડોદરાના સંઘને આ વરસ શાન્તિ રાખવા સમજાવીશ. આપ શ્રીસંઘ દિલ્હીને નારાજ ન કરો. તેમની ગુરુભક્તિ સાચી છે. આપ તેમની વિનતિ સ્વીકારો."

વિનતિનો સ્વીકાર થયો અને ઉપાશ્રયના ખૂણે ખૂણામાંથી હર્ષનાદ ગાજી ઊઠયો. ઘેરેઘેર આનંદ મંગલ વર્તાઈ રહ્યો.

પણ કુદરતને તે મંજૂર નહોતું. ગૂજરાતનું આકર્ષણ ભારે હતું. દિલ્હીના સંઘનો તો આનંદ માતો નહોતો, પણ અવશ્યં ભાવિનો ભાવાઃ—જે બનવાનું તે બન્યા વિના કાંઈ રહે છે ! એ ન્યાયે ન ધારેલું બન્યું—કોઇના સ્વપ્નમાં પણ નહોતું—કોઈની કલ્પના પણ ચાલી ન શકે એવા એક પ્રસંગથી દિલ્હી દૂર રહી ગયું ને ચાતુર્માસ તો કરવું પડયું ગુરુદેવના ચરણમાં.

×

દિલ્હીમાં ચોમાસાનો નિર્ણય થયા પછી શ્રી સંઘની ઈચ્છાથી પાસેના તીર્થસ્થાન શ્રી હસ્તિનાપુરની યાત્રાએ સંઘ સાથે આવ્યા. હસ્તિનાપુર પ્રાચીન અને વિખ્યાત સ્થાન છે. આ તીર્થસ્થાનમાં શ્રી શાન્તિનાથ ભગવાન, શ્રી કુંથુનાથ તથા શ્રી અરનાથ ભગવાનના ચ્યવન, ગર્ભ અને દીક્ષા તેમજ કેવલ એમ ચાર કલ્યાણક થયાં છે અને શ્રીમલ્લીનાથ ભગવાનનું સમોવસરણ થયું, તેથી તે પુણ્ય તીર્થ છે. વળી પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનને વર્ષીતપનું પારણું શ્રેયાંસકુમારે અહીં કરાવ્યું હતું. તે વૈશાખ

સુદી ૩ નો દિવસ હતો. તે દિવસના દાનથી શ્રેયાંસકુમારને અક્ષય ફળની પ્રાપ્તિ થઈ, તેથી તે દિવસને અક્ષય તૃતીયા–અખાત્રીજ કહે છે. અહીં આનંદપૂર્વક યાત્રા કરી. ગુરુ મહારાજ તથા સંઘ આવ્યાના સમાચાર સાંભળી આસપાસના ગામોના લોકો અહીં આવી પહોંચ્યા. પૂજા–સ્વામી વાત્સલ્ય વગેરે આનંદપૂર્વક થયાં. યાત્રા કરી મહારાજશ્રી મેરઠ આવ્યા. અહીં બીનોલી આદિ ગામના ભાઈઓએ જમુના પારના ગામોમાં વિચરવા અને ગ્રામ્ય જનોને ઉપદેશામૃતનો લાભ આપવા પ્રાર્થના કરી. ચોમાસાને હજી વાર હતી, તેથી મહારાજશ્રીએ તે તરફ જઈ આવવા ઈચ્છા બતાવી. મેરઠમાં દિગમ્બર ભાઈઓના ઘર વિશેષ હોવાથી ત્યાં રહેવા ઈચ્છા નહોતી પણ દિગમ્બર ભાઈઓની વિનતિથી ત્યાં રહેવું પડયું. બે સાર્વજનિક વ્યાખ્યાન થયાં. રથોત્સવ હોવાથી વ્યાખ્યાનોમાં પણ ઠીક લોકો આવતા હતા.

મેરઠથી આપ બીનોલી પધાર્યા. અહીંના પ્રતિષ્ઠિત ગૃહસ્થ લાલા મુસદ્દીલાલજીએ પોતાની દુકાનો મંદિરજીને માટે આપી. મંદિરજીનું કામ શરૂ થઈ ગયું. પ્રતિષ્ઠાની તૈયારી પણ કરી હતી, પણ કોઈ કારણવશ પ્રતિષ્ઠા થઈ શકી નહોતી. લાલા મુસદ્દીલાલજીના સુપુત્રો લાલા શ્રીચંદ્રજી તથા બાબુ કીર્તિપ્રસાદજી બી. એએલ. એલ. બી આદિની ઉત્કટ અભિલાષા હતી કે હવે મહારાજશ્રીના મંગલ હસ્તે પ્રતિષ્ઠા થઈ જાય.

સં. ૧૯૬૪ ના વૈશાખ સુદી ૬ ના બીનોલીમાં

અંબાલાથી લાલા ગંગારામજી શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિમા લઈ આવ્યા હતા. ઉત્સવપૂર્વક પ્રતિમાજીનો નગર પ્રવેશ કરાવ્યો. આસપાસના ગામોના દિગંબર ભાઈઓએ ઉત્સાહ પૂર્વક ભાગ લીધો.

આજ દિવસે ગુજરાંવાલામાં આચાર્ય મહારાજશ્રી વિજય કમળસૂરીશ્વરજી તથા ઉપાધ્યાય શ્રી વીરવિજયજી આદિ મુનિરાજોની ઉપસ્થિતિમાં સ્વર્ગીય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજીના સમાધિ મંદિરમાં ચરણ પાદુકા સ્થાપિત કરવાનો ઉત્સવ થયો હતો. આપે બીનૌલીના ઉત્સવને ગુજરાંવાલાનો ઉત્સવ માની લીધો અને ભક્તિના ઉપલક્ષમાં આપે એક મનોહર સ્તવન બનાવી ગુજરાંવાલા મોકલ્યું.

બીનૌલીથી આપે ખીંવાઈની તરફ વિહાર કર્યો



## દુષ્કર પરિસહ

[ ૨૯ ]

"ગુરુદેવ ! આજે આપના મુખારબિંદ પર અશાંતિ અને મૂંઝવણ કેમ દેખાય છે ! કોઇ પ્રસંગ એવો બન્યો છે કે સેવકથી કોઈ અવિનય થયો છે ! શું કોઈ પત્રે ચિંતા ઉપજાવી છે કે શરીર પાછું અસ્વસ્થ થયું છે ? ગુરુદેવ, જે હોય તે મને જણાવો. હું આપનું મનદુઃખ નથી જોઈ શકતો." ગોચરી લઇને આવેલ મુનિજીએ ચિંતાતુર બેઠેલા ગુરુદેવને પૂછયું

"સોહન ! તારી વાત સાચી છે. બીજું તો કંઈ જ નથી, પણ ગુજરાનવાલાથી આજે એક પત્ર છે તેમજ તાર પણ છે. તેથી જ ભારે મૂંઝવણ ઊભી થઈ છે." ગુરૂવર્યે ખુલાસો કર્યો.

"શું સમાધિમંદિર બાબત કાંઈ છે કે જૈન બિરાદરીમાં આપસ આપસની લડાઈ સળગી છે?" શ્રી સોહનવિજયજીએ અટકળ કરી.

"વાત એમ છે કે સનાતની લોકોએ જૈનધર્મ પર અસત્ય આક્ષેપો શરૂ કર્યા છે; એટલુંજ નહિ પણ જગત્પૂજય સર્વશાસ્ત્રનિષ્ણાત પંજાબ દેશોદ્ધારક ગુરુદેવના 'અજ્ઞાનતિમિર ભાસ્કર' અને 'શ્રી જૈન તત્ત્વાદર્શ' બન્નેને અસત્ય ઠરાવવા અને જૈન ધર્મની અવહેલના થાય એમ કરવા પ્રયાસ શરૂ કર્યો છે. આમાં સ્થાનકવાસીઓનો સનાતનીઓને સાથ પણ છે." ગુરુદેવે સ્પષ્ટતા કરી.

"પણ ત્યાં તો આચાર્ય મહારાજશ્રી વિજયકમળસૂરિજી છે અને ઉપાધ્યાયજી મહારાજશ્રી વીરવિજયજી મહારાજ પણ છે. તેઓ તે માટે પ્રયત્નશીલ હશે જ."

"તેઓ તો પૂરો પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેઓશ્રીની અને શ્રી સંઘની પણ ઇચ્છા છે કે આપણે ત્યાં હાજર હોઈએ તો સારો પ્રભાવ પડે અને જડબાતોડ જવાબ આપી શકાય." ગુરુદેવે સંઘની ઇચ્છાનું રહસ્ય સમજાવ્યું.

"તાર મોડો કેમ આવ્યો હશે?"

"બીનોલી તાર કરેલો ને, તે અહીં આવતાં વખત લાગ્યો. આજે પત્ર પણ આવી ગયો. આ રહ્યો તે પત્ર"

તા. ૩૦-૫-૧૯૦૮

[1] શ્રી આત્માનંદ જૈનશ્વેતાંબર કમિટી,

ગુજરાંવાલા (પંજાબ)

"શ્રી શ્રી શ્રી મુનિ મહારાજ વલ્લભવિજયજી આદિ મુનિ મહારાજ જોગ, શ્રીસંઘ ગુજરાંવાલાની ૧૦૮ વાર વંદણા અવધારશોજી. પ્રાર્થના છે કે, આ વખતે સ્થાનકવાસીઓએ બીજી કોમો જેવી કે ખત્રી, બ્રાહ્મણ, આર્યસમાજ વગેરેને બહુ જ ભડકાવ્યા છે. જેથી તા. ૨૯ મી મેની સાંજે ૭ વાગે અમૃતસરના માસ્ટર આત્મારામે એક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં જૈન ધર્મની ભારે નિંદા થઈ રહી છે. આથી ગુજરાંવાલા સંઘને ભારે દુઃખ થયું છે. શ્રીસંઘ ગુજરાંવાલાની આપના ચરણોમાં પ્રાર્થના છે કે આ વિનંતીપત્ર આપની સેવામાં પહોંચે તેજ વખતે ગુજરાંવાલાની તરફ વિહાર કરશો જેથી શાસનની હેલના ન થાય. આ વખતે જલદી હજાર કામ છોડીને પણ શાસન ઉન્નતિ તરફ ખ્યાલ કરવો જોઈએ. આ કારણથી આપને તકલીફ આપી છે. બાકીની બીના લાલા જગન્નાથજી રૂબરૂ કહેશે. ખાસ વાત તો એ છે કે જે વખતે આ પત્ર પહોંચે તેજ વખતે આપ રવાના થજો. અમારી થોડી પ્રાર્થના ઘણી કરીને માનજો. વિહાર કરીને ગુજરાંવાલા તારથી જવાબ આપશો જેથી શ્રીસંઘને આનંદ થાય. (ચાર આગેવાનોની સહી)

---

૧ મૂળ પત્ર ઉર્દુમાં હતો તેનું ભાષાંતર આપવામાં આવ્યું છે.

તાર પણ એવો જ છે.

Gujaranwala 30 8–35 (A. M.)
Mushddilal Pirelal Jaini
Village Binoli (Baraut)
Send Muni Vallabhvijayji, with your men to Gujaranwala Jagannath coming.

Jain Community.

" ગુરુદેવ! પત્ર તો વાંચ્યો. આપે શો નિર્ણય કર્યો છે."

" શું કરવું તેજ સૂઝતું નથી. જવું તો જોઈએ. આ પ્રસંગે પહોંચાય તોજ શાસનની શોભા રહે."

" પણ ગુરુદેવ ક્યાં ગુજરાંવાલા અને ક્યાં ખીંવાઈ? ૪૫૦ માઈલ જેટલે દૂરથી કેમ પહોંચાશે ? વળી તેમાં આ જેઠની આગ વરસતી ગરમી ! પ્રભો ! કોઈ વિદ્વાનને મોકલીએ અથવા આપણે અહીંથી પૂરતાં પ્રમાણો લખી મોકલીએ." મુનિજીએ પોતાનો વિચાર પ્રગટ કર્યો.

" ભાઈ ! આ કાંઈ બચ્ચાના ખેલ નથી. વિદ્વાન મોકલવાથી કે પ્રમાણો લખી મોકલવાથી કાંઈ ન વળે. જ્યાં આખા શહેરમાં જોરશોરથી વિરોધાત્મક પ્રચારકાર્ય ચાલતું હોય ત્યાં તો ભારેમાં ભારે આંદોલન સિવાય હારીજ જઈએ. એટલુંજ નહિ પણ ગુરુદેવની પ્રતિષ્ઠા, પ્રતિભા અને શાસનસેવાને પણ લાંછન લાગે. મને તો લાગે છે, ગમે તે ભોગે આપણે પહોંચી જઇએ. હા, પણ મને લાગે છે કે તું આટલી મજલ નહિ કાપી શકે. હમણાં તારું શરીર પણ

ક્યાં સારું છે? તેથી મને ચિંતા થયા કરે છે." ગુરુદેવે વસ્તુસ્થિતિ સમજાવી અને ચિંતા વ્યક્ત કરી.

" ગુરુદેવ ! એ ચિંતા ન કરો. મારા શરીરને કાંઈ થવાનું નથી. આપ પણ હમણાં જ માંદગીમાંથી ઊઠયા છો. ગુરુપ્રતાપે કાંઈ જ થવાનું નથી અને કાંઇ થયું તો મને આપની ભક્તિ કર્યાનો આત્મસંતોષ રહેશે." મુનિજીએ તૈયારી બતાવી.

" સોહન ! તો તૈયારી કરો. આવતી કાલે સવારે જ મંગલમુહૂર્તે વિહાર કરવો છે. ૨૦ માઈલ સવારે અને ૧૦ માઈલ સાંજે. આજે ગુજરાનવાલા તાર કરવાનું કહી દઉં છું જેથી ત્યાં બધાંને શાંતિ રહે." ગુરુદેવે તૈયારી માટે આદેશ આપ્યો.

" ધર્મલાભ ! ઓહો લાલા જગન્નાથજી ! તમે પણ આવી પહોંચ્યા." વંદન કરતા પ્રચંડ પંજાબી આગેવાનને મહારાજશ્રીએ ધર્મલાભ આપ્યા.

" ગુરુદેવ ! હું તો બીનૌલી આવ્યો હતો. ત્યાંજ જાણ્યું કે આપ ખીંવાઇ પધાર્યા છો. તાર પણ અમે તો ત્યાંજ કરેલા. પત્રો પણ તેજ શીરનામે લખ્યા હતા." લાલાજીએ વાતની શરૂઆત કરી.

" કહો લાલાજી ! શું પરિસ્થિતિ છે?"

" સાહેબ ! ગુજરાનવાલાની પરિસ્થિતિ તો ભારે વિષમ થઈ ગઈ છે. સ્થાનકવાસીઓને તો પહોંચાય પણ તેઓની ઉશ્કેરણીથી સનાતની વગેરેમાં મોટો ખળભળાટ થયો

છે. ગુરુદેવના પુસ્તકોના આગળના થોડા શબ્દો લઈ તેના અનર્થો કરવા લાગ્યા છે."

"પણ આચાર્યશ્રી તથા ઉપાધ્યાયજી તો ત્યાં છેને?"

"ગુરુદેવ! તેઓ તો છેજ પણ અમારા પ્યારા વલ્લભ વિના કાંઈ બેડો પાર થઈ શકે છે? સામાના ને નાભાનો શાસ્ત્રાર્થ તો અમારી આંખ સામે છે. શ્રીસંઘ તો આપની માળા જપી રહ્યો છે. આ પત્ર પણ મને આપ્યો છે." લાલા જગન્નાથજીએ ખુલાસો કર્યો.

"આચાર્યશ્રીનો એક તાર અને પત્ર તો મળ્યાં હતાં. આ બીજો પત્ર પણ તેમણે આપ્યો છે?"

"જી હા! કદાચ તે પત્ર વિહારમાં મળે ન મળે તેથી મને લખી આપ્યો છે."

"અત્રશ્રી ગુજરાંવાલાથી[1] શ્રી આચાર્ય મહારાજ શ્રી વિજયકમલસૂરિજી તથા વીરવિજય આદિ સાધુના તરફથી તત્રશ્રી બિનોલી મધ્યે મુનિશ્રી વલ્લભવિજયજી આદિ જોગ, સુખશાતા અનુવંદના વાંચનાજી. લખવાનું કે પત્ર મળ્યો હશે. વિશેષ લખવાનું કે આ પત્ર વાંચતાં જ ગુજરાંવાલા તરફ વિહાર કરી દેશો. કારણ લાલા જગન્નાથજીથી જાણી લેશો. તો પણ ઈસારા માત્ર જણાવવામાં આવે છે કે આ વખતે સ્થાનકવાસીઓએ આખા શહેરને પોતાના પક્ષમાં કરી લીધું છે, તેમજ 'જૈન તત્ત્વાદર્શ' તથા 'અજ્ઞાન તિમિર ભાસ્કર' આ બન્ને ગ્રંથો ખોટા ઠરાવવાની ભારે કોશીશ

૧ હિંદી ઉપરથી ભાષાંતર.

કરી રહ્યા છે. ગુરુદેવે જે જે લખ્યું છે તે સત્ય તથા પ્રમાણુ સહિત છે છતાં તેઓનો પક્ષ સબળ હોવાથી બ્રાહ્મણો ધમાલ કરીને શોર મચાવી દેશે તેમ લાગે છે. માટે આ વખતે તમારું જરૂર કામ છે. તમારી સ્ફૂર્તિ સારી છે. વિશ્વાસ છે કે તમારા આવવાથી આપણી ફતેહ થશે. તો લાંબો વિચાર છોડી અત્રેથી આવેલા શ્રાવકો સાથે જરૂર વિહાર કરશોજી. જો કે ગરમી છે, દૂરનો મામલો છે પણ આ વખત જ એવો છે કે પ્રાણુ તો અર્પણુ થઈ જાય પરન્તુ ગુરુના વાકયને ધક્કો ન લાગે. એથી તમને આગ્રહપૂર્વક દબાવીને લખવું પડે છે. બસ એટલા માત્રથી સમજી લેશો. તમે ગુણવાનને વિશેષ શું લખવું? એજ વૈશાખ (જેઠ પંજાબી) વદી ૧૪ વીરવિજય.

તા. કઃ આજ આ વખતે સાંજના છ વાગે અમૃતસરથી બોલાવેલ પંડિત આપણા ગ્રંથોને રદ્દ કરવાનું ભાષણુ આપી રહેલ છે. શું પરિણામ આવશે તેની ખબર નથી. ઢૂંઢીઆઓનો પક્ષ કરી તમામ શહેર ઉશ્કેરાઈ ગયું છે. વિશેષ લખવા સમર્થ નથી. આ પત્ર વાંચી તુરત વિહાર કરો. અત્રેના માણુસો રોકાયેલા છે. માટે હાલ બીનૌલીથી ચાર આદમી લઈને આવો.

પત્ર વાંચતાં વાંચતાં ગુરુદેવની આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં. ઊડીને પહોંચી શકાતું હોય તો પહોંચી જવા અને ગુરુદેવના પવિત્ર ગ્રંથરત્નોને પ્રમાણિત તથા શાસ્ત્રસિદ્ધ સાબીત કરવા મન ઉત્તેજિત થઇ આવ્યું.

“ સાહેબ ! બીનૌલીથી અહીં આવતાં એજ વિચાર કરી

રહ્યો છું કે આટલે દૂરથી આ બળબળતા તાપમાં કેમ વિહાર થશે! અને આપ નહિ આવી શકો તો શું થશે?" લાલાજીએ પોતાના મનની વિમાસણ વ્યકત કરી.

"લાલાજી! મેં કાલેજ નિર્ણય કરી લીધો છે. હું–અમે તૈયાર છીએ. કાલે જ વિહાર થશે. તમે સુખેથી સીધાવો. મેં તાર કરાવી દીધો છે. ગુરુદેવના નામ માટે આ કાયા ખપી જાય તો પણ શું! અને જુઓ તો ખરા ૧૫ દિવસ તો થવાના પણ નથી ને ગુજરાનવાલાની બજારમાં શાસ્ત્રાર્થ-ની પ્રચંડ વિજયઘોષણાઓ ગુરુદેવના પ્રતાપે કરીશું." ગુરુદેવે ભવિષ્ય ભાખ્યું.

લાલા જગન્નાથજી અને ખીંવાઈના શ્રાવકો તો આ પ્રભાવિક પુરુષની વીરગર્જના અને દૃઢ મનોબળ જોઈ દિંગ થઈ ગયા. હર્ષાશ્રુથી બધાએ આ પવિત્ર મહારથીને વંદન કર્યાં.

આ પરિસ્થિતિ ઊભી થવાનાં કારણો આ સ્થળે વિચારી લેવાં જરૂરી છે.

આપણે જોઈ ગયા કે આપણા ચરિત્રનાયકની સાથે શાસ્ત્રાર્થ કરી સ્થાનકવાસી સામાના તથા નાભામાં બૂરી રીતે હાર્યા હતા. લુધિયાનામાં તેઓને નીચું જોવું પડે તેમ થયેલું અને અમૃતસરમાં તો તેઓની ઠીકઠીક ફજેતી થઈ. આ ઉપરથી તેઓ શ્વેતાંબરોથી નારાજ તો હતા જ. તેનો બદલો લેવાની તક શોધી રહ્યા હતા; પણ આપણા ચરિત્રનાયકની હાજરીમાં તો કાંઈ થઈ શકયું નહિ.

આ ઉપરાંત ૧૯૬૪ ના વૈશાખ સુદી ૧૦ તા. ૭–૫–

૧૯૦૮ના દિવસે ગુજરાંવાલામાં ધામધૂમપૂર્વક સ્વર્ગીય આચાર્ય મહારાજ શ્રી વિજયાનંદસૂરિજીની વેદી–પ્રતિષ્ઠા આચાર્ય મહારાજશ્રી વિજયકમલ સૂરીશ્વરજીના હાથથી થઇ. ઘેરેઘેર આનંદ ઉત્સવ થઈ રહ્યો. ગામેગામના સંઘોના આગેવાન મળ્યા. ભજન મંડળીઓએ ધૂમ મચાવી અને જાહેર વ્યાખ્યાનો પણ થયાં. આખા શહેરમાં શ્વેતાંબરોની બોલબોલા થવા લાગી.

સ્થાનકવાસી સમાજના કેટલાક ભાઈઓ આ સહન ન કરી શક્યા. પંજાબના રક્ષક અને વીર ગર્જનાના પ્રણેતા દૂર દૂર જઈ રહ્યા હતા. ત્યાંથી પાછા આવવાની તો સંભાવના હતી જ નહિ. જ્યારે એ પંજાબમાં વિચરતા હતા ત્યારે—તેમની સામે તો એક અક્ષર પણ કોઇ બોલી શકતું નહિ. તેમની પ્રતિભા—વચનસિદ્ધિ અને સભા-રંજન શક્તિ અદ્‌ભુત હતી, પણ તે તો ગયા અને તક મળી ગઇ. બદલો લેવા અવનવી ચાલબાજી શરૂ થઈ ગઈ. પોતે તો મેદાનમાં આવવા હિમ્મત કરી શક્યા નહિ, પણ હિન્દુ લોકોને ઉશ્કેરવાની યુક્તિ શોધી કાઢી. આચાર્ય પ્રવરના બન્ને ગ્રંથોના થોડા ભાગ ઉર્દૂમાં છપાવીને છૂટથી વહેંચ્યા. તેમાં હિન્દુધર્મ શાસ્ત્રોમાં હિંસાનો ઉલ્લેખ હતો.

ગુજરાંવાલામાં શાસ્ત્રાર્થ અને નોટીસબાજીની ધૂમ મચી. ગુજરાંવાલામાં આચાર્યશ્રી તથા ઉપાધ્યાયજી તો હતા. પં. લલિતવિજયજી ગણી, જલંધરનિવાસી યતિવર્ય શ્રી કેશરઋષિજી, અને પં. વૃંજલાલજી શર્મા ભારે પ્રયત્ન કરી રહ્યા હતા. પણ સર્વ સાધારણ જનતાને શાંત કરવા એક

પ્રતાપી મહારથીની જરૂર હતી. બધાના મનમાં એક જ વિચાર આવ્યો અને આપણા ચરિત્રનાયકને આ પ્રસંગે જે રીતે બની શકે તે રીતે ઉતાવળ કરીને ગુજરાંવાળા પહોંચી જવા તાર—પત્ર આદિથી સૂચના આપવામાં આવી.

ક્યાં ગૂજરાત તરફ વિહાર અને સિદ્ધાચળની યાત્રાની ભાવના ! ક્યાં દિલ્હીનું નક્કી થયેલું ચાતુર્માસ ? ગૂજરાત જવાના કોડ તો અધૂરા રહ્યા પણ દિલ્હીનો સંઘ રાહ જોતો રહ્યો. નહિ ધારેલું, નહિ કલ્પેલું એવું ધર્મસંકટ આવી પડ્યું અને કુદરતના નિર્માણને ન્યાય આપવા ફરજ પડી.

સાચે જ ઉગ્રવિહાર હતો. જેઠનો મહિનો, પંજાબની અગ્નિ વરસાવતી ગરમી, પશુપક્ષી વ્યાકુળ થઈને ઝાડના છાંયામાં ભરાઈ રહ્યાં છે. ઘરથી બહાર નીકળવું વસમું પડી જાય છે. શ્રીમંતોને ત્યાં ખસની ટટ્ટીઓ અને પંખા હલાવતા નોકરો જ ગરમીને દૂર કરવા તૈયાર છે. ઉઘાડા પગે તો નીકળતાં જ ફરફોલા પડે છે. સૂર્ય ધોમ ધોમ ધખી રહ્યા છે, જાણે આકાશમાંથી અંગારા ઝરતા હોય ! આવા સમયમાં આપણા ચરિત્રનાયક ગુરુવચનને સત્ય પ્રમાણિક સાબીત કરવા, ધર્મની પ્રભાવના કરવા, શાસ્ત્રાર્થમાં વિજયપતાકા લહેરાવવા, પંજાબમાં ગુરુદેવના નામનો અમર ઝંડો ફરકાવવા, ગુરુદેવના પ્યારા બગીચાને લીલો-છમ રાખવા, આચાર્યશ્રી તથા ઉપાધ્યાયજી મહારાજની આજ્ઞાનું પાલન કરવા, ચતુર્વિધસંઘનું સન્માન રાખવાને ખીંવાઈથી ચાલી નીકળ્યા. સાથે હતા પ્રિય શિષ્ય શ્રી સોહનવિજયજી. ગુરુ-શિષ્ય ચાલ્યા જાય છે. તડકાની પરવા

નથી. એકજ ધૂન, એક જ ધ્યાન, એક જ વાત, એક જ લક્ષ્ય, એક જ મંત્ર, એક જ જાપ—ગુરુદેવના ચરણો—ગુરુદેવની ભૂમિ, ગુરુદેવનો સંદેશ અમર અમર કરૂં—"શિર જાવે તો જાવે મેરા જૈન ધર્મ ના જાવે"

સવાર અને સાંજ ચાલવાનું ને ચાલવાનું—ગામ આવે કે ન આવે, રસ્તો જડે કે ન જડે, ગોચરી મળે કે ન મળે, પાણી મળે કે ન મળે, પગ દુઃખે કે થાકે, તાપ લાગે કે લૂ લાગે, આરામ મળે કે ન મળે કાર્યસાધનાની સામે કશી પરવા નહોતી.

સાધુ જીવનની આ તો કપરી કસોટી હતી. ન ગાડી, ન વાહન, ન બૂટ, ન ચંપલ, અરે કંતાનના મોજાં પણ નહિ. ન છત્રી, ન ઠંડા પાણીનો રુમાલ, કાંઈ જ નહિ. પગ બળે તો બળવા દયો, કેવી કસોટી ! પાણીના પરબો તો ઘણાં પણ પાણીનો છાંટો પણ ન લેવાય, નિર્મળ ઝરણાં, નદીનાં ખળખળ પહેતાં પાણી, સરોવરના છલકતાં જળ અને કોસના કે વાવનાં પાણીને અડાય નહિ, તો સૂકાઈ જતાં ગળાંને ભીંજવી તો શકાય જ ક્યાંથી ! તરસ લાગે ત્યારે એક ઝાડની નીચે બેસી શહેરમાંથી ઉપાડીને લાવેલા ગરમ પાણીથી ગળું ભીનું કરી લેવાય. આ સિવાય બીજો ઉપાય જ નહિ. સાધુજીવનના કેવા દુષ્કર આચાર, કેવું તપ, કેવો સંયમ, કેવી સહનશીલતા અને કેવા કેવા દુષ્કર પરિસહ !

"ગુરુદેવ! પગમાં છાલાં પડયાં છે, ફરફોલા ઊઠયા છે, લોહી ટપકવા લાગ્યું છે, આ સોહનવિજયજી મહારાજ

તો પંજાબ પહોંચી શી રીતે શકશે ! થોડા દિવસ આરામ કરો, બે પાંચ દિવસમાં કાંઇ મોડું નથી થતું. કૃપા કરો ગુરુદેવ!” રસ્તાના ગામોના લોકો વારંવાર પ્રાર્થના કરતા.

“ ભાઈ! શરીરનો ધર્મ શરીરને પાળવાનો, આત્માનો ધર્મ આત્માને પાળવાનો, મારો ધર્મ મારે પાળવાનો, હું શી રીતે આરામ કરું ? પાંખો નથી નહિ તો ઉડીને પહોંચવાની તમન્ના છે. જ્યારે ગુરુદેવનો બગીચો ઉજડી રહ્યો છે, ત્યારે મારે વળી આરામ શા ને સ્થિરતા શી? કરેંગે કે મરેંગે! એક જ ધ્યેય છે. અને આમ કરતાં આ દેહનું બલિદાન આપવું પડશે તો તો મારું જીવન જ ધન્ય બની જશે. ગુરુદેવના નામને માટે આ દેહની શી પરવા છે! મને આરામ એજ દિવસે મળશે જ્યારે હું ગુજરાંવાલાની બજારમાં પહોંચી ગુરુદેવનું વચન સિદ્ધ કરી ધર્મધ્વજની પતાકા લહેરાતી દેખીશ.

લોકો તો આ વચનો સાંભળી ભક્તિભાવથી નમી પડતાં—આ મહાત્માનો ચરણસ્પર્શ કરી સાશ્રુનયને વિભૂતિને જોઈ રહેતા અને મૌન થઈ જતા.

અમૃતસર તો પહોંચી ગયા. ૩૭૫ માઇલનું અંતર ઝપાટામાં કાપી કાઢયું. ગુજરાંવાલા તો સામું જ દેખાતું હતું. હવે તો પહોંચ્યા જ.

“ કૃપાળુ ! હવે તો આપ નજદિક છો. સોહનવિજયજીની આંખો આવી છે. તેમને દેખાતું નથી. આપના પગ પણ હવે થોડી સારવાર માગે છે. અમારી વિનંતિ સાંભળો ને વધારે નહિ ત્રણેક દિવસ સ્થિરતા કરો.” લાલા

હરિચંદજી દુગ્ગડે પ્રાર્થના કરી.

"લાલાજી! તમારી વાત તો સાચી છે પણ પહેલો ધર્મ પછી શરીર. ધર્મની અવહેલના સામે શરીરનું કષ્ટ તુચ્છ છે. હું ગુજરાંવાલા પહોંચીને જ દમ લઈશ."

"પણ સાહેબ! પંચ નક્કી થઈ ગયેલ છે. ફેંસલો થઈ જશે તેમ સમાચાર આવ્યા છે."

"તો તો સારી વાત છે. પણ તે વિષે ચોક્કસ ખબર ન આવે ત્યાં સુધી મારાથી તો નહિ જ રહેવાય."

પણ કુદરત પાસે તો કોનું ચાલ્યું છે! શ્રી સોહન-વિજયજી મહારાજશ્રીને આંખોનું દર્દ વિશેષ થવા લાગ્યું, અને રોકાઈ જવાની ફરજ પડી. ફરજીયાત આરામ મળ્યો.

અમૃતસરથી વિહાર કરી આપ લાહોર પધાર્યા. લાહોરથી તેજ દિવસે સાંજે રવાના થઈ રાવીના કિનારે આવેલી સીખોની ધર્મશાળામાં પહોંચ્યા. અહીં ગુજરાંવાલાના કેટલાક ભાઈઓ આવ્યા અને તેમણે સમાચાર આપ્યા કે મધ્યસ્થ લોકોએ ફેંસલો આપ્યો છે અને તેઓએ આત્મારામજી મહારાજના બનાવેલા ગ્રંથ સત્ય સાબીત કર્યા છે.

આપ અષાડ સુદી ૧૧ (સં. ૧૯૬૮) નાં દિવસે ગુજરાંવાલા પહોંચ્યા.

"ગુરુદેવ! આપનું સ્વાગત કરવા આખું શહેર તૈયાર છે. લોકોનો આનંદ ઉભરાઈ રહ્યો છે." લાલા માણેકચંદજીએ પ્રાર્થના કરી.

"લાલાજી! તમારો બધાનો ભાવ ક્યાં અજાણ્યો છે!

પણ શ્રી આચાર્યમહારાજ, શ્રી ઉપાધ્યાયજી મહારાજ અને શ્રી ચારિત્રવિજયજી મહારાજ જેવા વૃદ્ધ, પૂજ્ય રત્નાધિક બીરાજમાન હોય ત્યાં એ વડીલોની સામે મારું સ્વાગત અનુચિત ગણાય. હું તો સમાધિમંદિરનાં દર્શન કરીને સીધો શહેરમાં પ્રવેશ કરીશ."

"દયાળુ! આપની વાત તો માન્ય છે, પણ અમે આચાર્યશ્રીને મળ્યા છીએ, ઉપાધ્યાયજીની સલાહ લીધી છે." લાલાજીએ હકીકત રજુ કરી.

"એટલે! શું તેઓશ્રીએ તે માટે આજ્ઞા આપી છે?"

"જી હા! તેમણે જ કહેવરાવ્યું છે કે તમે વિનયવાન છો. તમારો ધર્મ એ જ છે, પણ આ પ્રસંગ વિરલ ગણાય. તમે ગુરુદેવના નામ પર પ્રાણ પણ અર્પણ કર્યા જેટલું દુષ્કર તપ કરીને આવો છો. લોકોના ઉત્સાહને રોકી શકાય તેમ નથી. ધર્મની પ્રભાવનાને માટે અને ગુરુદેવની યશદુંદુભિ ચારે દિશામાં ગાજી ઊઠે તે દ્રષ્ટિએ અમે તમને આજ્ઞા આપીએ છીએ કે તમે શ્રીસંઘની વિનંતિને માન આપો."

"વૃદ્ધ મહાત્માઓની આજ્ઞા તો શિરસાવંદ્ય છે. પછી તો મારાથી શું બોલી શકાય!"

આજે ગુજરાંવાલાનાં નરનારીનો હર્ષ અનુપમ હતો. શહેરમાં ભારે ઠાઠમાઠથી જલૂસ નીકળ્યું. ત્રણ વૃદ્ધ મહાત્મા સિવાય બધા સાધુઓ સાથે હતા. જૈનેતરભાઈઓ અને અધિકારી વર્ગ પણ હતા.

સમાધિમંદિરના દર્શન કરી—શહેરમાં ફરી શ્રી દહેસરજીના દર્શન કરી ત્રણે વૃદ્ધ મહાત્માઓના ચરણોમાં વંદણા કરી. બધાંની આંખો હર્ષાશ્રુથી છલછલ થઇ ગઇ. મેદનીએ જયનાદથી ઉપાશ્રય ગજાવી મૂકયો.

આચાર્ય મહારાજ આદિએ ભાવપૂર્વક પીઠપર હાથ ફેરવી આનંદ વ્યક્ત કરતાં જણાવ્યું: "તમે જ સાચા ગુરુભક્ત છો. તમે જ સ્વર્ગવાસી ગુરુદેવનું વચન 'પંજાબની રક્ષા વલ્લભ કરશે' તે સત્ય કરી બતાવ્યું છે. ઘણા સમયથી શ્રાવકોને તમારી મીઠી મધુરી વાણીનું પાન કરવાનું સૌભાગ્ય નથી મળ્યું તે આજે તેમને તૃપ્ત કરો."

આચાર્યશ્રીની આજ્ઞાથી આપે મંગળાચરણ અને ટૂંકું વ્યાખ્યાન આપ્યું. ભજનમંડળીએ ગુરુદેવના દુષ્કર પરિસહને અંજલિ આપી.



## ક્રાન્તિકારી કે શાંતિકારી

[ ૩૦ ]

"તમારે ઘેર બંગાળી મહેમાન કોણ આવેલ છે? તેનાં નામ લખાવો." પોલીસે લક્ષ્મીચંદ્રજી ઢઢ્ઢાને બોલાવીને પૂછ્યું.

"મારે ઘેર તો કોઈ મહેમાન જ નથી આવ્યા પછી બંગાળીની તો વાત જ શી કરવી!" લક્ષ્મીચંદ્રજીએ જવાબ આપ્યો.

"શું વાત કરો છો? અમે જોયા છે ને. સ્ટેશનથી તમે તેમની સાથે આવ્યા છો. અમારા સાહેબે તમને તેમની સાથે જોયા છે, અરે તમે સાહેબને સલામ પણ કરી હતી."

"ઓહ! સાહેબને ભ્રમ થયો. સમજ્યો, એ તો અમારા જૈન ધર્મના સાધુ મહારાજ છે. તે માથે કશું પહેરતા નથી. પગમાં પણ કશું પહેરતા નથી, માત્ર એક કપડું ઓઢે છે. એટલે સાહેબને વહેમ પડયો હશે. તે તો અમારા ગુરુદેવ છે."

"આપ જઈ શકો છો. હું તમારી વાત સમજ્યો છું." ખરી વાત જાણીને તે ખિલખિલાટ હસી પડયો.

"સાહેબ! તે તો જૈન ધર્મના ગુરુ છે. કોઈ બંગાળી નથી. મેં ઠીક તપાસ કરી છે." પોલીસે કોન્સ્ટેબલને ખબર આપી.

"તો પણ તમે સાવધાન રહેજો. તેઓ કેમ આવ્યા છે, શું કરે છે, લોકોને શું ઉપદેશ આપે છે, ક્યાં રહે છે, વગેરે હિલચાલની બારીક તપાસ રાખશો." સાહેબે શંકાની દૃષ્ટિએ પોલીસને ખાનગી તપાસ રાખવા સૂચના કરી.

"મુનસફ સાહેબ! આજ મેં જાતે બેત્રણ બંગાળી જેવા માણસો જોયા છે. તે બાબુ લક્ષ્મીચંદ્રજી સાથે હતા." કોન્સ્ટેબલે પોતાના મિત્ર મુનસફ સાહેબને વાત કરી.

"લક્ષ્મીચંદજી તો એવા માણસ નથી. વળી તેને ત્યાં બંગાળીઓ આવે તે સમજી શકાય તેવું નથી." મુનસફે પોતાની માન્યતા કહી.

"મેં પણ તપાસ કરાવી હતી, અને તેઓ જૈન સાધુઓ છે તેમ જણાવ્યું છે." કોન્સ્ટેબલે ખુલાસો કર્યો.

"તમે ઠીક વાત કરી. હું જાતેજ તેની તપાસ કરીશ. મને ધર્મનો શોખ છે. હું તેના વ્યાખ્યાનમાં જ જઈશ. જો તે ખરા સાધુ હશે તો મને ધર્મની પ્રાપ્તિ થશે અને જો કોઈ ષડયંત્રી હશે તો ભવિષ્યમાં મારા કેસમાં વધારે સરળતા થઇ પડશે."

× × ×

આપણા ચરિત્રનાયકનું ૧૯૬૪ નું ૨૨ મું ચોમાસું ગુજરાનવાલામાં થયું. અહીં તેમણે બે પુસ્તકો તૈયાર કર્યાં. એક 'વિશેષનિર્ણય' બીજું 'ભીમજ્ઞાનત્રિંશિકા' બન્નેમાં વેદાદિશાસ્ત્રોમાં ગોમેધ, નરમેધ, અશ્વમેધનું વિધાન પોતાના શબ્દોમાં નહિ પણ પ્રાચીન શાસ્ત્રો—વેદો, ભાષ્યો, સૂત્રો સ્મૃતિઓ તથા તેના ઉપરની ટીકાઓમાંથી અનેક પ્રમાણો ઉધ્ધૃત કરીને આપ્યાં છે. વળી હિન્દુઓના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત ભીમસેનજી, પં. જ્વાલાપ્રસાદજી, લોકમાન્ય તિલક આદિની સમ્મતિઓ પણ આપી છે. આ પ્રમાણો લગભગ ૧૮૫ ગ્રંથો અને પત્ર-પત્રિકાઓમાંથી સંગ્રહ કરેલા છે. ગુજરાનવાલાથી વિહાર કરી અમૃતસર, જંડિયાલાગુરુ, લુધિયાના, અંબાલા, દિલ્હી થઈ સીધા જયપુર પધાર્યા.

જયપુરમાં બધા ગચ્છ વાળાઓએ મળીને આપનો સત્કાર કર્યો. આપ પણ એકતાવર્ધક, જૈન ધર્મના પવિત્ર સિદ્ધાંતો બહુજ વિશાળ દૃષ્ટિથી સમજાવી શ્રોતાના મન રંજિત કરતા હતા. જયપુરવાસી તો આ મધુર મધુર વાણી સાંભળી મુગ્ધ બની ગયા. પણ ત્યાં પહોંચતાં જ ઉપરનો એક પ્રસંગ બની ગયો.

સં. ૧૯૬૫ માં લોર્ડ કર્જને બંગાળના બે ભાગ પાડ્યા હતા, તેથી બંગાળમાં ભારે ક્રાન્તિ મચી હતી. ઘણા ક્રાન્તિકારી લોકો હિંદભરમાં ફેલાઇ ગયા હતા. સરકારી અધિકારીઓની હત્યા પણ થવા લાગી હતી. કોઈ કોઈ તો સાધુ સંન્યાસીના વેશમાં રહેતા હતા. ગામેગામ અને શહેરે-શહેર તે માટે ચાંપતી તપાસ રહેતી અને ગુપ્તચરો જ્યાં

ત્યાં ખાનગી તપાસ રાખતા.

આપણા ચરિત્રનાયક એક દિવસ બે શિષ્યો તથા બાબુ લક્ષ્મીચંદ્રજીની સાથે પુગલિયાની ધર્મશાળાના જૈન મંદિરમાંથી દર્શન કરીને શહેરમાં આવતા હતા, ત્યાં કોન્સ્ટેબલનું ધ્યાન ગયું અને તેમણે બંગાળી ધારીને તપાસ માટે પોલીસને દોડાવી. ખુદ મુનસફ સાહેબે તે વાતની ખરી બાતમી મેળવવા બીડું ઝડપ્યું.

આજે વ્યાખ્યાન સમયે એક નવીન વ્યક્તિને જોઈ નાનામોટા બધાને આશ્ચર્ય થયું. કોઈ દિવસ નહિ અને આજે એકાએક પહેલેથી સમાચાર પણ કહેવરાવ્યા વિના આ શું ? બધા ઘુસપુસ વાતો કરવા લાગ્યા અને કોઈ-કોઈને તો બીક પણ લાગી. બાબુ લક્ષ્મીચંદ્રજી અને બીજા આગેવાનો જે પહેલા દિવસની વાત જાણતા હતા તે તો સમજી ગયા કે પોલીસે હજી મહારાજશ્રીનો પીછો છોડયો નથી, એટલુંજ નહિ પણ વાત ઠેઠ મુનસફ સુધી પહોંચી છે અને તે માટે જ આજે મુનસફ સાહેબ આવ્યા છે. વ્યાખ્યાન તો ચાલુ હતું. ધારાવાહી પ્રવાહ ચાલતો હતો. ધર્મના સિદ્ધાંતો અને અહિંસાનું રહસ્ય દૃષ્ટાંતો પૂર્વક સમજાવવામાં આવ્યું હતું. વ્યાખ્યાન પૂરૂં થયું અને ધીરે-ધીરે બધા જવા લાગ્યા. મુનસફ સાહેબ બધાના આશ્ચર્ય વચ્ચે મહારાજશ્રીની પાસે આવ્યા. બીજા આગેવાનો પણ ત્યાં હાજર હતા.

“ મહારાજ ! મારી આયુષ્ય પચાસ વર્ષની થઇ છે. નાનપણથી જ મને ધર્મની વાતો સાંભળવાનો શોખ છે.

કોઈપણ ધર્મનું વ્યાખ્યાન-ધર્મકથા હોય તે હું સાંભળવા જાઉં છું. આજ તો બે દૃષ્ટિએ આવ્યો હતો. ધર્મકથા સાંભળવા અને મને બાતમી મળી હતી તેમ રાજદ્રોહની તપાસ કરવા: પણ સત્ય કહું છું કે આજના વ્યાખ્યાનમાં જેઆનંદ આવ્યો તે મારી આખી ઉંમરમાં મેં નથી અનુભવ્યો. શું વ્યાખ્યાન કાલે પણ થશે?" મુનસફ સાહેબે સ્પષ્ટતા કરી.

"માન્યવર! અમારે સાધુઓને તો બીજું કામજ શું છે? ગૃહસ્થોના અન્નજલથી નિર્વાહ કરીએ છીએ તો પછી અમારું સાધુઓનું કર્તવ્ય છે કે બદલામાં તેઓને ધર્મોપદેશ દેવો, તેઓને ધર્મકાર્યમાં જોડવા પ્રેરણા કરવી, તેમના ઉદ્ધારનો માર્ગ બતાવવો અને અને તે માર્ગ પર ચાલવા તેમને સહાયતા કરવી. જ્યાંસુધી અહીં રહીશું ત્યાંસુધી તો અમારૂં કર્તવ્ય કરતા રહીશું." આપણા ચરિત્રનાયકે સાધુધર્મ દર્શાવ્યો.

"મહારાજ! આપ ક્યાંસુધી અહીં રહેશો?"

"જ્યાંસુધી અહીંનું અન્નજળ છે."

"તમે અહીં કેમ આવ્યા છો?" એક દિવસ પોલીસને બેઠેલા જોઇને મુનસફ સાહેબે પ્રશ્ન કર્યો.

"હજુર! કોન્સ્ટેબલ સાહેબના હુકમથી." પોલીસે ખુલાસો કર્યો.

"હવે કાલથી અહીં ન આવશો. અહીં રાજદ્રોહ જેવું કંઈજ નથી. તમને શું લાગે છે?"

" જી આપ બિલકુલ ઠીક કહો છો. અમે તો તેમની વાણી સાંભળવાના લોભે આવીએ છીએ. સાંભળીને જીવને તૃપ્તિ થાય છે."

" તો સાંભળીને કાંઈ અમલ પણ કર્યા કરો. કૉન્સ્ટેબલ સાહેબને કહેશો કે આજે મને જરૂર મળે."

× × ×

" કેમ સાહેબ! મને કેમ યાદ કર્યો હતો?" કૉન્સ્ટેબલે મુનસફ સાહેબને સલામ કરીને પૂછ્યું.

" આવો, આવો! ઠીક કર્યું તમે આવી ગયા. પેલા જૈન સાધુ મહાત્માના વ્યાખ્યાનમાં હું હંમેશાં જાઉં છું." મુનસફે વાતની શરૂઆત કરી.

" મેં પણ પોલીસ તો મૂકયા જ છે!"

" પણ તેની કશી જરૂર નથી. તે તો ખરેખર મહાત્મા છે. તેનું વ્યાખ્યાન લોકોના ભલા માટે હોય છે."

" મેં પણ એવું જ સાંભળ્યું છે. તેઓ તો ગાડીઘોડામાં પણ નથી બેસતા, પૈસા પણ નથી રાખતા અને તેને ઘરબાર પણ નથી હોતાં: તે શું સાચી વાત હશે?"

" તમારી વાત બરાબર સાચી છે. તે તો પગે ચાલીને હજારો માઇલ ચાલે છે. ભિક્ષા અને તે પણ ગૃહસ્થોને ત્યાંથી થોડું થોડું વધ્યુંઘટયું લાવીને નિર્વાહ કરે છે. તેઓ બ્રહ્મચર્ય પાળે છે અને પૈસાટકાનું તો નામ નહિ. એક જગ્યાએ રહે પણ નહિ. ગામેગામ ફરે અને જયાં સ્થાન મળી જાય ત્યાં થોડાથોડા વખત રહે. વસ્ત્ર પણ માગીને

અને તે પણ ખપ પૂરતાં જ. સાદાઈ તેમનો જીવનમંત્ર. કોઈપણ જીવની હિંસા ન કરવી, કોઈને જરાપણ કષ્ટ ન પહોંચાડવું એ તેમનો આદર્શ."

"આપે થોડા સમયમાં તેમના જીવનનો ઠીક પરિચય કરી લીધો." કોન્સ્ટેબલે આશ્ચર્ય બતાવ્યું.

"મને ધર્મકથા સાંભળવાનો બહુ શોખ અને આ મહાત્માનો પરિચય તો તમારા કહેવાથી જ થઇ ગયો. જો તમે ન કહ્યું હોત તો કદાચ આ તક મને ન મળત. તેમના સુધાભર્યાં વચનો હજીપણ મારા હૃદયમાં ગુંજે છે. તેઓ ક્રાન્તિકારી નહિ પણ સાચા શાન્તિના ફિરસ્તા છે. હવે ત્યાં પોલીસ ન મોકલશો."

"હવે તો મેં ના જ કહી દીધી છે. રજા લઉં?" કોન્સ્ટેબલે રજા લીધી.

× × ×

અહીં જયપુરમાં ત્રણ ભાગ્યશાળી દીક્ષાના ઉમેદવાર હતા. પં. લલિતવિજયજી પણ પંજાબથી વિહાર કરી અહીં આવી પહોંચ્યા. હોશિયારપુરનિવાસી અચ્છર અને મચ્છર બન્ને ભાઇ ઓસવાળ નાહર ગોત્રના, સંયમ ગ્રહણ કરવાના ઇરાદાથી ઘણા વખતથી તેઓની પાસે ધાર્મિક અભ્યાસ કરતા હતા. દીક્ષાને માટે તૈયારી થવા લાગી. પ્રતિદિન જુદાજુદા મંદિરમાં વિધવિધ પૂજા પ્રભાવના થવા લાગ્યાં. પૂજાના સમયે લોકોની મેદની જામતી અને સાધુમંડળી પણ જ્યારે પોતાના મધુર કંઠાથી પૂજા ભણાવતી ત્યારે

તો આનંદથી બધા ઝૂમતા. પં. લલિતવિજયજી ( આજના શ્રી વિજયલલિતસૂરીશ્વરજી ) નું ગળું તો જાણે મોહનીમંત્ર. એટલું મધુર અને એટલું મોહક કે શ્રોતાજન મંત્રમુગ્ધ સર્પની માફક ડોલતા અને આનંદમાં તરબોળ થઈ જતા. ત્રણચાર કલાક તો જાણે ઘડીમાં નીકળી જતા અને તેનો ગુંજારવ તો દિનભર મગજમાં ઘૂમતો. પૂજા સમયે શ્વેતાંબર તો શું પણ અન્ય કોમના ઘણા સ્ત્રીપુરુષો આવતા અને ભારે ભીડ જમા રહેતી.

દીક્ષાનો દિવસ નજદીક આવ્યો. ઉમેદવારોના સંબંધીઓની સંમતિ મંગાવવામાં આવી. પંજાબ, મારવાડ, ગૂજરાતના લોકો પણ આવેલા હતા. જયપુરનો શ્રીસંઘ અતિથિઓની સેવાસુશ્રુષા આનંદપૂર્વક કરતા હતા.

" ગુરુદેવ? અજમેરનિવાસી શેઠ હીરાચંદજી સચેતી આપને વંદણા કરવા આવે છે." એક શિષ્યે ખબર આપી.

" કૃપાનિધાન ! અમે અજમેરનિવાસી ભાઈઓ આપની સેવામાં એક પ્રાર્થના કરવા આવ્યા છીએ." શેઠ હીરાચંદજીએ વંદના કરી વાતની શરૂઆત કરી.

" કહો શેઠજી! શું છે?"

" અમે અહીંના દીક્ષા મહોત્સવની વાત સાંભળી છે. અમારી પ્રાર્થના છે કે એ દીક્ષા મહોત્સવ અજમેરમાં થાય તો અમને શ્રીસંઘને ઘણો લાભ થશે. વળી અજમેરમાં સ્થાનકવાસી ભાઈઓની કોન્ફરન્સનું અધિવેશન છે તેથી હજારો સ્ત્રીપુરુષોને આપના વ્યાખ્યાનનો લાભ મળશે."

"જયપુરના શ્રીસંઘને નારાજ કરીને હવે અજમેર તો ન જ આવી શકાયને?"

"વળી ગુરુવર્ય! અમારી ઈચ્છા આપણી કોન્ફરન્સનું અધિવેશન કરાવવાની છે અને જો આપશ્રી પધારો તો રૂ. ૪૦૦૦૦ સુધીનો હું ખર્ચ કરવા તૈયાર છું." સચેતીજીએ પોતાની ભાવના જણાવી.

"લાભ દૃષ્ટિએ તો અજમેર પસંદ કરવા જેવું છે પણ સચેતીજી! જયપુર શ્રીસંઘને વચન આપી દીધું છે. આ ઉત્સવ પછી તો જરૂર અજમેર થઇને ગૂજરાત જઇશું."

દીક્ષાના દિવસોને બેજ દિવસની વાર હતી. ત્યાં એક વિઘ્ન આવ્યું. કોઈ વિઘ્નસંતોષીએ પોલીસમાં અરજી કરી કે જે છોકરાઓને દીક્ષા આપવાની છે તેની તેના માતા-પિતાને બિલકુલ ખબર નથી. આ કામ ચૂપચાપ થવાનું છે. સરકાર તેની તપાસ કરે અને યોગ્ય કરે. પછી પૂછવુંજ શું? પોલીસને તો સાચીખોટી ખબર મળવી જોઈએ. હવે શું થાય? બે દિવસની વાર હતી. બધા મૂંઝવણમાં પડ્યા. શ્રીસંઘને પણ આ ઉપાધિથી એક ચિંતા વધી. બહારના લોકોને પણ થયું કે આ આફત ક્યાંથી? પણ આપણા ચરિત્રનાયકના મનમાં શાન્તિ હતી.

"તમે બધા શા માટે ચિંતા કરો છો? આપણે ક્યાં ચોરી છે? જે કામ જાહેર રીતે કરવાનું છે તેમાં ડરવાની શી જરૂર છે? આ પણ એક કસોટી છે. જુઓ તો ખરા બધાં સારાં વાનાં થઈ રહેશે. ગુરુદેવની કૃપાથી આવાં ધર્મ-કાર્ય કદી અટકતાં નથી."

હજી તો આ વાત ચાલે છે ત્યાંજ પેલા મુનસફ સાહેબનો શિરસ્તેદાર મહારાજશ્રી પાસે આવ્યો અને તેણે જણાવ્યું:

" મુનસફસાહેબે આપને નમસ્કાર કહેવરાવ્યા છે અને વધારામાં કહ્યું છે કે આપ આ બાબત કશી ચિંતા કરશો નહિ. આ મુકદમો મારી પાસે જ છે અને કાલે કોર્ટ ઉઘડતાંજ હું મંજૂરી આપી દઈશ. આપ બધી તૈયારી ચાલુ રાખજો. આપને નકામી તકલીફ થવા માટે તેમણે પોતે ક્ષમા માગી છે. "

બસ પછી તો શું પૂછવું? તૈયારી ખૂબ ધામધૂમથી થવા લાગી. દીક્ષાને દિવસે સવારથી જ મોહનવાડીમાં હજારો લોકો પહોંચી ગયાં હતાં. ભારે ઠાઠમાઠથી દીક્ષાનો વરઘોડો નીકળ્યો. દીક્ષાના ઉમેદવારોની પાલખીઓ પંજાબી ભાઈ-ઓએ ઉઠાવી હતી. બહુજ આનંદપૂર્વક દીક્ષાની ક્રિયા થઈ. બન્ને ભાઈઓ હર્ષથી નાચવા લાગ્યા. ત્રીજા ભાઈને પણ આનંદ થયો. તે દિવસનો આનંદમહોત્સવ અને હજારો લોકોની મેદની જયપુરના ઈતિહાસમાં પ્રથમ જ ગણાશે. દીક્ષાના દિવસે શ્રીફળની પ્રભાવના થઈ હતી તેમાં નવ હજાર શ્રીફળો થયાં હતાં.

દીક્ષા મહોત્સવનો ખર્ચ જયપુરનિવાસી શેઠ પુલચંદજી કોઠારીની માતાજી ઈન્દ્રબાઈએ આપ્યો હતો. તે દીક્ષા સં. ૧૯૬૫ના ફાગણ વદી ૫ ને દિવસે થઈ હતી. અચ્છર અને મચ્છરનું નામ શ્રી વિદ્યાવિજયજી મહારાજ અને શ્રી વિચારવિજયજી મહારાજ રાખવામાં આવ્યું. કૃષ્ણચંદ્રનું

નામ તિલકવિજયજી રાખવામાં આવ્યું. આ બન્ને આપણા ચરિત્રનાયકના શિષ્ય થયા અને તિલકવિજયજી શ્રી લલિતવિજયજીના શિષ્ય બન્યા. આ ક્રિયાવિધિ સમયે મુનસફસાહેબ પણ આવ્યા હતા અને તેમણે જૈન દીક્ષાવિધિ જોઈ આનંદ વ્યક્ત કર્યો હતો.

જયપુરથી વિહાર કર્યો ત્યારે પણ મુનસફસાહેબ બે-ત્રણ માઈલ સુધી સાથે આવ્યા હતા. કેવી ભક્તિ! કેવો ગુરુપ્રેમ? જયપુરથી અજમેર પધાર્યા. અજમેરમાં શ્રીસંઘે ખૂબ ઠાઠમાઠપૂર્વક સ્વાગત કર્યું. ત્યાં દસેક દિવસ રહી શ્રીસંઘને ઉપદેશામૃતનું પાન કરાવી ત્યાંથી વિહાર કર્યો.

અજમેરથી બ્યાવર, પિપલીયાગામ આવ્યા, પીપલીયા ગામમાં મંદિરમાર્ગી અને સ્થાનકવાસિઓમાં ફૂટ હતી તે આપણા ચરિત્રનાયકના ઉપદેશથી મટી અને સંપ થયો. મુંડાવા, ચંડાવલ, સોજત થઈ પાલી પધાર્યા. અહીંથી ગોલવાડની પંચતીર્થની યાત્રાનો આનંદ લીધો. અહીંથી શિવગંજ, સીરોહી થઇ આપ આબૂજી પધાર્યા.

આબૂથી વિહાર કરી આપ મઢાર પધાર્યા. આપના લઘુગુરુભ્રાતા મુનિ મહારાજશ્રી મોતીવિજયજી ગૂજરાત તરફથી વિહાર કરી અહીં આપની સેવામાં હાજર થઈ ગયા. ઘણા વખતે મળવાનો આનંદ અનેરો હતો.



## શાસનસેવાનાં કાર્યો

[ ૩૧ ]

"**જમનાદાસભાઈ!** તમને શું લાગે છે?" ખીમચંદભાઈએ પ્રશ્ન કર્યો.

"કેમ! શા ઉપરથી આમ પૂછવું પડે છે?" જમનાદાસભાઈએ આશ્ચર્ય બતાવ્યું.

"આ પાલણપુરવાસીઓનો ઉત્સાહ જોયોને? મહારાજશ્રી માટે ભારે પ્રેમ છે બધાનો. જુઓને કેવું સુંદર સામૈયું કર્યું. આબાલવૃદ્ધ બધાનો ઉત્સાહ તો ઉભરાઈ જાય છે." ખીમચંદભાઈએ ખુલાસો કર્યો.

"પણ એ તો મહારાજશ્રી વર્ષો પછી ગૂજરાતને આંગણે પધારે છે તેથી પ્રવેશ મહોત્સવ તો થાય જ." જમનાદાસભાઈએ કહ્યું.

"તમને ગમેતેમ લાગે પણ મને તો લાગે છે કે આ ભાઈઓ મહારાજશ્રીને અહીંજ રોકી પાડશે. આપણી મનની મનમાં રહી જશે." ખીમચંદભાઈએ પોતાની શંકા બતાવી.

"અરે આપણે પચાસ જણ ઠેઠ આબૂ સુધી આવ્યા છીએ અને અહીં પણ વિનતિ માટે જ રોકાયા તો મહારાજશ્રી એ પણ વિચારશેને?"

"મહારાજશ્રીની ઇચ્છા તો અહીંથી વિહાર કરવાની છે. તે તો ઘડીપણ રોકાવા ઇચ્છતા નથી પણ કોણ જાણે કેમ પણ મને લાગ્યાજ કરે છે કે આ લોકોની ભક્તિ—આગ્રહ જોતાં તેઓ કોઈ વાતે મહારાજશ્રીને વિહાર કરવા નહિ દે. અને શ્રીસંઘના આગ્રહ પાસે મારું તમારું કે ખુદ મહારાજશ્રીનું પણ શું ચાલે."

"હવે તમારી વાત સમજાય છે ખરી. તો હવે આપણે શું કરવું?"

"આજે આપણે મહારાજશ્રીને મળીએ અને જો એવું કાંઈ લાગે તો ૭–૮ જણા રોકાઈને બીજાને વડોદરા મોકલી આપીએ. આપણે તો મહારાજશ્રીનો વિહાર કરાવીને પછીજ નીકળીએ."

"એ યુક્તિ સારી છે. વળી એક બે દિવસમાં જે હશે તે જણાશે."

૨

મહારાજશ્રી શિષ્ય સમુદાય સાથે ૧૯૬૫ ના જેઠ સુદી ૨ ના દિવસે પાલણપુર પહોંચ્યા. શ્રીસંઘે મહારાજશ્રીનું ભારે મોટું સ્વાગત કર્યું. આવું સ્વાગત પહેલાં ભાગ્યે જ કોઇનું થયું હશે. સેંકડો સ્ત્રી–પુરુષો આ સામૈયામાં આવ્યાં હતાં. લગભગ અડધા માઈલમાં તે પથરાયેલું જણાતું હતું. સ્ત્રીઓ મનોહર ગીતો ગાતી હતી. લોકો જૈનધર્મની જય, આત્મારામજી મહારાજની જય, મુનિ વલ્લભવિજયજીની જયના ઘોષથી આકાશ ગજાવી મૂકતા હતા.

વડોદરાથી શ્રી જમનાદાસ કોઠારી તથા શ્રી ખીમ-

ચંદભાઈ વગેરે પચાસ ભાઇઓ મહારાજશ્રીને વિનંતિ કરવા આબૂ પહોંચેલા પણ ત્યાંથી મહારાજશ્રી નીકળી ગયા હોઇ તેઓ બધા જલદી પાલણપુર પહોંચ્યા. પાલણપુરનું અપૂર્વ સ્વાગત જોઈ તેમને શંકા થઈ કે રખે મહારાજશ્રીને અહીં જ આ ભાઈઓ રોકી પાડશે. અને તે શંકા સાચી પડ-વાનાં ચિન્હો પણ દેખાવા લાગ્યાં.

સાંજે જ પાલણપુરના કેટલાક ભાઈઓ વડોદરાવાળા ભાઈઓને ઉતારે પહોંચ્યા.

"તમે મહારાજશ્રીને વિનતિ કરવા આવ્યા છો તે અમે જાણીએ છીએ. મહારાજશ્રીને ગૂજરાતમાં લઈ આવ-વાનું નિમિત્ત તમે છો તે વાત પણ અમે સાંભળી છે. પણ શ્રીસંઘનો વિચાર આ ચાતુર્માસ તો પાલણપુર કરાવવાનો છે. તેમાં તમે અમારી સહાયતા કરો. મહારાજસાહેબનું અહીં ચોમાસું થવું બહુ જરૂરી છે. શ્રીસંઘનાં ઘણાં કામો તેથી પાર પડશે." એ ભાઇઓએ પ્રસ્તાવ કર્યો.

"તમારો ઉત્સાહ તો અપૂર્વ છે. પણ અમે ત્રણત્રણ વરસથી રાહ જોઈએ છીએ. વીસ વરસે મહારાજશ્રી ગૂજ-રાતમાં પધારે છે ત્યારે જન્મભૂમિનો તેટલો હક તો તમે પણ કબૂલ કરશો." કોઠારી જમનાદાસભાઈએ ખુલાસો કર્યો.

"તમારો હક પહેલો, તેની તો નાજ ક્યાં છે! પણ ગૂજરાતનું પહેલું જ પ્રવેશદ્વાર પાલણપુર છે. તે પાલણ-પુરના શ્રીસંઘને નારાજ કરીને તો મહારાજશ્રી નહિ જઈ શકે."

"અમે તો મહારાજશ્રીને વિનતિ કરવા આવ્યા છીએ.

તમે પણ વિનતિ કરી જુઓ. પછી તો જેવું નિમિત્ત.” ખીમચંદભાઈએ પતાવ્યું.

વડોદરાવાળાભાઈઓએ માની લીધું કે પાલણપુરનો આગ્રહ પણ ઓછો નથી, આથી ૮–૧૦ ભાઇઓ રોકાઈ ગયા અને બીજાને મોકલી આપ્યા. આ ભાઈઓએ નક્કી કર્યું કે આપણે મહારાજશ્રીને વિહાર કરાવીને પછી જ અહીંથી જઈશું.

બે દિવસ પછી મુનિ મહારાજશ્રી મોતીવિજયજીને વિહાર કરી આગળ જવા જણાવ્યું: કારણ કે મુનિમંડળ સાથે એમ નક્કી કર્યું હતું કે બધાનું ચોમાસું દાદાના ચરણોમાં શ્રી સિદ્ધાચળજીમાં થશે. ધીરે ધીરે બધા ત્યાં પહોંચી જાય. પણ જ્ઞાની મહારાજે તો જુદું જ નિર્માણ કર્યું હતું.

૩

“ ત્રિકાળ વંદણા !”

“ કોણ મણિભાઈ.”

“ જી ! હું એક પ્રાર્થના કરવા આવ્યો છું.”

“ કહો કહો ! જે કહેવું હોય તે સુખેથી કહો.”

“ સાહેબ ! પાલણપુર ગૂજરાતનું પ્રવેશદ્વાર છે.અમારી પ્રાચીન જાહોજલાલીની તો શું વાત કરવી ! પણ અત્યારે અમારામાં બે તડ થઇ ગયાં છે. વાત તો નજીવી છે. તે માટે પ્રયત્નો પણ અનેક વખત થયા છે પણ કાંઈ ફળ આવ્યું નથી. આપ પધાર્યા છો. આપ પ્રયત્ન કરો તો કદાચ સફળ થાય.”

" તમારી વાત બહુ જ જરૂરી છે. પાલણપુર જેવામાં એ ન શોભે ! હું જરૂર કાલે વ્યાખ્યાનમાં એ વાત ચર્ચીશ અને સમયનો પરિપાક થયો હશે તો જરૂર સફળતા મળશે. તમારા જેવા ધર્મપ્રેમીને આ વાત જરૂર ખટકે જ ! તમે પણ તે માટે જરા આપણા ભાઈઓમાં વાતચીત કરી રાખશો. "

ચોથના દિવસે વ્યાખ્યાનમાં ભારે ભીડ હતી. વડોદરાના મહેમાનો પણ બધા આવેલા. મહારાજશ્રીએ મનનીય વ્યાખ્યાન આપ્યું. ગહુંલી ગવાઈ ગઈ અને મહારાજશ્રી બીજા વ્યાખ્યાનનો આરંભ કરવાના હતા તે વખતે તેમણે જ જણાવ્યું કે આવતી કાલે પાંચમને દિવસે વિહાર કરી ભોયણીજી પહોંચવાનો ઇરાદો છે. ગુરુ મહારાજશ્રી આત્મારામજી મહારાજની જયંતિ જેઠ સુદી ૮ ભોયણીમાં ઉજવવા ભાવના છે.

શ્રીસંઘના આગેવાનોએ વિનતિ કરી કે ગુરુ મહારાજની જયંતિ તો પાલણપુરમાં જ ઉજવવી. અમને આપના વ્યાખ્યાનનો તો લાભ હજી મળ્યો નથી તો એટલી અમારી વિનતિ સ્વીકારવી જોઈએ.

મહારાજશ્રીને પણ લાગ્યું કે પાલણપુર જેવા ક્ષેત્રમાં કાંઈક ધર્મકાર્ય થશે તે દૃષ્ટિએ જયંતિ સુધી પાલણપુર રહેવા નિર્ણય કર્યો. પણ તેમણે પ્રસંગ જોઈને શ્રીસંઘ પાસે પોતાની ચિંતા પણ વ્યક્ત કરી." સજ્જનો ! તમારી વિનતિ તો મેં માન્ય રાખી. શ્રીસંઘની ઈચ્છાને મારે માન આપવું જોઈએ. પણ શ્રીસંઘે પણ મારી એક વાત માનવી પડશે.

(ઘણી ખુશીથી–ઘણી ખુશીથી–એમ બધા બોલી ઊઠયા)

"પાલણપુર એ પ્રાચીન નગર છે. તેની જાહોજલાલી પણ ઘણી હતી. શ્રીસંઘમાં ઘણા વખતથી વૈમનસ્ય છે તે બરાબર નથી. જૈન ધર્મમાં ક્ષમા અને અહિંસાને બહુ મોટું સ્થાન છે; હોય, જ્યાં એક મોટો સમૂહ સાથે રહે ત્યાં મતભેદ પણ થાય, પણ સુજ્ઞ પુરુષોએ તેમાંથી રસ્તો કાઢી શાંતિ સ્થાપવા પ્રયાસ કરવો જોઈએ. હું તો બે દિવસ રહીને ચાલ્યો જઇશ પણ મને ખરેખર તમારા ક્લેશ માટે દુઃખ થાય છે. નાની નજીવી વાતો તો આપણે ગળી જતાં શીખવું જોઇએ. આપણા હૃદયો ઉદાર અને સહનશીલ હોવાં જોઈએ. હું તો તમને વિશેષ નથી કહેતો પણ ગુરુમહારાજની જયંતિ–તો જ શોભે જો આપણે શ્રીસંઘમાં શાંતિ સ્થાપી શકીએ."

આ મમતાભર્યા વચનોથી બધાને ઠીકઠીક અસર થઈ. બધાનાં મન મદુ થયાં અને આગેવાનોએ અંદર અંદર વિચાર કરી મહારાજશ્રીને મતભેદ દૂર કરવા વિનતિ કરી અને જણાવ્યું કે આપ જે ચૂકાદો આપશો તે અમને મંજુર છે. તેનું એક પ્રતિજ્ઞાપત્ર પણ મહારાજશ્રીને આપવામાં આવ્યું. જે નીચે પ્રમાણે છેઃ—

"પરમ પૂજ્ય ૧૦૮ શ્રી મુનિરાજશ્રી વલ્લભવિજયજી મહારાજ સાહેબ. જોગ લી. પાલણપુર તપગચ્છ ઓસવાળ શ્રીમાળી મહાજન સમસ્ત. અહીં અમારે આપસમાં તકરાર છે. તે બાબતનો નિકાલ કરવા માટે અમે આપને સોંપીએ છીએ. તેથી આપશ્રી બધાની હકીકત સાંભળી જે

ચૂકાદો આપશો તે અમને કબૂલમંજૂર છે, અમે તે પ્રમાણે વર્તીશું. તેમાં કસૂર થશે નહિ. મિતિ સં. ૧૯૬૫ના જેઠ સુદી ૪."

નીચે આગેવાન વગેરેની મળી ૯૦ સહીઓ છે.

મહારાજશ્રીએ જે ચૂકાદો આપ્યો તેની નકલ નીચે આપવામાં આવે છે.

"નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ।

મને એ દર્શાવતાં બહુ આનંદ થાય છે કે પાલણપુરમાં શ્રી જિનેશ્વર દેવના મનોહર ચૈત્યમાં પ્રાચીન શ્રી જિન પ્રતિમાઓના દર્શન ભવ્ય જીવોને બહુ આનંદકારી છે. અહીં એવી એવી અદ્‌ભુત પ્રાચીન પ્રતિમાઓ છે જે બીજે ઓછી જોવામાં આવે છે. શ્રાવક સમુદાય પણ ધર્મના પૂર્ણ રાગી છે અને પ્રતાપી છે. તેમ છતાં કોઈ સાધારણ બાબત પર મતભેદ પડી ગયો છે તેનો અંત લાવવા મને ઈચ્છા થવાથી વ્યાખ્યાનમાં તે વિષે ઉલ્લેખ થયો અને સર્વે ભાઈઓએ તે કામ મને સોંપ્યું. મેં બન્ને પક્ષોના ભાઈઓ પાસેથી બધી વાતો જાણી લીધી છે. તે સંબંધી મેં યોગ્ય વિચાર કર્યો છે. મને તે સંબંધી જે યોગ્ય જણાયું છે તે આ નીચે આપવામાં આવે છે:—

(૧) જો કે કોઈ કોઇ વાતમાં કોઇ કોઈ ભાઈની ભૂલ જણાઇ છે પણ સમયની દૃષ્ટિએ બીજા ધર્મવાળાને ટીકા કરવાનો પ્રસંગ ન મળે તે હેતુથી હું કોઈને અપરાધી ઠરાવતો નથી; તોપણ પાંત્રીસ ઘરવાળા તેમજ જે બીજા કોઈએ એકડામાં ભાગ ન લીધો હોય તે એકડામાં પોતાની સહી આપવા માટે બંધાયેલ છે.

(૨) બધા એકડાવાળા, એકડા નહિ કરેલા તથા પાંત્રીસી આદિ બધા એકતાથી—સંપથી આજના બગડતાં ધાર્મિક કાર્યો સુધારવાને માટે બંધાયેલ છે. એટલે કે આજ પછી જે કોઈ એકડાથી વિરુદ્ધ

આચરણ કરશે તેને જાતિ એકઠી થઈને જે ઠરાવ કરશે તે અનુસાર વર્તવું પડશે. આ વિષે જાતિને અધિકાર આપવામાં આવે—છે કે જાતિ ચાહે તો તેને જાતિથી અલગ કરી દઈ શકે અથવા ચાહે તો યોગ્યતા અનુસાર કોઇપણ ખાતામાં દંડ લઇ શકે અથવા તેને માફી પણ આપી શકે.

(૩) એકડાવાળાએ, એકડા નહિ કરનાર અથવા પાંત્રીસી કોઇએ મને પોતાના દુઃખની વાત કરી નથી. પણ મેં જ ધર્મની વૃદ્ધિને બદલે હાનિ થતી જોઇને તેઓને બે શબ્દો કહ્યા અને મારા કહેવાથી બધાએ અંતઃકરણપૂર્વક મારા કહેવા પ્રમાણે વર્તાવ કરવાની મંજુરી આપીને મને આવા શુભ કાર્યમાં ભાગ લેવાનું સન્માન આપ્યું છે. હું આશા કરું છું કે તમે બધા ,પાલણપુરનિવાસી, મંદિર આમ્નાયના સુશ્રાવકો પોતાનું વચન પાળવાને માટે તેમ જ ધર્મને ખાતર આ કરેલા ઠરાવને અંતઃકરણપૂર્વક માન દેશો તેમજ આજથી ફરી ઉપર્યુક્ત વિષયમાં કદી પણ દ્વેષભાવ ન કરવાની પ્રતિજ્ઞા મનથી ધારણ કરશો.

(૪) આજ સ્વર્ગવાસી ગુરુમહારાજ તપગચ્છાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજ્યાનંદસૂરિ ( આત્મારામજી ) મહારાજનો સ્વર્ગવાસદિન હોવાથી તમે શ્રીસંઘે મહોત્સવ પ્રારંભ કર્યો છે. તે દરમિયાનમાં આ શુભકાર્ય પણ થયું છે. તેથી તમને અપાર આનંદ થશે જ, તેમ જ આજનો દિવસ તમારે માટે સોનેરી અક્ષરોમાં લખવા લાયક સાબીત થશે. અસ્તુ, શ્રી વીર સંવત ૨૪૩૫ શ્રી આત્મ સંવત ૧૪ વિક્રમ સંવત ૧૯૬૫ જેઠ સુદી ૮ ગુરુવાર

શ્રી જૈનસંઘનો દાસ

**મુનિ વલ્લભવિજય.**

**આ ચૂકાદો સાંભળી બધાને ભારે આનંદ થયો. કોઈને કશો મતભેદ ન રહ્યો. શ્રીસંઘમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. ઉત્સવ પણ બહુ જ ઉલ્લાસપૂર્ણ ઉજવવામાં આવ્યો.**

૪

સાહેબ! કેટલાક આગેવાનભાઇઓ આપને મળવા આવ્યા છે.” એક શિષ્યે ખબર આપ્યા.

“ત્રિકાળ વંદણા સાહેબ આજે તો અમારા પાલણપુરમાં સોનાનો સૂરજ ઉગ્યો. આપના ચૂકાદાથી બધાને આનંદ થયો. ઉત્સવ પણ સારી રીતે ઉજવાયો.” એક આગેવાને શરૂઆત કરી.

“ભાગ્યશાળી! હું તો નિમિત્તમાત્ર છું. સમયનો પરિપાક થયેલો. વળી બધા ભાઇઓએ મારી વાત ઉદારભાવથી સ્વીકારી. તેનો જશ તો તે ભાઈઓને છે. જેઓએ કેટલાયે વર્ષનું મનઃદુખ દૂર કરી એકતા સ્થાપવા સાથ આપ્યો.” મહારાજશ્રીએ મનની વાત કહી.

“સાહેબ! હવે ચાતુર્માસ પણ અહીં જ કરવાનું છે. તે માટે વિનતિ કરવા જ અમે આવ્યા છીએ.”

“તમે જાણો છોને કે ચાતુર્માસ તો પાલીતાણા કરવા નિર્ણય થઈ ગયો છે. હવે તો જલ્દી દાદાના ચરણોમાં પહોંચવું છે.”

“કૃપાનિધાન! હવે તો અમે આપને અહીંથી એક ડગલું પણ ભરવા દેવાના નથી.”

“તમે એમ હઠ કરો તે બરાબર નથી. હું જરૂર રહી જાત પણ બધા મુનિઓ બહુજ અધીરા થઈ ગયા છે.”

“સાહેબ! અમે તેમને મનાવી લઈશું. અને હવે અમે બધા અહીં બેઠા છીએ. જયાં સુધી આપ ચોમાસું

અહીં કરવાનો સ્વીકાર નહિ કરો ત્યાં. સુધી કોઈ પણ ઉઠવાનું નથી. ”

“ તમારી ઈચ્છાને માન આપી હું પાંચ દિવસ વિશેષ રહ્યો. જયંતિ પણ અહીં જ કરી હવે તો તમે આનંદથી રજા આપો. તમારે બધાંને મોડું થશે. રાત પણ વધતી જાય છે. સમજીને તમે રજા આપો. ”

“ એ પાંચ દિવસમાં તો હજી ઘૂંટડો ઘૂંટડો પણ નથી ભાગ આવ્યો. અમારી તૃષા તો ચોમાસાથીજ છીપશે. રાત પૂરી થાય તો પણ શું. આપ જ કૃપા કરીને સમજીને હા કહો અને અમને નિરાશ ન કરો. ”

“ મહારાજસાહેબ ! આપ કૃપા કરો અને શ્રીસંઘની વિનતિ સ્વીકારો. મારો અંતરાત્મા કહે છે કે આપના અહીંના ચાતુર્માસથી અનેક ઉપકાર થશે. જો આપશ્રી ચાતુર્માસ કરવાનું સ્વીકારો તો મારૂં પોતાનું મકાન જે ધર્મશાળાના મેદાનની સામે દેખાય છે તે શ્રીસંઘને આપવા તૈયાર છું ” એકાએક ભક્તિભાવ ભર્યો અવાજ આવ્યો.

“ ગુરુમહારાજ ! આ પ્રતિજ્ઞાને આપ સાધારણ ન સમજશો. આ અમારા શેઠશ્રી ગોદડશાહની ભક્તિપૂર્ણ ભાવના છે. આથી તો શ્રીસંઘની ઈજ્જત વધશે અને ધર્મ-શાળા ખરી ધર્મશાળા બનશે. તે મકાન સિવાય આ ધર્મ-શાળાની કીંમત એક કોડીની પણ નથી. આ મકાનને માટે તો પહેલાં મુકરદમા થયા, શ્રીસંઘ દસહજાર દેવા તૈયાર હતો. પણ ગોદડશાહે તે વખતે માન્યું જ નહિ. આજે તેઓ ગુરુમહારાજ અને આપના પુણ્યપ્રતાપથી કોઈની પણ

પ્રેરણા વિના આપવા તૈયાર થયા છે તો આપ લાભાલાભ વિચારી અમારી વિનતિ સ્વીકારો." ત્યાં બેઠેલા બધા આ પ્રસ્તાવ સાંભળીને દિંગ થઈ ગયા અને મહારાજશ્રીને વીગતે વસ્તુસ્થિતિ જણાવી ફરી વિનતિ કરી.

શ્રી ગોંદડશાહની ઉદારતા તથા શ્રીસંઘના આગ્રહથી સાથેના સાધુઓની સમ્મતિ લઈને આપે પાલનપુરમાં ચોમાસું કરવાની સંમતિ આપી. શ્રાવકોની ઇચ્છા પૂર્ણ થઈ. બધા જયજયકાર કરતા પોતાને સ્થાને જઈ મીઠી નીંદમાં સૂતા. આપે પણ આરામ લીધો.

ખીમચંદભાઈ આદિ વડોદરાના જે ભાઈઓ મહારાજશ્રીના વિહાર માટે રોકાયા હતા. તે પાલનપુરનો ઉત્સાહ તથા આવો લાભ જોઈને વંદણા કરી ચાલ્યા ગયા.

ચોમાસાનો નિર્ણય થતાં આપે મુનિશ્રી લલિતવિજયજી, શ્રી વિજ્ઞાનવિજયજી, શ્રી વિબુધવિજયજી, શ્રી તિલકવિજયજી, શ્રી વિદ્યાવિજયજી, અને શ્રી વિચારવિજયજીને માંડલીયા યોગોદ્વહન કરાવવાને માટે મહેસાના પં. મહારાજશ્રી સિદ્ધિવિજયજી હાલ આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરિજી મહારાજની પાસે મોકલ્યા. પાંચે મુનિઓની વડીદીક્ષા કરાવીને મુનિ મહારાજશ્રી લલિતવિજયજી આપની સેવામાં આવી ગયા. આપના મોટા શિષ્ય શ્રી વિવેકવિજયજી મહારાજ પણ પોતાના શિષ્ય ઉમંગવિજયજીની સાથે આપની સેવામાં પાલણપુર આવી ગયા.

૫

" ગુરુમહારાજ ! કલકત્તાથી બાબૂ ભંવરસિંહજી દીક્ષા

લેવાના ભાવથી મારી સાથે આવેલ છે. આપ તેમની ભાવના પૂર્ણ કરો. મને જે થોડો પરિચય છે તેથી તે સુયોગ્ય લાગે છે.” દીલ્હીવાળા લાલા દલેલસિંહજીએ વિનતિ કરી.

“ભાગ્યશાળી ! તમારી વાત તો જાણી. પણ તમે કેમ ભૂલો છો ? અમારો—ગુરુમહારાજના સંઘાડાના પ્રાયઃ બધા મુનિ મહારાજોનો એ નિયમ છે કે જ્યાંસુધી દીક્ષાના ઉમેદવારના માતા–પિતા કે વાલીની મંજુરી ન આવે ત્યાં-સુધી તેને દીક્ષા આપી શકાય નહિ.”

“સાહેબ ! મારી પૂર્ણ ભાવનાં છે. હું ઘરથી રજા લઇનેજ દીક્ષાના ઈરાદાથી આવ્યો છું. આપ મને દીક્ષા આપી કૃતાર્થ કરો.” બાબૂ ભંવરસિંહજીએ પોતાની ભાવના જાહેર કરી.

“ભાઈ ! તમારી ભાવના તો હું જોઈ શકું છું પણ નિયમથી હું પણ બંધાયેલો છું. કોઇને પણ એ કહેવાની તક ન મળવી જોઇએ કે જે આવે તેને મૂંડવાનો જ ધંધો રાખ્યો છે. હું આજે તાર કરાવી દઉં છું. તમારા માતાજી આવી જશે અને તેમની આજ્ઞા મળ્યે જરૂર દીક્ષા અપાશે.”

તરત તાર કરાવવામાં આવ્યો, અને ભંવરસિંહજીના ભાઈ તથા માતાજી પાલણપુર આવી પહોંચ્યા. તેમણે પહેલાં તો ભંવરસિંહજીને ખૂબ સમજાવ્યો પણ તે એકના બે ન થયો. તેની માતાએ હર્ષ–વિષાદ પૂર્ણ હૃદયે આજ્ઞા આપી.

દીક્ષામહોત્સવ બહુજ ઠાઠથી કરવામાં આવ્યો. સં. ૧૯૬૫ ના અષાઢ સુદીમાં દીક્ષા થઇ નામ વિચક્ષણવિજયજી

રાખવામાં આવ્યું. આપણા ચરિત્રનાયકના શિષ્ય થયા.

દીક્ષાને સમયે પાલણપુરના નવાબસાહેબ આવ્યા હતા. તેમણે દીક્ષાવિધિ જોઈ પૂછવા ખાતર ભંવરલાલની માતાને પૂછ્યું.

" તમારો છોકરો ફકીર થઈ જાય છે, તેનું તમને દુઃખ નથી થતું શું ? "

" તેમાં દુઃખ શાનું ! મને તો આનંદ થાય છે કે મારો પુત્ર આજ પ્રભુના ચરણોમાં બેઠો છે અને આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે. " માતાએ જવાબ આપ્યો.

નવાબસાહેબ આ જવાબથી ખુશી થયા, તેમણે પણ શ્રાવકોની સાથે ઉલ્લાસથી દીક્ષિત પર વાસક્ષેપ મિશ્રિત ચાવલ ઉછાળ્યા.

વ્યાખ્યાનમાં મહારાજશ્રી વારંવાર જ્ઞાનપ્રચારને માટે કહેતા. " પહેલું જ્ઞાન અને પછી ક્રિયા. જ્ઞાન સમાન બીજો કોઈ જીવન–દીપ નથી. સમાજમાં જ્ઞાનનો કેટલો બધો અભાવ છે ? જ્ઞાન વિના આજ પ્રાચીન જૈન ધર્મની કેવી હાલત છે ? જે ધર્મમાં કરોડો મનુષ્યની સંખ્યા હતી તે આજે લાખોમાં રહી ગઈ છે. તેનું મુખ્ય કારણ જ્ઞાનનો અભાવ છે. આજે ગામેગામ શાળા–પાઠશાળા જોઈશે. શહેરોમાં જ્ઞાન માટે ફંડ ઊભાં કરવાં જોઈએ. સંસ્થાઓ શરૂ કરવી જોઈએ. જ્ઞાન વિના ધર્મની વૃદ્ધિ નથી. ધર્મનો ઉદ્યોત નથી. જૈન ધર્મના ઉદાર અનુયાયી આજે કેવા સંકીર્ણ હૃદયવાળા થઈ ગયા છે ! તેઓની બીજાને પોતાના ધર્મમાં અપનાવવાની શક્તિ નષ્ટ થઈ ગઇ છે. પાલણપુર

જેવા શહેરમાં એક ફંડ થવું જોઈએ. જ્યાંના શહેરીઓ જવેરાત ને હીરામોતીના વેપારીઓ હોય, પારીસ સુધી જેની પ્રતિષ્ઠા હોય તે શહેરના બાળકોને તો કેવું ઉંચા પ્રકારનું શિક્ષણ મળવું જોઈએ. એ બાળકો જ તમારા આવતી કાલના સંઘના નેતાઓ થશે. વારસો તમારે તેમને આપવાનો છે. તે વારસોને યોગ્ય જ્ઞાન આપવાની ફરજ તમારી છે.”

આ વ્યાખ્યાનની અસર સારી થઈ. એ દિવસે ‘શ્રી આત્મવલ્લભ કેળવણી ફંડ’ની સ્થાપના થઈ. પચીસ હજારનાં તો તેજ દિવસે વચનો મળી ગયાં. આજ તે ફંડ ૯૦૦૦૦ થી વિશેષ હશે. અનેક વિદ્યાર્થીઓ આજ તેનાથી લાભ મેળવી રહ્યા છે.

આ ચાતુર્માસથી શાસનસેવાનાં અનેક કાર્યો થયાં. ગૂજરાતનું પ્રવેશ મુહૂર્ત શુભ શુકને થયું અને શિક્ષણ પ્રચારના કાર્યનું પણ ગૂજરાતથી ખાતમુહૂર્ત થયું.

પાલનપુરના કેટલાક રિવાજો પણ સુધર્યા. અહીં પહેલાં જે કોઇ અઠાઈની તપશ્ચર્યા કરે તેને જ્ઞાતિનો કર–જમણ આપવું પડતું. તેથી ઘણા સાધારણ સ્થિતિના ભાઈબહેનો અઠ્ઠાઈ નહોતા કરી શકતા. આ રિવાજ મહારાજશ્રીએ બંધ કરાવ્યો. જેની શક્તિ હોય તે જરૂર કરે પણ તે બધાને માટે ફરજીયાત ન રહ્યો, આથી તે ચોમાસામાં અનેક અઠ્ઠાઈઓ થઇ.

આ ચાતુર્માસમાં બાર મુનિરાજો સાથે હતા.



## શ્રી સિદ્ધાચળજીનો સંઘ

[ ૩૨ ]

“ સાહેબ ! રાધનપુરથી મોતીલાલ શેઠનો તાર છે. તે આજે આપના દર્શનાર્થે આવે છે.” એક ગૃહસ્થે નગરશેઠને ત્યાં આવેલ તારના સમાચાર આપ્યા.

“ મોતીલાલભાઈ તો ધર્માત્મા છે, તેમને માટે યોગ્ય વ્યવસ્થા કરવા ઉપયોગ રાખશો.” મહારાજશ્રીએ સૂચના કરી.

“ સાહેબ ! બધી વ્યવસ્થા નગરશેઠને ત્યાં થઇ છે. સ્ટેશને પણ તેમને લેવા માટે બે ભાઈઓ જવાના છે.”

“ મથ્થેણ વંદામિ ” શ્રી મોતીલાલભાઈએ વંદણા કરી.

"ધર્મલાભ! સ્ટેશનેથી સીધા અહીં આવો છો કે શું?" મહારાજશ્રીએ તેઓને વહેલા આવેલા જોઈને પ્રશ્ન કર્યો.

"સાહેબ! આપના દર્શને આવ્યો તો પહેલું કામ તો એજ કરવુંને? હજી ચાલ્યો આવું છું."

"હવે સુખેથી અવસર જુઓ પરવારીને આવશો, શાંતિથી ધર્મચર્ચા કરીશું." મહારાજશ્રીએ સૂચના કરી.

"સાહેબ! ઘણા વર્ષે આપનાં દર્શન થયાં. યાદ આવે છે આપણે સાથેજ ગુરુમહારાજ શ્રી હર્ષવિજયજીની પાસે અભ્યાસ કરતા હતા." મોતીલાલશેઠે નાનપણની વાતો કરી.

"મોતીલાલભાઈ! તે દિવસો તે કાંઈ ભૂલ્યા ભૂલાય છે. આપણે તો એક ગુરુના બે શિષ્યો."

"હું આપને વિનતિ કરવા આવ્યો છું."

"મોતીલાલભાઈ! તમારો પ્રેમભાવ હું સમજું છું પણ મારો વિચાર સિદ્ધાચલ જલદી પહોંચવાનો છે પછી રાધનપુર તો આવશુંજ. તમે ક્યાં છોડો એમ છો?" મહારાજશ્રીએ પોતાનો ઇરાદો સ્પષ્ટ કર્યો.

પણ મારી ભાવના શ્રી સિદ્ધાચળજીનો સંઘ કાઢવાની થઈ છે. આપશ્રી તેમાં પધારો તેમ મારી ઇચ્છા છે. અને આપને તો સિદ્ધાચળજી જવું છેજ તો તો પછી 'એક પંથ અને દો કાજ' આપ મારી વિનતિ સ્વીકારો અને

આ ચાતુર્માસ પછી રાધનપુર તરફ વિહાર કરી પધારશો."

"તમારી વિનતિને માન આપ્યા સિવાય તો કેમ ચાલે? વળી દાદાની યાત્રા માટે અમારી બધાની ઉત્સુકતા છેજ." સંઘમાં જવા માટે મહારાજશ્રીએ હા કહી.

૨

ચાતુર્માસ સમાપ્ત થયાથી વડોદરાનિવાસી ભાઈ નાથાલાલ પટેલને સં. ૧૯૬૬ના કાર્તક વદી ૨ ના દિવસે આનંદપૂર્વક દીક્ષા આપવામાં આવી. તેમનું નામ મિત્રવિજયજી રાખવામાં આવ્યું. અને તે શ્રી સોહનવિજયજી મહારાજના શિષ્ય થયા.

આપે તેર સાધુઓની સાથે પાલણપુરથી વિહાર કર્યો. મેત્રણા શ્રી ઋષભદેવજીના દર્શને પધાર્યા. ઊંઝાથી મહારાજશ્રી મોતીવિજયજી મહારાજ પણ ઊંઝાના સંઘસહિત અહીં પધાર્યા હતા. પંદર સાધુઓ સહિત આપ પાટણ પહોંચ્યા. પાટણમાં મહારાજશ્રીનું શ્રીસંઘે સુંદર સ્વાગત કર્યું. થોડા દિવસ ત્યાં સ્થિરતા કરી. શ્રીસંઘનો આગ્રહ હતો કે મહારાજશ્રી થોડા દિવસ ત્યાં રહી જાહેર વ્યાખ્યાનો આપે, પણ શ્રી મોતીલાલ મુળજીના સંઘમાં જવાની ઉતાવળ હોવાથી પાટણથી વિહાર કરી રાધનપુર પહોંચ્યા.

રાધનપુરના શ્રીસંઘનો ઉત્સાહ તથા આનંદ અનેરો હતો. રાધનપુરને એ વાતનું અભિમાન હતું કે જે મહાન આત્માને હજારો ખર્ચ કરી અહીંની ભૂમિમાં દીક્ષા આપી

હતી તે આજ જૈન સંઘના આકાશમાં સૂર્યની જેમ ચમકી રહ્યા છે; જે મહાન આત્માની તેમણે આશા કરી હતી કે તે જૈન ધર્મની જયપતાકા ફરકાવશે તે આત્માએ તેની આ અભિલાષા પૂર્ણ કરી છે; જે મહાન આત્માને યૌવનના ઉષઃકાળમાં, વાસનાઓથી પરિપુર્ણ પ્રભાતમાં સંયમરૂપી અમૂલ્ય રત્ન આપી હજારો પ્રલોભનોમાં છોડી દીધા હતા તે બાવીસ બાવીસ વર્ષ પછી એક વિજયી વીરની માફક સંયમ રત્નને ઉજ્જવળ કરી પોતાની દીક્ષાભૂમિમાં ફરી પગલાં કર્યાં છે. આ પ્રસંગે રાધનપુરના બચ્ચા બચ્ચાનો આનંદ ઉત્સાહ અવર્ણનીય હતો. ઘેરેઘેર તોરણ બંધાયાં, બજારે બજારે શણગાર શોભી રહ્યા. સંઘમાં આનંદ આનંદ છાઈ રહ્યા.

સંઘ માટેની તૈયારી શ્રી મોતીલાલભાઈએ કરી રાખી હતી. ગામેગામ નિમંત્રણો મોકલ્યાં હતાં. આસપાસના ગામોના ભાઇબહેનોને મન આ અમૂલ્ય લ્હાવો હતો. શ્રીસંઘમાં જવાનો અને સિદ્ધાચળજીને ભેટવાનો આ અમૂલો અવસર ચૂકવા જેવો નહોતો. સેંકડો ભાઈબહેનો સંઘમાં જવા માટે હમેશાં આવી રહ્યાં હતાં.

સંવત ૧૯૬૬ ના માગશર સુદી બીજને દિવસે સંઘે મંગળપ્રયાણ કર્યું. પહેલું મુકામ શ્રી શંખેશ્વર આવી પહોંચ્યા. અહીં ત્રણ દિવસ પૂજા–પ્રભાવના થઈ. અહીંથી રવાના થઈ સંઘ દસાડા થઈ માંડલ પહોંચ્યો. માંડલના શ્રીસંઘે સ્વાગત કર્યું, તથા સંઘપતિ શેઠ મોતીલાલ મુળજીને એક માનપત્ર આપ્યું. જ્યાંસુધી સંઘ માંડલ રહ્યો ત્યાંસુધી મહા-

રાજશ્રી હંમેશાં વ્યાખ્યાન આપતા. વ્યાખ્યાનનો માંડલના જૈન અજૈન ભાઈઓ તથા સંઘના બધા ભાઈબહેનો લાભ લેતા. અહીંથી રવાના થઇ ઉપરિયાલાતીર્થ, પાટડી, લખતર, વઢવાણ થઇ લીંબડી પહોંચ્યો.

લીંબડી દરબારને સંઘના આગમનના સમાચાર મળ્યા ત્યારે તેમણે કહેવરાવ્યું કે સંઘ તથા સંઘમાં આવેલા મુનિરાજોના દર્શન કરવાની મારી ઇચ્છા છે. તેમજ જો વ્યાખ્યાન થવાનું હોય તો હું વ્યાખ્યાનમાં પણ આવવા ઇચ્છું છું.

શ્રી મોતીલાલભાઇએ વ્યાખ્યાનનો સમય કહેવરાવ્યો અને તે સમયે ઠાકોર સાહેબ સપરિવાર આવી પહોંચ્યા. મહારાજશ્રીએ દોઢ કલાક મનુષ્યજીવનની ઉપયોગીતા તથા જીવન સાર્થક કરવા વિષે મનનીય વ્યાખ્યાન આપ્યું. ઠાકોર સાહેબ તે સાંભળી બહુ પ્રસન્ન થયા તથા હાથ જોડી બોલ્યા:—" આપનું વ્યાખ્યાન સાંભળી મને બહુજ આનંદ થયો છે. મેં સાંભળ્યું હતું કે આપે સ્વર્ગવાસી આત્મારામજી મહારાજના સહવાસમાં રહી તેઓશ્રીની વિદ્વતા અને વ્યાખ્યાન શૈલી મેળવ્યાં છે. આજ મને આપની વાણી સાંભળી આપને વિશેષ સાંભળવાની ઉત્સુકતા થઈ છે. આપ તો આજે વિહાર કરવાના છો, પણ હવે પાછા ફરતાં લીંબડીને યાદ કરશો. તે વખતે આઠેક દિવસ અહીં સ્થિરતા કરવાની છે તે યાદ રાખશો."

" આ તરફ આવવાનું થશે તો તો જરૂર આપની ઇચ્છા પૂરી થશે. સંઘને ઉતાવળ છે. આજે જ વિહાર કર-

વાનો હતો પણ તમારી ઈચ્છાને માન આપી શ્રી મોતી-લાલભાઈએ એક દિવસ અહીં વિશેષ સ્થિરતા કરી.”

ઠાકોર સાહેબ ફરી વંદણા કરી રવાના થયા. સંઘ-પતિ શેઠ મોતીલાલજીએ ઠાકોર સાહેબના આતિથ્ય માટે બીજી જગ્યાએ પ્રબંધ કર્યો હતો ત્યાં તેમનો સત્કાર કર-વામાં આવ્યો. અહીંથી રવાના થઇ સંઘ ચૂડા થઈ રાણુપુર પહોંચ્યો. અહીં પંજાબનો શ્રીસંઘ આબૂ, ભોયણીની યાત્રા કરી આપણા ચરિત્રનાયકના દર્શનાર્થ રાણુપુર આવી પહોં-ચ્યો. અહીંથી બન્ને સંઘ સાથેજ રહ્યા. સંઘ બોટાદ આવ્યો. બોટાદમાં એક પ્રાચીન પ્રતિમા આવ્યાં હતાં. શ્રી-સંઘ તેને ધૂમધામપૂર્વક શહેરમાં પ્રવેશ કરાવવા ઈચ્છતો હતો પણ સ્થાનકવાસીઓ સામેના પ્રતિબંધથી તેઓ મૂંઝાતા હતા. મહારાજશ્રીની પાસે તે વાત આવી. મહા-રાજશ્રીએ કહ્યું કે સંઘના પ્રવેશની સાથે પ્રતિમાજીનો પ્રવેશ મહોત્સવ કરવામાં કશો પ્રતિબંધ નહિ નડે. તમે કશી ચિંતા ન કરો શાસનદેવ આપણી સહાયતા કરશે. બસ પછી તો બોટાદના શ્રીસંઘનો ઉલ્લાસ વધી ગયો. પ્રતિમાજીને પાલખીમાં પધરાવી પ્રવેશ કરાવ્યો અને મંદિ-રજીમાં પ્રભુને બીરાજમાન કર્યા. લોકો આજે પણ જ્યારે જ્યારે તે પ્રતિમાજીના દર્શન કરે છે ત્યારે ત્યારે મહારા-જશ્રીને યાદ કરે છે.

બોટાદથી રવાના થઈ લાઠીદડ પહોંચ્યા. અહીં પંજા-બના શ્રીસંઘે રાધનપુરના શ્રીસંઘને પ્રીતિભોજન આપ્યું. લાઠીદડથી પછેગામ, વળા વગેરે ગામોમાં થઈ સંઘ સં.

૧૯૬૬ ના પોષ સુદી ૧૦ ના દિવસે પાલીતાણા પહોંચ્યો. પાલીતાણાના શ્રીસંઘે રાધનપુરના શ્રીસંઘ અને મહારાજશ્રીનું ભવ્ય સ્વાગત કર્યું. બીજે દિવસે સિદ્ધિયોગમાં શ્રીસંઘે આનંદપૂર્વક દાદાની યાત્રા કરી. વર્ષો પછી આજે દાદાની યાત્રાની ઝંખના પૂરી થવાથી બધા મુનિરાજોના હૃદય હર્ષાશ્રુથી ભરાઈ આવ્યાં. આજ ગુરુમહારાજની સાથે યાત્રા કરી જીવનની સાર્થકતા અનુભવી.

સંઘમાં બધા મળી ૧૬૦૦ માણસ હતાં. રાધનપુર થી પાલીતાણા પહોંચતાં એક મહિનો ને આઠ દિવસ થયા. સંઘપતિ દાનવીર શેઠ મોતીલાલ મુળજીએ આ પ્રસંગે ગુરુમહારાજની સમક્ષ તીર્થમાળ પહેરી. સંઘ પાલીતાણાથી પાછો ગયો. મહારાજશ્રી સાધુમંડળની સાથે એક મહિનો યાત્રાનો લાભ લેવા રોકાયા. મુનિવર્ય શ્રી મોતીવિજયજી મહારાજની સાથે આવેલ એક મુમુક્ષુને દીક્ષા આપી.

પાલીતાણાથી વિહાર કરી આપ ભાવનગર પધાર્યા. અહીં મુનિશ્રી મિત્રવિજયજી તથા મુનિશ્રી ઉદયવિજયજીની વડી દીક્ષા પંન્યાસજી મહારાજશ્રી કમળવિજયજી મહારાજના શુભ હસ્તે થઈ. ભાવનગર, ઘોઘા, વરતેજ થઈ આપ શિહોર પધાર્યા. શિહોરથી વિહાર કરી વળા આવ્યા. અહીં તપગચ્છ તથા લોંકા ગચ્છમાં મતભેદ હતો. તે માટે મહારાજશ્રીએ પ્રયત્ન કર્યો અને તેનું પ્રયત્નપૂર્વક સમાધાન કરવામાં આવ્યું. ધોલેરાના ભાઈઓની વિનતિ ઘણા વખતથી હતી. તેથી વળાથી વિહાર કરી ધોલેરા પહોંચ્યા. ધોલેરાના સંઘમાં મહારાજશ્રીના આગમનથી અપૂર્વ ઉત્સાહ હતો.

જૈનો અને બીજા ધર્મના ભાઈઓ પણ મહારાજશ્રીના સ્વાગતમાં ઘણી મોટી સંખ્યામાં હતા. ઘણા વર્ષે પંજાબની ભૂમિને પાવન કરતા ગૂજરાતમાં આવેલા પોતાના મુનિરત્નને માન આપવા આખુંએ શહેર આનંદમગ્ન હતું. આખુંએ શહેર સુશોભિત બનાવ્યું હતું. લગભગ ૧૧ તો દરવાજા બનાવ્યા હતા. હિંદુ-મુસલમાન બધાએ આ કાર્યમાં સહાયતા આપી હતી. બજારની શોભા નિરાળી હતી. બેંડના મધુર સરોદ તથા ભજનમંડલીઓના સુંદર ગાનોથી આખું શહેર ગાજી રહ્યું હતું. વચ્ચે વચ્ચે 'આત્મારામજી મહારાજની જય,' 'વલ્લભવિજયજી મહારાજની જય' 'જિનશાસનની જય' આદિ નાદથી આખું શહેર ગુંજી રહ્યું હતું. શ્રાવિકાઓની ભક્તિપૂર્ણ ગહુંલીઓ આખાએ રસ્તાને મધુર ગીતોથી ભરી રહી હતી. જગ્યાએ જગ્યાએ આ સાધુવૃંદના દર્શનાર્થે લોકોની ભીડ જામી હતી. ઉપાશ્રયમાં પહોંચી મહારાજશ્રીએ સાર્વભૌમ જૈનધર્મનો ઉપદેશ આપ્યો. મનુષ્યજન્મની સફળતા ધર્મ સિવાય બીજા કશા આલંબનથી શક્ય જ નથી તે વિસ્તારથી સમજાવ્યું. જ્યારે વ્યાખ્યાન પૂરું થયું ત્યારે વયોવૃદ્ધજનો 'વાહ વાહ' ઉચ્ચારવા લાગ્યા અને કહેવા લાગ્યા: 'આપણી ઉંમરમાં તો આવું સ્વાગત અને આવી સુધાવાણી પહેલી વાર સાંભળી. અહીં અઠાઈ મહોત્સવ આદિ ધર્મકાર્યો થયાં. અનેક જૈન-જૈનેતર ભાઈઓ ઉપદેશામૃતનું પાન કરી તૃપ્ત થયાં.

ધોલેરાથી વિહાર કરી ખંભાત પહોંચ્યા. ખંભાતમાં શેઠ પોપટભાઈ અમરચંદ મહારાજશ્રીને જોઈ અત્યંત

આનંદિત થયા. આજથી ૨૧ વર્ષ પહેલાં ગુરુમહારાજશ્રી આત્મારામજી મહારાજની પાસે ટોપી પહેરીને અભ્યાસ કરતા શાંત મુદ્રાવાળા, તેજસ્વી લલાટવાળા અને સંયમના વાંચ્છુ છગનભાઈને જોયા હતા. તેમને કલ્પના નહોતી કે એજ છગનભાઇ 'પંજાબની રક્ષા' ના અધિકારી બનશે, તેજ ગુરુદેવના નામને દીપાવશે. આજે તેમને જોઈ હર્ષાશ્રુથી ગદ્ગદિત થઇ ગયા. મહારાજશ્રીને વંદણા કરી ખંભાતમાં ચોમાસું કરવા પ્રાર્થના કરી પણ વડોદરાની વર્ષોથી વિનતિ હતી. વડોદરાનો શ્રીસંઘ મહારાજશ્રીની ઘણા દિવસોથી રાહ જોઇ રહ્યો હતો.



## જન્મભૂમિનું ઋણ

[ ૩૩ ]

ત્રણત્રણ વર્ષની તપશ્ચર્યા આજે ફળી. અમૃતસર –પંજાબથી વડોદરાના શ્રીસંઘની ગૂજરાત તરફ પધારવાની અને જન્મભૂમિને પાવન કરવાની પ્રાર્થના હતી. તેજ વર્ષમાં ગૂજરાત પહોંચવાની દૃષ્ટિએ વિહાર થયો. દુઃખી હૃદયે પંજાબ શ્રીસંઘે વિદાય આપી. તે દ્રશ્ય–પંજાબી ભાઈબહેનોની અશ્રુભરી આંખો અને ગુરુમહારાજના હર્યાભર્યા બગીચાના માળીની રવાનગી બધુંય આજે પણ યાદ આવે છે. દિલ્હીના શ્રીસંઘે મહારાજશ્રીને ચાતુર્માસ કરવા રોકી પાડયા અને ત્યાંનું નિમિત્ત નહોતું તેથી ઠેઠ ખીંવાઈથી ફરી ગુરુચરણોમાં ગુજરાવાલા શાસ્રાર્થ માટે આચાર્યશ્રી વિજયકમલ સૂરીશ્વરજી, ઉપાધ્યાયશ્રી વીરવિજયજી તથા પંજાબ શ્રીસંઘની પ્રેરણાથી જવું પડયું. ત્યાંથી આવતાં જયપુર રહેવું પડયું—ગૂજરાતને આંગણે પહોંચતાં જ પાલણપુરે મંગલકાર્યો માટે રોકી પાડયા અને રાધનપુરના દાનવીર શેઠ મોતીલાલ મુળજીના શ્રીસંઘમાં જઇ આનંદથી સિદ્ધાચળ ભેટી સૌરાષ્ટ્રના ગામોમાં ઉપદેશામૃતનું પાન કરાવતા આજે વડોદરામાં પગ મૂકયો—જન્મભૂમિને—પોતાના

પ્યારા વતનને યાદ કર્યું.

એક દિવસ હતો જ્યારે ગુરુદેવના વચનોએ જાદુ કર્યું, અને બાળક છગનનો અંતરાત્મા જાગી ઊઠયો. માતાનો સંદેશ "તીર્થંકરને ચરણે" તાજો થયો. એક દિવસ હતો, જ્યારે ગુરુની પાછળ છગન ઘેલો બન્યો હતો. એક દિવસ હતો જ્યારે અમદાવાદ પહોંચેલા છગનભાઇને ધાક ધમકીથી પાછા લાવવામાં આવ્યા હતા. એક દિવસ હતો જ્યારે કિશોર છગન જન્મભૂમિને છેલ્લા પ્રણામ કરી દીક્ષાની પાછળ દોડી ગયો હતો. એક વખત હતો અમદાવાદના પ્રેમાભાઈ શેઠે છગનભાઈની પરીક્ષા કરી હતી. એક દિવસ હતો પાલીતાણા નરેશે તેના સંયમની કસોટી કરી હતી. એક દિવસ હતો રાધનપુરના એક નિવાસમાં મોટાભાઈનો હૃદયપલટો થયો હતો અને એક દિવસ હતો જ્યારે અશ્રુભીની આંખે મોટાભાઈએ સંમતિ આપી હતી અને આપણા છગનભાઈ શાસન—ધર્મ અને સમાજનો ઉદ્યોત કરવાના પવિત્ર ઉદ્દેશથી ગુરુદેવના આશીર્વાદ મેળવી દીક્ષિત બન્યા.

વડોદરાનિવાસીના દિલોમાં ભારે ઉત્સાહ હતો, ભારે આનંદ હતો, અભિમાન અને ગૌરવથી આજ પોતાના મોંઘા રત્નને જોઈ જોઇ હર્ષથી નાચી ઊઠતા હતા. આજ તેમના શહેરનું એક બાળક, જેણે વડોદરામાં સૂર્યનું પ્રથમ દર્શન કર્યું હતું, જેનું બાળપણ વડોદરામાં ઘડાયું હતું, જેનું શરીર અહીંના અન્નજળથી પરિપુષ્ટ થયું હતું, જેણે પાળીપોષી મોટો કરી જગતના ચોકમાં મોકલ્યો હતો, જે કિશોરને વિદ્યાર્થી અવસ્થામાં અહીં જ ગુરુદર્શન થયું હતું, અહીં જ

જેનો આત્મા સંસારની અસારતાથી ઉદાસીન બની સંયમ માટે જાગૃત બન્યો હતો, એ જ વડોદરાનો જુવાન સંયમ ધારણ કરી પંજાબ જેવા દૂરદૂરના પ્રદેશો ખેડી, ગુરુદેવનો ઝંડો દિશદિશમાં ફરકાવી આજે પચીસ પચીસ વર્ષ પછી જન્મભૂમિમાં પદાર્પણ કરે છે. એક નાનો દેખાતો આત્મા આજે મહાન બન્યો છે. સમસ્ત પંજાબ, રજપૂતાના તથા સૌરાષ્ટ્રમાં પોતાના નામનો ડંકો બજાવતો, પોતાના ગુરુદેવના જયધ્વનિથી આકાશમંડળને ગુંજાવતો, જૈનધર્મનો ઉદ્યોત સાધતો, માતાપિતાને ધન્ય ધન્ય કહેવરાવતો પોતાના વતનને આંગણે આવે છે.

ખીમચંદભાઇના આનંદની તો સીમા ન હતી. સં. ૧૯૬૬ ના વૈશાખ સુદી ૧૦ ગુરૂવારના દિવસે સમારોહપૂર્વક પ્રવેશ મહોત્સવ થયો.

કેવી ગુરુકૃપા, કેવો ગુરુનો પ્રસાદ, કેવો ભાગ્યોદય કેવી બ્રહ્મચર્યની અમોઘશક્તિ અને સંયમની પ્રતિભા.

ચાતુર્માસ તો કર્યા સિવાય ચાલે તેમ હતું નહિ તેથી સં. ૧૯૬૬ નું ચાતુર્માસ અહીં પૂર્ણ કર્યું.

આ વખતે આપની સાથે ૧૯ મુનિરાજો હતા. વ્યાખ્યાનોની તો ધૂમ મચી. હજારો જૈનજૈનેતર ભાઇઓ હંમેશાં વ્યાખ્યાનનો લાભ લેવા લાગ્યા. અઠ્ઠાઇ કરવાવાળાને જમણનો કર આપવો પડતો તો' તે, પાલણપુરની જેમ બંધ કરાવ્યો.

ખીમચંદભાઈની ભક્તિ તો ભારે પ્રશંસનીય હતી. તેમણે વિચાર્યું આજે છગનભાઇ છગનભાઈ હોત તો મારે વિવાહ આદિમાં કેટલો બધો ખર્ચ કરવો પડત ? આજે

તો વડીલોના પુણ્યબળે અને તેમની પોતાની ભાગ્યરેખાના બળે તે અમારે ત્યાં મહાન આત્મા—સાધુ બનીને આવેલ છે તો મારે પણ લાભ લેવો જોઈએ. તેમણે શ્રીસંઘને વિનતિ કરી કે આ ચોમાસામાં જે કોઈ બહેન—ભાઈ મહારાજશ્રીના દર્શન માટે આવશે તેમનું આતિથ્ય હું કરીશ. પણ શ્રીસંઘે નવો રિવાજ પડી જવાની દૃષ્ટિએ નિયમ પ્રમાણે વારા રાખ્યા.

ખીમચંદભાઈએ બીજી માગણી કરી કે જે પંજાબી બહેનભાઈ મહારાજશ્રીના દર્શન માટે આવશે તેમનું આતિથ્ય તો હું જ કરીશ. આ વિનતિ માન્ય રાખી ઘણા સ્ત્રી—પુરુષો ગુરુમહારાજના દર્શને આવ્યા અને ખીમચંદભાઈએ તેમની ભાવપૂર્વક ભક્તિ કરી.

આ વર્ષ વડોદરાના શ્રીસંઘમાં ઘણા ઉપકારના કાર્યો થયાં. જૈન સંઘના ઉત્કર્ષ માટે યોજનાઓ પણ થઈ. આવશ્યક સુધારા પણ થયા. ચાતુર્માસ સમાપ્ત થતાં શાહ ખીમચંદ દીપચંદ તથા શાહ ચુનિલાલ ત્રિભુવનદાસ—મામા—ભાણેજ બન્નેએ મળી કાવી—ગંધારનો સંઘ કાઢયો તેમાં મહારાજશ્રી પણ સાધુમંડળ સાથે પધાર્યા. પાદરા, માલર થઈને સંઘ કાવી તીર્થ પહોંચ્યો. બધા યાત્રા કરી આનંદ પામ્યા. મહારાજશ્રીએ અહીં એકવીસ પ્રકારની પૂજા રચી. અહીં સાસુ—વહુના બે સુંદર અને આકર્ષક મંદિર છે. ત્રણ દિવસ કાવીમાં રહી સંઘ ગંધાર પહોંચ્યો.

“ અહા શું પ્રાચીન જાહોજલાલી અને આ આજની જર્જરિત દશા ! ” ગુરુમહારાજ ગંધારની દશા જોઈને

આઘાત પામ્યા. " ત્રણસો વર્ષ પહેલાં જે ગંધારમાં લાખો-ની વસ્તી હતી તે આજે વેરાન દેખાય છે. પાંચ પચીસ માણસો પણ નજર નથી આવતાં. જ્યાં હજારો મનોહર મહેલો ને અટારીઓ હતી ત્યાં ૨૦—૨૫ ઝુંપડાં દેખાય છે. જે સ્થાન સાયંસંધ્યા મંદિરોના ઘંટા—નાદથી ગાજી રહ્યું હતું ત્યાં એક ઘંટડીનો અવાજ માત્ર સાંભળવા મળે છે. જે ભૂમિ શ્રી હીરવિજયસૂરિ જેવા પ્રભાવિક પુરુષોએ પાવન કરી હતી અને જ્યાં દિવ્ય ઉપદેશઃ આપ્યો હતો જે ઉપદેશની પ્રતિધ્વનિ બાદશાહ અકબરના કાનો સુધી પહોંચી હતી તે સ્થાનમાં મુનિરાજોને ઉતરવા ઠામઠેકાણું નથી. આજ ગંધારના અવશેષો જોઈ જોઈને આંખો ભીની થાય છે. એક જિનાલય ઉંચું માથું કરી ગંધારની પ્રાચીન સ્મૃતિની યાદ આપે છે."

ગંધારની યાત્રા કરીને સંઘ ભરૂચ પહોંચ્યો. અહીં પંન્યાસજી મહારાજશ્રી સિદ્ધિવિજયજી–(હાલ આ. શ્રી વિજ-યસિદ્ધિસૂરિજી) મહારાજનું દર્શન કરી આનંદ પામ્યા. ત્રણ દિવસ તેમની સેવામાં રહ્યા. ભરૂચથી વિહાર કરી આપે જગડિયા તીર્થની યાત્રા કરી. તેઓની સાથે પં. શ્રી સિદ્ધિવિજયજી મહારાજના શિષ્ય મુનિશ્રી મેઘવિજયજી પણ જગડીયા સુધી આવ્યા હતા. અહીંથી સુરત પધાર્યા. સુરતમાં આપને પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી મહારાજ, શાંત-મૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ તથા પં. શ્રી સંપત-વિજયજી મહારાજનાં દર્શન થયાં. ત્રણે મુનિમહાત્માઓના ચરણકમલમાં સાદર વંદણા કરીને પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યા.

સુરતે મહારાજશ્રી તથા પ્રવર્તકજી આદિનું ભારે સ્વાગત કર્યું. જ્યારે ગોપીપુરામાં આવ્યા ત્યારે પંન્યાસશ્રી આનંદ સાગરજી મહારાજ (વર્તમાન આચાર્યશ્રી આનંદસાગરસૂરિ) તથા અન્ય સાધુમુનિરાજો તથા સાધ્વીજીઓ સામૈયામાં સામેલ થયા હતા.

આ સામૈયામાં લગભગ ૮૦ જેટલા સાધુસાધ્વીઓ હતાં. શ્રાવક સમુદાયનો તો પાર નહોતો. વડા ચાટાના ઉપાશ્રયમાં થોડા દિવસ રહી ગોપીપુરાના ઉપાશ્રયમાં પધાર્યા. અહીં સુરતમાં પાલીનિવાસી સુખરાજજી જેઓ થોડા વર્ષોથી વડોદરામાં રહેતા હતા અને શ્રી સોહનવિજયજી પાસે ધાર્મિક અભ્યાસ કરતા હતાઃ તે આપના વ્યાખ્યાનોથી વૈરાગ્ય રંગથી રંગાયા હતા, તેઓ વડોદરેથી સાથેજ આવ્યા હતા. દીક્ષા મહોત્સવ એમના મોટાભાઈ પુખરાજજીએ પોતાના પદરથી કર્યો હતો. શ્રી સુખરાજજીને સં. ૧૯૬૭ના મહા વદી ૬ રવિવારના રોજ દીક્ષા આપી સમુદ્રવિજયજી નામ રાખવામાં આવ્યું. તે શ્રી સોહનવિજયજીના શિષ્ય થયા. આજે ગુરુમહારાજના રહસ્ય મંત્રીનું કામ કરે છે. તેમને ૧૯૯૩ ના કારતક વદિ પાંચમે રાજનગર અમદાવાદમાં પંન્યાસ પદવીથી વિભૂષિત કરવામાં આવ્યા છે.

સુરતથી વિહાર કરી મિયાગામ પધાર્યા. ઈરાદો તો હતો પાલીતાણામાં ચોમાસું કરવાનો પણ મિયાગામના શ્રી-સંઘના અત્યાગ્રહને વશ થઈ ત્યાંજ રહેવાનો નિર્ણય કર-વામાં આવ્યો.

સં. ૧૯૬૭નું પચ્ચીસમું ચોમાસું મિયાગામમાં પૂર્ણ કર્યું.



## સમાધાન અને સુધાર

[ ૩૪ ]

"સાહેબ ! અમારા બન્ને ગામનો એક વખત એવો સંપ હતો કે ન પૂછો વાત ! પણ હમણાં આ પ્રકરણ બન્યું ત્યારથી ક્લેશ થયો છે અને તેનાથી બન્ને ગામને સુખ નથી." એક ભાઈએ વાત કરી.

"પણ તે કલેશને નાબૂદ કરવાનો કેમ કોઈ પ્રયત્ન નથી કરતું ?" મહારાજશ્રીએ પ્રશ્ન કર્યો.

"સાહેબ ! તે માટે ઘણીવાર પ્રયત્નો થયા પણ તેનો તોડ આવ્યો નહિ. અમારા પુણ્યે આપનાં પગલાં થયાં છે જો આપ તે હાથમાં લેશો તો જરૂર પાર પડી જશે. વાત તો છે મામુલી પણ તંત બંધાઇ ગયો છે." પેલા ભાઈએ મહારાજશ્રીને વચ્ચે પડવા માટે પ્રાર્થના કરી.

"આ કાયાથી કાંઇ શુભ થતું હોય તો હું તૈયાર છું. બે ગામના સ્વામી ભાઈઓમાં સંપ થાય તો ઘણું સારું. હું જરૂર પ્રયત્ન કરીશ." મહારાજશ્રીએ પોતાની તૈયારી બતાવી.

" ગુરુદેવ ! કાલે અષ્ટમી છે. બન્ને ગામના આગેવાનો વ્યાખ્યાનમાં આવશે. તેજ પ્રસંગે જો આપ બે શબ્દો કહેશો તો કામ થઈ જશે." તે ભાઈએ સૂચના કરી.

" હું પણ એજ વિચાર કરું છું."

× × ×

" તમે બન્ને ગામના આગેવાનભાઈઓ આજે હાજર છો. મારું સાધુનું કામ ટંટા–ફિસાદમાં પડવાનું નથી. તમારા સામાજિક બંધારણમાં દખલ કરવાનો મારો ઈરાદો પણ નથી, પણ જ્યારથી મેં સાંભળ્યું છે ત્યારનું મને ચેન નથી. બે ગામના સ્વામીભાઈઓ પર્યુષણ જેવામાં પણ સાથે બેસી આનંદથી જમી ન શકે અને નજીવા કારણસર વૈર–વિરોધ વધતાં જાય તે બરાબર નથી. બન્નેએ થોડી ઉદારતા રાખવી જોઈએ, જૈન સમાજમાં તો ક્ષમા એજ ભૂષણ છે. મને તો દુઃખ થાય છે માટે કહું છું. હું તો કાલે ચાલ્યો જઈશ પણ મારાથી તમારો રોટલો હક કર્યાનો આનંદ નહિ ભોગવાય. તમે ધારો તો આજેજ એક થઇ શકો છો. પર્યુષણમાં પણ આનંદ નહોતો તે તમે જોયું. હવે તો અમારો વિહાર કરવાનો દિવસ પણ આવી પહોંચ્યો. ભિક્ષા તો તમે આપો છો પણ જતાં જતાં મારે તો 'સમાધાન' ની ભિક્ષા જોઈએ છે. બોલો શું કહો છો ?"

મહારાજશ્રીના માર્મિક અને મધુર વચનોની જાદુઈ અસર થઈ. બન્ને ગામવાળાઓએ મહારાજશ્રી જે ચૂકાદો આપે તે મંજૂર કરવા ઇચ્છા બતાવી અને તે માટે એકબે દિવસમાં લેખિત પ્રાર્થનાપત્ર આપવા પણ જણાવ્યું.

શ્રોતાજનોને આનંદ અને આશ્ચર્ય થયું. પર્યુષણ જેવા પર્વોમાં જે કામ ન થયું, વર્ષોના પ્રયત્નથી જે ન સધાયું તે એક ક્ષણમાં થયું. કેવો ચમત્કાર ? કેવો પ્રભાવ ? વાણીનો જાદુ–પ્રેમનો પ્રભાવ, સમાજ સંગઠનની ધગશ અને સાધુતાની ઝલક પગલેપગલે પરખાય છે.

૧૯૯૮ ના કાર્તક સુદી ૧૩ ના દિવસે એક પ્રતિજ્ઞાપત્ર લખીને તેઓશ્રીને ચૂકાદો આપવા વિનંતિ કરી. દરમ્યાન મહારાજશ્રીએ બધી વસ્તુસ્થિતિ જાણી લીધી હતી. જરૂરી માહિતી મેળવી લીધી હતી અને જે જે ભાઈઓને પૂછવાનું હતું તે બધું પૂછીને પોતે નીચે પ્રમાણે ચૂકાદો આપ્યો.

**वंदे वीरम्**

(૧) પરમાત્મા શ્રી મહાવીર સ્વામી તથા ગુરુ મહારાજ શ્રીમદ્ વિજયાનંદસૂરિ–આત્મારામજી મહારાજને નમસ્કાર કરીને પ્રગટ કરું છું કે, આજે ચોમાસી ચૌદસ છે. તેથી કોઈ પણ જાતનો વૈર–વિરોધ શાન્ત થાય તો ચોમાસી પ્રતિક્રમણ સફળ થયું ગણી શકાય.

(૨) પ્રતિ વર્ષ પર્યુષણના દિવસોમાં વાંચવામાં આવે છે કે ઉદાયન રાજાએ પોતાના અપરાધી ચંડપ્રદ્યોત રાજાને રાજ્ય આપી તેને ક્ષમા આપી ત્યારે ઉદાયને પોતાનું સંવત્સરી પ્રતિક્રમણ સફળ થયું માન્યું.

(૩) આ ઝગડામાં તો એવી કોઈ વાત છે નહિ, કોઈને કાંઈ દેવાનું પણ નથી. માત્ર માનરૂપી તલવારને મ્યાનમાં રાખવાનું કામ છે. અને તે બન્ને પક્ષો માટે જરૂરી છે, કારણ કે આ ઝગડો બન્ને તરફની ખેંચતાણમાં વધી પડયો છે. આશા છે કે ઉદાયન રાજાનું દ્રષ્ટાંત ધ્યાનમાં રાખીને બન્ને પક્ષો પોતાના મનને શાન્ત કરી શ્રી જિનેશ્વર દેવના આજ્ઞાધારક બનશે.

(૪) હું સાધુ કહેવાઉં છું. જાતિ જાતિના ઝગડામાં કોઈ પણ જાતની દખલ કરવી સાધુતાને શોભાસ્પદ નથી. પણ દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરતાં છેવટે ધર્મ સંબંધી કાર્યોમાં બાધા પડવાની સંભાવના જોઈને પરસ્પર વૈર–વિરોધ શમે તે હેતુ માત્રથી તેમજ પંચોની તરફના દસ નેતાઓની પ્રબળ ઇચ્છાથી આ વિષય મારે મારા હાથમાં લેવો પડયો છે.

(૫) એ વાત તો નિઃસંદેહ છે કે જ્યાં બે પક્ષ હોય છે, ત્યાં ચૂકાદો દેનાર બન્ને પક્ષોને પરિપૂર્ણ રીતે સંતોષી શકે નહિ; તેમ છતાં બન્ને પક્ષો તે ચૂકાદાને માનવા પ્રતિજ્ઞાબદ્ધ ગણાય છે. આ વિષયમાં બને ત્યાં સુધી બન્ને પક્ષને સંતોષ થાય તેવો પ્રયત્ન કરવામાં કચાશ રાખી નથી. માટે આશા છે કે બન્ને પક્ષો સંતોષ ધારણ કરી ક્ષુદ્ર વાતોને પોતાના મનમાંથી કાઢી નાંખશે.

(૬) એમાં સંદેહ નથી કે જે ભાઇને માટે આ ઝગડો થયો છે તે વાસ્તવિક રીતે અપરાધી છે અને સજાને લાયક છે. કારણ બન્ને પક્ષોના ખાસ ખાસ માણસો પણ તેનું કાર્ય અનુચિત માને છે. અને અનુચિત કાર્ય થયું તો તે કરનાર અપરાધી છે જ. અને અપરાધીને યથોચિત દંડ મળે તે એક પ્રકારની નીતિ પણ છે, પણ અપરાધીના પુણ્યબળથી આજ પર્વ–દિવસ આવી ગયો છે.

(૭) પર્વને દિવસે તો સજા પામેલા અપરાધીને પણ મુક્ત કરી દેવો જોઈએ એમ શાસ્ત્રનો નિયમ છે. તે પ્રમાણે શ્રી હેમચંદ્ર સૂરિ મહારાજના ઉપદેશથી મહારાજા કુમારપાળે અને શ્રી હીરવિજય સૂરિ મહારાજના ઉપદેશથી બાદશાહ અકબરે જે કાંઈ કર્યું છે તે બધા જૈનો જાણે છે. તેથી આજે પર્વના દિવસે અપરાધીને કોઈપણ જાતની સજા કરવી હું ઉચિત સમજતો નથી, પણ અપરાધીને સજાથી મુક્ત કરવાની સૂચના કરૂં છું.

(૮) અદાલતને પણ એવી સત્તા હોય છે કે અપરાધ સાબીત

થયા છતાં અપરાધીને અદાલત ધારે તો દયા બતાવીને છોડી મૂકવામાં આવે છે.

(૯) આમ છતાં ખાસ ખાસ માણસો દ્વારા જાણી શકાયું છે કે તે ભાઈ પોતાની રાજીખુશીથી જ્ઞાતિને જમણ દેવા તૈયાર છે; તો હું તેમાં એટલું પરિવર્તન કરવું ઉચિત સમજું છું કે એની જગ્યાએ એક જ જમણથી બધા ભાઈઓ સંતોષ માને અને બીજા જમણમાં જેટલી રકમ થતી હોય તેટલી રકમ શ્રી સંભવનાથજીના મંદિરના જીર્ણોદ્ધારમાં આપે તો આ લોક અને પરલોક સાધ્યું ગણી શકાય. પણ આ કામ રાજીખુશીથી કરવાનાં છે. કોઈપણ પ્રકારની સજા કે દંડ રૂપ તો નહિ જ.

(૧૦) બાઈના ભરણપોષણને માટે, તે પોતાની ભલાઈ સમજી પોતાના પતિ તથા પંચાયતની ઇચ્છા પ્રમાણે વર્તન રાખે તો પંચાયતે તેનો યોગ્ય બંદોબસ્ત કરી આપવો જોઈએ. તે માટેની જવાબદારી દોશી વૃજલાલ શેઠ, શ્રી કસ્તુરચંદ શેઠ તથા જીણોરવાળા શ્રી વૃજલાલ દીપચંદ જે વયોવૃદ્ધ છે તથા જાતિના રીતરીવાજોથી પરિચિત છે તેઓને સોંપું છું.

(૧૧) નાના બાળકને માટે પણ વિચાર કરી લેવો જોઈએ. તેને માટે તેના દાદા રૂ. ૧૦૦૦) કોઈ બેંકમાં શેઠ નેમચંદ પીતાંબર, શેઠ મગનલાલ પીતાંબર તથા જીણોરવાળા શેઠ મુળચંદ પાનાચંદ તથા પોતાનું એમ ચાર નામથી કરાવે અને છોકરાના અભ્યાસ વગેરે માટે તેના વ્યાજમાંથી અને જરૂર પડે તો તેની મૂળ રકમમાંથી વાપરવાની તે ચાર ગૃહસ્થોને સત્તા આપવામાં આવે. દૈવયોગ તે રકમ કોઈપણ કારણથી પડી રહે તો તેને બીજા વિદ્યાર્થીઓના અભ્યાસમાં વાપરવામાં આવે. પણ તે વિદ્યાર્થીઓને ધર્મનું શિક્ષણ તો લેવાનું રહેશે જેથી ધર્મ પર તેની શ્રદ્ધા ટકી રહે.

તા. ક. હું પહેલાં કહી ચૂકયો છું કે આ ચૂકાદો એક સૂચના

રૂપ છે, સાધુ તરીકે મારે આવી બાબતો હાથ ધરવી ન જોઈએ પણ ધર્મ-વૃદ્ધિની દ્રષ્ટિથી મેં મારો ચૂકાદો આપ્યો છે.

વીર સંવત ૨૪૩૮, આત્મસંવત ૧૬ વિક્રમ સં. ૧૯૬૮ કાર્તક સુદી ૧૪ રવિવાર તા. ૫ નવેંબર ૧૯૧૧.

શ્રી. જૈન સંઘનો દાસ
**મુનિ વલ્લભવિજય**

આ ચૂકાદાથી બન્ને પક્ષોને સંતોષ થયો ઘણા વખતનો કલેશ મટયો. બધે શાંતિ પ્રસરી.

મીયાગામમાં જૈન પાઠશાળા પણ કોઈ કલેશથી બંધ થઈ ગઇ હતી. તે મહારાજશ્રીની પ્રેરણાથી ચાલુ થઈ અને તે હમેશાંને માટે ચાલુ રહે તેથી ત્યાંના કપાસીયાના વ્યાપારીઓ પર થોડાથોડા લાગો નાંખવામાં આવ્યો. અહીં ઉપાધ્યાયશ્રી વીરવિજયજી મહારાજ તથા રતલામ શ્રીસંઘની પ્રેરણાથી ઋષિમંડલની અને નંદીશ્વર દ્વીપની પૂજાઓની રચના કરી. મિયાગામથી વિહાર કરી આપ સુરવાડા થઈ વણછરા પધાર્યા. સુરવાડામાં આપના ઉપદેશથી ઘણા માંસાહારીઓએ માંસ અને દારૂનો ત્યાગ કર્યો.

૨

" સાહેબ! આપ પધાર્યા છો તો કૃપા કરી અમારું પંચ મળવાનું છે ત્યાંસુધી આપ સ્થિરતા કરો તો ઘણોજ લાભ થશે. અમારે ત્યાં કન્યાવિક્રયનો રિવાજ બહુ વધી પડયો છે, તો તે માટે આપશ્રી ઉપદેશ આપશો તો તેની મોટી અસર થયા વિના નહિ રહે." વણછરાના ચાર આગેવાનોએ વિનતિ કરી.

કાઠીઆવાડમાં તો કન્યાવિક્રય સાંભળ્યો છે, પણ શું ગૂજરાતમાં પણ કન્યાવિક્રય થવા લાગ્યો છે?" મહારાજશ્રીએ આશ્ચર્ય બતાવ્યું.

"મહારાજશ્રી! અહીં પણ ઘણા સમયથી છે. અમદાવાદ, પાટણ આદિ શહેરોમાં કન્યાઓ પૈસા લઈને આપવામાં આવે છે." આગેવાનોએ પરિસ્થિતિ સમજાવી.

"તમારું પંચ કેટલા ગામોનું છે અને ક્યારે મળવાનું છે."

"અમારૂં પંચ ૭૦ ગામોનું છે. અને તે બે દિવસમાં જ મળવાનું છે."

"ત્યાંસુધી તો જરૂર સ્થિરતા થશે. મારાથી બનતો પ્રયાસ પંચના સુધારા માટે કરીશ. તમે પણ મુખ્ય મુખ્ય આગેવાનોને પહેલેથી સમજાવી રાખશો."

"કૃપાનિધિ! આપની વાણીમાં તો એવો પ્રભાવ છે કે આપ ધારો તે કરાવી શકો. આ બધા ભાઈઓ તો આપના ઉપદેશ પ્રમાણે જરૂર સુધાર કરશે. અમે ઘણા વખતથી તે માટે પ્રયાસ તો કરીએ છીએ. આજે પંચના ભાગ્યયોગેજ આપ જેવા ગુરુ અહીં આવી પહોંચ્યા છો."

"એ તો ભાવીભાવ છે. નિમિત્ત પ્રમાણે થયા જ કરે છે. મારું-તમારું નિમિત્ત હતું તો આ પ્રસંગે જ મારે આવવાનું થયું. તમે નિશ્ચિંત રહેશો. પંચના કલ્યાણનો વિચાર આપણે જરૂર કરીશું."

વણછરા ગામમાં ૭૦ ગામના દશાશ્રીમાળીઓનું પંચ મળ્યું. મહારાજશ્રીએ જૈનધર્મ, જૈનસિદ્ધાંત અને જૈનસમાજ

વિષે વિવેચન કર્યું અને પંચને સમજાવ્યું કે "કન્યાવિક્રય જેવી ઘાતકપ્રથા જે જૈન સમાજમાં ચાલી રહી છે તે એક જાતની હિંસાજ છે એટલું જ નહિ પણ એ એકજાતનું કસાઈનું કામ છે. અરે. કસાઈતો મુડદાલનું માંસ વેચે છે જ્યારે કન્યાવિક્રય કરનાર જીવતાનું માંસ વેચે છે. પોતાના પ્યારા બાળકોને વેચવા એ કયાંનો ન્યાય? અને એ હરામનો પૈસો તો સાડાત્રણ દિવસ પણ નથી રહેતોઃ એટલુંજ નહિ પણ તે આપણું સત્યાનાશ લાવનાર થાય છે. દીકરીના નિસાસાનું શું પરિણામ આવે? કોઈ જૈન કન્યાવિક્રય કરે એ ધર્મ વિરુદ્ધનું વર્તન ગણાય. એ જૈન જ ન ગણાય."

આ માર્મિક વચનોની પંચને સારી અસર થઈ અને નીચે પ્રમાણે સુધારા કર્યાઃ—

"સંવત ૧૯૬૮ના કાર્તક વદી ૪ શુક્રવાર શ્રીદશાશ્રીમાળી પંચ સમસ્ત નીચે હસ્તાક્ષર કરવાવાળા ગામ વણછરામાં નીચે પ્રમાણે ઠરાવ કરીએ છીએ.

(૧) અમારી જ્ઞાતિમાં કન્યાવિક્રયનો રિવાજ પહેલેથી આજસુધી ચાલ્યો આવે છે. તે માટે શ્રી મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજી મહારાજના ઉપદેશથી અમારા પરિણામોમાં પરિવર્તન થયું અને તેથી તે રિવાજ બંધ કરવા માટે અમે આતુર થઈને મહારાજ સાહેબ સમક્ષ પ્રતિજ્ઞા કરવા તૈયાર થયા છીએ.

(૨) વિશેષ અમે પાટણ, અમદાવાદ આદિ પરદેશમાં કન્યાઓ આપતા હતા. તે હવેથી કન્યાઓ બહાર દેવાનું બંધ કરીએ છીએ. આટલી બંધી કરવા છતાં જો કોઈ

જાતિની ઈચ્છાવિરુદ્ધ અપરાધ કરશે તો તેને જાતિબહાર ગણવામાં આવશે. તેની સાથે કોઈપણ ભાઈ કોઇપણ જાતનો વ્યવહાર કરશે નહિ.

(૩) લગ્નપ્રસંગે ત્રણ દિવસ ગોરવ જમાડવાનો અને ચોથે દિવસે વરોંઠી કરવાનો ઠરાવ હતો તેને બદલે એમ ઠરાવવામાં આવે છે કે એક દિવસ 'ગૌરવ' કરવો અને એક દિવસ 'વરોંઠી' કરવી. વરોંઠી કન્યાના પિતાને ઘેરજ થાય અને તેને માટે વરવાળા રૂ ૧૦૧) કન્યાના બાપને આપે.

અહીં શ્રી ધરણેંદ્રપાર્શ્વનાથજીની અલૌકિક મૂર્તિના દર્શનથી અત્યંત આનંદ થયો. ત્રણ દિવસ પંચનું કામ ચાલ્યું. ત્રણે દિવસ વ્યાખ્યાન, પૂજા, પ્રભાવના, સ્વામી-વાત્સલ્ય આનંદપૂર્વક થતાં રહ્યાં.

વણછરાથી વિહાર કરી પાછિયાપુર પધાર્યા. અહીં અઠાઈમહોત્સવ આદિ સારી ધામધૂમ થઈ. પાછિયાપુરથી અન્યાન્ય ગામોમાં ઉપદેશ આપતા સિનોર પધાર્યા.

૩

"બાપજી! અમે તો સાંભળ્યું કે આપને રસ્તાના ગામોમાં આહાર પાણીની ભારે મુશ્કેલી પડી?" એક ભાઈએ વાત સાંભળીને ચિંતાથી પૂછ્યું.

"વાત તો ખરી! પણ તેમાં શું? સાધુજીવનમાં અનેક જાતના પરિસહો તો હોય છેને?" મહારાજશ્રીએ જવાબ આપ્યો.

"પણ સાહેબ! આ બધા ગામોમાં જૈનોના કોઇ-કોઈ ઘર તો છે જ!"

"અરે ભાઇ! તે ભાઈઓએ સાધુઓને જોયા હોય તોને! કોઈ દિવસ આપણા સાધુઓ એ ગામોમાં આવ્યા જ નથી ને! લોકો તો બધા ભોળા ભદ્રિક છે પણ તેને આહાર પાણી વહોરાવવા કેમ તેનું પણ જ્ઞાન ન હોય. શ્રાવક નામ માત્રના હોય, તેનો ધર્મ શો? દેવ—ગુરુ કોણ? તે ન જાણતા હોય તો તેમાં તેઓનો શો દોષ?"

"ગૂજરાત જેવા પ્રદેશમાં જ્યાં સેંકડો સાધુઓ વિચરે છે, ત્યાં આવા પ્રદેશમાં કોઈ ન આવ્યું હોય તે તો આશ્ચર્ય!"

"આશ્ચર્ય તો છે જ પણ તે વાત સાચી પણ છે જ. રસ્તામાં એવા ગામો પણ મેં જોયાં જ્યાં ૧૫—૧૮ વર્ષે સાધુઓનું જવાનું થતું હોય તો પછી સહેજે સમજી શકાય કે ઘણા પ્રદેશોમાં સાધુનો વિહાર ન જ થતો હોય. તેમાં રસ્તાની પણ મુશ્કેલી હોય. અમદાવાદ—સુરત જેવાં આહારપાણી પણ ન મળે એ બધું વિચારતાં મને તો નવાઈ નથી લાગતી."

"સાહેબ! તેનાથી તો જૈનસમાજની વસ્તી ઘટતી જતી જણાય છે."

"છે જ. પંજાબ, રજપૂતાના, દક્ષિણ, મધ્યપ્રાંત, બંગાળ, સંયુક્તપ્રાંત વગેરે પ્રદેશોમાં તો સાધુના વિહારો ન થવાને લીધે જૈનોની ધર્મભાવના ઘટી રહી છે. અને વસ્તીપત્રકમાં પોતાને જૈન નથી લખાવતા. અમે અમારી નજરે તે જોયું છે. પણ ગૂજરાત માટે એવું નહોતું જોયું —તે સંભવિત નહોતું. કારણ જ્યાં સાધુઓ વિચરતા હોય ત્યાં તો એવું ન જ હોય. પણ ગૂજરાતમાં પણ એવું જ

બને છે તે જાણી ભારે દુઃખ થયું. જ્યાં જ્યાં અમે ગયા ત્યાં અમે આહારપાણીનો વિચાર કર્યા વિના લોકોને સાચો ધર્મ અને દેવ–ગુરુ–ધર્મની સમજ આપવા પ્રયત્ન કર્યો છે."

સીનોરમાં આ બધા ગામોની પરિસ્થિતિ વિષે મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં પણ કહ્યું. સિનોરમાં એક મુસલમાનભાઇ મહારાજશ્રીની પાસે શંકા સમાધાન માટે આવતા હતા. તેમના ઉપર મહારાજશ્રીના ઉપદેશનો એવો પ્રભાવ પડચો કે તેમણે માંસત્યાગની પ્રતિજ્ઞા લીધી. એટલું જ નહિ તે વ્યાખ્યાનમાં પણ આવવા લાગ્યા અને વિહાર સમયે બે ત્રણ ગામો સુધી મહારાજશ્રીની સાથે આવ્યા.

સિનોરથી વિહાર કરી આપ કોરલ પધાર્યા. કોરલના શ્રાવકોને બહુ જ આનંદ થયો. ૧૮ વર્ષે ગુરુમહારાજના દર્શન થયાં. ૧૮ વર્ષ પહેલાં જ્યારે પ્રતિષ્ઠા થઈ હતી ત્યારે એક મુનિરાજ પધાર્યા હતા. શ્રીસંઘે ઉત્સાહપૂર્વક અઠ્ઠાઈમહોત્સવ કર્યો. આ ઉત્સવ જોવા માટે આસપાસના ગામોના લોકો પણ ઝુંડના ઝુંડ આવતા હતા. તેમાં એક આશ્ચર્ય થયું.

મંદિરજીમાં પૂજા ચાલતી હતી. નાથાલાલ ગવૈયા ઠાઠથી પૂજા ભણાવતા હતા. બધા મુનિરાજો પણ હાજર હતા. આજની પૂજા કોરલના એક સ્થાનકવાસી ભાઈની હતી. જે ગુરુમહારાજનું વ્યાખ્યાન સાંભળી મૂર્તિપૂજક સંઘમાં આવ્યા હતા અને તે પ્રસંગના સ્મરણમાં આજે તેમના તરફથી પૂજા હતી. પ્રત્યેક પૂજામાં ૧૧–૧૧ રૂપીઆનો ચડાવો તેઓના તરફથી થતો. ગુરુમહારાજ તેમની

બાજુમાં જ બેઠા હતા. છેલ્લી પૂજા શરૂ થવાની હતી. નાથાલાલ ગવૈયાએ વચ્ચે એક સ્તવન લલકાર્યું હતું. ત્યાં એક દોડતા આવતા માણસે તેજ શેઠને આવીને ખબર આપ્યા કે તેની પુત્રી રમતાં રમતાં મેડી ઉપરથી પડી ગઈ.

શેઠને ભારે ચિંતા થઈ! પૂજામાંથી ઉઠવું કે કેમ? હવે એક જ પૂજા બાકી છે! અરે આ કેવો કર્મનો ઉદય? શું હું આજે આ સંઘમાં આવ્યો તેની શિક્ષા તો નહિ હોય! શું કરવું! ભારે મથામણ થવા લાગી.

ગુરુમહારાજે કહ્યું "તમે ચિંતા ન કરો. ધર્મપ્રતાપે તમારી પુત્રીને કાંઈ જ નહિ થાય! છતાં તમે ખુશીથી જઈ શકો છો. પૂજા પૂરી થઇ જશે."

પિતાનો જીવ તો કેમ રહે. ગુરુમહારાજની રજા લઈને ઉઠયા અને ઘેર આવ્યા તો પુત્રી ઘરમાં બેઠી બેઠી રમતી હતી. પિતાએ પૂછ્યું કે બેટા કેમ કરતાં પડી ગઈ! ક્યાં વાગ્યું?

છોકરી તો હસતી હસતી કહેવા લાગી: "ઉપર અમે ઘરઘર રમતાં'તાં, તેવામાં બારીમાંથી પાણી સીંચતા ઉલળી પડી પણ નીચે કોઈએ મને ઝીલી લીધી. મને જરાએ વાગ્યું નથી." કેવું આશ્ચર્ય! ખરેખર ધર્મકાર્ય અને ધર્મદૃષ્ટિનું ફળ અદ્ભુત હોય છે. પેલા ભાઈ ગુરુદેવની પાસે આવ્યા ત્યારે પૂજા પૂરી થઈ ગઇ હતી. તે ગુરુચરણમાં નમી પડયા અને ગુરુમહારાજે તેમને આશીર્વાદ આપ્યા.

અહીંથી વિહાર કરી જુદા જુદા ગામોમાં વિચરતા ડભોઇ શ્રીસંઘની આગ્રહભરી વિનંતિથી આપ ડભોઇ પધાર્યા. ત્યાંથી નીકળેલા વડોદરાના સંઘમાં વડોદરા પહોંચ્યા.



[ ૩૪ ]

## મુનિસંમેલન

“સાહેબ ! જૈન સમાજમાં સાધુ સમાજની પ્રતિષ્ઠા આજે પહેલા જેવી કેમ નથી દેખાતી ?” વડોદરાના એક ગૃહસ્થે વાતવાતમાં સાધુસમાજની વાત કરી.

“જમનાદાસભાઇ ! હું શું કહું ? જૈન સાધુનો દુનિયામાં જોટો નથી. સાધુ—મુનિ—સંયતિ—યતિ—સંવેગી એ નામોમાં અને તેના ચારિત્ર્યમાં અસાધારણ શક્તિ છે. રાજા--મહારાજા જેની સામે મસ્તક નમાવે છે, અમીર, ઉમરાવ જેને શિર ઝૂકાવે છે, શેઠ શાહુકાર, ધની, માની, ગરીબ, તવંગર ભક્તિભાવથી ચરણરજ મસ્તક પર ચડાવે છે.” મહારાજશ્રીએ સાધુજીવનની મહત્તા કહી બતાવી.

“પણ સાહેબ એ તો ભૂતકાળની વાત થઈ. એવી ચારિત્ર્યપાત્ર મહાન વિભૂતિઓ તો આજે નથી જોવામાં આવતી.”

“જમાનાની અસર તો બધે હોય છે તેમ છતાં જૈન સાધુના આચાર આજે પણ શ્રેષ્ઠ ગણાય છે:”

"तेनी तो ना पाडी शकाय तेम नथी. पण आजे साधुसमाजनी शक्ति भिन्न भिन्न थई गई छे."

"तमारी वात तद्दन साची छे. अने आम ने आम चाल्युं तो समाज थोडा ज वर्षोमां छिन्नभिन्न थई जशे. ते पण हुं जोई शकुं छुं."

"माफ करशो साहेब! पण पहेलाना महापुरुषोए—राजाओने उपदेश आपी राज्यधर्म तरीके जैनधर्मने स्थापवाना तेमज ते द्वारा तीर्थस्थानो, जैनभंडारो, जैनमंदिरोनी रक्षा करी जैन भावना अने अहिंसाधर्मनो प्रचार करवानां महानकार्यो कर्यां छे, ते आजे स्वप्नवत बनी गयां छे."

"भाई! एज पंचमकाळनो प्रभाव. राग, द्वेष, अहंता, वगेरेथी साधु पण क्यां अलिप्त रह्यो छे. हुं जोई रह्यो छुं, प्रत्येक साधुमां—हुं पण तेमां ज आवी जाउं छुं—प्राचीन काळना महापुरुषोना तेज त्याग के तपस्या ओछां थतां मालुम पडे छे. अने आ विषे गंभीर विचार करवामां नहि आवे अने आ कमी पूरी करवाना जरूरी पगलां लेवामां नहि आवे तो साधुजीवननो निर्वाह भयमां आवी पडशे. जैनसमाजनुं कल्याण पण साथे भयमां हशे ज."

"साहेब! हुं तो गृहस्थी छुं. पण मने जैनसाधुता जगतभरमां श्रेष्ठ मालुम पडी छे, एटले ज दुःख थाय छे अने तेथी आप जेवा विचारक महात्मा साथे चर्चा करवा हिंमत करी छे. आप धारो तो तेनो उपाय करी शको. आपे कांईतो करवुं जोईए."

" હું તે વિષે ચિંતાતુર છું જ. અને તમારી સાથેની વાતમાંથી મને હમણાં એક નવો વિચાર સૂઝી આવ્યો છે."

" કૃપાળુ ! એવો કયો નવો વિચાર આવ્યો છે ?"

" મને લાગે છે 'મુનિ સંમેલન' કરવામાં આવે. બધા મુનિવરો એક વખત સાથે મળે. પોતાની પરિસ્થિતિનો—જૈન સમાજનો—પોતપોતાના સાધુજીવનનો પોતાના સંઘાડાના જુદાજુદા સાધુઓનો ગંભીરતાથી વિચાર કરે તો જરૂર થોડા અને ઉપયોગી નિયમો કરી શકાય અને તે દ્વારા સંગઠન સાધી શકાય. સાધુજીવનને વિશેષ તેજસ્વી કરી શકાય."

" ગુરુવર્ય આ 'મુનિ સંમેલન' ની યોજના બહુ જ સુંદર છે અને આજના સમયને બરાબર ઉપયોગી છે. તે માટે વડોદરા યોગ્ય સ્થાન છે. તેનો ખર્ચ અમે બેપાંચ ગૃહસ્થો ઉઠાવી લઈશું. આપ સત્વર તે માટે આંદોલન કરો અને જરૂર આપની યોજના પાર પડશે."

આપણા ચરિત્રનાયકના વિચારો સ્પષ્ટ હતા. પંજાબમાં સત્તર વર્ષ રહી ગૂજરાતમાં આવ્યા હતા. ગૂજરાતની પરિસ્થિતિ વિચિત્ર હતી. સાધુસમાજમાં સંગઠન નહોતું. ગૂજરાતના ગામોમાં પણ કેટલીક જગ્યાએ સાધુનો વિહાર દુર્લભ હતો. જે પ્રતિષ્ઠા, જે સન્માન, જે પ્રેમ, જે પૂજ્યભાવ અને ભક્તિ આજથી વીસ વર્ષ પહેલાં સાધુઓ માટે હતી તે કોણ જાણે આજે દેખાતી નહોતી. રાતદિવસ તેઓશ્રી આ પરિસ્થિતિનો અભ્યાસ કરતા હતા. છેવટે વડોદરામાં તેમને 'મુનિ સંમેલન' માટે વિચાર આવ્યો અને તે

નવીન વિચાર સાધુસંગઠન માટે અત્યંત ઉપયોગી જણા-
યાથી પહેલાં તેમણે આત્મારામજી મહારાજના સંઘાડાના
સાધુ સમુદાયનું સંમેલન થાય તો તે માટે પૂરેપૂરો પ્રયત્ન
કરવા નિર્ણય કરી લીધો. તે માટે માનનીય વૃદ્ધ આચાર્ય
શ્રી વિજયકમલસૂરિજી મહારાજ, ઉપાધ્યાયજીશ્રી વીરવિ-
જયજી મહારાજ, પ્રવર્તકશ્રી કાંતિવિજયજી મહારાજ, શાંત-
મૂર્તિશ્રી હંસવિજયજી મહારાજ આદિની સાથે પત્રવ્યવહાર
કરી તેઓની સંમતિ મળવાથી 'મુનિ સંમેલન'ની યોજના
કરી. જો આ સંમેલન સફળ થાય અને બેત્રણ વર્ષમાં
તેટલું સંગઠન સાધી શકાય તો બીજા સંઘાડાવાળા પણ
પોતાનું સંગઠન જરૂર કરશે.

આ માટે આપે લખેલ પત્રો જાણવા જરૂરી છે.

ૐ अर्हं ।

શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદ સૂરિભ્યો નમોનમઃ ।

ચરણકરણધારિ મુનિભ્યો નમોનમઃ ।

શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરિ સદ્ગુરુના સન્તાનીય સર્વ
મુનિમંડળના પાદપદ્મોમાં મુનિચરણોના દાસ વલ્લભવિજયજીની સવિ-
નય પ્રાર્થના છે કે—શાસ્ત્રકારોએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુ-
સાર ઉત્સર્ગવિવાદ, વિધિ પ્રતિષેધાદિપ્રતિપાદન કરેલ છે તે આપ
મહાત્માઓને સુવિદિત જ છે.

આજકાલ સમય કેવો છે! અને સમયાનુસાર આપણું કર્તવ્ય
શું છે; તે પણ આપ મહાત્માઓથી અજાણ્યું નથી. સૂતેલાને જગા-
ડવા તો ઉચિત છે પણ જાગતાઓને જગાડવાનો પ્રયાસ કરવો તે
તો મૂર્ખતા જ ગણાશે. તોપણ મારા મનમાં જે કાંઇ વિચાર આવ્યો
છે તે આપ મહાત્માઓના ચરણોમાં રજૂ કરુ છું. હું આશા રાખું

છું કે આપ મહાત્મા મારી મૂર્ખતાનો ખ્યાલ ન કરતાં તત્ત્વદૃષ્ટિથી વિચારશો.

શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદ સૂરિ સદ્ગુરુ જે આપણા પરમ ઉપકારી હતા અને જેઓશ્રીના ઉપકારોનો બદલો જન્મોજન્મમાં પણ વાળી શકાય તેમ નથી. સદ્ગુરુના ઋણુનો તો અન્ત જ ન આવી શકે. એ પરોપકારી મહાત્માના સ્વર્ગારોહણુ પછી આજ પર્યન્ત કોઈ એવો સમય નથી મળ્યો કે આપણે બધા એક જ સ્થાને મળી શકીએ. પણ હવે શાસનદેવ તથા ગુરુમહારાજની કૃપાથી તેવો સમય નિકટ આવ્યો દેખાય છે. એથી દિલ ચાહે છે કે, શ્રી ગુરુમહારાજના બધા સાધુઓનું કોઈપણ જગ્યાએ એકત્ર થવું અત્યંત આવશ્યક અને અપૂર્વ લાભદાયક થશે. જે મહાત્માઓના સુદર્શનનો લાભ આ મુનિ-ચરણોના દાસને નથી મળ્યો તે પ્રાપ્ત થાય અને પરસ્પર આનંદ થાય. તેમાં તો શક છે જ નહિ કે તમે અને હું આનંદગુરુના સન્તાનો છીએ ત્યાં નિરાનંદને અવકાશ છે જ નહિ; તથાપિ આજકાલના સમયાનુસાર એકત્ર સમ્મેલનથી અત્યાનંદ પ્રાપ્તિ સંભવિત છે.

શાસનદેવની કૃપાથી અને શ્રી સદ્ગુરૂમહારાજની કૃપાથી આજ-કાલના સમયાનુસાર જેટલો સમુદાય અને સંપ તથા જ્ઞાનક્રિયાદિ ગુણુ શ્રી ગુરુમહારાજજીના પરિવારનો લોકોના મુખે સંભળાય છે તેટલો બીજાનો નથી સંભળાતો. તો પછી એકત્ર સમ્મેલનથી શ્રી ગુરુમહારાજની અવર્ણનીય મહિમાની વૃદ્ધિ અને લોકોના ભાવોની વૃદ્ધિ થશે જ થશે.

આપના એકત્ર થવાથી અન્ય પરિવાર પણ આપનું અનુકરણ કરશે, તો પણ એક ગુરુમહારાજશ્રીના નામનો જયજયકાર થશે. આ બધા લાભોનો વિચાર કરી આ પ્રાર્થનાપત્ર આપની સેવામાં મોકલું છું. આશા કરવામાં આવે છે કે આપ આ યોજના માન્ય રાખશો. એજ.

વીર સંવત ૨૪૩૮ આત્મ સંવત ૧૬ મહા વદી ( પંજાબી ફાગણ ) ૧૨ બુધ.

સર્વ મુનિઓના દાસ
**વલ્લભવિજય**

તા. કઃ—મારી સમજ મુજબ આ કાર્ય શીઘ્ર થવું જોઈએ કારણ કે આ સમયે ઘણા મુનિવરો આસપાસમાં વિચરે છે. એથી જો આપ બધા મહાત્માઓને અનુકૂળતા હોય તો જેઠ સુદી ૫–૬–૭ એ ત્રણ દિવસો સમ્મેલન તથા અષ્ટમીના દિવસે બધા મળી શ્રી ગુરુમહારાજની તિથિનું આરાધન કરી આનંદની લહેર લૂંટીએ.

આ કામ માટે વીરક્ષેત્ર—વડોદરા મારી દૃષ્ટિએ અનુકૂળ દેખાય છે. તેમ છતાં આપ સર્વ મહાત્માઓને જે સમય અને ક્ષેત્ર અધિક અનુકૂળ હોય તે નિશ્ચિત કરવામાં આવે. આ દાસ બધી રીતે તૈયાર છે. પરન્તુ આ કાર્ય થવું તો અત્યંત આવશ્યક છે. એજ અન્તિમ પ્રાર્થના.

દઃ **મુનિચરણોનો દાસ વલ્લભવિજય**

આ યોજનામાં જે જે મહાત્માઓએ સમ્મતિ આપી હતી તેમના નામ તથા તેમની સમ્મતિઓ અહીં આપવામાં આવે છે.

(૧) ઉપરની યોજના અતિ–ઉત્તમ છે. એ માટે સર્વ મુનિઓનો એકત્ર થવું જરૂરી છે. અમે આવીશું માટે તમે પણ જરૂર આવો.

**કમલવિજય દઃ ખુદ** ( આચાર્ય )

(૨) સર્વ સમુદાયના મુનિયોનું એક જગ્યાએ મિલન થવું યોગ્ય છે. ફાયદો દેખાય છે. અમે પણ હાજર રહીશું.

દઃ **વીરવિજય** ( ઉપાધ્યાય )

(૩) મુનિ સંમેલનની ખાસ આવશ્યક્તા છે. તેમાં અનેક લાભ

ગર્ભિત રહેલા છે. એટલા માટે તે પ્રસંગ પર હાજર રહેવા અમે પણ ખુશી છીએ.

લિ. **હંસવિજય**

(૪) ઉપર લખેલું મને પણ મંજૂર છે.

લિ. **સંપતવિજય**

(૫) મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજના લખ્યા પ્રમાણે મુનિમંડળનું સંમેલન થવામાં અનેક લાભ ગર્ભિત છે. એટલા માટે સંમેલન થવાની ખાસ જરૂર છે. અમે તેમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ અને તે અવસર પર અમે આવવાને ખુશી છીએ. મુનિમંડળના સમ્મેલનને માટે ડભોઈ વિશેષ અનુકૂળ પડશે એમ અમારું માનવું છે. પણ વડોદરામાં થાય તો પણ અમને તેમાં કાંઈ પ્રતિકૂળતા નથી.

મુ. **કાંતિવિજય** દઃ પોતે
( પ્રવર્તકજી )
લિ. **અમૃતવિજય** દઃ પોતે

**સમ્મેલન ઉત્સવને શરૂ થવાને થોડી વાર હતી. તેથી દૂર હોવાના કારણે જે જે મુનિરાજોએ સંમેલનમાં આવી શકવાને અસમર્થતા બતાવી હતી તેઓને એક પત્ર મોકલવામાં આવ્યો હતો જે નીચે આપવામાં આવે છેઃ—**

શ્રી ૧૦૮ શ્રી આચાર્ય મહારાજશ્રી વિજયકમલસૂરિ, શ્રી ૧૦૮ શ્રી પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી, શ્રી ૧૦૮ મુનિ મહારાજશ્રી હંસવિજયજી આદિ ૩૭ મુનિ તરફથી તમયોગ્ય અનુવંદના, વંદના સાથે જણાવવાનું કે અહીં સુખશાતા છે, આપની સુખશાતાના સમાચાર દેશોજી. વિશેષ સ્વ. ગુરૂમહારાજ શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદ સૂરિ ( આત્મારામજી ) મહારાજશ્રીના પ્રતાપથી સાધુઓનું એક

સંમેલન થવાનું છે. દૂરનો મામલો, ગરમીની મોસમ વગેરેના કારણે આપનું આવવાનું બની શકે તેમ નથી તો લાચાર. તોપણ આપના ધ્યાનમાં સાધુ સમુદાયને ઉપકારી જે જે વાતો આવે જેનાથી શ્રી ગુરૂમહારાજના સમુદાયમાં એકતા તથા ઉન્નતિ થઈ શકે તે જલદી લખી મોકલશો જેથી શ્રી ૧૦૮ શ્રી ઉપાધ્યાયજી મહારાજશ્રી વીરવિજયજીના પધારવાથી તે બધી વાતો પર વિચાર કરી કાંઈક બંધારણ માટે વિચાર થઈ શકે અને તે દ્વારા સાધુઓને પોતાના કર્તવ્યમાં પ્રાયઃ સુગમતા થઈ પડે.

વડોદરા દઃ મુનિચરણોના દાસ

**વલ્લભવિજયની** ત્રિકાળ વંદણા.

આ પત્રોની નકલો મુનિમહારાજશ્રી જયવિજયજી, શ્રી અમરવિજયજી, શ્રી મોહનવિજયજી, શ્રી હીરવિજયજી, શ્રી સુમતિવિજયજી, શ્રી મોતીવિજયજી, શ્રી માણેકવિજયજી અને શ્રી અમીવિજયજીની પાસે મોકલવામાં આવી હતી.

મુનિ સંમેલનની વાત જૈન જનતાની જાણમાં આવી અને એક વિઘ્નસંતોષી પક્ષે ઈર્ષ્યાથી તેમાં આગ મૂકી. પણ આપણા ચરિત્રનાયકની પ્રતિષ્ઠા પંજાબથી ગૂજરાત સુધી ફેલાઈ રહી હતી. આચાર્યશ્રીના કાન ભંભેરવામાં આવ્યા પણ બધાનાં કાળજાં ઠેકાણે હતાં. ચાલબાજીમાં કોઈ આવે તેમ હતું નહિ. મુનિ સંમેલન બહુજ સફળ રીતે પાર પડયું અને આચાર્યશ્રીને તો આપણા ચરિત્રનાયક માટે તેમની બુદ્ધિશક્તિ અને વકતૃત્વશકિત તથા યોજનાશકિત માટે સારું એવું માન જાગ્યું. ગુરુદેવના નામને એક દિવસ વલ્લભ રોશન કરશે એમ તેઓ તે દિવસે સમજી શકયા.

આપણા ચરિત્રનાયકની યોજના પ્રમાણે વડોદરામાં

મુનિસંમેલન ત્રણ દિવસ માટે મળ્યું. પચાસ સાધુમુનિરાજો તે પ્રસંગે પધાર્યા હતા.

આ મુનિસંમેલનમાં ૨૪ પ્રસ્તાવો[1] ઠરાવો થયા હતા. આપણા ચરિત્રનાયકે મુનિસંમેલનનો ઉદ્દેશ સમજાવ્યો હતો. પ્રમુખ સ્થાનેથી આચાર્યપ્રવર શ્રી વિજયકમલસૂરીશ્વર મહારાજે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું, તેમાં તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે આ મુનિસંમેલનનું પૂર્ણ માન મુનિશ્રી વલ્લભવિજયજીને છે. આપણા ચરિત્રનાયકે મુનિસંમેલનને સફળતાથી પાર પાડવા પણ ભારે જહેમત ઉઠાવી હતી. ઠરાવો ઘડવા, તે વિષે ચર્ચામાં ભાગ લેવો, મુનિરાજોને તે માટે ચર્ચા કરવા પ્રાર્થના કરવી, ઠરાવોમાં સુધાર આવે તો તે પણ વિચારવા તથા આચાર્યશ્રી તથા ઉપાધ્યાયજી અને પ્રવર્તકશ્રીજીની સલાહ સૂચના પ્રમાણે વ્યવસ્થાપૂર્વક કરવા હરેક પ્રયાસ કર્યા હતા.

વડોદરાથી આચાર્યશ્રીની આજ્ઞાનુસાર સં. ૧૯૬૮નું ૨૬ મું ચોમાસું આપે ડભોઈમાં કર્યું. અને શાસનોન્નતિના ઘણા કાર્યો કરાવ્યાં.

૧ જુઓ યુગવીર આચાર્ય ભાગ-૨



## રાજદરબારમાં સન્માન

[ ૩૫ ]

"સાહેબ ! અમારા મહારાજા સાહેબ ધર્મનિષ્ઠ છે. આપ પધારો તો તેમને બહુ આનંદ થશે. આપ નજદિકમાં છો તેમ સાંભળી હું વિનતિ માટે આવ્યો છું." નાંદોદના બક્ષીવકીલ મહારાજા તરફથી વિનતિ કરતા બોલ્યા.

"બક્ષીજી ! તમારો તથા રાજાજીનો ધર્મપ્રેમ જાણું છું. પણ ત્યાં જૈનોનું એકપણ ઘર નથી તેથી સંકોચ થતો હતો." શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ પોતાનો સંકોચ જણાવ્યો.

"પણ સાહેબ ! અમારાં ઘર છે ને ? હું તો આપની કૃપાથી આપના આચાર જાણું છું. આપને ત્યાં બિલકુલ તકલીફ નહિ પડે. આપ જરૂર જરૂર પધારો." બક્ષીવકીલે આગ્રહ કર્યો.

"તો તો અમે જરૂર તે તરફ આવીશું. મીયાગામમાં અમારા એક વિદ્વાન મુનિરાજશ્રી વલ્લભવિજયજી છે, તેમને પણ લખી જણાવું. તે હશે તો વિશેષ આનંદ રહેશે."

શ્રી હંસવિજયજીએ સૂચના કરી.

“ જરૂર ! તેમનું નામ અમે પણ સાંભળ્યું છે. તેમને આજેજ લખી દેશો. અમે આપ સૌનું યોગ્ય સ્વાગત કરવા ઉત્સુક રહીશું.” બક્ષીજીએ આનંદ બતાવ્યો.

“ બક્ષીજી ! તમારે વિશેષ કામ રહે છે. તમે ખુશીથી જઈ શકો છો. પ્રતાપનગર આવીશું ત્યારે તમને અમે સમાચાર મોકલીશું. ” શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ બક્ષીજીને જવાની સૂચના કરી.

શ્રી હંસવિજયજી મહારાજશ્રીને નાંદોદના મહારાજાની વિનતિ થતાં તેમણે આપણા ચરિત્રનાયકને પત્ર લખ્યો. તેમાં નાંદોદની વિનતિ વિષે તથા ત્યાં થવાના લાભ વિષે જણાવ્યું તેમજ બક્ષીજી આવીને નિમંત્રણ આપી ગયા છે. તેમજ તેમણે તેમના ભાઈને પણ ફરીથી મોકલ્યા છે તો તુરત વિહાર કરી પ્રતાપનગર આવી મળો જેથી બન્ને આનંદપૂર્વક વિહાર કરી નાંદોદ પહોંચીએ.

મહારાજશ્રીને બીજો પણ તાકીદનો પત્ર મળ્યો અને મીયાગામથી સત્વર વિહાર કરી પ્રતાપનગર શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજશ્રીને મળ્યા. અહીં નાંદોદ રાજ્યના દિવાનસાહેબ મહારાજશ્રીના સ્વાગત માટે આવ્યા હતા. અહીંથી શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ, શ્રી સંપતવિજયજી મહારાજ તથા આપે અન્ય મુનિઓ સાથે વિહાર કર્યો. નાંદોદ અડધો માઈલ દૂર હતું. ત્યાં નાંદોદ મહારાજાની તરફથી મહારાજશ્રીના સ્વાગત માટે રાજસી ઠાઠમાઠ યુક્ત

રાજ્યની સ્વાગત સામગ્રી તથા નાંદોદના ભાઈઓ અને ડભોઈ સંઘની ભજનમંડળી વગેરે આવી પહોંચ્યું. બહુજ સુંદર સ્વાગત થયું અને આનંદપૂર્વક નાંદોદમાં પ્રવેશ કર્યો.

નાંદોદના રાજાજીએ વ્યાખ્યાનને માટે એક ખાસ મંડપ બનાવરાવ્યો હતો. રાજાજી આવ્યા તેમણે ત્રણે મુનિ મહારાજોને અભિનંદન કર્યું. પોતાને માટે બીછાવેલી ગાદી કઢાવી નાખી અને કહ્યું કે ‘ સન્તોના દરબારમાં બધા સમાન છે, અહીં ઉંચ નીચનો ભેદ ન હોય. મહારાજશ્રીને માટે પાટ રાખવામાં આવી હતી. શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ મંગલાચરણ કર્યું અને ગુરુનું સ્વરૂપ સમજાવ્યું પછી તેમણે આપણા ચરિત્રનાયકને વ્યાખ્યાન આપવા માટે કહ્યું. આપે ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યાયની પહેલી ગાથાનું ઉચ્ચારણ કરી વ્યાખ્યાનનો પ્રારંભ કર્યો:

સંસારમાં જીવોને ચાર પરમસાધન દુર્લભ છે. તે પરમસાધનમાં મનુષ્યત્વ, શ્રુતિ–જ્ઞાન, શ્રવણ–શ્રદ્ધા અને સંયમમાં આત્મશક્તિનો સદ્ઉપયોગ. આ મનુષ્યત્વ શું ? તે શાથી પ્રાપ્ત થાય ? જ્ઞાન શું ? અને તેનો શું ઉપયોગ ? શ્રદ્ધા એટલે શું અને સંયમમાં આત્મશક્તિનો વિકાસ કેવી રીતે થઇ શકે. આ વિષે અનેક દૃષ્ટાંતો આપી આ એકજ ગાથાને એવી સુંદર રીતે વિસ્તારથી સમજાવી કે બધા મુગ્ધ થઈ સાંભળી રહ્યા. લગભગ આઠ દિવસ સુધી આ એકજ ગાથાના ગાંભીર્ય અને રહસ્ય ઉપર મહારાજશ્રીએ નાના-મોટા બધાને તલ્લીન બનાવી મૂક્યા. વ્યાખ્યાનના બેત્રણ કલાકો ક્યાં ચાલ્યા જતા તે કોઈને જણાયું પણ નહિ.

રાજાજી પણ તેનો લાભ લેવા હમેશાં આવતા. એક દિવસ હાથજોડી બોલી ઊઠયાઃ " ગુરુદયાળ ! મારી ઉંમરમાં આ પ્રથમજ પ્રસંગ છે જ્યારે હું આ રીતે વ્યાખ્યાન સાંભળવા આવી શકયો છું. મેં વ્યાખ્યાન તો સાંભળ્યાં છે પણ આટલું મધુર, ગંભીર, હૃદયગ્રાહી, તેમજ આકર્ષક તો આજેજ સાંભળ્યું. હું આપના દર્શનથી કૃતકૃત્ય થયો છું."

ડભોઈનો સંઘ પોતાની સાથે પ્રભુપ્રતિમા લાવેલ જેથી આઠે દિવસ બપોરે ઘણાજ ઠાઠમાઠથી પૂજા ભણાતી. વ્યાખ્યાનની પેઠે પૂજામાં પણ સૌ લાભ લેતા.

૨

" પન્યાસજી ! જરા વલ્લભવિજયજી મહારાજને બોલાવોને! " શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ પં. સંપતવિજયજીને કહ્યું.

" કેમ સાહેબ ! શું હુકમ છે ? " વલ્લભવિજયજી મહારાજ સાહેબે પોતાને બોલાવવાનું કારણ વિનયથી પૂછ્યું.

" જુઓને, વડોદરાથી ડો. બાલાભાઈ મગનલાલનો પત્ર છે. તમારા વ્યાખ્યાનો વિષે ગૂજરાતી પત્રોમાં હમણાં હમણાં વિસ્તૃત સમાચારો આવતા જણાય છે. તે ઉપરથી વડોદરાનરેશની ઇચ્છા તમારું વ્યાખ્યાન સાંભળવાની છે. ડો. બાલાભાઇનો તો મને ખૂબ પરિચય છે. તેમનો આગ્રહ છે કે આપ જરૂર પધારો. શું કરીશું ? " શાંતમૂર્તિ શ્રી હંસવિજયજીએ વિગતથી વાત કરી.

" જેવી આપની ઇચ્છા ! હું તો આપનો આજ્ઞાપાલક છું. વડોદરા તો આપણે હમણાં જ સંમેલન વખતે હતા પણ આપને લાભ જણાતો હોય તો હું તૈયાર છું." આપણા ચરિત્રનાયકે નમ્રતાથી જવાબ આપ્યો.

બન્ને મુનિમંડલસહિત પ્રસન્નતાપૂર્વક વડોદરા નરેશના આમંત્રણનો સ્વીકાર કરી વડોદરા પધાર્યા. સમારોહપૂર્વક બન્ને મહાત્માઓનું સ્વાગત થયું. આ સમયે શ્રીમાન મહારાજશ્રી હંસવિજયજી તથા વિદ્વાન મુનિરાજ શ્રી વલ્લભવિજયજીનું આગમન વડોદરાનરેશના નિમંત્રણથી થયું હતું તેથી શ્રીમંત મહારાજાસાહેબની તબિયત બરાબર ન હોવા છતાં મહારાજાસાહેબ રાજમહેલમાં બન્ને મુનિરાજોને મળ્યા હતા. બન્નેએ યથોચિત ઉપદેશ આપ્યો હતો. મહારાજાએ વ્યાખ્યાન સાંભળી પોતાની પ્રસન્નતા દર્શાવી હતી અને સાર્વજનિક વ્યાખ્યાન માટે આગ્રહ કર્યો હતો.

આ ઉપરથી તા. ૯ માર્ચ ૧૯૧૩ તથા ૧૬ માર્ચ ૧૯૧૩ રવિવારે સાંજે ચાર વાગે ન્યાયમંદિરમાં બે વ્યાખ્યાનો માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. ન્યાયમંદિરમાં સાર્વજનિક વ્યાખ્યાન માત્ર સુપ્રસિદ્ધ વકતાઓનાં જ ગોઠવવામાં આવે છે. બન્ને વ્યાખ્યાનોમાં સભાપતિનું સ્થાન શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ શોભાવ્યું હતું.

આ વ્યાખ્યાનોમાં પં. શ્રી સિદ્ધિવિજયજી ( આચાર્ય ) મહારાજ તથા પં. શ્રી આનંદસાગરજી મહારાજ ( આચાર્ય ) નો શિષ્ય સમુદાય પણ હાજર હતો. બધા મળી લગભગ ૩૫ સાધુઓની હાજરી હતી. વડોદરાના આ વ્યાખ્યાનોમાં

મોટામોટા અધિકારીઓ પણ આવ્યા હતા. મુખ્ય મુખ્યના નામ નીચે આપવામાં આવે છે.

શ્રી હિં. બા. આનંદરાવ ગાયકવાડ, દી. બ. સમર્થ સાહેબ, શ્રી રા. રા. સંપતરાવ ગાયકવાડ, શ્રી અવચિતરાવ ગાયકવાડ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, શ્રી. રા. નૃસિંહરાવ ઘોરપડે, શ્રી વાઘોજીરાવ રાજશિર્કે, રા. ચીમનલાલ શામળદાસ, રા. બ. લક્ષ્મીલાલ દોલતરામ, રા. રામચંદ્ર દિનકર ફડકે, કેપ્ટન બલદેવપ્રસાદ, મે. નવાબ નસરૂદીન સાહેબ, શ્રી સારંગપાણિ જજ, શ્રી અબ્બાસસાહેબ તૈયબજી જજ, તર્કવાચસ્પતિ પં. બદ્રનાથશાસ્ત્રી, મી. આંબેગાવકર તથા શ્રી લાલભાઈ ઝવેરી તેમજ પાટણના સુપ્રસિદ્ધ વકીલ શ્રી લહેરૂભાઈ.

સભાસ્થાનમાં સારી મેદની હતી. પ્રારંભમાં શ્રી. લાલભાઈ ઝવેરીએ મહારાજશ્રીનો પરિચય આપતાં જણાવ્યું કે:—

"આપની વિદ્વતા અને સાધુતાના સંબંધમાં વિશેષ કહેવું સોના પર ઢોળ ચઢાવવા જેવું છે. મુનિરાજ શ્રી વલ્લભવિજયજી જૈનશાસ્ત્રના અને તત્ત્વજ્ઞાનના જ્ઞાતા છે. પંજાબ–મારવાડ–ગૂજરાતના ગામોમાં વિચરી જૈન ધર્મનો ઉદ્યોત કર્યો છે. તેઓ માત્ર જૈન શાસ્ત્રો જાણે છે તેમ નથી પણ બીજા શાસ્ત્રોનો પણ સારો અભ્યાસ તેમને છે. તેમની વિદ્વતાનો પરિચય તો તેમના વ્યાખ્યાનો આપશે. હું તો એટલું જ ઉમેરીશ કે જેમ મહારાજાસાહેબના ન્યાયશાસન, પ્રજાપ્રિયતા તથા વિદ્યાપ્રેમ આદિ શ્રેષ્ઠ ગુણોદ્વારા સંસા-

રભરમાં ફેલાયેલી તેઓશ્રીની નિર્મળ કીર્તિનું આપણને અભિમાન છે તેમજ મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજની જન્મભૂમિ વડોદરા હોવાથી તેમના નિર્મળ ચારિત્ર્ય અને પરોપકારી જીવન માટે આપણને અભિમાન છે."

આ પછી 'ધર્મતત્ત્વ[1]' વિષે અને બીજે દિવસે 'સાર્વજનિક ધર્મ[2]' વિષે વિસ્તૃત અને આલોચનાત્મક હૃદયંગમ વ્યાખ્યાનો આપ્યાં.

બીજા દિવસના વ્યાખ્યાનમાં એક મજાની વાત થઈ. વ્યાખ્યાન ચાલતું હતું. સાર્વજનિક ધર્મની આલોચના થતી હતી. એક પછી એક ધારાપ્રવાહ ચાલુ હતો. દલીલો ઉપર દલીલો અને દૃષ્ટાંતો ઉપર દૃષ્ટાંતો આવતાં હતાં. શ્રોતાજનો ખૂબ આનંદમાં મગ્ન દેખાતા હતા ત્યાં ઘડીયાળે ટકોરા બજાવ્યા અને શાંતિમાં ભંગ કર્યો. મહારાજશ્રીએ કહ્યું: "મારી—તમારી વચ્ચે આ ઘડિયાળ જુદાઈ પોકારે છે. તેની વાત પણ સાચી છે. જૈન સાધુ રાત્રિભોજન નથી કરી શકતા તેમ નથી રાત્રે જળ લઈ શકતા, તે કોઈને ઘેર જઈને પણ નથી જમી શકતા, ન કોઈ ગૃહસ્થનું લાવેલું તે સ્વીકારી શકતા. તેમને પોતાને ઘેરેઘેર ભિક્ષા–ગોચરી જવાનું હોય છે. મારે તો આજે એકાસણું છે પણ મારા સાથીઓનો વિચાર કરવો રહ્યો. હવે સંક્ષેપમાં હું સમાપ્ત કરીશ."

"મહારાજશ્રી અમે તો હજી તૃષાતુર છીએ. હજી તૃપ્તિ થઈ નથી. આપ તો ઉપદેશામૃત આપો જ. સાધુ

---

૧. ૨. જુઓ 'યુગવીર આચાર્ય' ભાગ ૨.

મુનિરાજોને માટે રસ્તો કરી આપીએ છીએ.” શ્રીમાન સંપતરાવ ગાયકવાડે પ્રાર્થના કરી.

શ્રોતાજનોની શાંતિ માટે મહારાજશ્રીએ જે સાધુઓને જવું હોય તેઓને જવાને સૂચના કરી. રસ્તો પણ થઈ ગયો. કેટલાક સાધુઓ બેસી રહ્યા—વ્યાખ્યાનધારા ફરી ચાલી. જ્યારે વ્યાખ્યાનની પૂર્ણાહૂતિ થઈ ત્યારે હજારો મુખેથી ધન્ય, ધન્ય, અદ્વિતીય વિદ્વતા, મનોહર શૈલી, સુંદર વિચારધારા, વગેરે અનેક ઉદ્ગારો સંભળાયા



# શ્રી મહાવીર જૈનવિદ્યાલય

[ ૩૬ ]

"સાહેબ! ત્રણત્રણ વર્ષથી અમારી પ્રાર્થના ચાલુ છે. હવે તો આપ પધારો. મુનિસંમેલનનું કાર્ય પણ હવે તો પૂરું થયું." મુંબઈ માટે શ્રી મોતીલાલ શેઠે અને દેવકરણ શેઠે વિનતિ કરી.

"તમે તો જાણો છો ને! મુંબઈ જેવી નગરીમાં આવીને કાંઈ ધર્મ–સમાજ કલ્યાણનું કાર્ય ન થાય તો પછી આવવાનો અર્થ શો?" મહારાજશ્રીએ પોતાની હૃદયની ઇચ્છા વ્યક્ત કરી.

"મહારાજશ્રી! આપની ભાવના એવી છે તો મુંબઈ પણ કમ ન સમજશો. આપની ભાવના જરૂર પૂરી થશે. આપને તો સાહેબ! ક્યાં કોઈ કાર્ય સ્વાર્થદ્રષ્ટિથી કરવાનું છે. શ્રીસંઘના અને જૈન સમાજના ઉદ્યોત માટે કરવાનું છે. તેમાં અમારી પણ ઉન્નતિ જ છે. આપ પધારો અમારો આપને પૂરેપૂરો સાથ છે."

"પણ હું પૂજા કે અઠ્ઠાઈમહોત્સવ માત્રથી કે પ્રભા-

નાથી રચ્યું એવો ન માનશો. મારી આંતરિક ઈચ્છા તો
ઈ જુદી જ છે.” મહારાજશ્રીએ સ્પષ્ટતા કરી.

“ગુરુમહારાજ, મુંબઈ તો લક્ષ્મીનગર મનાય છે.
દારતા પણ મુંબઈના જેટલી બીજે થોડી જ દેખાશે.
યાપારી દ્રષ્ટિ તો જૈનોમાં છે જ પણ આપ કોઈ સમસ્ત
ન સમાજના કલ્યાણની યોજના બતાવશો, તો મુંબઈ
છું નહિ પડે. આપ ધારો છો તેથી વિશેષ આપશે.”

“ભાઈ ! હું તો તમારી કસોટી કરતો હતો. મને
બઈ માટે તો સારું માન છે. હવે તમે નિશ્ચિંત રહો.
ાનીમહારાજે દીઠું હશે તો હું ગુરુદેવની જયંતી મુંબઈ
ાવીને ઉજવીશ.”

“કૃપાનિધાન ! આપના નિર્ણયથી ચિત્ત પ્રસન્ન થયું.
ા વખતે આપની સેવાનો આ સેવકને લાભ મળશે.”

ત્રણ વર્ષથી મુંબઈના શ્રીસંઘની વિનતિ આવતી હતી,
ણ મુનિસંમેલન આદિ પ્રવૃત્તિને અંગે તે તરફ જવાતું
હિ. આ વખતે મુંબઈના ગૃહસ્થોએ આવીને મહારાજ-
ીને આગ્રહ કર્યો અને મહારાજશ્રીએ તે તરફ વિહાર
રવા વચન આપ્યું. બધા હર્ષિત થઈ મુંબઈ ગયા.

મહારાજશ્રી સોળ મુનિમહારાજ સાથે વડોદરાથી વિહાર
રી સુરત આદિ ગ્રામ-નગરોમાં ધર્મપ્રચાર કરતા દાદર
ધાર્યા. મુંબઈના ભાઈઓ તો મહારાજશ્રી વિરાર આવ્યા
ારથી આવવા લાગ્યા હતા. દાદરમાં શ્રી હેમચંદ અમ-
ચંદના બંગલામાં સ્થિરતા કરી. ત્યાં તો મોટી સંખ્યામાં
ોકો આવ્યા. ત્યાં ત્રણ દિવસ રહી ભાયખાલા પધાર્યા.

સં. ૧૯૬૯ના જેઠ સુદિ ત્રીજે મુંબઈ પધાર્યા. મુંબઈનું સ્વાગત અનુપમ હતું. જુદા જુદા મંડળોના દસ તો બેન્ડ-વાજાં હતાં. હજારો સ્ત્રી–પુરુષો સામૈયામાં આવેલા, રસ્તાઓમાં ભારે ભીડ હતી. મુંબઈની જનતાનો આનંદ ઉભરાઈ જતો હતો. પંજાબકેશરી, ગુરુદેવનું નામ રોશન કરનાર, પંજાબ–રાજપૂતાના મારવાડ, સૌરાષ્ટ્ર અને ગૂજરાતના ગામેગામ ઉપદેશધારા વહેવરાવતા, મુંબઈને આંગણે આવી પહોંચેલા, હજારોના પ્યારા શ્રી વલ્લભવિજયજીને સન્માનવા મુંબઈ ગાંડીઘેલી થતી હતી.

લાલબાગના ઉપાશ્રયમાં પહોંચી આપે મંગલાચરણ કર્યું. મીઠી મધુરી ઓજસ્વિની હિંદી ભાષામાં જે થોડા શબ્દો તે વખતે તેમણે મુંબઈના સન્માનને માટે કહ્યા, તે સાંભળતાં જ ધન્ય ધન્ય ના અવાજો થઇ રહ્યા. વ્યાખ્યાન શૈલીથી મુંબઇની જનતા મુગ્ધ થઈ ગઈ.

*

આજે ગુરુમહારાજની જયન્તી હતી. મુંબઈની જનતા સ્ત્રી–પુરુષો, સંઘના આગેવાનો તથા યુવકો હાજર હતા. ભારે ભીડ જામી હતી. મહારાજશ્રીએ એક મનનીય વ્યાખ્યાન આપ્યું:

“ મહાનુભાવો વ્યાખ્યાન અથવા મહાત્માઓના ચરિત્રકથનનું મૂલ્ય ત્યારે જ થાય છે, જયારે મહાત્માઓને પગલે પગલે ચાલવાનો પ્રયત્ન કરવામાં આવે. એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવાથી તો કોઈ પણ જાતનો વ્યાવહારિક લાભ નથી થતો. મહાત્માઓનાં ચરિત્ર આપણને, આપણા સાધ્યને સિદ્ધ કરવામાં બહુ જ મોટી સહાયતા કરે

છે. જંગલમાં માર્ગ ભૂલેલા મુસાફરને જેમ મનુષ્યના પગલાં માર્ગદર્શક બને છે, તેવીજ રીતે સંસારરૂપી અરણ્યમાં ભટકતા લોકોને મહાત્માઓનાં ચરિત્ર, સત્ય અને સરળ માર્ગદર્શક બને છે. અને તેજ મોક્ષપ્રાપ્તિમાં સહાયક બને છે. હું આશા કરું છું કે ગુરુદેવનું ચરિત્રશ્રવણ તમારા જીવનને પ્રદિપ્ત બનાવે.”

ગુરુમહારાજનું ચરિત્ર સંક્ષેપમાં કહીને ઉપસંહાર કરતા મહારાજશ્રીએ જણાવ્યું કેઃ—

“ ગુરુમહારાજના ચરિત્ર ઉપરથી સાધુ અને શ્રાવક બન્ને ઘણું ઘણું શીખી શકે છે. મહારાજશ્રીના વિહારનું પ્રમાણ, તેમની ઉપદેશપ્રણાલિકા, સ્વતંત્ર અને સત્ય ભાષણ, જગતના માન અને કીર્તિની આશ્ચર્યકારક ઉપેક્ષા, અન્ય ધર્માવલંબીઓને પોતાની વાત શાંતિથી ઠસાવવાની તથા તેમના હૃદયો પર પ્રભાવ પાડવાની રીતિ, તેમજ જૈનકોમમાં શાંતિ રાખવાની અપૂર્વ શકિત આદિ ગુણો સાધુઓને માટે અનુકરણીય છે. યદિ અમારો સાધુસમુદાય મહારાજશ્રીની નીતિરીતિ પ્રમાણે શાંતિ અને સરળતાપૂર્વક, પ્રેમ અને મમતાપૂર્વક નાના મોટા, જુવાન કે વિદ્વાન, અન્યધર્મી કે આપ્તધર્મી બધાને જૈનધર્મના સિદ્ધાંતો સમજાવવા પ્રયત્ન કરે તો તેમને ભારે સફળતા મળે અને જૈનધર્મનો પ્રચાર વેગપૂર્વક થઈ શકે. શ્રાવકો પણ તેમના જીવનમાંથી ઘણી ઘણી વાતો પોતાને માટે લઈ શકે છે. તેમણે બાળપણથી સત્યને શ્રેષ્ઠ માન્યું અને તે માટે ભારે પરિસહો પણ સહ્યા પણ છેવટે તેમણે તે જાહેર કર્યું અને પોતાનો માર્ગ લેવામાં

કોઇની પણ પરવા ન કરી. પોતાના આત્માને જે સ
લાગ્યું તે સ્વીકારી લેવામાં તેમણે પોતાના જીવનની સાથ
કતા માની. હંમેશાં ધર્મમાં પ્રવૃત્તિ રાખવી જોઈએ. ધ
વાન લોકોએ હમેશાં ગરીબ ભાઈઓના દુઃખ દૂર કર
આગળ આવવું જોઇએ. કલેશ કંકાસથી હમેશાં દૂર રહે
જોઈએ. પણ યાદ રહે હું મુંબઈના આલિશાન મહે
જોવા નથી આવ્યો, તમારો વૈભવ-વિલાસ જોઇ હું કે
રાચું ? મુંબઈ શહેર અને શ્રીસંઘના આગેવાનો, મા
ભાવનાઓ જાણો છો ? શ્રીમંતો મારા હૃદયના તાર શ
માટે ઝણઝણી રહ્યા છે તેનો ખ્યાલ તમને કયાંથી હોય
મારે તો ગુરુદેવનો સંદેશ ગામેગામ, શહેરેશહેર, મહોલ્લે
મહોલ્લે, ઘેરેઘેર, ઉપાશ્રયેઉપાશ્રયે, અને મંદિરેમંદિરે પહે
ચાડવાનો છે. તે માટે જ આ જીવન છે-તે માટે જ આ
શરીર છે. મુંબઈના ભાગ્યશાળી ભાઈબહેનો ! ગુરુદેવ
અંતિમ ભાવના મારા હૃદયમંદિરમાં પૂરાયેલી પડી
મુંબઈ તે માટે શું કરે છે ? આજે તો નહિ, સમય આ
હું મારા અંતરના દ્વાર ખોલીશ. અને તમારે તે મા
તૈયારી રાખવાની છે.”

આ ચોમાસામાં અઠ્ઠાઇમહોત્સવ, શાન્તિસ્નાત્ર, પૂ
પ્રભાવનાદિ ધર્મકાર્ય ખૂબ સારી રીતે થયાં. ઉપધાન પ
થયાં પણ આ ઉપધાન ક્રિયામાં એક વિશેષતા હતી. કો
પણ ભાઈબહેનના ઉપર કોઈપણ જાતનો કર નહોતો. ગરી
-અમીર બધા એક સમાન હતા. ક્રિયા કરાવવાવાળા સા
ઓને ક્રિયા કરાવી દેવા સિવાય બીજી કોઈ વાતની પંચા
નહોતી. આ ઉપધાનની નીતિરીતિ અનોખી હતી. આ

પણ મુંબઈવાસીઓ તે યાદ કરે છે.

*

આજે ચતુર્દશી હતી. મુંબઈના આગેવાનો લગભગ બધા આવેલા હતા. સ્ત્રી–પુરુષોની ભારે ભીડ હતી. આજે રવિવાર હોવાથી અને બજારો–ઓફિસો બંધ હોવાથી વ્યાખ્યાનના સમય પહેલાં લોકો આવવા લાગ્યાં હતાં. અનેક કુટુંબો આજે વખત લઈને મહારાજશ્રીના દર્શન તેમજ વ્યાખ્યાનનો લાભ લેવા આવ્યાં હતાં.

મહારાજશ્રી પધાર્યા અને બધાએ ઊભા થઈ માન આપ્યું. વ્યાખ્યાન શરૂ થયું. **ज्ञानक्रियाभ्यां मोक्षः!** એ એકજ સૂત્ર લીધું અને તેનું વિવેચન ધીર ગંભીર રીતે ચાલ્યું. દૃષ્ટાંતો અને પ્રમાણો, મહાત્માઓનાં વચનો અને શાસ્ત્રના વાકયોથી જ્ઞાન અને ક્રિયા વિષે રસપ્રદ ચર્ચા કરી. આવા ગહન અને તાત્ત્વિક વિષયને એવો સરળ કરીને મધુરતાથી સમજાવ્યો કે બધા શાંતિથી અને એક ધ્યાનથી સાંભળી રહ્યા. પ્રાથમિક વ્યાખ્યાન પૂરું થયું અને ગહુંલી પછી શ્રોતાજનોને એક નજરે નિહાળી હૃદયમાં આજસુધી ભંડારી રાખેલો પ્રશ્ન ઉપાડયો.

“ મહાનુભાવો ! ગુરુદેવની જયંતિ પ્રસંગે મેં એક વાત કરી હતી કે મારું કામ તો એ ગુરુદેવના સંદેશ-વાહકનું છે.સંસારમાં શિક્ષા વિના કોઈનું કામ ચાલતું નથી–ચાલવાનું નથી નથી ધર્મ સધાતો, નથી વ્યવહાર સધાતો. વર્તમાનમાં તો તેની આવશ્યકતા કેટલી વધી છે તે તમે સૌ જાણો છો. ચારે તરફ વિદ્યાની વૃદ્ધિ દેખાય છે. જમાનો

વિકાસની તરફ આગળ વધી રહ્યો છે. ધર્મ અને વર્તમાન સભ્યતામાં મોટો ભારે સંઘર્ષ થઇ રહ્યો છે. આધુનિક સભ્યતાનું જોર એટલું અધિક થઈ ગયું છે કે ધર્મ ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠયો છે. આવી દશામાં ધર્મની રક્ષાને માટે એ વાતની અત્યંત આવશ્યકતા છે કે આધુનિક વિદ્યા-અભ્યાસની સાથે સાથે ધાર્મિક શિક્ષણ પણ આપવાનો પ્રબંધ કરવામાં આવે, એટલું જ નહિ પણ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ આધુનિક સભ્યતાની આંખોથી બતાવવામાં આવે તો ધર્મ અને આધુનિક સભ્યતામાં કેટલું અન્તર છે તે આજના યુવકો સમજી શકે. તેઓ સમજી શકે કે જેટલું અન્તર સૂર્ય અને પતંગિયામાં છે, જેટલું અન્તર અંધકાર અને પ્રકાશમાં છે, જેટલું અંતર સોનું અને પિત્તળમાં છે, જેટલું અંતર ગુલાબ અને કરેણનાં ફૂલોમાં છેઃ તેટલું જ અને તેથી વિશેષ અંતર ધર્મ–જૈનધર્મ–મનુષ્યધર્મ અને સ્વાર્થપરાયણ વર્તમાન સભ્યતામાં છે.

"ગુરુદેવ એક વખત પંજાબમાં વિચરતા હતા. લુધિયાનાથી આગળ વિહાર કરવાના સમયે એક આર્યસમાજી આવ્યા. ગુરુદેવની પ્રતિભા જ એવી હતી કે ભલભલા તેમને જોઇને જ નમી પડે. ગુરુદેવે સભ્યતાથી તેમને બેસાર્યા. તેમણે કહ્યું. 'મહારાજ, આપના કાર્યની પ્રશંસા સાંભળી આવ્યો છું. આપે પંજાબભરમાં મંદિરો કરાવ્યાં (ઉપદેશથી) હવે સરસ્વતી મંદિરો ક્યારે થશે.' ગુરુમહારાજે જે જવાબ આપ્યો તે આપણે સાંભળવા જેવો છે. 'લાલાજી! હું હવે તેનો જ વિચાર કરું છું. જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષઃ એ અમારું મૂળ સૂત્ર છે." એ અંતિમ ઇચ્છા તે તો

પૂરી ન કરી શકયા, પણ આ સેવક તે હૃદયમાં લઇને ગામેગામ ટેલ નાખી રહ્યો છે.

" ભાગ્યશાળીઓ ! તમારી કોમના—તમારી જ્ઞાતિના, તમારા ઘોળના—તમારાજ શહેરના કે તમારા જ ગામના હજારો બાળકોને જ્ઞાનદાન આપવાનો આ સુઅવસર છે. મુંબઇ તો અલબેલી નગરી છે. તેને લાખોના હિસાબ નથી. અહીંના શ્રીમંતોએ દેશને પોતાના દાનથી વારંવાર ઉજાળ્યો છે. જૈનસમાજ તેનો શો જવાબ આપે છે ? એક જ ભાગ્યશાળી ધારે તો એક વિદ્યાપીઠ ઊભી કરી શકે. પણ મારે તો સર્વ સાધારણ પાસેથી ફંડ કરવું છે. ધનવાન તેમની શકિત પ્રમાણે આપે—બીજા પોતપોતાની ઇચ્છા પ્રમાણે આપે. આ ફંડમાંથી એક મહાન સંસ્થા થશે, જે જૈનસમાજના ભૂષણ રૂપ થશે. મારી આ માગણીનો વહેલો મોડો જવાબ તમારે આપવાનો છે."

આ હૃદયના ભાવોની ભારે ચમત્કારિક અસર થઇ. નાના મોટા બધાના મનમાં કાંઈક કરવું જ જોઈએ તેવી ઊર્મિ થઈ આવી. થોડો વિચાર પણ ચાલ્યો પણ કેટલાક શ્રીમંતો બહાર ગામ હતા અને પ્રથમથી સારી રકમ ન લખાય તો ફંડ ભાંગી પડે—વળી સમયનો પરિપાક નહિ હોય તેથી ભવિષ્યના કોઈ સમયને માટે તે વાત મુલતવી રાખવી પડી.

મહારાજશ્રીના વ્યાખ્યાનો અને પ્રવૃત્તિઓની મુંબઇના સમાચાર પત્રોમાં તથા જૈન પત્રોમાં વિસ્તૃત નોંધ આવતી હતી. આ વ્યાખ્યાનની પણ સમાલોચના આવી

અને મુંબઈમાં એક મહાન યોજનાની તૈયારી ચાલે છે અને શ્રીમંત વર્ગનો તેને ખાસ ટેકો છે વગેરે હકીકત બહાર આવવાથી દૂરદૂરથી મહારાજશ્રી પર પત્રો આવવા લાગ્યા અને મુંબઈમાં એવી એક સંસ્થાની અત્યંત આવશ્યકતા છે, તેમજ આપની પ્રેરણાથી જરૂર તેવી સંસ્થા થશે તેવી સફળતા ઈચ્છતા સંદેશા પણ સંસ્થાની શરૂઆત થયા પહેલાં મળવા લાગ્યા. તેમાંનો એક પત્ર આપવામાં આવે છે.

**वंदे वीरम्**

મુ. અંબાલા સિટી.

તા. ૩૦–૭–૧૩ વિ. સં. ૨૪૩૯ આ. સં. ૧૮

અનેક મુનિગણ વિભૂષિત, મુનિગણસેવિત ચરણકમલ, શ્રીમાન શ્રી મુનિ વલ્લભવિજયજી મહારાજ, યોગ્ય સેવક લબ્ધિની વંદના મંજૂર કરશો. પત્ર લખવાનું પ્રયોજન એ છે કે આપની સુખશાતાના સમાચાર જણાવશો. કારણ કે આ પત્ર લખ્યા વિના તમારા સમાચાર દુર્લભ છે. તો હવે પત્ર લખશોજી.

સુખશાતાના સમાચાર ઉપરાંત ધર્મોન્નતિ કેવા પ્રકારની થઈ રહી છે તે પણ શિષ્ય દ્વારા લખાવવાની કૃપા કરશો. 'જૈન' પત્રમાં "વલ્લભવિજયજી મહારાજ અને જૈન પ્રગતિ" શિર્ષક લેખ વાંચવાથી જાણવામાં આવ્યું કે ગુરુમહારાજની યાદગારમાં મુંબઈમાં કોઇ નિશાની જરૂર થશે. કેમ ન થાય? આપ જેવા સદ્‌ગુરુચરણ સર્વસ્વ જાય અને તે પરમોપકારી આત્માનું નામ અમર ન થાય તથા હજારો નવીન યુગપ્રેમીને ફળદાયક ન થાય તો પછી કોના જવાથી થશે? આપણા સંપ્રદાયના નેતાઓમાં કોની પરમ ભક્તિ છે એમ વિચારતાં આપ પર દ્રષ્ટિ દોડે છે અને આનંદ થાય છે.

સમાચાર દેતા રહેશો. વિહારના કારણે ન તો હું કોઈ પત્ર લખી

શકયો, ન આપ. ચાલો આટલો સમય સુષુપ્તિમાં સમજી લઇશ. હવે જાગૃતિનો સમય છે.

દઃ લબ્ધિવિજય

( હાલ આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિજી )

*

આજે લાલ બાગમાં ધામધૂમ હતી. મહારાજશ્રીએ રચેલી શ્રી પંચપરમેષ્ઠીની પૂજા ભણાવવાની હતી. શેઠ હેમચંદભાઇએ પૂજાનો બધો ખર્ચ આપ્યો હતો. પંચ-પરમેષ્ઠિના ૧૦૮ ગુણ અનુસાર પૂજાની સામગ્રીની ૧૦૮ થાળીઓ તૈયાર કરવામાં આવી હતી. છત્રીસ સ્નાત્રી બન્યા હતા જે સાક્ષાત ઈન્દ્રની સમાન સુશોભિત દેખાતા. આ સ્નાત્રીઓમાં શેઠ હેમચંદભાઇ, શેઠ દેવકરણ મુળજી, શેઠ મોતીલાલ મુળજી, શેઠ નગીનભાઈ મંછુભાઈ, શેઠ લલ્લુ-ભાઇ ગુલાબચંદ, શેઠ ગોવિંદજી ખુશાલ, ઝવેરી મણીલાલ સૂરજમલ, શ્રી મોતીચંદ કાપડિયા સોલીસીટર આદિ મુંબઈના પ્રતિષ્ઠિત આગેવાન ધર્માત્માઓ હતા. આથી પૂજાનો આનંદ અનેરો હતો. પૂજા ભણાવવા માટે સંગીત-શાસ્ત્રી પ્રાણસુખભાઈ ગવૈયા અને સૂરતવાળા વિજયચંદભાઇ વગેરે હતા. સૂરીલા કંઠોમાંથી નીકળતી મધુરમધુર ધ્વનિ બધાને મુગ્ધ કરી રહી હતી. શ્રી ભાઈચંદભાઈ પહેલવાન તથા શ્રી મંગુભાઈ બન્ને શ્રાવકો વિધવિધ નૃત્યથી પોતાની પ્રભુભક્તિ પ્રદર્શિત કરી રહ્યા હતા. આ સમયે એવી મંત્ર મુગ્ધકર દશા, એવી તલ્લીનતા અને એવી એકતાનતા હતી જેવી રાવણની અષ્ટાપદ ગિરિપર. આ આનંદ—પૂજાનો ઠાઠ

પ્રભુ ભક્તિનો ઉલ્લાસ આજે પણ મુંબઈવાસીઓ ભૂલ્યા નથી.

"કૃપાનાથ! આ પ્રકારની પૂજા, આ પ્રકારના શેઠ દેવકરણભાઇ જેવા સ્નાત્રીઓ, અને આવી જાતનો અદ્વિતીય આનંદ મારા જીવનમાં તો મેં પહેલીવારજ અનુભવ્યો. આ આનંદના દાતા અને આવા સૌભાગ્યના દિવસો દેખાડવાવાળા તો આપજ છો." પૂજા પૂરી થયા પછી બધા આગેવાનો મહારાજશ્રીની પાસે બેઠા હતા તેમાં શેઠ નગીનભાઇ મંછુભાઈ બોલી ઉઠયા.

"નગીનભાઈ! ગુરુદેવનો પ્રતાપ છે. આપણે તો નિમિત્ત માત્ર છીએ." મહારાજશ્રીએ પોતાની લઘુતા બતાવી.

"મહારાજશ્રી! આવો આનંદ આપીને પછી આપ વિહારની વાત કરો છો તેથી અમારા હૃદયમાં ચોટ પહોંચે છે. આપ કૃપા કરીને બીજું ચોમાસું તો અહીંજ કરવાનો વિચાર રાખો." નગીનભાઇએ વિનતિ કરી.

"ભાગ્યશાળી! તમારી વાત તો માનું પણ મારી યોજનાને મૂર્ત સ્વરૂપ ન મળે તો બીજું ક્ષેત્ર પણ સંભાળવું ને?" મહારાજશ્રીએ ટકોર કરી.

"ગુરુદેવ! જે નવીન ભાવના માટે અર્થાત્ કોલેજમાં અભ્યાસ કરવાવાળા વિદ્યાર્થીઓ માટે વર્તમાન શિક્ષાની સાથે સાથે ધાર્મિક શિક્ષણ પણ દેવાની વ્યવસ્થાવાળી સંસ્થા ની યોજના આપ વિચારી રહ્યા છો! તે માટે આપ સાહેબ અત્રે હશો તો જરૂરા જરૂર કાર્ય થશેજ. અમે પણ તે માટે ચિંતિત છીએ." મોતીલાલ શેઠે પોતાની ચિંતા વ્યક્ત કરી.

"મોતીલાલભાઈ! તમે બધા આગેવાનો તો અહીં

હાજર છો. દિવસ પણ બહુ મંગળમય છે. વિચાર કરીને જવાબદારી ઉપાડી લ્યો. હું પછી ક્યાં જવાનો હતો ?" મહારાજશ્રીએ જવાબદારી લેવા સૂચના કરી.

"દયાનિધાન ! જવાબદારી તો શ્રીસંઘે સ્વીકારી છેજ. પણ આપના અહીં બિરાજવાથી સંઘનો ઉત્સાહ વધશે અને મારી ખાત્રી છે કે આપની મનોકામના પૂર્ણ થશે. માટે કૃપા કરી ચોમાસા માટે તો આપ હવે અમને હા પાડોજ પાડો." જીવદયા પ્રચારક સભાના મંત્રી શેઠ લલ્લુભાઈએ ખાત્રી આપતાં વિનતિ કરી.

"મહારાજ ! આપ દયાળુ છો, અમારી ઉપર દયા કરો અને એક ચોમાસાની ભિક્ષા તો અવશ્ય આપો. આપના રહેવાથી અપૂર્વ લાભ થશે." ત્યાં રહેલાં બધાં ભાઈ-બહેનોએ ગદગદિત સ્વરમાં પ્રાર્થના કરી.

"તમારી પ્રેમભરી લાગણીને હું કેમ નકારી શકું. જેવી શ્રીસંઘની ઇચ્છા. પણ જુઓ, હું ચેતવણી આપું છું. તમે લગભગ ઘણાખરા આગેવાનો હાજર છો. તમે થોડા દિવસમાં વિચાર કરીને નિર્ણય કરી લ્યો. મારે તો એક સંસ્થાનું ખાતમુહૂર્ત કરાવીને જવું છે. વિશેષ તો હું તમને શું કહું ?" મહારાજશ્રીએ પોતાની છેવટની ઇચ્છા પ્રદર્શિત કરી.

"ગુરુપ્રતાપે સૌ સારાં વાનાં થઈ રહેશે. આપ નિશ્ચિંત રહેશો." દેવકરણભાઇએ છેવટે બે શબ્દ કહ્યા અને બધાને ભારે આશ્વાસન મળી ગયું.

"સાહેબ ! આપની પ્રેરણાથી સંસ્થા માટે ફંડ થઈ

રહ્યું છે. સારી રકમ થવાની આશા છે. યોજના પણ તૈયાર છે. ” મોતીચંદભાઈએ શુભ સમાચાર આપ્યા.

“ મોતીચંદભાઇ ! મુંબઈને એજ શોભે ! જુઓ હું તો માનું છું કે આ સંસ્થા જૈન સમાજમાં અદ્વિતીય સંસ્થા થશે. પણ યોજનામાં ધાર્મિક શિક્ષણ માટે ખાસ વ્યવસ્થા રાખશો. ” મહારાજશ્રીએ ધાર્મિક શિક્ષણ માટે ખાસ ભારપૂર્વક સૂચના કરી.

“ મહારાજશ્રી ! તેની વ્યવસ્થા પહેલેથી રાખી છે, પણ નામ વિષે શું કરવું ? ’

“ કેમ ! નામ માટે વળી શું મુંજવણ આવી પડી ? ”

“ સાહેબ ! કેટલાક કહે છે કે શ્રી વલ્લભ જૈન વિદ્યાલય રાખીએ. ” એક ગૃહસ્થે જણાવ્યું.

“ વળી કેટલાક ગુરુદેવના નામથી “ શ્રી આત્માનંદ જૈન વિદ્યાલય ” રાખવા ઈચ્છે છે ” બીજા ગૃહસ્થે બીજું નામ સૂચવ્યું.

“ અને કેટલાક ભાઈઓ ‘ શ્રી આત્મવલ્લભ જૈન વિદ્યાલય ’ નામ આપવા ખુશી છે. ” એક ભાઈએ નવીન નામ જણાવ્યું.

“ સાહેબ ! આપજ કહો ? આ બાબતમાં શું કરવું ? ” મોતીલાલ શેઠે સીધો પ્રશ્ન કર્યો.

“ હું સંસ્થાની સાથે મારું નામ જોડવાની અનુંમતિ તો કોઈપણ વાતે નથી જ આપી શકતો. તે હરગીજ નહીં જ બને. ગુરુદેવના નામ વિષે મારો વિરોધ તો હોય જ નહિ. તે તો

આનંદ ને ગૌરવની વાત છે, પણ હું તો કહીશ કે સંસ્થાના નામની સાથે અમુક વ્યકિત વિશેષનું નામ જોડવાથી તે સંસ્થાની સાર્વદૈશિકતા નષ્ટ થઈ જાય છે. તે એક પક્ષની સંસ્થા બની જાય છે, અને તેનું પરિણામ એ આવે કે થોડાજ દિવસોમાં તે બંધ થઇ જાય છે. તેથી મારી તો તમને બધાને એજ સૂચના છે કે એવું નામ રાખવું જોઇએ જે નામ બધાને માન્ય હોય અને સંસ્થાની સાર્વદૈશિકતા નષ્ટ ન થાય." મહારાજશ્રીએ સ્પષ્ટતાથી જણાવ્યું.

બધાને એ વાત ખૂબ રૂચિ અને તેમનું દ્રષ્ટિબિન્દુ પણ બધા સમજ્યા. છેવટે "શ્રી મહાવીર જૈન વિદ્યાલય" નામ રાખવામાં આવ્યું. તે માટે રૂ. ૫૦૧૩૦) થઈ ગયા.

સં. ૧૯૭૦ ના જેઠ સુદી આઠમને દિવસે સ્વ. મહારાજશ્રી ૧૦૦૮ શ્રી વિજયાનંદ સૂરીશ્વરની જયંતિ મુંબઈમાં બીજી વખત ઉજવવામાં આવી. તેમાં આપે જે વ્યાખ્યાન આપ્યું તે અપૂર્વ હતું.

સં. ૧૯૭૦ નું ૨૮ મું ચોમાસું મુંબઈમાં આનંદપુર્વક સમાપ્ત થયું. મહારાજશ્રીની સંસ્થાની અભિલાષા પૂર્ણ થઈ અને એ કાર્ય માટે કમીટીની નિમણુક થયા પછી મહારાજશ્રીએ સૂરત તરફ વિહાર કર્યો.



## સ્ત્રીશિક્ષા અને આદર્શ શિક્ષકોની હિમાયત

[ ૩૭ ]

“ તમારૂં જિનાલય તો ભવ્ય છે. અજિતનાથ ભગવાનની પ્રતિમા પણ અલૌકિક છે.” મહારાજશ્રીએ કાર્યકર્તાઓને મંદિર સબંધી પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

“ સાહેબ ! આ પ્રદેશના શ્રાવકોએ તે બંધાવ્યું છે. જ્યારે અમારા આખા પ્રદેશનું સામુદાયિક કામ હોય છે ત્યારે બધા અહીંજ ભેગા મળે છે.” કાર્યકર્તાઓએ બગવાડાનું મહત્ત્વ બતાવ્યું.

“ આવા સુંદર પ્રદેશમાં એક શિક્ષણસંસ્થા હોય તો કેવું સારું ? આ સ્થાન ખરેખર રમણીય છે. આસપાસના પ્રદેશનાં બાળકો કુદરતની ગોદમાં ખુલ્લા હવાપાણીથી સારાં તૈયાર થઈ શકે. વળી ગ્રામ્ય જીવનનો લાભ મળે તે

જુદું. અહીં સાદાઈથી પણ રહી શકાય.” મહારાજશ્રીએ શિક્ષણસંસ્થા માટે પરામર્શ કર્યો.

“કૃપાળુ! આપની સૂચના તો અમારે માટે ઘણી ઉપયોગી છે. આપશ્રી વ્યાખ્યાનમાં તે માટે સિંચન કરશો તો આજે ઘણા બહાર ગામના ભાઈઓ પણ આવનાર છે. લોકો સુખી પણ છે.” કેટલાક ભાઈઓએ પ્રાર્થના કરી.

“તે વાત બરાબર છે. વ્યાખ્યાનમાં હું તે વિષે જરૂર ઉલ્લેખ કરીશ.” મહારાજશ્રીએ તેઓની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. અને વ્યાખ્યાનનાં જોરશોરથી ઉપદેશામૃતની વર્ષા કરી. ભલા, આ અમૃતાવર્ષાથી કોનાં હૃદય ન ભીંજાય?

“દયાળુ! આપશ્રીના વ્યાખ્યાનની અસર તો સારી થઈ છે. જો આપશ્રી ચોમાસું કરવાની કૃપા કરો તો અહીં એક વિદ્યાલય અને છાત્રાલય બને તેવા સંજોગો છે.” એક ભાઈએ પરિસ્થિતિ જણાવી.

“એવું કાંઈ થતું હોય તો તો મારો રહેવાનો કાંઈ અર્થ છે. નહિ તો સુરત કાંઈક થઈ શકે તેવું લાગે છે; એટલે તે તરફ જવા ભાવના છે. પછી તો ભાવીભાવ.” મહારાજશ્રીએ કાર્ય થાય તો રહેવા વિચાર દર્શાવ્યો.

હજી તો આ વિચાર ચાલે છે ત્યાં સૂરતથી મર્હૂમ શેઠ નગીનદાસ કપૂરચંદ ઝવેરીનાં ધર્મપત્ની શેઠાણી રૂક્મણીબેન પોતાના પુત્ર અને મુનીમની સાથે મહારાજશ્રીના દર્શને બગવાડા આવ્યાના સમાચાર ગોચરી જઈ આવેલા

એક મુનિએ આપ્યા. થોડીવાર થઈ ત્યાં તો તે ઉપાશ્રયમાં આવી પહોંચ્યા.

“ સાહેબ ! સૂરત ક્યારે પધારશો ? અમે તો આપના દર્શનની રાહ જોઇ રહ્યા છીએ.” વંદણા કરી નગીનદાસભાઇનાં પત્ની રૂક્ષ્મણી શેઠાણીએ વિનતિ કરી. “ અમારે ઉદ્યાપન કરવાની ભાવના છે. આપ પધારો તોજ તે મનોકામના પૂર્ણ થાય.” તેમણે ઉદ્યાપન માટે નિમંત્રણ કર્યું.

“શ્રાવિકાજી! તમારું નિમંત્રણ તો પહોંચ્યું પણ અહીંના ભાઈઓની ભાવના એકાદ શિક્ષણસંસ્થા માટે છે તેથી ચાતુર્માસ અહીં કરવા વિચાર થાય છે.”

“ કૃપાનિધાન ! ચાતુર્માસ તો હજી દૂર છે. આપ મુહૂર્ત આપો તો અમારો વિચાર તો માહ મહિનામાંજ ઉદ્યાપન કરવાનો છે. આપ ઉદ્યાપન કરાવીને અહીં આવી શકશો. બન્ને કામ પાર પડશે.”

“ માહ મહિનામાં ઉદ્યાપન થાય તો તો હું આવી શકું.”

“ સાહેબ ! ઉદ્યાપન સમયે બીજાં પણ ધર્મકાર્ય નીકળશે. આપ સાહેબની મધુર વાણી સાંભળવા અમે બધાં ઉત્સુક છીએ.

“ સૂરત છે તો પ્રસિદ્ધ પણ કોણ જાણે હમણાં ધર્મકાર્યમાં પહેલા જવું આગળ પડતું નથી. તમે હવે નિશ્ચિંત રહો. હું અહીંથી તે તરફ વિહાર કરીશ.”

સાહેબ ! ચાતુર્માસ કરવા તો કદાચ ન નીકળી શકાય

પણ આપ અહીં હશો તો અમે પર્યુષણ કરવા તો આવીશું. સુરતના બીજાપણ ભાઈબહેનો આવશે.”

મહારાજશ્રીએ સુરત તરફ વિહાર કરવા તૈયારી કરી. બગવાડાના ભાઈઓએ વિચાર કર્યો કે મહારાજશ્રી સુરત જઈ આવી અત્રે પધારશે તો ચોમાસામાં ઘણા ભાગ્યશાળીઓ મહારાજશ્રીના દર્શને આવશે અને આપણને તેમાં લાભ જ થશે. વળી આપણે આપણા આગેવાનોને મળીને સંસ્થા માટે ફંડ વગેરેનો વિચાર પણ કરી રાખીશું. આમ નિર્ણય કરી તેઓ મહારાજશ્રીની પાસે ગયા અને પ્રાર્થના કરી.

“ આપ સુરત પધારો છો, તો અમે સંસ્થા માટે આગેવાનોને મળીને બનતું કરીએ. આપને નિમંત્રણ આપવા માટે અમે સુરત જરૂર આવીશું. આપ કૃપા કરી સુરતથી આગળ વિહાર ન કરતા. ”

“ ભલે ! હું ફાગણ સુધી તમારી રાહ જોઈશ. જો કાર્ય થઈ શકે એવું હોય તો હું તૈયાર છું, નહિ તો જેવો ભાવીભાવ. ”

બગવાડાથી વલસાડ, પારડી, બિલીમોરા, નવસારી આદિ ગામોમાં ઉપદેશ આપતા, ધર્મની જયઘોષણા ગજવતા સુરત પધાર્યા. સુરતમાં સમારોહપૂર્વક નગરપ્રવેશ થયો.

સં. ૧૯૭૧ ના પોષ વદી ૫ થી સુરતની ગોપીપુરાવાળી નવી ધર્મશાળામાં ઝવેરી નગીનદાસ કપૂરચંદના તરફથી ઉદ્યાપન નિમિત્ત શાંતિ સ્નાત્ર હતું. શાંતિ સ્નાત્ર નિમિત્તે હજારો સ્ત્રીપુરુષોની ઠઠ જામી હતી. સાધુસાધ્વીનો સમુદાય પણ ઠીકઠીક હતો. વયોવૃદ્ધ પં. મહારાજ શ્રી

સિદ્ધિવિજયજી ( હાલ આચાર્યશ્રી ) મહારાજ પણ બિરાજમાન હતા. તે સમયે આપણા ચરિત્રનાયકે એક પ્રભાવોત્પાદક વ્યાખ્યાન આપ્યું તેનો સાર નીચે મુજબ હતો.

“ સાત ક્ષેત્રોમાં ચાર ક્ષેત્ર ( સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા ) સાધક ક્ષેત્ર છે, ત્યારે ત્રણ ક્ષેત્ર ( જિનપ્રતિમા, જિનમંદિર, તથા જ્ઞાન ) સાધ્ય છે. જૈન સમાજમાં સાધ્ય ક્ષેત્રોની પ્રભાવના ઉત્તરોત્તર વધતી જતી દેખાય છે, પરન્તુ સાધક ક્ષેત્રો પ્રતિદિન ક્ષીણ થતાં જાય છે. તેમાં પણ પાંચ ક્ષેત્રોના પોષક બે ક્ષેત્રો શ્રાવક અને શ્રાવિકાની ક્ષીણતા તો વિશેષ રૂપમાં જોવામાં આવે છે. બધા માને છે અને તે સાચું પણ છે કે જૈનસમાજ ધન ખરચવામાં બહુજ ઉદાર છે. દેશનું કોઇપણ કાર્ય એવું નહિ હોય જેમાં જૈન શ્રીમંતોએ મદદ ન કરી હોય પણ સ્ત્રીસમાજને માટે જૈનસમાજે શું કર્યું છે ? તેમાં વળી અનાથ દુઃખી બહેનોનો વિચાર કરીશું તો જણાશે કે તેઓ બહુજ દુઃખી જીવન વિતાવી રહી છે. તેમનાં દુઃખો દૂર કરવા માટે, તેમને ઉદ્યોગની તાલીમ આપવા માટે, તેમનું જીવન ધર્મકાર્ય અને સેવાકાર્યમાં ગાળી શકાય તેવી તાલીમ માટે આપણે શું કર્યું છે ? તેઓના કલ્યાણ માટે આપણે કદી વિચાર કર્યો છે ? આજકાલ પ્રત્યેક સમાજે આશ્રમો શરૂ કર્યા છે. તેમાં સેંકડો અનાથ દુઃખી સ્ત્રીઓને અનેક પ્રકારની તાલીમ મળી રહી છે. જ્યારે જૈનસમાજમાં સ્ત્રીઓને માટે કોઈ એવી સંસ્થા નથી. આપણું તે તરફ ધ્યાન નથી ગયું તેજ આશ્ચર્યની વાત છે. ઉજમણા, સ્નાત્ર મહોત્સવ આદિ જ્ઞાન,

દર્શન અને ચારિત્રની પ્રાપ્તિના સાધન છે પણ જ્ઞાન, દર્શન ચારિત્રની સાધના કરી શકે તેવી સરળતા કરી આપવી તે પણ શ્રીસંઘનું પરમ કર્તવ્ય છે. સુરતના ઝવેરીઓ અને શ્રીમંતો ધારે તો આજેજ એક મહિલા–આશ્રમ માટે વ્યવસ્થા થઈ શકે. સ્ત્રીઓ મહાન સેવિકાઓ બની શકે, પોતાના દુઃખી જીવનમાંથી મુક્ત થઇ ધર્મ આદરી, જ્ઞાનની આરાધના કરી, ઉન્નત જીવન ગાળી શકે તેવો પ્રબંધ કરવો અત્યંત જરૂરી છે.”

આ પ્રભાવશાળી વ્યાખ્યાનની સારી અસર થઈ. ત્યાંજ મહિલા આશ્રમ સ્થાપિત કરવાનો નિર્ણય થયો. તે માટે તેજ વખતે સાડાચાર હજાર રૂપીઆ એકઠા થઈ ગયા.

*

“સાહેબજી! અમારી તરફ તો કૃપાદૃષ્ટિ કરો. અમારા ગામડાઓમાં વર્ષોથી કોઈ મુનિરાજનાં દર્શન નથી થયાં. આપ પધાર્યા છો તો આસપાસના પ્રદેશમાં હવે વિચરશો તો અમ જેવા ગ્રામવાસીઓનો ઉદ્ધાર થશે.” કરચલીયાથી આવેલા એક ભાઇએ વિનતિ કરી.

“તમારી વાત બરાબર છે. બગવાડા હું કહી આવ્યો હતો કે તેઓ વિનતિ માટે આવશે તો હું જરૂર ત્યાં જઈશ. પણ ત્યાં સંસ્થા માટે કાંઈ થઈ શકયું નહિ હોય, એટલે હવે સુરતવાળા ભાઈઓની ઘણા વખતની વિનતિ છે એટલે ચાતુર્માસ તો પ્રાયઃ અહીં થશે.”

“પણ સાહેબ! ચાતુર્માસને તો હજી વાર છે. હમણાં શ્રી લલિતવિજયજી મહારાજશ્રીને તે તરફ મોકલો.”

" લલિતવિજયને તો મુંબઈ મોકલવા જોઈશે. ત્યાં 'મહાવીર વિદ્યાલય'ની સ્થાપના માટે કમીટીનો આગ્રહ છે. મારાથી તો જઈ શકાય તેમ છે નહિ."

" તો તો આપ જ પધારો. ગામડાઓમાં ઘણો ઉપકાર થશે. આપ પધારશો તો બે ત્રણ ગામોવાળા તો જિનમંદિર કરાવવા તૈયાર છે. પછી ચાતુર્માસ માટે તો જેવી આપ સાહેબની અનુકૂળતા."

ચાતુર્માસને હજી વાર હતી. બગવાડાવાળા તો આવ્યા નહિ. ત્યાં સંસ્થાને માટે પ્રયાસ થયો પણ તે અધૂરો રહ્યો. મહારાજશ્રીએ સુરતથી વિહાર કરવાનો વિચાર કર્યો ત્યાં સુરતવાળાએ ચાતુર્માસ માટે વિનતિ કરી અને દેશ-કાળનો વિચાર કરી તેમને હા કહી. મુંબઈથી શ્રીસંઘનો આગ્રહપૂર્વકનો પત્ર હતો કે 'શ્રી મહાવીર જૈનવિદ્યાલય' ની સ્થાપના પ્રસંગે આપ પધારશો તો અમારા આનંદમાં વૃદ્ધિ થશે, પણ મહારાજશ્રીને આસપાસના ગામોના ભાઈ-ઓની વિનતિ હતી. ત્યાં બે ત્રણ જિનમંદિરોની સંભાવના હતી. તેથી લલિતવિજયજી મહારાજશ્રીને મુંબઈ માટે આજ્ઞા આપી, તેઓએ આસપાસના ગામોમાં વિચરવા વિહાર કર્યો.

નવસારી, કાલિયાવાડી થઈ સીસોદરા પધાર્યા. સીસો-દરામાં જૈન ભાઇઓમાં મતભેદ હતો. તે માટે મહારાજ-શ્રીએ ઉપદેશ આપી શાંતિ કરી. અહીં પંજાબ શ્રીસંઘના આગેવાનો અંબાલાનિવાસી ઓનરરી મેજિસ્ટ્રેટ લાલા

ગંગારામજી તથા બીજા ભાઈઓ પંજાબ માટે વિનતિ કરવા આવ્યા.

"દયાનિધિ ! પાંચ પાંચ વર્ષથી પંજાબ છોડયું છે. હવે સત્વર પધારો. પંજાબના ગામેગામનો શ્રીસંઘ—પંજાબના આબાલવૃદ્ધ આપની રાહ જોઈ રહ્યા છે. શું આપ આપના પ્યારા પંજાબને ભૂલી ગયા ! ગુરુવર્ય ! ગૂજરાતમાં ઘણા મુનિમહારાજો છે. હવે આપ સત્વર પગલાં કરો. અમે આપને પ્રાર્થના કરવા માટે જ પંજાબથી આવ્યા છીએ" લા. ગંગારામજીએ પંજાબ શ્રીસંઘની વતી પ્રાર્થના કરી.

"લાલાજી ! હું પંજાબને—શ્રીસંઘને તમારા ભક્તિભાવને—મારી જવાબદારીને અને ગુરૂદેવના અધૂરા કાર્યને કેમ ભૂલી જાઉં ? હું તો પંજાબને હરઘડી હર પળ યાદ કરૂં છું. કોઈ દિવસ એવો નથી જતો જે દિવસે ગુરૂદેવનું સ્મરણ ન કર્યું હોય—અને સાથે જ પંજાબ તો યાદ આવે જ." મહારાજશ્રીએ પોતાના હૃદયની વાત જણાવી.

'સાહેબ એ તો અમે પણ માનીએ છીએ કે આપ અમને કદી ભૂલી શકો નહિ. પણ ગૂજરાતની ભૂમિ—જન્મભૂમિ અને તીર્થભૂમિ–વળી ભાવીક ભકતોની ભાવભીની ભક્તિ" લાલા ગંગારામજીએ ગૂજરાતમાં રહેવાની દલીલ આપી.

"લાલાજી ! જન્મભૂમિ તો છે તેની ના તો કેમ પડાય ? જન્મભૂમિનું પણ ઋણ તો છેજને અને તે ઋણ અદા કરવા—બનતાં શાસનસેવાનાં કાર્યો કરવા તો ગામેગામ ફરી રહ્યો છું. તેમ છતાં પંજાબનું સ્થાન તો મારા

હૃદયમાં અનુપમ છે, તેની જગ્યા કોઈ લઈ શકે નહિ.”

“ કૃપાનિધાન ! તો પછી આપ હવે ક્યારે તે તરફ પગલાં કરશો ?

“ શ્રી સિદ્ધાચળજીની યાત્રા કરી. મુંબઈમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના માટે શ્રી લલિતવિજયજી ગયા છે. હવે રૈવતગિરિની યાત્રા બાકી છે. શ્રી નેમિનાથ ભગવાનની યાત્રા કરી પંજાબ તરફ વિહાર કરવા ધારણા છે, પછી તો ભાવીભાવ.”

મહારાજશ્રીએ પંજાબથી આવેલા ભાઈઓને સમજાવ્યા અને પંજાબ શ્રીસંઘને પત્ર લખી આશ્વાસન આપ્યું.

“ સકળ શ્રીસંઘ પંજાબ યોગ્ય,ધર્મલાભ સહિત વિદિત થાય કે અહીં સુખશાતા છે. ધર્મધ્યાનમાં ઉદ્યમ રાખશો. આપની તરફથી પ્રાર્થનાપત્ર તથા લાલા ગંગારામજી આદિ શ્રાવક સમુદાય મળ્યા. સમાચાર જાણ્યા. તમે બિલકુલ ચિંતા ન કરો. સ્વર્ગવાસી ગુરુમહારાજ શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરિ ( આત્મારામજી ) મહારાજની આજ્ઞાનું બરાબર પાલન કરવામાં આવશે જ. તમે વિજ્ઞપ્તિ કરો કે ન કરો અમારો તે તરફ વિહાર કરવાનો પરિપૂર્ણ ભાવ છે. શ્રી ગિરનારજીની યાત્રા હજી સુધી થઈ શકી નથી તેટલીજ વાર છે. શ્રી નેમીનાથ ભગવાનની યાત્રા થતાં જ તે તરફ વિહાર સમજી લેશો.

સંઘનો દાસ
**વલ્લભવિજય.**

આ પ્રસંગે સીસોદરામાં વ્યાખ્યાન સમયે પંજાબી ભાઈઓમાંથી લાહોરનિવાસી લાલા માણેકચંદે એક "પંજાબના શ્રીસંઘની વિનતિ અને ગુરુવિયોગ દર્શન" વિષે જે ભજન ડૂસકાં ભરી ભરી અશ્રુપૂર્ણ નયને ગાયું હતું તે ભારે હૃદયદ્રાવક હતું. સભામાં હાજર રહેલા બધાની આંખોમાંથી અશ્રુઓ સરી પડયાં અને આપણા ચરિત્રનાયકની આંખો કરુણારસથી ભીની થઈ આવી. આ દ્રશ્ય સીસોદરાવાળા આજે પણ ભૂલ્યા નથી.

સીસોદરાથી વિહાર કરી અષ્ટગામ પધાર્યા. અહીં સીસોદરા ગામના કારણે ફાટફૂટ હતી. તેનું સમાધાન કરાવ્યું તથા સાધર્મી વાત્સલ્ય ઘણા વખતથી બંધ હતું તે શરૂ થયું. વળી અહીં જિનાલય નહોતું તે માટે પણ પ્રેરણા આપવામાં આવવાથી ફંડની શરૂઆત કરવામાં આવી. અષ્ટગામથી ટાંકલ પધાર્યા. અહીં પણ જિનાલય નહોતું તે માટે ઉપદેશ આપી ફંડ કરાવવામાં આવ્યું.

ટાંકલથી કરચલિયા પધાર્યા. અહીં પણ મંદિર નહોતું તે માટે પણ પ્રયત્ન કરવામાં આવ્યો. અહીંથી એક કોસ દૂર વાણીયાવાડ નામનું નાનું ગામ હતું. પહેલાં અહીં કોઈ મોટું શહેર હશે. હમણાં અહીં જૈનોની વસ્તી હતી નહિ, પણ એક જિનાલય હતું. કરચલિયાવાળા ભાઈઓએ બે વાર તે મૂર્તિને વાણીયાવાડમાંથી લાવવા પ્રયત્ન કર્યો પણ બન્ને વખત તેમાં સફળતા ન મળી. એક વખત તો પ્રભુજીની પાલખી લઈને આવનાર માણસોને નદીમાં આવતાં પેટમાં દુઃખાવો ઉપડયો ને રસ્તો પણ સૂઝે નહિ તેમ

થયું તેથી પ્રભુજીને પાછા લાવવા પડયા. મહારાજશ્રી પધાર્યા ત્યારે તે વાત શ્રીસંઘે કરી. મહારાજશ્રીએ તે માટે વિધિપૂર્વક ભગવાનને લઈ આવવા માટે મુહૂર્ત બતાવ્યું. સં. ૧૯૭૧ ના વૈશાખ સુદી ૬ ના દિવસે વિધિ સહિત ધામધૂમથી પ્રતિમાજી લાવવામાં આવ્યા. કરચલિયાના લોકોમાં આનંદ આનંદ ફેલાઈ રહ્યો. તેઓ તો કહેવા લાગ્યા "સાઠ સાઠ વર્ષમાં આવા મુનિરાજ જોયા નથી. આ તો કોઈ ચમત્કાર થયો ચમત્કાર. બબે વખત પાછા ગયેલા ભગવાન આપણે ત્યાં આવ્યા તેતો આ મહાત્માનો પ્રભાવ."

અહીંથી વિહાર કરી આપ સુરત પધાર્યા. સં. ૧૯૭૧ નું ૨૯ મું ચાતુર્માસ સુરતમાં કર્યું.

*

શાન્તમૂર્તિ મુનિ મહારાજશ્રી હંસવિજયજીનો એક પત્ર આપના ઉપર આવ્યો હતો. તે પત્રનો તેઓશ્રીએ આપેલો જવાબ વાંચવા યોગ્ય છે. આપણા ચરિત્રનાયકને શિક્ષા પ્રચાર માટે કેટલી તમન્ના હતી તે આ પત્ર ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

"..................................આપણા લોકો હજી ગફલતમાં છે. તેનું મૂળ કારણ અવિદ્યા છે. આપ પણ તે જાણો છો. અરે જૈનસમાજમાં એક પણ ઉંચા દરજ્જાનો સુશિક્ષિત શ્રાવક હોય તોપણ બધાં કામ સારી રીતે થઈ શકે. પણ અફસોસ તો એ વાતનો છે કે લાખો શ્રાવકોમાં એક પણ એવો નથી જેનો પ્રભાવ પ્રત્યેક સ્થાનના જૈનો પર પડી શકે. આમ છતાં લોકોની નિદ્રા તો હજી ઉડતી નથી. આ દશા કેટલી શોચનીય છે? હજારો લાખો

રૂપીઆની આહુતિ પ્રતિ વર્ષ વાજાં—ગાજાં—રંગ—રાગ અને મેવા મિષ્ટાન્નમાં ઉડાડવામાં આવે છે. પણ શિક્ષાના નામે તો બસ ભગવાનનું નામ જ નામ છે. હવે તો આપ જેવા પ્રતાપી પુરૂષોનું ધ્યાન આ તરફ જાય અને નિરંતર ચારે તરફથી એ ઉપદેશ થવા લાગે કે અમુક કાર્ય તમારે કરવું જ પડશે તો સંભવ છે. આપણે માટે કોઈ દિવસ શિર ઉઠાવીને જોવાનો સમય આવી પહોંચે. નહિ તો તમાચો મારી મ્હોં લાલ રાખવા જેવી વાત થઈ રહી છે. આ વાતને આપ મારાથી વિશેષ જાણો છો. આપને વિશેષ લખવું માનો સરસ્વતીને ભણાવવા બેસવા જેવું છે.

આપના

**વલ્લભવિજયની** વંદના

**મહેસાણાના ભાઈઓએ મહારાજશ્રી પર એક યોજના મોકલી હતી. તે યોજના પર વિચાર કરી મહારાજશ્રીએ જે જવાબ લખ્યો હતો, તે નીચે આપવામાં આવે છે:—**

" ...............તમારી યોજના જોઈ, તેમાં તો કાંઈ શંકા જ નથી કે તે યોજના ઘણી સુંદર અને લાભદાયક છે. પણ પહેલાં એવા શિક્ષકો ઉત્પન્ન કરવાની આવશ્યકતા છે કે જે બાળકોનાં હૃદય તમારી યોજના અનુસાર કેળવી શકે. શિક્ષકો સદાચારી તથા ધર્મ-પ્રેમી હશે તો તેઓ વિદ્યાર્થીઓને સારી રીતે તૈયાર કરી શકશે. પણ જ્યાં શિક્ષક લોભી હોય, એક જગ્યાએ વીસ રૂપીઆ પગાર મળતો હોય અને બીજી જગ્યાએ પચીસ મળવાની સંભાવના હોય તો પહેલી જગ્યા તત્કાળ છોડીને બીજી જગ્યાએ ચાલી નીકળવાવાળા હોય, સ્વચ્છંદતાપૂર્વક વ્યવહાર કરવાવાળા હોય, શિક્ષક હોવા છતાં સમુદાયમાં સુમેળની જગ્યાએ વિરોધ કરાવવાવાળા હોય, એવા શિક્ષકો વિદ્યાર્થીઓ તેમજ તેના માતાપિતા પર કેવો પ્રભાવ પાડી શકે તે વિચારણીય છે. એટલે જ જો તમે વાસ્તવિક સુધાર ઇચ્છતા હો તો પહેલાં સુયોગ્ય ચારિત્રશીલ શિક્ષકો તૈયાર કરો...............શિક્ષકો

વિના તમે ગમે તેવા નિયમો તૈયાર કરશો તે સર્વથા નિરુપયોગી થશે. કારણ કે વિદ્યાર્થીઓને કંઈ જાતનું માર્ગદર્શન આપવું તે શિક્ષકોનું પ્રથમ કર્તવ્ય છે... ...........તમારો આશય અને પ્રયાસ બહુ જ સુંદર છે તેમજ અનુમોદન કરવા યોગ્ય છે. તમારા કાર્યની સફળતા ઇચ્છું છું."

આપણે ઉપર જોઇ ગયા કે સ્ત્રી શિક્ષા, ઉચ્ચ શિક્ષણ અને આદર્શ શિક્ષકો માટે આપણા ચરિત્રનાયકના કેવા જ્વલંત વિચારો છે. જૈન સમાજને સુશિક્ષિત બનાવવાની તેઓના હૃદયમાં કેવી તમન્ના છે, તે આપણે આ ઉપરથી જોઇ શકીએ છીએ. શિક્ષિત સ્ત્રીઓ, ઉચ્ચ શિક્ષણ લેતા ધાર્મિક સંસ્કારયુકત વિદ્યાર્થીઓ, સમાજનાં બાળકોનું જીવન અને ચારિત્ર્ય ઘડતર જેના હાથમાં છે તેવા આદર્શ શિક્ષકો: અને હજારો ગામડાઓના વિદ્યાર્થીઓને શિક્ષણ—સંસ્કાર અને જીવન ઘડતરનો લાભ મળે તેવી આદર્શ સંસ્થાઓ એ આપણા ચરિત્રનાયકનો જૈનસમાજને ઉન્નત કરવાનો ઉચ્ચ આશય આપણે તેઓશ્રીના વિચારો —ઉપદેશો—પત્રો—પ્રેરણાઓ અને વ્યાખ્યાનો ઉપરથી જાણી શકીએ છીએ.

સુરતથી આપ વિહાર કરી ખંભાત પધાર્યા. અહીં આપની ગૃહસ્થાવસ્થાની ભાણેજી શ્રીમતી ચંચળબહેનને સં. ૧૯૭૨ ના મહા વદી ૬ ને દિવસે ધામધૂમપૂર્વક દીક્ષા આપવામાં આવી. તેમનું નામ ચંદ્રશ્રીજી રાખવામાં આવ્યું. તે સાધ્વીશ્રી દેવશ્રીજીની શિષ્યા થયાં.

ખંભાતથી વિહાર કરો આપ ધોલેરા પધાર્યા. અહીં આપણા ચરિત્રનાયકની અધ્યક્ષતામાં પંન્યાસ શ્રી સોહન-

જયજી મહારાજે વિલાસવિજયજી અને ચંદ્રશ્રીજીને વડી
ક્ષા આપી—આ પ્રસંગે આપે સાધુ—સાધ્વીઓને ઉચ્ચ-
તા પંચમહાવ્રતોનું ખૂબીથી સ્પષ્ટતાપૂર્વક વિવેચન કર્યું
સાંભળી ત્યાંના આગેવાનોએ મુક્તકંઠે આપની પ્રશંસા
રી. ધોલેરાથી ગ્રામાનુગ્રામ વિચરતા અને લોકોને ધર્મા-
તનું પાન કરાવતાં આપ શ્રી સિદ્ધાચલજી તીર્થની
ાદાની) યાત્રા કરવા પાલીતાણા પધાર્યા.

પાલીતાણાથી વિહાર કરી આપ જૂનાગઢ પધાર્યા.
નાગઢમાં આપની સાથે પંદર મુનિરાજો હતા.



# ગિરનારયાત્રા અને જ્ઞાનની પરબો

[ ૩૮ ]

આજે જૂનાગઢમાં ઉપરકોટની ધર્મશાળા સ્ત્રી, પુરુષો અને બાળકોથી ઉભરાઈ ગઈ છે. પંદર મુનિરાજો સાથે પંજાબકેસરી શ્રી વલ્લભવિજયજી મહારાજ પધાર્યા છે. વ્યાખ્યાન ચાલે છે. તીર્થયાત્રા અને રૈવતગિરિનો મહિમા—કેવા કેવા ધર્મનિષ્ઠ દાનવીરોએ જૈન તીર્થનો

લાખો ને કરોડોના ખર્ચે જીર્ણોદ્ધાર કર્યો છે? કેવા કેવા રમ્ય દેવમંદિરો–કળાના ધામો, કીર્તિ અને નામનાની પરવા વિના ધર્મઉદ્યોત માટે ખડાં કર્યાં છે? તેના પર રસપ્રદ વ્યાખ્યાન ચાલી રહ્યું છે. એક રસથી બધાં શાંતિપૂર્વક સાંભળી રહ્યાં છે. નાના નાના બાળકો–છોકરા અને છોકરીઓ ઉપરના ભાગમાં રમે છે. દરવાજા પાસે શ્રીફળની પ્રભાવના માટે મોટી ભીડ જામી છે.

એકાએક ઉપરના રવેશમાંથી દસેક વરસની એક છોકરી નીચે ઊડી પડી. વ્યાખ્યાન પણ પૂરું થયું હતું. પ્રભાવનાની દોડાદોડમાં આ ધડાકાથી બધા ભયભીત બની ગયા. શું થયું? શું થયું? તેમ બધા પૂછવા લાગ્યા. મહારાજશ્રીને પણ આ ધબાકો સંભળાયો ને ચિંતા થઈ, પણ તેમણે પાસેના ભાઈઓને કહ્યું "અધિષ્ઠાતા સૌની રક્ષા કરશે. બાળકને ઊની આંચ નહિ આવે. તમે ચિંતા ન કરો." ખરેખર એમજ થયું. છોકરી ઉપરથી પડી એવીજ નાળી-યેરના કોથળા ઉપર પડી ને બાજુના માણસોએ તેને પકડી લીધી. એક નાળીયેરનું પાણી પાઈ દીધું. બીજું તેને આપ્યું અને તે રમવા લાગી.

કેવું આશ્ચર્ય! કેવો ચમત્કાર! કેવો પ્રભાવ!

પંદર મુનિરાજો સહિત શ્રી રૈવતગિરિની યાત્રા કરી. જૂનાગઢમાં ત્રણ સાર્વજનિક વ્યાખ્યાનો આપ્યાં. એક મહાવીર જયંતી પર, બીજું સરકારી હાઈસ્કૂલમાં અને ત્રીજું શ્રી વીસાશ્રીમાળી જૈન બોર્ડિંગના ઈનામી મેળાવડામાં.

સં. ૧૯૭૨ ના જેઠ સુદી ૯ ના દિવસે વણથલીમાં

શ્રી શીતલનાથ પ્રભુની પ્રતિષ્ઠાનો વાર્ષિક ઉત્સવદિન હતો. દાનવીર શેઠ દેવકરણ મુળજીની વિનતિથી મહારાજશ્રી વણથલી પધાર્યા. આપના સભાપતિત્વમાં ઉત્સવ થયો. વિદ્યાપ્રચાર ઉપર મહારાજશ્રીએ વ્યાખ્યાન આપ્યું. તેના ફળસ્વરૂપ શ્રી દેવકરણ મુળજીએ 'શ્રી વીસાશ્રીમાળી જૈન બોર્ડિંગ જૂનાગઢ'ને રૂા. ૫૦૦૦૦) આપ્યા, એટલું જ નહિ પણ તેમણે જણાવ્યું કે—જો સૌરાષ્ટ્રના જૈન ભાઈઓ આ બોર્ડિંગ માટે રૂા. ૨૫૦૦૦) એકઠા કરે તો પોતે બીજા રૂા. ૫૦૦૦૦) આપશે.

વણથલીથી જામનગર તરફ વિહાર કરવાનો વિચાર હતો, પણ એક મુનિરાજ બિમાર થઈ જવાથી જૂનાગઢ જવું પડ્યું. ચોમાસાના દિવસો આવી રહ્યા હતા તેથી જામનગર જવાનું મુલતવી રહ્યું અને વેરાવળના શ્રીસંઘની વિનતિને માન આપી વેરાવળ ચોમાસા માટે નિર્ણય કર્યો. પણ ક્ષેત્રસ્પર્શના પ્રબળ હોય છે. બિમાર મુનિમહારાજની તબિયત વધારે ખરાબ થવા લાગી, જૂનાગઢના શ્રીસંઘની તો ઘણા વખતથી ચોમાસા માટે વિનતિ હતી પણ મહારાજશ્રીની ઇચ્છા વેરાવળમાં કાંઈક ધર્મકાર્ય થાય તે દ્રષ્ટિએ તે તરફ હતી, પણ જૂનાગઢ રહેવાની જરૂર પડી. શ્રીસંઘને આનંદ આનંદ થયો.

વેરાવળના શ્રીસંઘને નિરાશા થઇ. મહારાજશ્રીએ પં. શ્રી સોહનવિજયજી, મુનિશ્રી વિદ્યાવિજયજી, મુનિશ્રી વિચારવિજયજી, મુનિશ્રી સમુદ્રવિજયજીને વેરાવળ મોકલ્યા. સં. ૧૯૭૨ નું ૩૦ મું ચોમાસું જૂનાગઢમાં થયું.

અહીં પણ તેઓશ્રીએ ગુરુસંદેશના પ્રચારનું કાર્ય જારી રાખ્યું.

"સાહેબ! આજ્ઞા ફરમાવો! શું હુકમ છે?" આગેવાનોમાંથી એક ગૃહસ્થે વંદણાવિધિ પછી પૂછ્યું.

"ભાગ્યવાનો! તમે જાણો છો, મારા જીવનનું મુખ્ય ધ્યેય તો છે મુક્તિસાધન પણ બીજું ધ્યેય છે શિક્ષાપ્રચાર. જગતમાં કોઈ પ્રજા, કોઈ દેશ, કોઈ નગર કે કોઈ કોમ શિક્ષા વિના સંસ્કાર, ઉન્નતિ કે જાગૃતિ નથી મેળવી શકતાં. જૂનાગઢ જેવું શહેર, રૈવતગિરિ જેવું તીર્થ અને એક જ્ઞાનની પરબ જેવું પુસ્તકાલય પણ નહિ? કોઇ સ્રીશિક્ષણશાળા પણ નહીં? ડો. ત્રિભુવનદાસના સુપુત્રો ધારે તો બન્ને એક ઘડીમાં થઈ શકે. કહો પ્રભુદાસભાઈ શું કહો છો?" મહારાજશ્રીએ આગેવાનોને બોલાવી પોતાની મનોકામના દર્શાવી.

"કૃપાનિધાન! આપની ભાવના બહુજ સુંદર છે. જો શ્રીસંઘ પુસ્તકાલય માટે ફંડ કરે તો સ્રી-શિક્ષણશાળા માટે હું દસ હજાર રૂપીઆ આપવા ઈચ્છું છું." પ્રભુદાસભાઇએ ઉદારતા દર્શાવી.

"તો પુસ્તકાલય માટે અમે ફંડ કરી લઈશું." સંઘના આગેવાનોએ બીડું ઝડપ્યું.

વાત વાતમાં પુસ્તકાલય માટે ફંડ થઈ ગયું. સ્રી-શિક્ષણ શાળા માટે ડૉકટર ત્રિભુવનદાસના સુપુત્ર શ્રી પ્રભુદાસભાઈ તથા શ્રી છોટાલાલભાઈએ પોતાના સ્વર્ગસ્થ બંધુ શ્રી જગજીવનદાસના સ્મરણાર્થે રૂપીઆ દસ હજાર આપ્યા.

આ રીતે જૂનાગઢમાં "શ્રી આત્માનંદ જૈન લાય-

બ્રેરી" તથા શ્રી "જૈન સ્ત્રી-શિક્ષણુશાળા"ની ઉદ્‌ઘાટન ક્રિયા આપશ્રીના શુભ હસ્તે થઈ.

પંજાબનો શ્રીસંઘ ગુરુ મહારાજની રાહ જોઈ રહ્યો હતો. કેટલાંક કામો તેઓશ્રીની ઉપસ્થિતિ વિના બગડતાં હતાં. જુદાજુદા ગામોમાં મુનિવિહારના અભાવે ગડબડ થઈ જવાની સંભાવના હતી. જરૂરી ધર્મ-ઉત્સવો પણુ મુલતવી રખાયા હતા. પંજાબના આગેવાનો ગૂજરાત જઈ ગુરુમહારાજને પંજાબ આવવા વિનંતિઓ કરી આવ્યા હતા. મહારાજશ્રીની પણુ પંજાબ પહોંચી જવાની તીવ્ર ઈચ્છા હતી પણ ગૂજરાતમાં જે શિક્ષણુપ્રચારનું કાર્ય થઈ રહ્યું હતું, મુનિરાજોને જે તીર્થયાત્રાનો લાભ મળી રહ્યો હતો, જે ગામેગામના સંઘમાં મહારાજશ્રીનો અમૃતમય ઉપદેશ ધર્મશ્રદ્ધા જગાડી રહ્યો હતોઃ તે શાસનકલ્યાણનાં કાર્યો મહારાજશ્રીને પંજાબ તરફ વિચરતા અટકાવી રહ્યાં હતાં. પણ પંજાબનો શ્રીસંઘ હવે બહુજ અધીરો થઈ ગયો હતો.

આત્માનંદ જૈન સભાના સભાપતિ તરફથી અંબાલાથી પંજાબના પ્રત્યેક શહેરના સંઘ ઉપર એક પત્ર મોકલવામાં આવ્યો હતો. તેનો અહીં ઉદ્‌ધૃત કરેલો ઉપયોગી ભાગ પંજાબ શ્રીસંઘની શ્રદ્ધા અને ભક્તિ કેવાં અદ્વિતીય છે તે દર્શાવે છે.

"........લગભગ નવ વરસ થયાં, જ્યારથી મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજી મહારાજ પંજાબથી ગુજરાત તરફ પધાર્યા છે ત્યારથી ધીમેધીમે લગભગ બીજા બધા મુનિરાજો પણ પંજાબથી ગૂજરાત તરફ પધારી ગયા છે. આ સમય

દરમિયાન સાધુ મુનિરાજોનો વિહાર પંજાબમાં ન હોવાથી ધર્મોન્નતિમાં જે કાંઈ મુશ્કેલીઓ પડી છે તે તમે બધા મહાનુભાવો સારી રીતે જાણો છો. વારંવાર પંજાબ શ્રીસંઘ તરફથી જુદાજુદા મુનિરાજોને પંજાબ પધારવા વિનંતિ કરવામાં આવી છે; પણ હજીસુધી કોઇ પંજાબ આવી શકે તેમ નથી. મુનિરાજશ્રી વલ્લભવિજયજી મહારાજ ઘણા વર્ષે ગૂજરાતમાં પધાર્યા હોવાથી ત્યાંના લોકોની વિનંતિ આવ્યા જ કરે છે અને પંજાબ તરફ જલ્દી આવી શકાતું નથી........ પંજાબની પરિસ્થિતિનો વિચાર કરીને અંબાલાના શ્રીસંઘે એ નિર્ણય કર્યો છે કે પંજાબના પ્રત્યેક ગામના એકએક બબે આગેવાનોએ એકઠા મળી જૂનાગઢ શ્રીજીની પાસે પંજાબમાં પધારવાની વિનંતિ કરવા જવું. પંજાબ શ્રીસંઘની વિનતિને માન આપી મહારાજશ્રી પોતાના શિષ્યમંડળ સહિત શીઘ્ર પંજાબને પવિત્ર કરશે........"

આ પત્ર અનુસાર પંજાબ શ્રીસંઘના એકસો લગભગ આગેવાનો મહારાજશ્રી પાસે જૂનાગઢ આવી પહોંચ્યા. આપ કારતકી પૂર્ણિમાથી ગિરનાર પર હતા. સંઘ કારતક વદી પ્રથમ ચોથના દિવસે આપના ચરણોમાં પહોંચી ગયો. તે દિવસે પૂજા, યાત્રા આનંદથી કરી. બીજે દિવસે વ્યાખ્યાન સાથે શ્રીસંઘ પંજાબે નમ્રતા, શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ હૃદયે પંજાબ શીઘ્ર પધારવાની જે પ્રાર્થના કરી તે ભારે દર્દભરી, હૃદયંગમ અને ભાવણીની હતી. શ્રોતાઓ અને સમસ્ત ઉપસ્થિત સજ્જનો આનંદાશ્રુથી પોતાના નેત્રોને તર કર્યા વિના ન રહી શક્યા. વાદળથી વાતો કરતા કાળાકાળા પર્વ-

રો ને શિલાઓથી શોભતા ગિરિરાજના મનોગમ્ય મંદિરો આ આરજૂથી ગુંજી રહ્યાં. ગુરુમહારાજ પણ પંજાબના આ ભક્તિભર્યા ભાવિક ભક્તોની ભાવભરી પ્રાર્થના સાંભળી ગદ્દગદિત થઈ ગયા. નેત્રોના ખૂણા સજળ થઈ ગયા.

"મહાનુભાવો! તમારી પ્રેમભરી ભક્તિ હું તો કેમ ભૂલીશ? મને તમારું પંજાબનું જ ધ્યાન છે. ગુરુમહારાજે સોંપેલો બગીચો હું નહિ સંભાળું તો કોણ સંભાળશે? મુંબઈના શ્રી સંઘની વિનતી છે. શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વિશેષ ઉન્નતિ માટે કાંઈ જરૂરી કાર્ય આવી પડયું નહિ હોય તો તો હું પંજાબ આવ્યો જ સમજો. હવે બહુ વિલંબ નહિ થાય, તમારી વિનતિ તો હંમેશની મારા હૃદયમાં કોતરાયેલી છે. તમે નિશ્ચિંત રહો. જેમ બને તેમ જલ્દી પંજાબ આવ્યો જ સમજો." મહારાજશ્રીએ સાંત્વન આપ્યું. કાર્તક વદી ૬ ના દિવસે જૂનાગઢથી વેરાવલ તરફ વિહાર કર્યો. રસ્તામાં અનેક જગ્યાએ લોકોએ સ્થિરતા માટે આગ્રહ કર્યો પણ વેરાવળમાં ઉપધાન ચાલતાં હતાં. માળનું મુહૂર્ત નજદીક હતું તેથી સીધા વેરાવળ પધાર્યા.

શ્રી સંઘે મહારાજશ્રીનું અપૂર્વ સ્વાગત કર્યું. બજારો શણગારવામાં આવી, રસ્તાઓ ધ્વજા-પતાકાથી શોભી રહ્યા, જગ્યાએ જગ્યાએ મહારાજશ્રીને વધાવવામાં આવ્યા. પંન્યાસ શ્રી સોહનવિજયજી મહારાજના સદુપદેશથી ઉપધાન કરાવવાનો લાભ પણ છગનલાલભાઈએ લીધો હતો. શેઠ છગનલાલભાઈ આદિ કોઇ કોઈ ભાગ્યશાળીઓએ સાચા મોતીથી વધાવ્યા.

વેરાવળમાં પહોંચતાં જ માળનું મુહૂર્ત હતું. મહોત્સવનો પ્રારંભ થઈ ગયો. સમવસરણ તથા નંદીશ્વરદ્વીપની રચના થઈ. રથયાત્રા બહુ ઠાઠમાઠથી નીકળી. ઉપધાનની માળા પહેરવાના સમયે સાચા મોતીનો સાથીઓ પૂરવામાં આવ્યો. મહોરોથી જ્ઞાનપૂજા કરવામાં આવી.

મહારાજશ્રીના ઉપદેશથી વેરાવલમાં, શ્રી આત્માનંદ જૈન સ્ત્રી શિક્ષણશાળા તેમજ શ્રી આત્માનંદ જૈન ઔષધાલય' નામની બે સંસ્થાઓ સં. ૧૯૭૩ના મહા સુદી ૧૦ ના દિવસે સ્થાપિત થઈ. સ્ત્રી–શિક્ષણશાળા માટે સ્વ. શેઠ કાલીદાસ અમરશીની વિધવાએ રૂ. ૧૦૦૦૦) તથા વેરાવળની શ્રાવિકાઓએ રૂ. ૪૦૦૦) આપ્યા.

ઔષધાલયને માટે મહારાજશ્રીની પ્રેરણાથી શેઠ કલ્યાણજી ખુશાલે પોતાના સ્વર્ગવાસી પુત્ર ગુલાબચંદના સ્મરણાર્થે રૂ. ૩૦૦૦૦) ત્રીસ હજાર આપ્યા આ ઔષધાલય માત્ર જૈનો માટે જ નહિ પરંતુ જૈનેતર પણ તેનો લાભ ઉઠાવી શકે છે.

“ કૃપાનિધિ ! આપ માંગરોળ પધારો તો ભારે ઉપકાર થાય તેમ છે.” માંગરોળના આગેવાન શેઠ છોટાલાલ પ્રેમજી આદિએ ગુરુદેવના ચરણોમાં વંદણા કરી પ્રાર્થના કરી.

“ પ્રેમજીભાઇ ! અહીં ઔષધાલય અને સ્ત્રી–શિક્ષણશાળાની શરૂઆત થાય તેમ હતું તેથી જ વિલંબ થયો, નહિ તો હું ક્યારનો માંગરોળ તરફ વિહાર કરવાનો હતો.” આપણા ચરિત્રનાયકે પોતાનો ઈરાદો જણાવ્યો.

“ પણ સાહેબ ! માંગરોળમાં પ્લેગનો ઉપદ્રવ શરૂ

થયો છે. આપ જેવા પ્રભાવિક પુરુષ પધારો તો તેની શાંતિ થાય—વળી શાન્તિસ્નાત્ર પણ કરાવવું છે. આપશ્રીના શુભ હસ્તે તે કાર્ય થાય તો તો પછી સર્વત્ર શાન્તિ પ્રસરે અને જનતા સુખી થાય.”

“પ્રેમજીભાઈ! એમજ હોય અને તમારી શ્રીસંઘની ઇચ્છા પાર પડતી હોય તો હું જલદી વિહાર કરીશ. નવીન સંસ્થાઓની વ્યવસ્થા શ્રીસંઘ કરી લેશે.”

“દયાળુ! બહુ કૃપા થઈ. હવે સત્વર પધારશો. અમે ઘટતી તૈયારી કરાવી રાખીશું.”

વેરાવળથી વિહાર કરી આપ માંગરોળ પધાર્યા. માંગરોળના શ્રીસંઘે અપૂર્વ સ્વાગત કર્યું.

અહીં શાંતિસ્નાત્રના વિધિવિધાનો શરૂ થયાં. અઠ્ઠાઈ-મહોત્સવ મંડાયો. સાથે સાથે આપના વ્યાખ્યાનોની ધૂમ આખાએ શહેરમાં મચી, અને તે નવાબ સાહેબના કાન સુધી પહોંચી. નવાબ સાહેબે આગેવાનોને બોલાવ્યા અને કહ્યું કે મેં સાંભળ્યું છે કે તમારા ગુરુજી અહીં આવ્યા છે. પ્રજાની શાંતિ માટે કાંઈક ક્રિયા ચાલે છે. આવા શુભકાર્યમાં રાજ્યની સહાયતાની જરૂર હોય તો ખુશીથી જણાવશો.

આગેવાનોએ ઉપાશ્રય આવી મહારાજશ્રીને બધી વાત કરી.

“બહુ સારી વાત છે. ખૂદ નવાબ સાહેબને આપણા શાંતિસ્નાત્ર માટે ભાવ જાગ્યો છે. તો આપણે પણ અવસર જોઈ લેવો. શાંતિસ્નાત્રના દિવસે સર્વ જીવોને અભયદાન મળવું જોઈએ.”

" ખુદાવિંદ ! અમારા ગુરુજીએ આપને આશીર્વાદ કહ્યા છે." આગેવાનોએ સંદેશ જણાવ્યો.

" હું તેની કદર કરું છું. તમારી શું માગણી છે ? "

" સાહેબ ! આ મહાન કાર્યમાં આપની સહાયતાની ખાસ જરૂર છે."

" ખુશીથી બોલો. સંકોચ ન કરો."

" શાંતિસ્નાત્રના દિવસે આખા શહેરમાં સર્વ જીવોને અભયદાન મળવું જોઈએ, તો સંપૂર્ણ શાંતિ થાય."

" હમણાં ઉપદ્રવ તો બહુ ઓછો થયો લાગે છે ખરું ને !"

" જી ! હજુર ! જ્યારથી ઉત્સવ શરૂ થયો છે ત્યારથી શાંતિ છે."

" અચ્છા ! હું તમારી માગણી મંજુર રાખું છું. અને આજે તે માટે ફરમાન કઢાવું છું."

" સાહેબ ! બહુ જ આનંદ થયો. આપનું રાજ્ય અમર તપો."

નવાબ સાહેબે ફરમાન માટે હુકમ આપ્યો. અને શાંતિસ્નાત્રના દિવસે કસાઈખાના તથા માચ્છીમારોની જાળ વગેરે તમામ જીવવધનાં કામો બંધ રહ્યાં અને બધાં કાર્યો સંપૂર્ણ શાંતિથી સમાપ્ત થયાં.

શહેરમાં સર્વત્ર શાંતિ સ્થપાઈ ગઈ. કેસો ઘટી ગયા. આખા શહેરમાં જૈન ધર્મની પ્રભાવના થઈ અને નવાબ સાહેબને પણ આથી ભારે આશ્ચર્ય થયું.

વ્યાખ્યાનોમાં દિવસે દિવસે બહુ ભીડ થવા લાગી. અધિકારી વર્ગ પણ આવવા લાગ્યો. અને ખુદ નવાબ સાહેબની ઇચ્છા પણ મહારાજશ્રીને સાંભળવાની થઇ, પણ કોઈ માલવીએ નવાબ સાહેબને એવું ઠસાવ્યું કે આ સાધુઓ તો જીવદયા–જીવદયા સિવાય બીજી વાત જ નથી કરતા. આથી નવાબ સાહેબ ન આવી શકયા. પણ જ્યારે દિવાન સાહેબ તથા અધિકારી વર્ગે મહારાજશ્રીના પ્રવચનની તારીફ કરી ત્યારે નવાબ સાહેબને વ્યાખ્યાન સાંભળવા ઇચ્છા થઈ. પણ મહારાજશ્રી બીજે દિવસે વિહાર કરવાના હતા. નવાબ સાહેબે દિવાન સાહેબ દ્વારા મહારાજશ્રીને એક દિવસ વિશેષ રોકાઈ જવા આગ્રહ કર્યો, અને બીજે દિવસે નવાબ સાહેબ વ્યાખ્યાનમાં પધાર્યા.

"જગતમાં પ્રત્યેક જીવ સુખને ચાહે છે. કોઈને દુઃખ ગમતું નથી. પવિત્રતા તો કુરાને શરીફમાં પણ લખેલી છે. અમારા મુસલમાન ભાઈઓ પાક થયા વિના નિમાજ પઢતા નથી. કદાચ કપડા પર પેશાબનો એક છાંટો પડે કે લોહીનું એક બિંદુ ચોંટે તો નમાજ મંજુર નથી થતી. તો માંસભક્ષણ તો કેમ જ થઈ શકે? ખુદાએ કેવી મીઠી વસ્તુઓ આપી છે જેનાથી તંદુરસ્તી પણ સારી રહે અને જીવતા જીવોને પ્રાણદાન મળે."

આ ઉપદેશની નવાબ સાહેબ પર સરસ અસર થઈ. તેઓ ઘણા ખુશી થયા. મહારાજશ્રીની બહુ જ પ્રશંસા કરી અને પ્રજાની શાંતિ કરવા માટે મહારાજશ્રીનો આભાર માન્યો.

આજે પણ માંગરોળ સંઘ તે શાંતિ સ્થાપનાનો

પ્રસંગ યાદ કરે છે.

*

વેરાવળના ઔષધાલયને માટે એક સારા વૈદ્યની જરૂર હતી. મહારાજશ્રીએ ધોરાજીના ડોકટર શેષકરણજીને માંગરોળ બોલાવ્યા અને તેમને વેરાવળની હકીકત સમજાવી.

" વેરાવળમાં એક ઔષધાલય છે. ત્યાંના લોકો ઉત્સાહી છે. એક સારા વૈદ્યની ત્યાં જરૂર છે. તમારું નામ સાંભળી તમને બોલાવ્યા છે. મને લાગે છે તમને ત્યાં અનુકૂળતા રહેશે. જૈનેતર કરતાં કોઇ જૈન ભાઈ મળે તો સારું. તે દ્રષ્ટિએ તમારો વિચાર આવે છે. જોકે ઔષધાલય તો બધાને માટે ખુલ્લું છે." મહારાજશ્રીએ શેષકરણભાઈને બધી વાત સમજાવી.

" સાહેબ ! આપની આજ્ઞા મારે શિરોધાર્ય કરવી જોઈએ. જૈન તરીકે મારી ફરજ તો એ જ છે કે હું વેરાવળ જાઉં, પણ ધોરાજીમાં હું સ્થિર છું. લોકોનો મારા પર સારો ભાવ છે. સુખે રોટલો મળી રહે છે. એટલાથી મને સંતોષ છે. આ ધંધામાં તો સેવાદૃષ્ટિ હોય તોજ તેની સાર્થકતા છે." ડોકટર શેષકરણજીએ પોતાની પરિસ્થિતિ જણાવી.

" તમારે વતન ન જ છોડવું હોય તો તો મારો આગ્રહ નથી. મેં તો તમારું નામ સાંભળ્યું હતું અને તેથી જ તમને બોલાવ્યા."

કૃપાનિધાન ! આપના દર્શનનો મને લાભ મળ્યો. મને તો બહુ જ આનંદ થયો. માફ કરશો. હું આપની આજ્ઞા પ્રમાણે વેરાવળ નથી જઇ શકતો. આપશ્રીના શાસ-

નસેવાના કાર્યો વિષે મેં ઘણું ઘણું સાંભળ્યું છે. જૈનસમાજને માટે આપશ્રી જેવા પ્રયત્નો કરો છો, તેવા જ ઉચ્ચ પ્રયાસ જો બીજા મુનિરાજો કરે તો અમારી સમાજ બહુ જ ઉન્નત થઈ જાય. તેથી બધા સાધુ મુનિરાજોમાં આપના જેવી શાસનઉન્નતિની ધગશ પ્રગટ થાય એવી મારી આન્તરિક અભિલાષા છે.”

વેરાવળથી સિદ્ધાચલજીનો સંઘ નીકળવાનો હતો. સંઘપતિની ઈચ્છા હતી કે મહારાજશ્રી સંઘમાં પધારે. તેમણે વિનતિ કરી અને મહારાજશ્રીને માંગરોળથી પાછા વેરાવળ જવું પડયું. સંઘની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. જગ્યાએ જગ્યાએ યાત્રા કરતા કરતા અને ઉપદેશ આપતા આપતા ઉના, દીવ, મહુવા, દાઠા, તલાજા આદિ થઈ પાલીતાણા આવી પહોંચ્યા. બધાએ આનંદપૂર્વક દાદાની યાત્રા કરી. પાલીતાણાથી સંઘ વેરાવળ પાછો આવ્યો. અહીં મુંબઈ શ્રીસંઘનો મુંબઈ ચોમાસું કરવા સારૂ વિનંતીપત્ર આવ્યો. ભાવનગર શ્રીસંઘની વિનતિથી મહારાજશ્રી ૧૯૭૩ ના મહા સુદી ૧૫ ના ભાવનગર પધાર્યા. અહીં મહારાજશ્રીનું એક સાર્વજનિક વ્યાખ્યાન ‘વર્તમાન પરિસ્થિતિ અને આપણી આવશ્યકતાઓ’ વિષય પર થયું. જૈનજૈનેતર લોકોએ સારી હાજરી આપી અને મહારાજશ્રીનું મનનીય વ્યાખ્યાન સાંભળી બધા પ્રસન્ન થયા. બીજું વ્યાખ્યાન શ્રી દાદા સાહેબ જૈન બોર્ડિંગના વિદ્યાર્થીઓ સમક્ષ થયું હતું.

*

એક દિવસ એક પંજાબી યુગલ અચાનક સેવામાં

આવીને ઊભું રહ્યું.

"મથ્થેણ વંદામિ"

"ધર્મલાભ! કોણ! લાલા શંકરલાલજી, ઓહો! બહેન ભાગવંતી પણ સાથે છે કે? કેમ અચાનક? પંજાબથી જ આવો છો કે?

"ગુરુદેવ! તમારી શ્રાવિકાને દીક્ષાના ભાવ થયા છે. અને આપની પાસે જ દીક્ષા લેવી હતી પછી તો અહીં જ આવવું રહ્યુંને. જીરાથી જ આવીએ છીએ."

"એ તો આનંદની વાત છે. બ્રહ્મચારીજી અને તે પણ પતિ પોતે દીક્ષા અપાવવા આવે એના જેવું રૂડુ શું?"

"સાહેબ! ત્રણ વર્ષથી બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કર્યું છે ત્યારથી તેમની ઈચ્છા હંમેશાં દીક્ષા માટે રહેતી, પણ આપ તો જાણો છો ને માતાજીને તેમને માટે બહુ જ માયા છે. અને માતાજીની રજા વિના તો શું થાય!"

"પણ હવે તો માતાજીને મનાવીને જ આવ્યા છો ને!" શ્રાવિકાને પૂછયું.

"જી સાહેબ! માતાજી અને કુટુંબીજનો બધાની આશીષ લઈને આવી છું." બહેન ભાગવંતીએ ખુલાસો કર્યો.

"કૃપાનિધાન! મારા પણ ભાવ તો દીક્ષા માટે જ છે. પણ શું ઉપાય?" બ્રહ્મચારી શંકરલાલજીએ પોતાની પરાધીનતા દર્શાવી.

"બ્રહ્મચારીજી! તમારી ભાવના તો બહુ જ સ્તુત્ય

છે. પણ તમારા પગમાં કષ્ટ છે. વિહારમાં બહુ જ તકલીફ રહે. તમે તો બ્રહ્મચારી છો, પંજાબની સેવા કરો, ધર્મકાર્ય કરો અને આનંદ કરો.”

જીરાનિવાસી લાલા શંકરલાલજી તથા તેમનાં ધર્મપત્ની બહેન ભાગવંતી પંજાબથી દીક્ષાના ભાવથી ભાવનગર આવ્યાં હતાં. ત્રણ વર્ષ પહેલાં બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કર્યું હતું. તેઓની ઇચ્છા દીક્ષા લેવાની હતી પણ લાલા શંકરલાલજીને પગે કષ્ટ હોવાથી તે દીક્ષા લઈ શકે તેવું નહોતું. તેમનું કુટુંબ બહુ જ વિશાળ અને ઉચ્ચ છે. તેઓ નવલખા કહેવાય છે.

ભાવનગરના શ્રીસંઘે દીક્ષાની તૈયારી કરી. ધૂમધામપૂર્વક ૧૯૭૩ ના મહા વદી ૧૧ ના દિવસે શ્રી દાદાસાહેબની વાડીના ચોકમાં શ્રી ચતુર્વિધ સંઘની સમક્ષ આપણા ચરિત્રનાયકે બહેન ભાગવંતીને વિધિવિધાન સહિત દીક્ષા આપી નામ ચંપકશ્રીજી રાખ્યું. દેવશ્રીજી મહારાજનાં શિષ્યા શ્રી હેમશ્રીજીના શિષ્યા થયાં.

બહેન ભાગવંતી પાસે જે ઘરેણાં હતાં તેના રૂા. ૫૦૦) આવ્યા. તે જુદી જુદી સંસ્થાઓને દાનમાં આપ્યા અને દીક્ષામહોત્સવનો ખર્ચ લાલા શંકરલાલજીએ પોતે આપ્યો.

લાલા શંકરલાલજી માતૃભકિતને કારણુ થોડો સમય ઘેર રહે છે. બાકીનો સમય તીર્થયાત્રા, સાધુદર્શન, પુસ્તક પ્રકાશન, ઉપદેશ આદિ કાર્યોમાં સફળ કરે છે. પંજાબમાંના જૈન સમુદાયમાં બ્રહ્મચારીજીના ઉપનામથી તે પ્રસિદ્ધ છે.

ધન્ય એ દીક્ષા, ધન્ય એ ભાવ.

આ પ્રસંગે આપણા ચરિત્રનાયકે દીક્ષાવિધિ પૂરી થયા પછી લગભગ એક કલાક ચારિત્ર એટલે શું, ચારિત્રથી શો લાભ? તેનાથી આત્મોન્નતિ કેમ થઈ શકે? સમાજનો ઉદ્ધાર કેમ સંભવે? ચારિત્ર લેવાવાળાનું શું કર્તવ્ય છે? ચારિત્રનું પાલન કેવી રીતે કરવું જોઈએ? નવ દીક્ષિતનું બીજાઓ પ્રત્યેનું કર્તવ્ય અને અન્ય સાધુ-સાધ્વીનું નવ દીક્ષિત પ્રત્યે કર્તવ્ય વગેરે વિધવિધ પ્રશ્નો પર વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું.

ભાવનગરથી વિહાર કરી રસ્તાના ગામોમાં ધર્મોપદેશામૃતનું પાન કરાવતા આપ ખંભાત આદિ થઈ વડોદરા પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ પાસે આવી પહોંચ્યા. અહીં શ્રી મહાવીર જયંતિનો ઉત્સવ હતો મહારાજશ્રીએ મહાવીર જીવન ઉપર બહુજ રોચક વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે "જયન્તી એ નવીન રિવાજ નથી પણ પ્રાચીન છે. પંચ કલ્યાણકનું એ રૂપાંતર છે. યાત્રા પંચાશકમાં પૂજ્યપાદ્ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે 'જન્મ કલ્યાણક' ઉત્સવ ઉજવવા બતાવ્યું છે તેજ જયન્તી ઉત્સવ. આ ઉપરાંત મહાવીરસ્વામીના જીવનના અનેક પ્રસંગો કહીને છેવટે જણાવ્યું કે વીરતાનાં કાર્યો કરીને આપણે વીરપુત્રનું નામ સાર્થક કરવું જોઈએ. જો આપણે વીરતાનાં કાર્યો ન કરી શકીએ તો મહાવીરસ્વામીના ચરિત્રથી આપણને કશો લાભ થવાનો નથી. જો આપણે વીરતા બતાવીશું, વીરતાનો ગુણ પ્રગટ કરવા વીરની ઉપાસના કરીશું તો સેવ્ય સેવકભાવ મટી અવશ્ય વીર સમાન કર્મોનો નાશ કરવા વીર બની શકાશે.



## મુંબઇમાં કલ્યાણકારી કાર્યો

[ ૩૯ ]

"મોતીલાલભાઈ! પંજાબના શ્રીસંઘની વિનતિ ઊભી છે. બબે વખત તો તેઓ ગૂજરાતમાં આવી ગયા, ત્યાં હવે જવું અત્યંત જરૂરી છે. ગુરુમહારાજનો બગીચો સુકાય તે તો તમે પણ ન ઈચ્છો." મુંબઈથી ચોમાસાની વિનતિ માટે આવેલ શેઠ મોતીલાલભાઈ તથા દેવકરણશેઠ આદિને મહારાજશ્રીએ પરિસ્થિતિ સમજાવી.

"પણ સાહેબ! મુંબઇમાં આપ તથા પુણ્યરાશિ શ્રી પ્રવર્તકજી મહારાજ એક વિશેષ ચોમાસું કરો તે જરૂરી છે. આપ બન્નેના પધારવાથી ઘણાં ઘણાં શાસનસેવાનાં કાર્યો થશે જ થશે." શ્રી દેવકરણભાઈએ ખુલાસો કર્યો.

"પંજાબમાં આપની જરૂર તો છેજ, તેની તો કેમ ના કહી શકાય? પણ સાહેબ, પંજાબ ગયા પછી કાંઈ થોડા

આપ ગૂજરાત તરફ આવી શકવાના છો ? અને મુંબઇમાં મોટા કાર્યમાં મોટાઓની ખાસ જરૂર છે." મોતીલાલભાઈએ વિશેષતા જણાવી.

"મોટાં કામ તો કરવાવાળા તમે જ છોને ? શેઠ દેવકરણભાઇ અને તમે ધારો તો ઘડીના છઠ્ઠા ભાગમાં ધાર્યું થઇ શકે ? અમે તો નિમિત્ત માત્ર છીએ." મહારાજશ્રીએ પોતાની નમ્રતા દર્શાવી.

"દયાળુ ! એમ નથી. આપ બન્ને પ્રભાવિક છો. ગુરુદેવની આપના પર અમીદૃષ્ટિ છે. આપના ઉપદેશામૃતનો પ્રભાવજ જુદો છે." મોતીલાલભાઇએ વિશેષ આગ્રહ કર્યો.

"પ્રવર્તકજી મારા પૂજ્ય છે. તેમની આજ્ઞા મારે માન્ય છે. તેમને પૂછીને હું જવાબ દઇશ. તેઓ દર્શન માટે ગયા છે. આવતાજ હશે."

"પધારો સાહેબ ! મુંબઇથી શ્રી દેવકરણભાઇ તથા શ્રી મોતીલાલભાઈ વગેરે ચોમાસાની વિનતિ માટે આવ્યા છે. શું જવાબ દેવો તે આપના પર છોડું છું." પ્રવર્તકજીને મહારાજશ્રીએ વાત કરી.

"તમારે તો પંજાબ જવાની ઉતાવળ છે. પંજાબ શ્રીસંઘ જૂનાગઢ પણ આવી ગયો. પછી હું એકલો મુંબઈ જઈને શું કરું ? છતાં તમને લાગે કે મુંબઈમાં ધર્મકાર્યો થશે અને તમે આવતા હો તો મારી ના નથી." પ્રવર્તકશ્રીએ તૈયારી બતાવી.

"સાહેબ ! બહુજ કૃપા કરી. હવે તો અમારી વિનતિ

સ્વીકારાઈ ગઈ. પ્રવર્તકજી મહારાજે પણ મંજુરી આપી. હવે ક્યારે પધારશો ?" શ્રી મોતીલાલ શેઠે આનંદ વ્યક્ત કર્યો.

"જગડીયા તીર્થની યાત્રા કરી સુરત થઈને તે તરફ વિહાર થશે. હવે નિશ્ચિંત રહો." મહારાજશ્રીએ પોતાનો ઈરાદો જણાવ્યો.

વડોદરાથી વિહાર કરી બન્ને મહાત્માઓ જગડીયા તીર્થની યાત્રા કરી સુરત, નવસારી, બિલીમોરા, પારડી, વલસાડ આદિ નગરોમાં વિહરતા, વ્યાખ્યાનોનો લાભ આપતા, સં. ૧૯૭૩ના વૈશાખ વદી ૧૧ ના દિવસે મલાડમાં પધાર્યા. શેઠ દેવકરણભાઈના બંગલે ઉતર્યા. મુંબઈમાં આ સમાચાર પહોંચ્યા અને પંદરસો બહેનભાઈઓ મહારાજશ્રીના વંદનાર્થે આવી પહોંચ્યા. બે દિવસ સ્વામીવાત્સલ્ય, પૂજાઓ વગેરે થયાં. આનંદ ઉત્સવો થઇ રહ્યા. આ સર્વે લાભ દેવકરણ શેઠે લીધો. જેઠ સુદી ૨ના દિવસે સાન્તાક્રૂઝ પધાર્યા. અહીં પણ બે પૂજાઓ અને બે સાધર્મી વાત્સલ્ય થયાં. બે મહાત્માઓની પધરામણીની ખુશીમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયને રૂ. ૧૦૦૦) નું દાન મળ્યું. શુભ શરૂઆત થઈ. મંગલ શુકન થયાં.

અહીંથી વિહાર કરી દાદર થઈ ભાયખાલા પધાર્યા.

આજે નગરપ્રવેશ હતો. મુંબઇના જૈનસમાજનો ઉત્સાહ અનેરો હતો. શહેર અને પરામાંથી બહેનભાઈઓના ટોળાં સામૈયામાં ભાગ લેવા આવી રહ્યાં હતાં. ૩૫ તો બેંડવાજાં હતાં. ચારે તરફ લોકોની ભારે ભીડ હતી. જગ્યાએ જગ્યાએ

ભાવિકજનો બન્ને મહાત્માઓને સોનારૂપાના ફૂલો અને સાચાં મોતીઓથી વધાવતા હતા. મુંબઈના બજારો અને રસ્તાઓ પર હજારો લોકો આ મહાત્માઓના દર્શન માટે ખડે પગે ઊભા હતા. દૃશ્ય ભારે મનોહર અને ભવ્ય હતું. સોળ મુનિરાજો સાથે આનંદ અને હર્ષના ધ્વનિ વચ્ચે ગોડીજીના મંદિરમાં પ્રવેશ કર્યો. પાંચ હજારથી વિશેષ ભાઈ-બહેનો ઉપાશ્રયમાં હતા. ઉપાશ્રયમાં જરા પણ જગ્યા ન-હોતી, કેટલાક નિરાશ થઈ નીચે બેઠા હતા. મહારાજશ્રીએ મંદિરના દર્શન કરી ઉપાશ્રયમાં પધારી મંગલાચરણ સંભળાવ્યું. એક મારવાડી ગૃહસ્થે શ્રીફળની પ્રભાવના કરી. જયઘોષથી વાતાવરણ ગાજી ઉઠયું.

*

"કૃપાનાથ ! હું તો હંમેશાં વ્યાખ્યાન વાંચું છું. આપ કદીકદી તો પ્રસાદી આપો." એક દિવસ આપણા ચરિત્રનાયકે પ્રવર્તકજી મહારાજને વિનતિ કરી.

"ભાઈ! ગુરુમહારાજનો ખજાનો તો તમારી પાસે છે. તેમાંથી લોકોને ખુલ્લે હાથ વહેંચતા રહો. અમને તો બહુ થોડી પુંજી મળેલી છે તે અમારી પાસે ભલેને પડી રહે." સ્મિત કરી પ્રવર્તકજીએ ભાવ દર્શાવ્યો.

"ગુરુમહારાજની થોડી પ્રસાદી મળી એમાં શું થઇ ગયું ? આપની પાસે તો અખૂટ સંપત્તિ છે. તેમાંથી થોડી તો ઉદારતા કરો. લોકોને મળશે તો તેમાંથી થોડો ભાગ મને પણ મળશે." હસીને વિનમ્રભાવથી આપણા ચરિત્ર-નાયકે ટકોર કરી.

"ભાઇ! તમને વાતોમાં કોણ જીતી શકે?"

"આપ જેવા ગુરુજન છો તો! મારા જેવાને આપ કેટલો ઉત્સાહ આપો છો? કેવો સ્નેહ દર્શાવો છો? દયાળુ! ખરેખર આજે ગુરુદેવ યાદ આવે છે. તેઓ હંમેશાં આ રીતે મને પ્રેરણા આપતા, મને દરેક જગ્યાએ આગળ લાવવા પ્રયત્ન કરતા ને આશીર્વાદ આપતા. આપ પણ મારા પર તેવી જ કૃપાદૃષ્ટિ રાખો છો."

"એક તો બન્નેની જન્મભૂમિ એક, વળી ગુરુવર્યના વારસદાર, તેમાં વિદ્વતા અને વકતૃત્વતાનો સુમેળ, સાથે એટલી જ વિનમ્રતા અને લઘુતા. પછી તો પૂછવું જ શું."

"પણ આજે તો આપે વ્યાખ્યાન વાંચવું જ પડશે. આ શ્રાવકો પણ તેમજ ઇચ્છે છે."

"તમે તેઓને બહેકાવ્યા હશે જ તો."

"પણ સાહેબ! તમારો લાભ તો બધાને કયારે મળે? અને આજ તો મેં નિશ્ચય કર્યો છે. આપનું વ્યાખ્યાન જ સાંભળવું છે. હું તો બિલકુલ વ્યાખ્યાન વાંચવાનો નથી."

"તમે ઠીક વાણિયાઓને પટાવી રાખ્યા છે. અચ્છા, ભાઈ, અમારી પરીક્ષા ન લેતા."

"સજ્જનો! ગુરુમહારાજનો ખજાનો તો આમની (શ્રી વલ્લભવિજયજી) પાસે છે. તેમણે મારી કીંમત કરવાને માટે અહીં મને બેસાડયો છે."

આપણા ચરિત્રનાયકે એક દિવસ શ્રદ્ધેય પ્રવર્તકજીને વ્યાખ્યાન વાંચવા આગ્રહ કર્યો. શ્રાવકો પણ તેમની સાથે

ભળી ગયા. પોતે તો હઠ લીધી. છેવટે પ્રવર્તકજીને વ્યાખ્યાન માટે બેસવું પડયું. પોતે ગુરુદેવની પાસે વ્યાખ્યાન સાંભળવા બેસતા તેમ પાસે બેસી ગયા.

પછી તો પ્રવર્તકજી મહારાજશ્રીનો ખજાનો ખુલ્યો. સ્મરણમાંથી અનેક દૃષ્ટાંતો નીકળ્યાં. અનુભવની હજારો વાતો નીકળી અને ઐતિહાસિક પ્રસંગોનાં સચોટ વર્ણન નીકળ્યાં. લોકોને તેમજ આપણા ચરિત્રનાયકને તેમાંથી ઘણું જાણવાનું મળ્યું. ચોમાસામાં લગભગ મહિનો સવા મહિનો આ રીતે પ્રવર્તકજીની સ્મરણશક્તિનો પરિચય મળ્યો.

પ્રવર્તકજી મહારાજનો આપણા ચરિત્રનાયક પર અત્યંત પ્રેમ હતો. તે એટલે સુધી કે એક પિતાનો પોતાના ગુણસંપન્ન પુત્ર પર જેટલો પ્રેમ હોય છે. કોઈ કોઇ વખતે કોઈ મનુષ્ય આપણા ચરિત્રનાયક વિષે આક્ષેપજનક વાત કરે તો પ્રવર્તકજીને ખૂબ આઘાત થતો, એટલું જ નહિ પણ તેઓ તેવી ભ્રમજનક વાતોને કદી માનતા જ નહિ. બેએક પ્રસંગો તે માટે પૂરતા થશે.

“ આપને વલ્લભવિજયજીએ ભમાવી મૂકયા છે, તેથી અમારી વાત આપને ગળે નહિ ઉતરે.” છાણીમાં કોઈ વ્યકિતએ પ્રવર્તકજી મહારાજને વાત કરી.

“ હું વલ્લભવિજયજીને તમારાથી વિશેષ જાણું છું. અરે, તેઓને તો હું બચપણમાંથી પીછાણું છું. તેમના ગુણો, તેમની વિદ્વતા, તેમનું કાર્ય અને તેમની સમાજકલ્યાણની ધગશ મારા જેટલી તમે કયાંથી જાણો ? ” પ્રવર્તકજી મહારાજે સ્પષ્ટ જવાબ આપ્યો.

"આપનો તો તેમના ઉપર મોહ છે."

"અરે ભાઈ! મોહથી પણ અધિક, તેમનો અને મારા આત્માનો એવો તો ગાઢ સંબંધ છે કે જેવો નખ અને આંગળીઓનો. તમારી દૃષ્ટિ તો એવી થઈ ગઈ છે કે તમે કોઈના ગુણો નથી જોઈ શકતા. ખેર, મારી અને વલ્લભવિજયજીની જુદાઈ આ જિંદગીમાં તો નહિ બને.

"સાહેબ! ખોટું લાગ્યું હોય તો માફ કરશો. અમને તો કોઈએ કહેલું એટલે અમે તે માની લીધું. પણ આપની વાતથી અમને ખાત્રી થઈ છે કે તેઓ ખરેખર શાસનપ્રભાવક સમાન છે. આપનો તેમના પ્રત્યેનો ભાવ અનુપમ છે તે જોઈ અમને પણ આનંદ થાય છે." જાણે પશ્ચાતાપ થતો હોય તેમ એકરાર કરતાં તેજ વ્યકિતએ કહ્યું.

એવો જ એક બીજો પ્રસંગ બન્યો હતો—

પંજાબમાં શ્રી આત્માનંદ જૈન મહાસભા જોરશોરથી ચાલતી હતી. પંજાબના ગામેગામના સંઘનું પ્રતિનિધિત્વ ધરાવતી તે મહાસભા સામાજિક, ધાર્મિક અને શિક્ષણ વિષયક અનેક ઉન્નતિના કાર્યો કરતી હતી. તે મહાસભાના પ્રેરણામૂર્તિ હતા આપણા ચરિત્રનાયક. તેનાં અધિવેશનો વર્ષે વર્ષે થતાં હતાં અને પંજાબનું સંગઠન અદ્વિતીય ગણાતું. એકજ ગુરુના ઝંડા નીચે પંજાબ ઊભું હતું.

વિઘ્નસંતોષી લોકો આ કેમ જોઈ શકે? તેઓને આ પ્રેરણા ખટકવા લાગી. સાધુઓએ મહાસભા જેવા સામાજિક કાર્યમાં હસ્તક્ષેપ કરવો તે સાધુઓના આચારવિરુદ્ધ લાગ્યું અને આપણા ચરિત્રનાયક પર આક્ષેપો થવા લાગ્યા:

પ્રવર્તકજી ગૂજરાતમાં રહ્યા રહ્યા આ કેમ સહન કરી શકે? તેમણે ખુલ્લંખુલ્લા જાહેર કર્યું કે "પંજાબના શ્રી સંઘની જાગૃતિ અને સંગઠન કરવા—કરાવવાના કાર્યમાંજ સાચી સાધુતા રહેલી છે. મહાસભા પંજાબનો ઉત્કર્ષ શું જૈન સમાજનો ઉત્કર્ષ નથી. પંજાબ શ્રી સંઘ જેવું સંગઠન જો પ્રાંતેપ્રાંતમાં થાય તો તો જૈન સમાજ હિંદ ભરમાં સમૃદ્ધ અને અદ્વિતીય ગણાય. સારા કાર્યમાં વિઘ્ન આવે એ તો મહાપુરુષોની કસોટી છે. એવાં કાર્યો કરીને પછી ટીકા કરવાનો ઈજારો મેળવવો જોઈએ."

આ વખતે પ્રવર્તકજી મહારાજશ્રીએ પં. મહારાજ શ્રી લલિતવિજયજી (હાલ આચાર્ય) ને એક પત્ર લખ્યો હતો તેનો થોડો ભાગ અહીં આપવામાં આવે છે:

" × × × આ ઉડતા ગપગોળાના આધારે કોઇપણ વાતનું આંદોલન કરવાથી શું ધર્માત્માઓને ધર્મવૃદ્ધિનો લાભ થશે કે? × × × અને હવે તો મુનિ વલ્લભવિજયજી મહારાજ ગૂજરાત દેશનો સુખદાયી વિહાર છોડી, કષ્ટદાયક ક્ષેત્રોમાં ફરી ફરીને ધર્મોપદેશ આપે છે. શું આમાં તેમનો કોઈ સ્વાર્થ છે? × × કોઈ કોઈ તેમનાથી જુદાઇ રાખવાવાળા અનુચિત આક્ષેપો કરે છે. તેઓએ પોતાના કર્મબંધનનો વિચાર કરવો ઘટે. સાધુ તો સમાધિરસમાં મગ્ન રહે એજ તેમને માટે હિતકર છે.

"હું પંજાબમાં હતો ત્યારે ગુરુ મહારાજ વિદ્યમાન હતા. તેઓશ્રી વારંવાર કહેતા: "મારા પછી ગૂજરાતી

સાધુઓ, મારા ધર્મબાગની રક્ષા કરવાવાળા, ગૂજરાતમાં જઈ ફરી કષ્ટકારી ક્ષેત્રોમાં આવશે કે કેમ તે વિષે શંકા છે. પણ વલ્લભ ! તું ઉત્સાહી છે. તારા પર મારો વિશ્વાસ છે. પંજાબના ધર્મક્ષેત્રને તું સંભાળજે. તું આવીશ તો તારો શિષ્ય પરિવાર પણ આવશે. પહેલા શ્રી ૧૦૦૮ શ્રી બૂટેરાયજી મહારાજે ધર્મનો બગીચો રોપ્યો—તેની અમે સપરિવાર રક્ષા કરી. હવે અમારી પછી તારા પર અમારી આશા છે. ગૂજરાતમાં જઈ દાળ ચાવલ ઓસામણમાં પડ્યા વિના, જરા કષ્ટ ઉઠાવી આ દેશમાં સપરિવાર આવશો અને નિરાધાર ક્ષેત્રોમાં અમૃતવૃષ્ટિ કરશો તો મહા લાભ થશે. ગૂજરાતમાં મુનિ મહારાજોની કમી નથી. જ્યાં કમી છે તે ક્ષેત્રોમાં વૃષ્ટિ કરવાથી મહાન લાભ થશે." તમારા ગુરુશ્રી વલ્લભવિજયજી ગુરુવચનને શિરોધાર્ય કરી વિકટભૂમિમાં કષ્ટ સહન કરીને વિચરે છે. અમારા જેવા તો એક પણ, ગુરુ મહારાજના બગીચામાં જલવૃષ્ટિ માટે નથી જઈ શકતા, કેવળ તે જ એક કેશરીસિંહની જેમ સુખી વિહાર છોડીને વિકટ સ્થાનોમાં વિચરે છે. તેના ઉપર પણ જ્યારે વિઘ્નસંતોષીઓ આક્રમણ કરે છે ત્યારે ભારે ખેદ થાય છે. હું તો નથી સમજી શકતો કે આમ કરવાથી તેઓ સમાજનું શું હિત સાધે છે ? પણ તમે નિશ્ચિંત રહેશો. તેમના કાર્યમાં અમારી હાર્દિક સહાનુભૂતિ છે. તેઓ અમારા આત્મજન છે. અમારી —તમારી જુદાઈ કોણ કરી શકે છે ?"

કેવો અદ્વિતીય પ્રેમભાવ ! કેવી મમતા ! કેવો આત્મ-

ભાવ ! આપણા ચરિત્રનાયકે પણ પ્રવર્તકજી મહારાજ પ્રતિ એક આજ્ઞાપાલક પુત્ર જેવો સંબંધ રાખ્યો છે.

સં. ૧૯૫૭માં આપણા ચરિત્રનાયકને આચાર્ય પદવી અર્પણ કરવા શ્રી સંઘ પંજાબે હિલચાલ કરી. ગૂજરાતના સંઘોની પણ અનુમતિ મેળવી. પણ પ્રવર્તકજી મહારાજશ્રી દીર્ઘદ્રષ્ટિ વાળા હતા, તેમણે તે વિષે મહારાજશ્રીને ચેતવ્યા અને આપણા ચરિત્રનાયકે તેમની આજ્ઞાને શિરોધાર્ય કરી. આ હતો તેમનો બન્નેનો આત્મીય પિતા-પુત્ર જેવો દિવ્ય સંબંધ અને એજ પ્રવર્તકજીએ ૧૯૮૧ મા આપણા ચરિત્રનાયકને આચાર્ય પદવી માટે પ્રેમ-પૂર્વક આગ્રહ કર્યો હતો અને ભાવભર્યો બોધક પત્ર લખી પોતાના હૃદયની આશીષ મોકલી હતી.

મુંબઈના ચાતુર્માસમાં ખરતરગચ્છ–અંચલગચ્છના પર્યુષણપર્વ માટે ચર્ચા ચાલી. હેંડબિલ પણ નિકળ્યાં. આપણા ચરિત્રનાયકે તો પંજાબમાં ભલભલા વિદ્વાનોને શાસ્ત્રાર્થમાં હરાવ્યા હતા, પણ પ્રવર્તકજીની ઈચ્છાને માન આપી તેઓ મૌન રહ્યા હતા. કોઈ કોઇ ગૃહસ્થો જ્યારે તે વિષે પૂછતા ત્યારે શાસ્ત્રના પાઠ સહિત ચર્ચા કરવાની પૂરી તૈયારી વિષે કહેતા પણ તે માટે શાંતિપૂર્વક, હો હા કર્યા વિના સામા પક્ષની રાજીખુશી હોય તો ચર્ચા કરવાની ઈચ્છાથી જ—પણ તે બની શકયું નહિ. તે વખતના આપણા ચરિત્રનાયકના કેટલાંક વાકયો તો હજી ગુંજી રહ્યા છે.

“તમે બધા જાણો છો કે, આજકાલનો જમાનો

જુદો છે, લોકો એકતા ચાહે છે. પોતાના હકોને માટે પ્રયત્ન કરે છે. હિન્દુ-મુસલમાન એક થઇ રહ્યા છે. અંગ્રેજ પારસી, હિન્દુ અને મુસલમાન બધા એકજ ધ્યેય માટે સંગઠિત થઈ રહ્યા છે. આ રીતે દુનિયા તો આગળ વધી રહી છે. ખેદની સાથે કહેવું પડે છે કે આવા સમયમાં પણ કેટલાક વિચિત્ર સ્વભાવના મનુષ્યો—આપણાજ ભાઈઓ દસ કદમ પાછળ હઠવાનો પ્રયત્ન કરે છે. આજે તો બધાએ એક થઈ કોઇ સમાજ, ધર્મ અને રાષ્ટ્રના કલ્યાણનું કાર્ય કરવું જોઈએ."

આ ચાતુર્માસમાં મુંબઇમાં કેટલાંક કલ્યાણકારી કાર્યો થયાં—શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મકાનને માટે લગભગ એક લાખ રૂપીયાનું ફંડ થયું. આ ઉપરાંત નાના ગામોના મંદિરોના જિર્ણોદ્ધાર માટે સારી રકમનું ફંડ ભેગું થયું. વિશેષમાં આ સમયે પાટણ જૈન મંડળ બોર્ડિંગ માટે એક ફંડ ચાલુ થયું અને તેમાં પણ લગભગ રૂપીયા એક લાખનું ફંડ થયું. ધાર્મિક કાર્યો પણ ઘણાં થયાં.

મુંબઇના લોકો કહે છે કે આ બે પુણ્યાત્માઓના પ્રતાપે આ ચાતુર્માસમાં જે આનંદ આવ્યો, જે જે કલ્કાણકારી કાર્યો થયાં, જે શાસનની શોભા વધી, તથા ધર્મની પ્રભાવના વધી તેટલી પહેલાં કદી નહિ થયેલી. પ્રવર્તકજી મહારાજ અને આપણા ચરિત્રનાયકનો અન્યોઅન્યનો આત્મીયભાવ તો અતિ ઘણો અત્યુત્તમ અને પ્રશંસાપાત્ર હતો જ.

આપણા ચરિત્રનાયકને સીધા પંજાબ જવાની આવ-

શ્યકતા હતી. શ્રીસંઘ પંજાબની વિનંતિઓ વારંવાર આવતી હતી. તેથી તો ભાયખાલામાં પ્રવર્તકજી મહારાજની વિદાય લઈ શિષ્ય પરિવાર સાથે આપે વિહાર કર્યો. પંજાબ પહોંચવાની ધૂનમાં આગળ આગળ વિહાર ચાલુ હતો, પણ ક્ષેત્રસ્પર્શના બળવાન હોય છે. આપને વિચાર આવ્યો કે માર્ગમાં ૧૦૦૮ શ્રી શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના દર્શન કરી, તેમને મળીને જઇએ તો સારું. પંજાબ જેટલે દૂર ગયા પછી એ વૃદ્ધ મહાત્માનાં દર્શન દુર્લભ થઈ જશે.

મનોમન સાક્ષીવાળો હિસાબ થયો. અહીં તેઓ આમ વિચાર કરે છે, ત્યાં શ્રી હંસવિજયજી મહારાજશ્રીનો પત્ર આવ્યો. તેમણે એજ ભાવ દર્શાવ્યો હતો કે આપને પંજાબ જવું છે, તેથી તો જલ્દી જલ્દી જઈ રહ્યા છો પણ અમને મળ્યા વિના ન જશો. જિંદગીનો ભરોસો શો ! આજ છે તે કાલે ન હોય, મળવું બને ન બને, તેથી અવશ્ય મળીને આગળ વધશો. તમારો—અમારો સ્નેહ સંબંધ એવો મધુર છે કે તમારા મિલનથી આનંદ આનંદ થશે.

તેઓ તો પહેલેથી વિચાર કરી રહ્યા હતા, તેમાં મહારાજશ્રીનો આદેશ આવ્યો. તેઓશ્રી શિષ્યમંડળ સહિત માતર ગામમાં મહાત્માના ચરણોમાં પહોંચી ગયા. એક સાથે દેવ અને ગુરુ બન્નેના દર્શનનો લાભ થયો. બન્ને મુનિરાજોને આ સ્નેહ સંમિલન બહુ જ આનંદજનક થઇ પડયું.

વિદાયનો સમય આવ્યો ને વિહારની તૈયારી થવા લાગી ત્યાં શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ સૂચના કરી કે

મારે અમદાવાદ જવું છે. ત્યાંના સંઘની વિનંતી છે. આપ પણ અમદાવાદ પધાર્યા નથી. આપણે સાથે વિહાર કરીએ. થોડા દિવસ સાથે રહેવાનો અન્યોઅન્યને લાભ મળશે. પછી હું વિશેષ આગ્રહ નહિ કરૂં.

અમદાવાદ તરફ વિહાર થયો.

અમદાવાદમાં બન્ને મહાત્માઓનું લુણસાવાડાની પોળના શ્રાવકોએ ખૂબ ધામધૂમપૂર્વક સ્વાગત કર્યું. ઝવેરીવાડમાં વરઘોડો આવતાં અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ લાલભાઈ તથા શ્રી મણીભાઈના માતુશ્રી શ્રી ગંગાબહેને શ્રી હંસવિજયજી મહારાજશ્રીને વિનંતી કરી.

“ આપ શહેર છોડી એકાન્તમાં ક્યાં જાઓ છો ? કૃપા કરીને અહીં જ સ્થિરતા કરો. ”

“ હું જરૂર અહીં સ્થિરતા કરત, પણ લુણસાવાડાના ભાઈઓને હું વચન આપી ચૂકયો છું. થોડો વખત ત્યાં રહીને પછી અહીં આવીશું. તમને થોડા જ ભૂલી જઈશું ? ” શ્રી હંસવિજયજી મહારાજશ્રીએ ખુલાસો કર્યો.

“ ભલે, આપ લુણસાવાડા પધારો, પણ શ્રી વલ્લભવિજયજી મહારાજને તો અહીં સ્થિરતા કરવાની આજ્ઞા કરો. અમને તેમનો તો લાભ મળે.” ગંગામાતાએ રસ્તો કાઢયો.

ગંગાબહેનની ભાવનાને માન આપવું પડયું. અને આપણા ચરિત્રનાયકે અહીં ઉજમબાઇની ધર્મશાળામાં સ્થિરતા કરી. થોડા દિવસ પછી અહીંથી વિહાર કરવાનો

વિચાર કર્યો પણ અમદાવાદના આગેવાનો તથા ભાઈઓ -બહેનોની એટલી બધી હૃદયના ભાવપૂર્ણ વિનંતિ થઈ કે મહારાજશ્રીને ચોમાસું રહેવા ફરજ પડી વળી શ્રી હંસ-વિજયજી મહારાજની અનુમતિ પણ એજ રહી.

ઉદયપુરના શ્રીસંઘની વિનંતિ પહેલેથી હતી આપ તે તરફ જવાના પણ હતા પણ સ્પર્શના બલવાન હોય છે.



## લક્ષ્મીની ચપળતાનો ચિતાર

[ ૪૦ ]

"ભવ્ય શ્રાવકો! આ વખતે તમારા રાજનગરમાં ધનની ગંગા વહે છે. આજે તમારી પાસે લક્ષ્મી નાચતી કુદતી આવી રહી છે. તમારાં બાળકો તો હીરામોતીને ઘુઘરે રમે છે. તમારા ભાગ્ય ચમકી રહ્યાં છે, પણ જરા બીજી તરફ પણ દ્રષ્ટિ કરવી ઘટે. જ્યારે તમારે ત્યાં આનંદ આનંદ વર્તી રહ્યો છે ત્યાં તમારા કેટલાક ભાઇઓ—સાધર્મીભાઇઓ દુઃખી છે. તે લાંબો હાથ તો શું કરે પણ પોતાની પરિસ્થિતિ પણ જણાવી શકતા નથી. તમને તો તેમની દરિદ્રતાનો ખ્યાલ પણ નહિ આવે પણ વાત સાચી છે. મેં પોતે ઘણા ભાઈઓને પૂછીને ખાત્રી કરી છે. લક્ષ્મી તો ચંચળ અને ચપળા છે તે તમે પણ જાણો છો. આજે કરોડપતિ હોય તે કાલે ભિખારી બની બેસે છે. આ વ્યાપાર જ એવી જાતના છે. આ તક છે ધનનો સદુપયોગ કરવાની. તમે

તે પણ જાણો છો કે કાતિલ મોંઘવારી આપણા મધ્યમ-વર્ગના અને ગરીબવર્ગના લોકોનો પ્રાણ ખેંચી રહી છે.

"ધનનો સદુપયોગ—ગરીબોની ભલાઈ માટે ખર્ચાતું ધન—પરલોકમાં સાથે આવશે. હું તો અસમર્થ સાધર્મી ભાઇઓની સહાયતામાં સાચું સાધર્મીવાત્સલ્ય સમજું છું. સાંભળો, પર્યુષણના છેલ્લા દિવસ સુધી કરવું હોય તે કરી લ્યો, અન્યથા પસ્તાશો. પછી કહેશો કે અમે ધનનો સદુ-પયોગ ન કર્યો."

"મહારાજ સાહેબ! આપની વાત માન્ય છે. પણ આ વખતે નગરશેઠ હાજર નથી, નહિ તો કાર્યનો આરંભ થઇ જાત" કેટલાક આગેવાનોએ પોતાની ઇચ્છા જણાવી.

"ભાગ્યશાળી! તમે શરૂ કરી દો. શેઠજી આવશે એટલે તેમને જણાવી દેવાશે. આવા આવશ્યક કાર્યમાં શેઠજી થોડાજ ના પાડવાના હતા?" મહારાજશ્રીએ કાર્યની ઉપયોગીતા બતાવી

"સાહેબ! અમારા શહેરનો એ રિવાજ છે કે નગર-શેઠ વિના કોઈપણ કાર્ય શરૂ જ ન થાય."

"સારી વાત."

મહારાજશ્રીએ બપોરના વ્યાખ્યાનમાં આવેલ નગર-શેઠને પરિસ્થિતિ સમજાવી.

"નગરશેઠ! આજે સવારના વ્યાખ્યાનમાં સાધર્મી ભાઈઓને ઉદ્યોગધંધે લગાડવાને કાંઈક યોજના કરવા વિચાર થયો હતો. તમારા રાજનગરમાં જ્યારે એક તરફ પૈસાની છોળો ઉડે છે ત્યારે બીજી તરફ તમારા જ ભાઈઓ

દુઃખી દુઃખી દેખાય છે. તે વિષે તમે શું ધારો છો ?"

"સાહેબ! અહીં અમદાવાદમાં તો કોઇ ગરીબ દેખાતું નથી. બધાની પાસે સારા પૈસા છે. જો આપ સાહેબ પાસે કોઈ આવે તો મારી પાસે મોકલશો. સો બસોને તો હું ધંધામાં લગાડી દઇશ. વિશેષ આવશે તો પણ વ્યવસ્થા થઈ રહેશે." નગરશેઠે બીજો જ રસ્તો દર્શાવ્યો.

મહારાજશ્રી જાણુતા હતા કે ઉચ્ચકુલીન કુટુંબો કેવી રીતે પોતાના દિવસો વિતાવતા હતા. લાંબો હાથ તો થઈ જ કેમ શકે? વળી મજૂરી પણ કેમ કરાય. હા, કાંઈ ઉદ્યોગ મળે તો જરૂર કરી શકાય. પણ આ રીતે વાત તો હવામાં જ રહી. મહારાજશ્રી બીજું બોલે પણ શું ?

આપણા ચરિત્રનાયકે તો શ્રીમંતોને ચેતાવ્યા હતા. લક્ષ્મીની ચંચળતાનો ચિતાર આપ્યો હતો. ધનનો સદ્‌વ્યયનો ઉત્તમ માર્ગ દર્શાવ્યો હતો. સમાજના કલ્યાણની લાખેણી ઘડી આવ્યાની અગમચેતી આપી હતી. એટલું જ નહિ પણ ભવિષ્યની થોડીઘણી આગાહીનો ઈશારો પણ કર્યો હતો. સુજ્ઞ મનુષ્યોને તો એટલું બસ હતું, પણ મહાત્માની વાણી પર કોઇએ ધ્યાન ન આપ્યું. સમય આવી પહોંચ્યો. પર્યુષણ પૂરાં થયાં ને સંવત્સરીના પારણાને દિવસે જ્યારે બજારો ઉઘડયાં ત્યારે બજારની રૂખજ બદલાઇ ગઇ. ભાવો ગડગડી ગયા. હજારોની ઉથલ પાથલ થઈ ગઈ, અનેક લખપતિઓ મોટી ખોટમાં આવી પડયા. પછી તો કાંઈ જ ન કરી શકવા માટે પશ્ચાતાપ થવા લાગ્યો પણ સમયે સમયનું કામ કર્યું.

× × ×

" વ્યાખ્યાન સમયે શાની ટીપ ચાલે છે ?" વ્યાખ્યાનમાં કાગળ ફરતો જોઈ મહારાજશ્રીએ પૂછયું.

" સાહેબ ! તપસ્વીજી મહારાજની તપશ્ચર્યાની નિર્વિઘ્ન સમાપ્તિના ઉપલક્ષમાં અઠ્ઠાઈમહોત્સવ કરવાની સૌ ભાઈઓની ભાવના થઈ છે." આગેવાનોએ ખુલાસો કર્યો.

" એવા ઉત્સવની શું આવશ્યકતા છે. તપસ્વીજી તો આજન્મ તપસ્વી છે. તેમના સંયમને તો ધન્ય છે. નવકારની તપસ્યામાં ૨૫–૨૫ અને ૩૫–૩૫ ઉપવાસ તેમણે કર્યા છે. એટલું જ નહિ પણ ત્રણત્રણ ઉપવાસે પારણું કરીને વરસીતપ કર્યો અને વિહારમાં પણ તે તપ ચાલુ હતું. દસ દસ પંદર પંદર માઇલના પહાડોના વિકટ વિહારમાં તેજ આવો વરસીતપ કરી શકે. એટલે તેમના તપની કાંઇ નવાઈ નથી." મહારાજશ્રીએ તપસ્વીજી શ્રી ગુણવિજયજીના તપની યશગાથા સંભળાવી.

સાહેબ ! ત્યારે તો અમારી પવિત્ર ફરજ થઈ જાય છે કે આવા અદ્વિતીય તપસ્વીજીની તપશ્ચર્યાનું ઉદ્યાપન જરૂર થવું જોઈએ."

" પણ તે માટે વ્યાખ્યાનમાં ટીપ કરવાની શી જરૂર !"

" સાહેબ ! અમારા શહેરમાં રિવાજ છે કે જે ઉપાશ્રયમાં અધિક તપસ્યા થાય તે ઉપાશ્રયમાં આવવાવાળાની ફરજ છે કે તે ટીપ કરીને પાસેના શ્રી જૈનમંદિરમાં અઠ્ઠાઈ મહોત્સવ કરે."

"વાત તો બહુ સારી છે. પ્રભુભક્તિની બરાબર બીજી શ્રેષ્ઠ વાત કઈ! ભક્તિ કરવી એતો તમારું કર્તવ્ય છે. પણ તમે જે માર્ગ ગ્રહણ કર્યો છે તે મને બિલકુલ પસંદ નથી. હું નથી ઇચ્છતો કે મારી સાથેના સાધુની તપસ્યાને માટે ટીપ કરીને અઠ્ઠાઈમહોત્સવ કરવામાં આવે." મહારાજશ્રીએ જરા મક્કમતાથી સંભળાવ્યું.

"સાહેબ! આપનો શો આશય છે. તે જરા કૃપા કરી સમજાવશો?" આગેવાનોએ જરા ગભરાઈને પૂછયું.

"ભાગ્યશાળીઓ! અમદાવાદ જેવું રાજનગર—જે જૈનનગર કહેવાય જ્યાં લખપતિઓનો તોટો નથી, જ્યાં મોટેભાગે મોટી મિલોવાળા ને મોટી પેઢીઓવાળા જૈનો છે ત્યાં એક સાધુની તપસ્યાના ઉત્સવ માટે આઠ આઠ આનાની ટીપ કરવી તે તમને ઠીક લાગે છે? અહીં જે ભાઈબહેનો આવે છે તેમાંથી મોટો ભાગ સાધારણ વર્ગ છે. આ પ્રમાણે વારંવાર નાની મોટી ટીપ થાય તો પછી આ સાધારણ વર્ગને વ્યાખ્યાને આવવાનું બંધ કરવું કે શું કરવું? શ્રદ્ધા—ભક્તિથી આવનાર ભાઈબહેનોને શરમાશરમી ટીપમાં ભરાવવું પડે પણ પછી બીજી વખતે તો તેઓને ઉપાશ્રય છોડવા વખત આવે. મારી વાત ખોટી હોય તો તમે મને જરૂર સમજાવી શકો છો." મહારાજશ્રીએ પોતાના આશયની સ્પષ્ટતા કરી.

"સાહેબ! આપની વાત બિલકુલ યોગ્ય છે. પણ કરવું શું? કામ તો કરવું જ રહ્યું. ટીપ સિવાય બીજો શું ઉપાય?" આગેવાનોએ મુશ્કેલી બતાવી.

"એટલા માટે તો હું આવાં કાર્યને આવશ્યક નથી સમજતો. આઠ આઠ આનાની ટીપ તો હરગીજ પસંદ કરવા યોગ્ય નથી જ. સાધારણ વર્ગ પર આ રીતે બોજો પડે છે અને તેઓ આવા મોંઘવારીના વખતમાં વારંવાર થતી ટીપમાં આપે પણ કેવી રીતે? સાચો ઉપાય તો એ છે કે પાંચ દસ શ્રીમંતો મળીને તે ખર્ચ આપે." મહારાજશ્રીએ ઉપાય બતાવ્યો.

"કૃપાનિધાન! આપ ક્યાં અમારા શ્રીમંતોને નથી જાણતા. તેઓ ઉપાશ્રયે આવશે નહિ, અને આવશે તો મોટી મોટી વાતો સિવાય કરવા ધરવાનું કાંઈ નહિ. આપને તો તાજો જ અનુભવ છે. આપે સ્વામીભાઈઓના ઉદ્ધાર માટે વિચાર બતાવ્યો અને તે દલીલોથી ઉડાવી દેવામાં આવ્યો." ગૃહસ્થોએ પરિસ્થિતિની ચોખવટ કરી.

"ભાગ્યવાનો! તો પછી સંતોષ માનો. હું તો માનું છું કે ટીપ તો નહિ જ થાય. હા, હું એક વ્યવહારુ ઉપાય સૂચવું. અહીં આવવાવાળા જવેરી ભોગીલાલભાઈ અને શેઠ પુંજાભાઇ દીપચંદ આદિ ભાગ્યવાનો તેમની ઇચ્છા વધે તો એક એક દિવસની પૂજાનો ખર્ચ આપે. આઠ ભાગ્યવાનો તો મળી રહેશે. પૂજાનું કામ એ રીતે પતી જશે. આ અઠ્ઠાઇ મહોત્સવ થોડા ખર્ચમાં અને સહેલાઇથી આનંદપૂર્વક થઇ શકે છે." મહારાજશ્રીએ વ્યવહારુ ઉપાય સૂચવ્યો.

આ વાત બધાને ગમી. આઠ ગૃહસ્થોએ આ જવાબદારી આનંદથી ઉપાડી લીધી અને અઠ્ઠાઈમહોત્સવ શ્રી મહાવીર સ્વામીના મંદિરમાં અધિક ઉત્સાહ અને આનંદથી થયો.

આપણા ચરિત્રનાયકની વ્યવહારુ દ્રષ્ટિ, સાધારણ કુટુંબોની પરિસ્થિતિનો ખ્યાલ, ટીપટપારાની ખોટી રીત, શ્રીમંતોની મોટાઇ, સામાન્ય જનતાનો ધર્મપ્રેમ, શ્રદ્ધા અને ઉપાશ્રયમાં વ્યાખ્યાન માટે આવવાની ઉમેદ કઈ રીતે ટકી રહે, અને તેઓને કોઈપણ જાતનો નકામો બોજો ન પડે અને ખુબીથી તેવા કામનો ઉકેલ કેમ થઈ શકે વગેરે દીર્ઘદ્રષ્ટિ આપણે આવા નાના દેખાતા પણ આવશ્યક પ્રસંગોમાંથી જોઈ શકીએ છીએ.

એક ત્યાગી, સંસારથી અલિપ્ત અને જ્ઞાન, ધ્યાન, તપ, અને ક્રિયામાં મગ્ન મુનિરાજને જ્યારે સંઘના સામાન્યમાં સામાન્ય—સાધારણ સ્થિતિના શ્રાવકોના—સાધર્મીક ભાઈઓનો—તેમની પરિસ્થિતિનો—તેમની કૌટુંબિક દશાનો તેમના બાળબચ્ચાનો—તેમની ધર્મશ્રદ્ધાનો અને તેમના ઉદ્ધારનો વ્યવહારુ વિચાર કરતા આપણે જોઇએ છીએ ત્યારે ખરેખર આપણને તેમના આત્મામાં રહેલા ઔદાર્ય અને જનપદ પ્રેમ માટે ભારે સન્માન ઉત્પન્ન થાય છે.

શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ તથા પં. મહારાજ શ્રી સંપતવિજયજી તથા શિષ્ય પ્રશિષ્ય પરિવાર સહિત થોડો સમય લુણસાવાડામાં સ્થિરતા કરી ત્યાં શ્રાવકોને ઉપદેશામૃતનું પાન કરાવતા રહ્યા. ત્યાંથી પાંજરાપોળના ઉપાશ્રય આવ્યા જેથી પરસ્પર આવવા જવાનું બની શકે. કોઇકોઈ દિવસ આપણા ચરિત્રનાયક શાંતમૂર્તિની સેવામાં સપરિવાર પહોંચી જતા. કોઇકોઇ વખત શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ આપણા ચરિત્રનાયકની ખબર

લઈ જતા. એકજ વડોદરા શહેરના બે મુનિરત્નોનું મિલન પ્રસંગે પ્રસંગે હૃદયને આનંદ આપનાર બનતું. બન્નેના મન પ્રફુલ્લિત રહેતા. બન્નેના હૃદયમાં એક અવર્ણનીય આનંદ ઉભરાતો અને નેત્રો સજળ થઇ જતાં. એકજ શહેરમાં આ ચોમાસું—આ મિલન પહેલું અને છેલ્લું નીવડયું. ધન્ય મિલન ! ધન્ય બંધુપ્રેમ ! ધન્ય ત્યાગ !

પન્યાસજી મહારાજ શ્રી સંપતવિજયજી મહારાજની કૃપાના ફલ સ્વરૂપ તેમણે અમદાવાદના ચાતુર્માસમાં અમારા ચરિત્રનાયકના સુશિષ્ય મુનિશ્રી લલિતવિજયજી ( હાલ આચાર્ય શ્રી વિજયલલિતસૂરીશ્વરજી ) તથા મુનિશ્રી વિદ્યા-વિજયજી ( હાલ આચાર્ય ) ને મહાનિશીથના અને બીજા શિષ્યોને બીજા યોગોદ્દ્વહન કરાવ્યા હતા.

સં. ૧૯૭૪ નું બત્રીસમું ચોમાસું અમદાવાદમાં સમાપ્ત થયું.

અહીં આપે પં. શ્રી સંપતવિજયજીની પ્રેરણાથી અન્તિમ તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામીની પંચ-કલ્યાણક પૂજા બનાવી અને અમદાવાદની યાદગિરિ કાયમ રાખી.

અમદાવાદથી કારતક વદી ૩ ના દિવસે આપે વિહાર કર્યો. શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ તથા પં. મહારાજશ્રી સંપતવિજયજી મહારાજ નરોડા સુધી સાથે આવ્યા. અનેક ભાઈબહેનો પણ આવ્યા હતા. આપણા ચરિત્રનાયકની બનાવેલી પંચતીર્થી પૂજા ત્યાં ભણાવવામાં આવી અને સાધર્મી—વાત્સલ્ય પણ થયું.

આપણા ચરિત્રનાયકે શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજીની વિદાય લીધી. વિદાયનું દૃશ્ય અદ્ભૂત હતું. બન્નેનો પરસ્પર અદ્વિતીય પ્રેમ, અકૃત્રિમ શ્રદ્ધા અને છેલ્લા મિલને બધાને ગદગદિત કરી મૂકયા. શ્રાવક-શ્રાવિકાની આંખોમાં પણ અશ્રુ ઉમટી આવ્યાં.



## ધર્મ પ્રચારકને પુકાર

[ ૪૧ ]

[સં. ૧૯૭૫ ના કાર્તક સુદી ૯ નો લખેલો રાજપૂતાના જૈન શ્વેતાંબર પ્રાન્તિક કોન્ફરન્સના મંત્રીનો એક પત્ર આપની પાસે આવ્યો હતો. તે પત્રમાં શ્રી જૈ. શ્વે. પ્રા. કોન્ફરન્સના પ્રથમ અધિવેશનમાં કરેલો ઠરાવ હતો. આ અધિવેશન શ્રી ફલોધિ પાર્શ્વનાથ સ્વામીના તીર્થ ફલોધિ ( મારવાડ ) માં સ્વ. બાબુ બદ્રીદાસજી બહાદુર મુકીમ કલકત્તાનિવાસીના સુપુત્ર બાબુ રાજકુમારસિંહજીની અધ્યક્ષતામાં થયું હતું. આ પત્ર ખરેખર જૈન સમાજની પરિસ્થિતિનું સાચું દિગ્દર્શન કરાવે છે. મુનિ મહારાજોનું કર્તવ્ય શું છે? એક ધર્મનેતા—ધર્મરક્ષક—ધર્માચાર્ય અને ધર્મ પ્રચારક કે ધર્મ પ્રસારક સમાજને માટે શું શું કરી શકે તેનું આ લાંબા ઠરાવમાં હૂબહૂ બ્યાન આપ્યું છે તેમાં જૈન સમાજની ધર્મ પ્રચારકને સાચી પુકાર છે.]

" પૂજ્યવર્ય,

" આ કોન્ફરન્સ ધર્મપ્રચાર તથા નૈતિક સુધારને

માટે મુનિ મહારાજાઓનું આ રાજપૂતાના પ્રાન્તમાં વિચરવું અતિ આવશ્યક માને છે. મુનિ મહારાજાઓ તથા સાધ્વીજીઓનું આ પ્રાંત તરફ બહુજ ઓછું ધ્યાન જોઈને ખેદ પ્રગટ કરે છે અને તેઓને સવિનય પ્રાર્થના કરે છે કે શાસનોન્નતિને માટે મુનિગણ આ પ્રાન્તમાં કઠિન પરિસહ હોવા છતાં વિચરે."

"મહાત્મન્ ! આ પત્ર રાજપૂતાનાના સંઘની તરફથી આપની સેવામાં મોકલવામાં આવે છે અને રાજપૂતાના નિવાસી સર્વ સંઘનો વિચાર તથા ઇચ્છા પ્રગટ કરે છે.

"આપશ્રીથી એ વાત છૂપી નહિ હોય કે સમસ્ત ભારતની જૈન જાતિનો લગભગ ½ ભાગ આ પ્રાંતમાંજ વસે છે અને મુખ્યત્વે શ્વેતાંબર જૈન લોકોનું તો આ પ્રાન્ત ઘર છે. જૈનોમાં સૌથી મોટી ઓસવાલ જાતિ જે આજે પ્રાયઃ બધા પ્રાન્તોમાં વિસ્તરેલી દેખાય છે તેનું આ જન્મસ્થાન છે. એક સમય એવો હતો જ્યારે આ પ્રાન્તના ગામેગામમાં મુનિરાજો તથા સાધ્વીઓના વિહાર થતા હતા, પણ ખેદ સાથે જણાવવું પડે છે કે અર્વાચીન કાળમાં જૈન જાતિના આ મુખ્ય ભાગ તરફ અમારા પૂજ્ય ધર્મનેતા મુનિગણ ઉદાસીન થઈ ગયા છે.

"જ્યારે ગૂજરાત પ્રાન્તના એક એક નગરમાં ઘણા ઘણા મુનિરાજો ચાતુર્માસ કરે છે, જ્યારે નાના નાના ગ્રામનિવાસી પણ મુનિગણોના સદુપદેશથી ભરેલા અમૃતવચનોનું સદૈવ પાન કરે છે ત્યારે આ જૈન શ્વેતાંબર જાતિનું ઘર કોણ જાણે કયા હીન કર્મોદયથી મુનિગણો દ્વારા કેવળી ભગવા-

નના તારવાવાળા વચનોથી સદાને માટે વંચિતજ રહે છે. ગામોનું તો પૂછવું જ શું પણ મોટાં મોટાં શહેરો પણ મહારાજોનાં ચાતુર્માસ વિના વરસોથી ખાલી પડયાં છે.

"દયાનિધિ! જૈનશાસનને માટે તેનું પરિણામ અતિ અહિતકર થયું છે. સંઘમાંથી ભકિત, શ્રદ્ધા તથા ધાર્મિક જ્ઞાન દિન પ્રતિદિન ઓછું થતું જાય છે. જૈન ધર્મના તત્ત્વોથી તો લોકો અનભિજ્ઞ થઈ જ ગયા છે. કેટલાંએ જૈનમંદિરો અપૂજ, સંભાળ વિના પડયાં છે. સ્વધર્મી વાત્સલ્ય, લોકસેવા, ધર્મપ્રચાર, પરોપકાર આદિ સમ્યકત્વના ગુણોનો દિનપ્રતિદિન હ્રાસ થઇ રહ્યો છે. ધર્મકાર્યમાં દ્રવ્ય ખરચાવાને બદલે પાપકાર્યોમાં પૈસા ખરચાયે જાય છે. ધર્માનુસાર આચરણ પણ રહ્યું નથી. કયાં સુધી કહીએ, બધું દિનપ્રતિદિન ભ્રષ્ટ થતું જાય છે. અહિંસા વ્રત (દયા) તે તો આ પ્રાન્તના લોકો ત્યાંસુધી ભૂલી ગયા છે કે પોતાની નાની નાની બાળાઓનું બાળપણમાંજ લગ્ન કરીને તે બાળાઓ અને તેના બાળક પતિ પર અલ્પ આયુમાંજ કરાલ કાળનું આક્રમણ કરાવે છે. અથવા તો વૃદ્ધની સાથે નાની નાની કન્યાઓને બાંધીને બાળાઓનો ભવ બગાડે છે.

"દયાળુ મુનિગણ! જો આપ એક વખત વસ્તીપત્રકના તે રિપોર્ટ તરફ દ્રષ્ટિ કરો તો આપને માલૂમ પડશે કે આ પ્રાન્તમાં આ દયાધર્મી ઓસવાળ જાતિના કેવા હાલ થઈ રહ્યા છે? એકસો સૌભાગ્યવતી સ્રીઓની સાથે પાંચસો વિધવા સ્રીઓ જોઇને કોને આંસુઓ ન આવે? આમાંથી

ઘણી બહેનોને તો પેટ ભરવાની પણ જોગવાઈ નહિ હોય તેમજ લગભગ બધી સ્ત્રીઓની ધાર્મિક શિક્ષાનો તો કશો પ્રબંધ છેજ નહિ.

" કૃપાનિધિ ! આ એવી વાત નથી કે જે તરફ કરુણા-સાગર મુનિગણોનું ધ્યાન ખેંચાય નહિ. વિધવાઓની અધિક સંખ્યા હોવાથી જૈનોની સંખ્યા ઓછી થાય છે એટલુંજ નહિ પણ આજકાલનો સમય જોતાં જાતિના ચારિત્રપતનનો પણ ભય રહે છે. જ્યાં ચારે તરફ વિલાસપ્રિયતા, એશઆરામ વગેરે પશ્ચિમી સભ્યતાના બોલબોલા છે, જ્યાં જાતિમાં પ્રત્યેક હર્ષના અવસર પર પતિત વેશ્યાનું માન છે, જ્યાં ધનના મદમાં, શિક્ષાના અભાવમાં તથા પંચાયતિઓની અશક્તિને કારણે કુચારિત્ર મનુષ્યોની સંખ્યા વધતી જાય છે, જ્યાં ધાર્મિકજ્ઞાન તથા ધર્મના તત્ત્વો પર જાગૃત શ્રદ્ધા છેજ નહિ, જ્યાં પુરુષ પોતાની આખરી મંજિલ—વૃદ્ધાવસ્થામાં પણ એક ભોળી કન્યા સાથે લગ્ન કરવામાં પાછી પાની કરતો નથી, એટલુંજ નહિ પણ એક પછી એક એમ ત્રણ ચાર લગ્ન કરે છે—આવી દશામાં આ બાળવિધવાઓની મોટી સંખ્યાને માટે પોતાના સતીત્વ ધર્મનું પાલન કરવું દિનપ્રતિદિન કઠિન થતું જાય છે.

" શાસનદીપક ! આ જડવાદના પ્રતિરોધને માટે, ચારિત્રહીન પુરુષોની સંખ્યા ઘટાડવા માટે, અલ્પાયુ યુવકોની પ્રાણરક્ષાને માટે, વિધવાઓને બચાવવા માટે, હજારો બાળાઓના જીવન સુધારવાને માટે આપ અહિંસાધર્મનો પ્રચાર કરી શકો છો. જો પશુપક્ષી પણ જૈન દયા તથા

મુનિગણોની જીવરક્ષાની હિમાયતને પાત્ર બને છે તો શું અભાગી મનુષ્ય અને વિશેષ કરીને પરમાત્મા મહાવીરના ઉપાસક આ જીવદયાને માટે યોગ્ય નથી શું ? કાંઇ નહિ તો શાસનને જીવિત રાખવાના હેતુની દ્રષ્ટિએ મુનિગણે આ તરફ ખૂબ ધ્યાન દેવું જોઈએ.

"સમાજઉદ્ધારક ! સને ૧૯૦૧ થી ૧૯૧૧ સુધી—માત્ર ૧૦ વર્ષના સમયમાં આ પ્રાંતમાં સેંકડે પાંચ ટકા સંખ્યા ઘટી ગઇ છે. જ્યાં પ્રત્યેક જૈનને ધાર્મિકજ્ઞાન અને જૈનોની વ્યવહારિક શિક્ષણ મળવું જોઈએ ત્યાં પચાસ ટકા પુરુષ અને ૯૮ ટકા સ્ત્રીઓ કેવળ નિરક્ષર છે. જ્યાં સંયમી જીવન વ્યતીત કરવાવાળા જૈનો દીર્ઘાયુ હોવા જોઈએ ત્યાં અસંયમી જીવનને કારણે અમારી આયુષ્ય માત્ર ૨૫ વર્ષ સુધીની ગણાય છે. જ્યાં પૂર્વકાળમાં અમારા દાનવીરો આબૂ–દેલવાડાના મહાન કલામય મંદિરોને માટે પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરતા, હતા તેને બદલે આજે તો અમારા ધનિકો પોતાનું દ્રવ્ય માત્ર વિલાસપ્રિયતામાં ખર્ચી નાંખે છે, અને પોતાનાંજ બાળકો અને સ્વધર્મી-ભાઈઓના બાળકોની શિક્ષાને માટે જરૂરી ખર્ચ મળતું નથી. કયાં સુધી કહીએ ! અમારું નૈતિકજીવન દિનપ્રતિદિન બગડતું જાય છે.

"પૂજ્યવર્ય ! આ ઉપર જણાવેલી ત્રુટિઓને દૂર કરવાને માટે મુનિગણના ઉપદેશ તથા પ્રયાસની બહુજ આવશ્યકતા છે. મુનિગણ પોતાના ચારિત્રબળથી શિક્ષાપ્રચારને માટે ઘણું ઘણું કરી શકે છે, જેનાથી બીજા બધા રોગો

દૂર થઈ શકે છે. રાજપૂતાનાના ઘરઘરમાં શિક્ષાનો પ્રચાર કરવો તે મુનિગણો માટે દુર્લભ છેજ નહિ. જ્યારે અમે પ્રત્યક્ષ જોઈએ છીએ કે ધાર્મિક મહોત્સવોને માટે મુનિ-ગણના ઉપદેશથી હજારો રૂપીઆનો ખર્ચ થાય છે તો અમે એવી કલ્પના નથી કરી શકતા કે શિક્ષાપ્રચારને માટે —જેના ઉપર અમારાં ધર્મ, કર્મ અને સમસ્ત જીવન નિર્ભર છે–તેનો પ્રયાસ નિષ્ફળ થાય. સત્ય તો એ છે કે ત્યાગીઓના ઉપદેશનો પ્રભાવ અનુપમ અને અતુલનીય હોય છે.

" શ્રદ્ધેય ! જો મુનિગણ આ પ્રાંતને આ રીતે છોડી જ દેશે તો જૈનશાસનને મોટું નુકશાન પહોંચશે. આ જૈન-ધર્મની હાનિ અને જાતિના હ્રાસની જવાબદારી આપ પૂજ્યવરોને શિર રહેશે. કારણ આપ ધર્મનેતા છો, ધર્મરક્ષક છો, સંઘને માટે ગોપાલ છો. અને એટલે જ શાસનની જવાબદારી મુનિગણ સિવાય કોના પર હોઈ શકે ?

" મહામાન્ય ! એ વાત પણ એટલીજ સાચી છે કે આ ક્ષેત્રમાં પરિસહ બહુ છે, આ ક્ષેત્રમાં ગરમી પણ વિશેષ પડે છે, રેતીમાં પગ બળે છે, કોઈ કોઈ ગામોમાં તો આહાર તો નહિ પણ પાણીની જોગવાઈ પણ નથી મળતી, શ્રાવ-કોમાં આદરભકિત પણ નથી, એ બધું આ પ્રાંતને માટે. કહેવામાં આવે છે. પણ પૂજ્યવર્ય ! આ પરિસહો કાનમાં ખીલા મારવા, જંગલોમાં શરદી–ગરમી સહન કરીને ધ્યાના-વસ્થામાં રહેવું, અથવા સર્પના ડંશ કે કપાળ પર અગ્નિ સળગાવવા વગેરેના દુઃસહ પરિસહોથી તો અધિક કઠિન નથીને ! પરમાત્મા મહાવીર આપનો આદર્શ છે, મોક્ષ

આપનો ઉદ્દેશ છે, સાંસારિક આધિ, વ્યાધિને ઉપાધિ આપની સામે છે. તો જે મુનિવરોએ કંચન-કામિની તથા સંસારી સુખોનો ત્યાગ કરીને ચારિત્ર અંગીકાર કર્યું છે તેવા આપ પ્રવરોને સ્વયં મોક્ષપ્રાપ્તિ તથા શ્રીસંઘના કલ્યાણને માટે પ્રયાસ કરવાથી કોઇપણ પરિસહ રોકી શકે ખરો ! કદાપિ નહિ.

“શાસનરક્ષક ! જો મુનિગણો પોતાનો ઉદ્દેશ, પ્રભુના વચનો અને સંઘના કલ્યાણ તરફ ધ્યાન આપે તો અમને પૂર્ણવિશ્વાસ છે કે આ પ્રાંતને માટે આપ આટલા બધા ઉદાસીન રહી જ ન શકો.

“પૂજ્યવર્ય ! કેવળ સંતાનોનાં સંસારી સુખને માટે યુદ્ધમાં લાખો મનુષ્યો પોતાના પ્રાણ આપે છે, તો સમસ્ત જાતિને મોક્ષમાર્ગ પર લઈ જવાને માટે અમારા ત્યાગી મુનિવરો સામાન્ય પરિસહોથી ભયભીત થઈને આ પ્રાંતમાં વિચરવાને માટે અચકાય એ શું યોગ્ય છે? પૂર્વકાળમાં આ પ્રાંતમાં મુનિગણો વિચરતા હતા અને આજે પણ સ્થાનકવાસી સાધુ વિચરે છે, તો શું આપ જેવા મુનિવરોને માટે આ પ્રાંતમાં વિચરવું અધિક દુષ્કર છે?

“ધર્મનાયક ! શાસનોન્નતિને માટે, ધર્મની રક્ષાને માટે, જૈનજાતિને ફરીથી જૈન-ધર્મનિષ્ઠ બનાવવાને માટે આપ મુનિવરોના કઠિન પરિશ્રમની આવશ્યકતા છે. એટલેજ રાજપૂતાનાના શ્રીસંઘની આ કૉન્ફરન્સદ્વારા આપને સવિનય પ્રાર્થના છે કે આ ચાતુર્માસ સમાપ્ત થયા પછી આપ આ તરફ પધારવાની કૃપા કરશો અને આ પ્રાંતના ગામે

ગામે, નગરે નગરને સર્વજ્ઞના વચનામૃતોથી ગુંજાવી અને લોકોમાં ધર્મપ્રતિ જાગૃતશ્રદ્ધા ઉત્પન્ન કરીને તેઓને સત્ય માર્ગ પર લાવવા યથાશક્તિ પ્રયત્ન કરશો તો શ્રીસંઘ અને સંસારનું કલ્યાણ થશે. એ પણ સવિનય પ્રાર્થના છે કે આ કલ્યાણકારી કાર્યને માટે કોઈપણ ગામના નિમંત્રણની પણ આપ વાટ ન જોશો.

" પૂજ્યવર્ય ! અગ્નિમાં સોનાની, સંકટમાં વીરધીરની અને પરિસહમાં ધર્મ દઢતાની પરીક્ષા થાય છે. ઇત્યલમ્."

*

આપણા ચરિત્રનાયક તો સમાજ કલ્યાણને માટે, ધર્મ પ્રચારને માટે અને જૈનશાસનની ઉન્નતિ માટે પંજાબ જેવા દેશમાં, પંજાબના ગામડાઓમાં—ગૂજરાત અને મારવાડમાં વિહારના, ગોચરીપાણીના અને બીજા ટાઢતડકાના અનેક પરિસહો સહન કરી વિચરી રહ્યા હતા. તેમના જીવનનું ધ્યેય આત્મકલ્યાણ તો હતું જ પણ આત્મકલ્યાણની સાધના સાધતાં સાધતાં ભગવાન વીરના અહિંસા ધર્મનો સંદેશ ગામેગામ, શહેરેશહેર અને પ્રાંતે પ્રાંતમાં સૂણાવી સમાજની સમુન્નતિ સાધવાનું મહા કલ્યાણકારી કાર્ય પણ તેમના લક્ષ્યમાં હતું અને તે માટે યથાશક્ય બધા પ્રયત્નો કરવામાં પોતાના સુખસગવડનો કે ગોચરીપાણીનો પણ તેમણે કદી વિચાર કર્યો હતો.

જૈનસમાજ—પછી તે પંજાબનો હોય કે મારવાડનો, ગૂજરાતનો હોય કે સૌરાષ્ટ્રનો. દક્ષિણનો હોય કે મેવાડનો, તે સમાજના આબાલવૃદ્ધની જાગૃતિ એ આપણા ચરિત્રના-

ચકનું પ્રથમ કર્તવ્ય રહ્યું છે. આ રાજપૂતાના કોન્ફરન્સની પ્રાર્થના તેમના હૃદયમાં વસી ગઇ. આમ તો જ્યાંજ્યાં જતા, જે જે પ્રદેશમાં વિચરતા ત્યાં કાંઈ ને કાંઈ શાસન હિતનું કાર્ય થતું જ થતું પણ જ્યારે આ દર્દભરી પ્રાર્થના સમાજની પુકાર તેમણે સાંભળી ત્યારથી 'પંજાબની રક્ષા' ની જવાબદારી હોવા છતાં તેઓ રાજપૂતાનામાં શિષ્યમંડળ સહિત વિકટ પરિસહો સહન કરીને પણ વિચર્યા અને રાજપૂતાનાની જૈન સમાજનું કલ્યાણ સાધવા અનેકવિધ યોજનાઓ કરી ઘણાં શાસનોન્નતિનાં કાર્યો સાધ્યાં.

× × ×

"ત્રિકાલ વંદણા." કેટલાક ગૃહસ્થોએ રાત્રે આવીને વંદણા કરી.

"ધર્મલાભ! તમે પાટણથી આવો છો કે?" મહારાજશ્રીએ ધર્મલાભ આપી પ્રશ્ન કર્યો.

"સાહેબ! મહેસાણાજ આવવું હતું, પણ કાર્યવશ તે વખતે ન આવી શકાયું. આપ પાટણને છોડીને નહિ જઇ શકો. અમારા શ્રીસંઘની ઇચ્છા છે કે આપશ્રી પાટણ પધારી પછી સુખેથી પંજાબ પધારો." આગેવાનોએ પ્રાર્થના કરી.

"તમારી વાત તો સારી છે, પણ અમદાવાદથી શાંતમૂર્તિથી જુદાઇ લેતાં બહુજ વસમુ લાગ્યું. તેઓનો અપૂર્વ પ્રેમ અને અમારો બન્નેનો પરસ્પરનો આપ્તજન જેવો સંબંધ ભૂલ્યો ભૂલાતો નથી. વળી મ્હેસાણાથી પાટણ આવવા વિચાર પણ કર્યો હતો પણ મ્હેસાણામાં પં.

(આચાર્ય) મહારાજશ્રી સિદ્ધિવિજયજી મહારાજના દર્શનનો લાભ મળ્યો તેમણે પણ સ્નેહપૂર્ણ હૃદયથી મારો સત્કાર કર્યો. આગ્રહપૂર્વક થોડો વિશેષ રોકયો. તેથી તારંગા માટે ઉતાવળ હોવાથી પાટણ મુલતવી રહ્યું. વળી પાલણપુરના ગૃહસ્થોનો પણ અત્યંત આગ્રહ છે.” મહારાજશ્રીએ ખુલાસો કર્યો.

“પણ સાહેબ! પાટણ આવ્યા સિવાય તો નહિ ચાલે. આપ ગૂજરાતમાં પધારો ને પાટણને છોડીને આપ ચાલ્યા જાઓ તેમાં અમારી ગુરુભક્તિ લાજે. વળી આપ તો પંજાબ જેટલે દૂરદૂર વિચરશો પછી આપના દર્શનનો—અમૃતમય ઉપદેશનો લાભ અમને કયારે મળશે? અમારી વિનતિ માનો અને અહીંથીજ પાટણ તરફ પધારો” આગેવાનોએ ભાવપૂર્વક પ્રાર્થના કરી.

“ભાગ્યવાનો! તમારી વિનતિને માન આપ્યા સિવાય નહિ ચાલે. તમે તો પટણી રહ્યા. જુઓને રાત્રિના બાર વાગવા આવ્યા પણ તમે તો બધા બેસીજ રહ્યા છો. તમારી ભક્તિ ને ભાવના હું જાણું છું. આખરે તો તમે શ્રદ્ધેય પ્રવર્તકજી મહારાજના ભણાવેલાને! ભલે, વીસનગરથી પાટણ થઈને જઈશ.” મહારાજશ્રીએ છેવટે પાટણ માટે સંમંતિ આપી. બધાને ખૂબખૂબ આનંદ થયો.

અહીંથી વિહાર કરી વીસનગર પધાર્યા. વીસનગરના શ્રીસંઘની ભક્તિ અને ઉત્સાહ પણ અનેરો હતો. તેમનો પણ આગ્રહ હતો કે મહારાજશ્રી વિશેષ રહે તો સારું પણ શું ઉપાય! પંજાબ જવાનું નહોત તો જરૂર ગૂજ-

રાતનેજ લાભ આપત.

વીસનગરથી વિહાર કરી પાટણ પધાર્યા. પાટણે અપૂર્વ સ્વાગત કર્યું. પૂજા—પ્રભાવના વગેરેથી સંઘે પોતાની ભક્તિ પ્રદર્શિત કરી, વધારે તો રહેવાય તેમ હતું નહિ. વિહારની તૈયારી કરી ત્યાં પાટણના અધિકારીઓ તથા નગરજનોએ સાર્વજનિક વ્યાખ્યાન માટે પ્રાર્થના કરી અને બે દિવસ વિશેષ રોકાઈ જવું પડયું.

'દાનધર્મ' ઉપરનું સાર્વજનિક વ્યાખ્યાન એવું તો પ્રભાવશાળી અને પ્રેરણાત્મક હતું કે શ્રોતાઓના દિલ ડોલી ઊઠયાં અને ત્યાંજ દુષ્કાળ પીડિતોને માટે સાત હજાર રૂપીઆ લખાઈ ગયા.

પાટણના સૂબા સાહેબે તે સભામાં જણાવ્યું કેઃ— "મહારાજશ્રીનો ઉપદેશ પ્રેરણાત્મક છે. દુષ્કાળ-પીડિતો માટેનું ફંડ શરૂ કરાવી તેઓશ્રીએ આપણને ઋણી કર્યા છે. દાનવીરો આ ફંડને સારી મદદ આપશે તો જનતા પર મહાન ઉપકાર થશે અને આ મહાત્માના પવિત્ર ઉપદેશનું સાચું સાર્થક થશે.

મુનિ મહારાજશ્રી લલિતવિજયજી મહારાજશ્રીએ ટકોર કરી પાટણ નિવાસીઓને જણાવ્યું હતું કે "ચારૂપ પ્રકરણને લીધે પાટણમાં જે થોડુંઘણું મનદુઃખ દેખાય છે તેનો ઉકેલ લાવવા પ્રયત્નશીલ થવું જોઈએ. આ દુષ્કાળ ફંડમાં પાટણના સર્વ કોમના બહેન ભાઈઓએ યથાશક્તિ ફાળો આપવો જોઈએ. પાટણનું નામ ગૂજરાતના ઇતિહાસમાં જેવું સુપ્રસિદ્ધ છે, તેની કીર્તિ પણ તેવી જ ટકાવી

રાખવી જોઈએ. ”

પાટણથી વિહાર કરી ચારૂપ પધારતાં ત્યાં ૩૦૦ થી ૪૦૦ બહેનભાઈઓ આપની સાથે આવ્યાં. ચારૂપને માટે એક ઉત્તમ સિંહાસનની જરૂર હતી. મહારાજશ્રીના ઉપદેશથી ત્યાંજ રૂપીઆ ૪૦૦) થઈ ગયા.

ચારૂપથી વિહાર કરી મેત્રાણા પધાર્યા. મેત્રાણામાં પાલણપુર શ્રીસંઘના આગેવાનો ફરી વિનંતિ માટે આવ્યા.

જગાણામાં આવતાં ઉપાધ્યાયજી મહારાજશ્રી વીરવિજયજીના કાલધર્મ પામ્યાના સમાચાર મળવાથી શોકસભા થઈ અને પાલણપુરના શ્રીસંઘ તરફથી પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી.

માગશર વદી ૧૦ ના દિવસે પાલણપુરમાં પ્રવેશ કર્યો. શ્રીસંઘે ઉત્સાહપૂર્વક આપનું સ્વાગત કર્યું.

પાલણપુરમાં ત્રણ પ્રસિદ્ધ આચાર્યપ્રવરોની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી. આચાર્યશ્રી સોમસુંદરસૂરિજી, જગદ્ગુરુશ્રી હીરવિજયજીસૂરીજી તથા આચાર્યશ્રી વિજયાનંદસૂરીશ્વરજી.

મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં જૈન સમાજ, જૈન શિક્ષણ અને જૈન સંસ્થાઓ વિષે ઉપદેશ આપ્યો. પાલણપુર જેવા શહેરમાં એક જૈન છાત્રાલયની આવશ્યકતા ઉપર ખૂબ વિવેચન કર્યું. આ ઉપરથી ‘ શ્રી પાલણપુર જૈન વિદ્યાલય ’ માટે સારુ ફંડ થયું. આજે તો એ સંસ્થા ઠીકઠીક પ્રગતિ સાધી રહી છે. એકાદ વર્ષમાં તો તે સંસ્થા પોતાનો રજતમહોત્સવ ઉજવશે.

પાલણપુરથી તારંગાજી, કુંભારીયાજી, આબૂ, અચલગઢ બ્રામણવાડા, થઇ પીંડવાડા પધાર્યા. પીંડવાડામાં કેટલાક વર્ષોથી શ્રાવકોમાં આપસ આપસમાં ક્લેશ ચાલતો હતો, મહારાજશ્રીએ તે જાણ્યું અને આગેવાનોને બોલાવી તે વિષે ચર્ચા કરી. વરસોનું મનોમાલિન્ય આપના ઉપદેશરૂપી અમૃતજળથી ધોવાઈ ગયું. અહીંથી નાણાબેડાને રસ્તે થઈ રાતા મહાવીરની અપૂર્વ યાત્રા કરવા માટે નિર્ણય કર્યો.



## કર્મની પ્રબળતા

[ ૪૨ ]

રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. ગામના લોકો મીઠી ઊંઘ લેતા હતા. કોઈ કોઈ વખત કૂતરાંના રડવાનો અવાજ આવતો હતો. વચ્ચે વચ્ચે ચોકીઆતોના હાકોટા સંભળાતા હતા. અંધકારના કાળાં ધાબાંમાં એક વડલા નીચે પાંચ છ માણસો ધીમેધીમે વાતો કરતા હતા. નાયકે ઉભા થઈને બધાને પોતાની પાછળ આવવા ઈશારો કર્યો અને બધા ચાલવા લાગ્યા.

" આ નાળા નીચે ધામા નાખોને ! " નાયક જેવા દેખાતા એક માણસે બધાને ઊભા રાખી નાળા નીચે સંતાઈ જવા સૂચના કરી.

" કોઈ બીજે રસ્તે તો જાન નહિ જાયને ? " બીજાએ શંકા બતાવી.

" ના, ના, જાનને આવવાનો આજ રસ્તો છે. પાકે પાયે ખબર છે. " ત્રીજાએ જવાબ આપ્યો.

"બંદૂક તો ભરેલી છે કે ?" એકે પૂછ્યું.

"તૈયાર—બધું તૈયાર છે." બીજાએ તૈયારી બતાવી.

"જાન સાથે વળાવીઆ હશે હો, માટે પહેલાં તેનેજ લેજો ઝપાટામાં" ત્રીજાએ સૂચના કરી.

"આજ તો ઘણા દિવસની દાઝ કાઢવી છે. હમણાં તો આવું મોટું ખાજ મળ્યું જ નથી. ઘરેણાં ને કપડાં જે કાંઈ મળે તે બધું પડાવી લેવું છે." નાયકે યોજના બતાવી.

"એલા, ઉપર થઈને જોતો ખરો, ગાડાં દેખાય છે? સવાર તો થવા આવ્યું. હવે તો બહુ વાર થઈ." એકે તપાસ કરવા જણાવ્યું.

"ગાડાં તો નથી પણ કોઇ પાંચ છ માણસો આવતા દેખાય છે."

"જાનનાજ માણસો હશે. ખબરદાર, આગળ વળાવીઆ હશે. પાછળ જાનનાં ગાડાં આવતાં હશે. જોજો હો, બરાબર દમ મારજો, બંદૂક ભરી રાખજો. બધું પડાવી જ લેવું છે."

"અરે તારૂં ભલું થાય! આ તો કોઈ બાવા જેવા લાગે છે. જાન ક્યાં રહી?"

"હવે તે ક્યાંસુધી બેસી રહેવું? લુંટો જે હોય તે, મળ્યું તે ખરું. ભોગ એના."

અને પડકારા થયા.

"ખડે રહો. જે કાંઈ પાસે હોય તે છોડી દો, નહિ તો મારપીટ કરવી પડશે." બધાએ આગન્તુકોને ઘેરી લઈ પડકાર કર્યો.

"અરે ભાઈ! અમે સાધુ છીએ. અમારી પાસે કાંઈ નથી."

"કાંઈ નથી શું, જે હોય તે મૂકી દો. જાનની રાહ જોઈને થાકી ગયા."

"પણ અમારી પાસે તો આ પહેરેલાં કપડાં—હાથમાં રહેલાં લાકડાના વાસણ અને ખભા પરનાં પુસ્તકો સિવાય કશું નથી."

"અરે પેલી ગઠડીમાં રૂપીઆ હશે રૂપીઆ."

"અમે સાધુઓ રૂપીઆ પૈસા ન રાખીએ."

"ભલે જે હોય તે ચૂપચાપ આપી દો."

"તું કેમ ઉંચોનીચો થાય છે. તલવાર મ્યાનમાં રાખજે હો નહિ તો બાર વાગી જશે." આ બધું જોઈને સાથેના સિપાઈને ગુસ્સે થયેલો જોઈ લૂંટારાઓએ બીક બતાવી.

"આ સાધુ-મહાત્માઓનું તમે નામ પણ કેમ લઈ શકો?" સિપાઇએ તલવાર કાઢીને સંભળાવી દીધું.

"એમ, ઉભો રહે તું તો લેતો જા." સિપાઇ પર જોરથી છરાનો ઘા કર્યો. સિપાઈ બેભાન થઇ નીચે પડયો.

"ચાલો હવે જલ્દી કરો. બધું મૂકી દો."

"તમારે જે જોઈએ તે તમે લઈ જાઓ. નકામા અમને હેરાન શા માટે કરો છો? સાધુઓને લૂંટવાથી ભગવાન રાજી નહિ થાય." આપણા ચરિત્રનાયકે પરિસ્થિતિ વિચારી લીધી. અને એકપછી એક બધું આપી દીધું.

"એલા આ તો અમારા ભગવાન છે." એક સાધુ મહારાજે સ્થાપનાચાર્ય નીચે મૂકતાં કહ્યું.

"આવા તે ભગવાન હોય! એ તો કોઈ કીંમતી ચીજ છે."

"ભલા માણુસ બે કપડાના ટુકડા તો આ પોથીઓ બાંધવા આપ."

"બે ટુકડા સિવાય બધું છોડી દયો. આ પોથીઓ લઈ જાઓ."

"એય વાણીયા! લાવ તારાં કપડાં, કેટલા રૂપીઆ છે? આપી દે, નહિ તો વગર મફતનો માર ખાઈશ." લક્ષ્મીચંદ નામના શ્રાવકને પણ લૂંટી લીધો.

થોડાં પુસ્તકો, લાકડાના પાત્રો, બે સ્થાપનાચાર્ય સિવાય બધું લઈને લૂંટારા ચાલ્યા ગયા. જતાંજતાં બે મુનિરાજો તથા લક્ષ્મીચંદ હંસાજીને પણ ઇજા કરતા ગયા.

× × ×

"ચાલો, હવે બનવાનું હતું તે બની ગયું. જેવી કર્મની પ્રબળતા, પેલા સિપાઈની જરા ખબર લઈએ. બિચારાને છરી વાગી છે અને બેભાન થઈ ગયો જણાય છે." લૂંટારાના ગયા પછી આપણા ચરિત્રનાયકે રાજપૂત

સિપાઈની પહેલી ખબર લીધી.

“ માધુસિંગ ! કેમ છે ભાઇ ! જરા આંખો ખોલીશ. પાણી પીવું છે ? ” આપણા ચરિત્રનાયકે સિપાઇની પાસે બેસીને તેનો જખમ સાફ કર્યો.

“ મહારાજ ! આપે મને બચાવી લીધો. નહિં તો અહીં મારૂં કોણુ છે ? ”

“ તું કોઇ વાતે મૂંઝાઈશ નહિ. અમે બધા તારા જ છીએ. ”

“ આપ જીવદયાપ્રતિપાલક છો. સાક્ષાત્ દયામૂર્તિ છો. મારા જેવા સિપાઈની આપ મહાત્મા આટલી સેવા કરો છો ! ધન્ય છે આપની સાધુતાને. ”

“ ભાઇ ! સમય પર કામ ન આવે તે મનુષ્ય જ નહિ. ત્યારે અમે તો સાધુઓ છીએ. ”

“ અરે ! પણ હું અભાગી આપને લૂંટારાના ત્રાસ-માંથી બચાવી ન શકયો. ”

“ માધુસિંગ ! એમાં તારો શો દોષ ! કર્મની ગતિ વિચિત્ર છે. તે કોઇને પણ નથી છોડતું. રાજા કે મહારાજા, સાધુ કે સંત, અમીર કે ગરીબ બધા જીવો કર્માધીન છે. ” આપણા ચરિત્રનાયકે કર્મની પ્રબળતા દર્શાવી.

અને થોડીવારે બધું મંડળ આગળ વધ્યું.

“ અરે ! આ તે કેવા લોકો. આવી ઠંડીમાં ઉઘાડે શરીરે ચાલ્યા આવે છે. ” બીજાપુરની બજારમાં આવતા મુનિરાજોને જોઈ આશ્ચર્ય પામતો એક શ્રાવક બોલ્યો.

" શેઠ ઝવેરચંદજી ! જુઓ તો ! આ કોઈ સાધુઓ લાગે છે, પણ જૈન સાધુઓ આવા વેશમાં તો ન હોય." બીજા શ્રાવકે શેઠ ઝવેરચંદજીને પૂછ્યું.

" શાજી ! કહો ન કહો પણ એ જૈન સાધુઓ જ છે. અરે આમને મેં કહીં જોયા પણ છે. હા, હા, યાદ આવ્યું. આ તો પરમ કૃપાળુ મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજી જ છે. અરે આ શી દશા ! " મુંબઈની ચંદાજી ખુશાલચંદજીની પેઢીવાળા શેઠ ઝવેરચંદજીએ આપણા ચરિત્રનાયકને ઓળખી કાઢયા.

" ગુરુદેવ ! આ શી દશા ! અરે આપ દયાનિધાન ! અહીં આ સ્થિતિમાં ? " શેઠ ઝવેરચંદજી દોડી આવ્યા ને ગુરુદેવના ચરણનો સ્પર્શ કરતાં સજળ નેત્રે બોલી ઊઠયા.

" જેવું વિધિનું વિધાન, કર્મની પ્રબળતા એવી જ હોય છે. ઉપાશ્રયમાં ચાલો. ત્યાં બધી વાત કરીશું. "

" ગુરુદેવ ! આ કપડાં આદિનો ધર્મલાભ આપો. બીજી જરૂરી વસ્તુનો ખપ હોય તો જણાવશો."

" સાહેબ ! ગોચરી માટે પધારો."

ગામના શ્રાવકો આવી પહોંચ્યા. જરૂરી કપડાં આદિ આવી ગયાં. ગોચરી થઇ. પરિશ્રમ ને પરિસહથી થાકેલા મુનિરાજોએ આરામ લીધો અને આગેવાનો આવ્યા.

" કૃપાનિધાન ! આ પરિસહ શી રીતે આવ્યો." શેઠ ઝવેરચંદજીએ પૂછયું.

" વેડાથી રાતા મહાવીરની યાત્રા માટે નીકળ્યા.

રસ્તામાં એક નાળા પાસે પાંચ છ લૂંટારાએ અમને ઘેરી લીધા. રાજપૂત સિપાઈ સામે થયો તો તેને છરીથી ઘાયલ કર્યો. સાથે શ્રાવક હતો તેને પણ લૂંટી લીધો. વાત તો એમ હતી કે લૂંટારાઓ કોઈ જાનની રાહ જોતા બેઠા હતા પણ જાન તો કોઈ બીજે રસ્તે ચાલી ગઈ એટલે ખીજાએલા લૂંટારાઓએ અમને પીડયા. અમે ઘણુંએ કહ્યું કે અમે સાધુઓ છીએ પણ સાંભળે જ કોણુ? ચોળપટ્ટા સિવાય બધું લઇ ગયા. થોડાં પુસ્તકો, પાત્ર ને સ્થાપનાચાર્ય રહેવા દીધાં." આપણા ચરિત્રનાયકે ટૂંકામાં પરિસહની વાત કહી સંભળાવી.

"આ ઠંડીમાં ભારે ત્રાસ થયો હશે, સાહેબ?"

"અરે ભાઈ, એ ત્રાસની શું વાત કરવી! ઠંડી હવા ચાલતી હતી. શરદીની મોસમ, પહેરવાને માટે માત્ર ચોળ-પટ્ટા, સિપાઈ ઘાયલ થયેલો તે બિચારો પણ માથામાં સખ્ત ઘા હોવા છતાં હિમ્મત કરીને અમારી સાથે ચાલ્યો. રસ્તો પણ કસોટી કરે તેવો. મહા મુશીબતે તમારા ગામમાં આવ્યા. ભાઈ! અમારે તો એ લુટારૂઓનો ઉપકાર જ માનવો રહ્યો. કેમકે એમના પ્રતાપે અમોને શીતપરિસહ સહન કરવાની આ તક મળી."

મહારાજશ્રીએ થોડો સમય અહીં સ્થિરતા કરી. મહારાજશ્રીના ઉપદેશથી લોકો ધર્મકાર્યમાં પ્રવૃત્ત થયા. કેટલાક સમયથી અહીં બે પક્ષ પડી ગયા હતા. આગે-વાનોને બોલાવી તેઓને સમજાવ્યા અને સંપ કરાવ્યો. જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ એક પાઠશાળા સ્થાપન કરાવવામાં આવી.

મહારાજશ્રી સાથે જે રાજપૂત સિપાઈ હતો તેની બીજાપુરના શ્રીસંઘે બહુ સારી સારવાર કરી. તે સારો થયો એટલે ગુરુ મહારાજનો આભાર માની પોતાને ઘેર ગયો.

આ સમાચાર વાયુવેગે શહેરેશહેર અને ગામેગામ પહોંચી ગયા. મહારાજશ્રીના ભકતો, પંજાબ વગેરેના શ્રી-સંઘો તથા આગેવાનોના પત્રો અને તારો આવવા લાગ્યા. કેટલાક સંઘોએ તો મહારાજા જોધપૂરને આ બાબતની ચોક્કસ તપાસ કરવા તાર ઉપર તાર કર્યા.

કલકત્તાથી શેઠ સુમેરમલજી સુરાણા આદિ, બીકાનેરથી શેઠ લખમીચંદજી કોચર તથા નેમીચંદજી કોચર આદિ, પાલીથી શ્રી ચાંદમલજી છાજડ આદિ, પંજાબ લુધિયા-નાથી લાલા હુકમીચંદજી તથા બાબુ હુકમીચંદજી, અંબાલાથી લાલા ગંગારામજી, જામનગરથી શેઠ મોતીચંદ હેમરાજ તેમજ વડોદરા, પાલણપુર, અજમેર, સોજત, બ્યાવર, ગુજરાંવાલા, હોશિયારપુર, કસૂર, લાહોર આદિ ગામોથી અને આખી ગોડવાડના બાવન ગામોના ઘણા ગૃહસ્થો સુખશાતા પૂછવા આવી ગયા.

મહારાજા પ્રતાપસિંહજી શહેરે શહેરના તારો જોઈને ચકિત થઈ ગયા. એક દિવસ તેમણે પોતાના વિશ્વસ્ત માણસને પૂછયું.

“ આ કોણ પુરુષ છે. જેને માટે આટલા બધા તારો આવ્યા કરે છે. આખા હિંદુસ્તાનના લોકો ખળભળી ઊઠયા છે એનું શું કારણ ? ”

" ગરીબ પરવર ! જૈન લોકોના એ મહાન્ ધર્મગુરુ છે. ધર્માત્મા છે. તેમના લૂંટાવાથી ગામેગામના લોકોને બહુ આઘાત થયો છે. " હાથજોડીને પોતે સાંભળેલી હકીકત કહી સંભળાવી.

સર પ્રતાપસિંહજીએ તેજ વખતે પોલીસ અફસરને હુકમ આપ્યો કે મહાત્માના લૂંટારાઓને પકડી લાવો અને તેઓને સખ્ત સજા કરો.

અનેક પ્રયત્નો પછી એક માણુસ પકડાયો. પછી તો બીજા પણ પકડાયા અને તેઓને સખ્ત સજા કરવામાં આવી.

આ દુઃખદ ઘટના સાંભળી ગુરુભક્ત મુનિ મહારાજશ્રી લલિતવિજયજી તથા તેમના શિષ્ય મુનિશ્રી પ્રભાવિજયજી મોટામોટા વિહાર કરી ગુરુદેવની સેવામાં આવી પહોંચ્યા. ગુરુદેવની આ પરિસ્થિતિ સ્વયં ગુરુદેવના મુખે સાંભળીને ગુરુદેવના આવા પરિસહ માટે ઉદાસ થઈ ગયા.

યાદ આવ્યો કલ્પસૂત્રનો પ્રસંગ. ભગવાન મહાવીર સ્વામીનો પરિસહ—ભગવાનની કરુણાદૃષ્ટિ, ભગવાનની સમતા, પરિસહ સહન કરવાની શક્તિ અને ભગવાનના પરિસહને જાણીને સુખશાતા પૂછવા આવેલ ઈન્દ્રાદિ રાજા મહારાજા. સજળનેત્રે ગુરુદેવને ધન્યવાદ આપવા લાગ્યા.

× × ×

સ્વામીજી ! આપનું નામ સાંભળી આવ્યો છું. આપના વચનામૃત સાંભળવાની ઇચ્છા છે. "

" સાહેબ ! સેવાડી ને લુણાવ વચ્ચે એક નાનું રમ-

ગર નામનું ગામ છે. તેના જાગીરદાર છે. ધર્મિષ્ઠ છે. ” એક ગૃહસ્થે ઓળખાણ આપી.

“ જાગીરદારજી ! તમારી ભાવના પ્રશંસનીય છે. હું જરૂર તમારે ત્યાં થઈને જઈશ. બેઘડી ધર્મચર્ચા કરીશું પણ આ બધાની તમારે મહેમાનગતિ કરવી પડશેને ? ” મહારાજશ્રીએ વિનોદ કર્યો.

સ્વામીજી ! એવાં મારાં ભાગ્ય કયાંથી ! આપની કૃપાથી લીલાલહેર છે. આપનાં પગલાંથી મારું ઘર પાવન થશે. ”

મહારાજશ્રી વિહાર કરીને રમગર પધાર્યા. સેવાડીથી કેટલાક ભાઈઓ સાથે હતા. લુણાવથી પણ કેટલાક ભાઈઓ મહારાજશ્રીને લેવા આવ્યા હતા. જાગીરદારજીએ તો મહારાજશ્રીનું ખૂબ સન્માન કર્યું. નદી કિનારે વિશાળ વડ નીચે બેઠકની વ્યવસ્થા કરી. ઝાડ નીચે આરામથી બેસી ગયા. મહારાજશ્રીએ જીવન સાફલ્ય અને જીવદયા વિષે અમૂલ્ય ઉપદેશ આપ્યો. જાગીરદારજીએ બધાના ખાનપાનની વ્યવસ્થા કરી અને જંગલમાં મંગળ કરી દીધું.

ગુરુ મહારાજનો વિહારનો સમય થયો ત્યારે જાગીરદારે ચરણમાં પ્રણામ કરી રજ માથે ચઢાવી અને પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. પોતે પણ વિહારમાં બધાની સાથે રહ્યા અને, “ મારા આ જંગલ જેવા ગામમાં મહાત્માના પુણ્ય પ્રભાવથી આનંદ આનંદ છવાઈ રહ્યો. મારૂં જીવતર સુધરી ગયું. ” આવા વિચારો કરતાકરતા ગુરુદેવની વિદાય જોઈ રહ્યા.



## મરુભૂમિનો ઉદ્ધાર

[ ૪૩ ]

"ગુરુદેવ! અમે બીજાપુરથી આપની સાથે છીએ. અમારી વિનતિ માનો અને સાદડીમાં ચોમાસા માટે નિર્ણય આપો." સાદડીના ગૃહસ્થોએ પ્રાર્થના કરી.

"મારે જવું છે પંજાબ અને ચોમાસું અહીં કરું તો પછી પંજાબ ક્યારે પહોંચાય!"

"સાહેબ! આપ મરુભૂમિની દશા તો જરા જુઓ. ચારે તરફ અજ્ઞાનરૂપી અંધકાર ફેલાયેલો છે. વહેમ અને રૂઢીના જાળાં લાગેલાં છે. દ્રવ્યનો દુરુપયોગ થઇ રહ્યો છે. ધર્મશ્રદ્ધા પણ ડગતી જાય છે. આપ જેવા ધર્મનાયકનાં પગલાં થયાં છે તો અમારો ઉદ્ધાર કરો."

"તમારી વાત બરાબર છે. પણ શું થઈ શકે!"

"દયાળુ! એમ કેમ કહો છો! આપ થોડો વખત સ્થિરતા કરો. અને મરૂભૂમિના બેપાંચ શહેરોમાં આપની અમૃત વાણી વરસાવો. પછી આપ જોઈ શકશો કે અમારા

મરુભૂમિના પુત્રો પણ દ્રવ્યના ઉપયોગમાં કોઈથી પાછા પડે તેવા નથી."

"કૃપાનિધાન! જ્યારે આ ભાઈઓ આટલો બધો આગ્રહ કરે છે તો તેમની વિનતિ પર વિચાર કરવો જોઇએ." શ્રી લલિતવિજયજીએ પ્રાર્થના કરી.

"જવાબદારીનાં કામો પણ સંભાળવાના છે ને!" ટૂંકો જવાબ આપી લલિતવિજયજી મ૦ને આપણા ચરિત્રનાયકે સમજાવી દીધા.

શ્રી લલિતવિજયજી મ૦ની ભાવના હતી કે મરુભૂમિનો ઉદ્ધાર થાય તો કેવું સારુ! મારવાડ દેશ બધા દેશો કરતાં બહુ જ પાછળ છે. વિદ્યામાં તો શૂન્ય સમજી લ્યો. વહેમો પણ એટલા બધા કે ન પૂછો વાત. પણ ગુરુદેવની પંજાબ જવાની ઉત્કટ ઇચ્છાથી તેઓ વિશેષ ન કહી શકયા. આપણા ચરિત્રનાયકે પણ સમજી લીધું કે જો શ્રી લલિતવિજયજી સાથે હશે તો કદાચ બધાને રોકાઈ જવું પડશે. તેથી તેમને બાલીથી પાંચ સાધુઓની સાથે પાલી મોકલી આપ્યા. પંન્યાસ સોહનવિજયજી, સમુદ્રવિજયજી આદિ સાધુઓ તો ઉદયપુર ચોમાસું કરી પાલીથી બીકાનેર તરફ આગળ વધી ચુકયા હતા પણ વિજાપુરવાળી ઘટના સાંભળી પાછા પાલી આવી ગયા. અને શ્રી લલિતવિજયજી આદિ એમને મળ્યા પણ ભાવીભાવ તો મિથ્યા નથી થતું તેમ આપણા ચરિત્રનાયકને મરૂભૂમિમાં રહેવું પડયું. એટલું જ નહિ પણ શ્રી લલિતવિજયજી, પં સોહનવિજયજી આદિ મુનિરાજોને પાછા બોલાવી લેવા પડયા અને મરુભૂમિના ઉદ્ધારના

કાર્યનું મંગળમુહૂર્ત પણ થયું.

× × ×

" દયાળુ ! આપ અમારી વિનતિને માન આપી એક દિવસ માટે પણ અહીં પધાર્યા છો એ અમારાં ધનભાગ્ય. પણ અમારી લાંબા સમયની પ્યાસ એક દિવસમાં કેમ છીપે ? કૃપા કરી ચોમાસાની અમારી વિનંતિ માન્ય રાખો. મરૂભૂમિ પર મહાન ઉપકાર થશે. " સાદડીના આગેવાનોનો અત્યંત આગ્રહ જોઈ એક દિવસ માટે આવેલ ગુરુમહારાજને શ્રાવકોએ વિનંતિ કરી.

મહાનુભાવો ! તમારી વિનંતિ હું માન્ય રાખત. પણ બીકાનેરને માટે વરસોથી શેઠ સુમેરમલજી સુરાણા આગ્રહ કરે છે. ત્યાં કાંઈક વિશેષ કાર્ય પણ થવાની આશા છે. પછી પંજાબ પણ જવું છે. પંજાબનો શ્રીસંઘ બરાબર પાંચ વર્ષથી વિનંતિઓ કરી રહ્યો છે. દરેક ચાતુર્માસમાં પંજાબ શ્રીસંઘના જુદા જુદા ગામના આગેવાનો આવતા રહે છે. હવે તો જલ્દી જવું જોઇએ. " આપણા ચરિત્રનાયકે સ્પષ્ટતા કરી.

" ગુરુવર્ય ! માફ કરશો. અમે તો જાડી બુદ્ધિના કહેવાઈએ, શું પંજાબ અને બીકાનેરના શ્રાવકો જ આપને વિશેષ પ્રિય છે ? અમારી ગણના શ્રાવકોમાં છે જ નહિ શું ? અમને અમારા ધર્મનો અને ગુરુઓનો પ્રેમ નહિ હોય. " આગેવાનોએ મનના ભાવ વ્યક્ત કર્યા.

" ભાગ્યશાળીઓ ! તમારો આ આગ્રહ જ બતાવે છે કે, તમારો શ્રીસંઘ દેવગુરુનો અત્યંત ભક્ત છે. તેમ છતાં

મારે કહ્યા સિવાય નથી ચાલતું કે તમારી ભૂમિમાં અજ્ઞાન-ભરેલું છે. તમે જ્ઞાનપ્રચાર માટે પ્રયત્નશીલ નથી. પંજાબના શ્રાવકો જ્ઞાનપ્રચારનો ભારે પરિશ્રમ કરે છે. બીકાનેરમાં તે માટે પ્રબંધ થવાની તૈયારી છે. તેથી તો ત્યાં જવાની ઈચ્છા છે. મને તો તમારી ભક્તિથી વિદ્યાપ્રચાર વધારે પ્રિય છે. તમે પણ વિદ્યાપ્રચારને માટે પરિશ્રમ કરતા હો તો ચોમાસું અહીં પણ કરવા તૈયાર છું. મારે માટે તો બધા સ્થાન અને બધાં શ્રાવકો સમાન છે. માત્ર થવો જોઇએ ધર્મ-જ્ઞાનનો ઉદ્યોત. મરૂભૂમિનો ઉદ્ધાર જ્ઞાનપ્રચારમાં છે. છે તમારી હિંમત ?" મહારાજશ્રીએ પોતાના હૃદયની જ્ઞાનપ્રચારની ઉત્કટ ઈચ્છા જણાવી.

"સાહેબ ! અમારા દેશનો—અમારા બાળકોનો—અમારા સંઘનો અને અમારા મારવાડ—ગોડવાડનો ઉદ્ધાર થતો હોય તો આપની આજ્ઞા પાળવા માટે અમે તૈયાર છીએ. બતાવો અમે શું કરીએ ?" આગેવાનોએ બીડું ઝડપ્યું.

"ગોડવાડમાં એક વિદ્યાલય સ્થાપિત કરો. ગોડવાડની આસપાસના ગામોમાં તેની શાખારૂપી પાઠશાળા ખોલો. અને તેમાં તમારાં બાળકોને શિક્ષણ મળે તેવી વ્યવસ્થા કરો. જુઓ તો ખરા ! પાંચ દસ વર્ષમાં મરુભૂમિમાં સેંકડો બાળકો અજ્ઞાનરૂપી અંધકારમાંથી જ્ઞાનનો પ્રકાશ મેળવી તમારાં કુટુંબોની ઉન્નતિ સાધનારા થશે. જ્ઞાનનો પ્રકાશ આવ્યો એટલે રૂઢી, વહેમ અને અજ્ઞાનનો નાશ થશે."

"ગુરુવર્ય ! આપની સૂચના અમને ગમી છે. આજ્ઞા

હોય તો અમે અંદર અંદર સલાહ કરીને આપને જણાવીએ. આપ કૃપાનિધાન પધાર્યા છો. જો ગોડવાડના ભાગ્ય હશે તો જરૂર કાંઈક અમલી કાર્ય થશે જ.” આગેવાનોએ મહારાજશ્રીની સૂચના પર વિચાર કરવા થોડો સમય માગ્યો.

“જરૂર, તમે બધા મળીને વિચાર કરો. આગેવાનો કોઇ બાકી હોય તો બોલાવી લ્યો અને શું થઈ શકશે તે જણાવો. કોઇ સારું કાર્ય થતું હોય તો હું પણ રાજી થઈશ.”

આગેવાનો નીચે આવ્યા. બેપાંચ બાકી રહેલા આગેવાનોને પણ બોલાવી લીધા. ગુરુમહારાજનું આગમન, ગોડવાડના ઉદ્ધારની અને ખાસ કરીને જ્ઞાનપ્રચારની ગુરુમહારાજની ભાવના, વગેરે પર ખૂબ વિચારો થયા. બધાના મનમાં મહારાજશ્રીની યોજના ઉતરી અને ત્યાં ને ત્યાં ફંડની શરૂઆત થઈ ગઈ. વાત વાતમાં તો રૂપીઆ સાઠ હજાર ભરાઈ ગયા. બધા આગેવાનોનો ઉત્સાહ આથી વધ્યો અને મહારાજશ્રીની પાસે આવ્યા.

“તરણતારણ! આપ તો અમારા સાચા ઉદ્ધારક છો. અમને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે આપની વાણીમાં આવો ચમત્કાર હશે અને અમારા બધાંનાં હૃદય ઉદાર થઈ જશે. પણ ગુરુદેવ! ખરેખર આ તો આશ્ચર્ય થયું. થોડા જ સમયમાં અમે રૂા. ૬૦૦૦૦) નું ફંડ કર્યું છે અને એ તો શરૂઆત છે. આપની કૃપાથી લાખ રૂપીઆ તો અહીંથી જ થઈ જશે. આસપાસના ગામોમાં પ્રયત્ન કરવામાં

આવે તો બીજા એક લાખ થઈ જાય. ગુરુવર્ય ! હવે અમારી પ્રાર્થના સ્વીકારો. ચાતુર્માસ માટે અનુમતિ આપો." આગેવાનોએ ભાવપૂર્વક પ્રાર્થના કરી.

"ભાગ્યશાળીઓ ! તમારા પૂર્વજોની ઉદારતા અને ધર્મશ્રદ્ધાનું આ પરિણામ છે. જાણો છો ને તમારાજ પૂર્વ પુરુષોએ લાખો ને કરોડો ધર્મઉદ્યોત માટે ખર્ચ્યા છે. તમે તેના જ સુપુત્રો છો. ધર્મકાર્યની જેમજ જ્ઞાનપ્રચારનું કાર્ય પણ મહત્ત્વનું છે. તમારી ભક્તિને ધન્ય છે. હવે તો ચોમાસું કર્યા સિવાય જવાય નહિ. શ્રીસંઘના આગ્રહને માન આપવું એ મારી ફરજ છે."

આગેવાનો અને બીજા શ્રાવકો મહારાજશ્રીની અનુમતિથી આનંદથી નાચી ઉઠયા. 'કેશરિયાનાથની જય,' 'જૈન ધર્મની જય,' 'ગુરુમહારાજની જય,' 'વલ્લભવિજયજી મહારાજની જય' ના જયનાદ થવા લાગ્યા. આનંદ આનંદ છવાઈ રહ્યો. સાદડીના બચ્ચા બચ્ચામાં હર્ષની લહેર લહેરાણી.

શ્રી લલિતવિજયજી આદિને તો પાલી મોકલી દીધા હતા કે રખેને શ્રી લલિતવિજયજી ગોડવાડના ભોળાભલા લોકોની પ્રાર્થનાથી ભોળવાઈ જઈ ચોમાસા માટે આગ્રહ કરે અને પોતાને રોકાઇ જવું પડે. પણ બન્યું ઉલટું, પોતે જ જ્ઞાનપ્રચારની યોજના રજૂ કરી અને સાદડીના ભાઈઓનો ઉત્સાહ જોઈ પ્રસન્ન થઇને સાદડીમાં ચોમાસું કરવા સમંતિ આપી અને પંન્યાસ સોહનવિજયજી અને શ્રી લલિતવિજયજી આદિને પાછા સાદડી બોલાવી લીધા.

તે પ્રસંગે લખેલ પત્ર જાણવા જેવો છે.

"...........સાદડીના શ્રીસંઘે મારવાડનો અજ્ઞાન—અંધકાર દૂર કરવાનું બીડું ઉઠાવ્યું છે. એક લાખની રકમ સાદડીમાં થઈ જશે. સાઠ હજાર તો લખાઈ ગયા છે. કદાચ લાખથી પણ વધારે રકમ થઈ જાય તો આશ્ચર્ય નહિ. સાથે સાથે અહીંના પંચોના આગેવાનોએ વચન આપ્યું છે કે તેઓ ગોડવાડના ગામોમાં આપણી સાથે ચાલશે અને ફંડની વૃદ્ધિ માટે પ્રયત્ન કરશે. તેઓને તો પાંચ લાખ રૂપીઆની આશા છે. અને પ્રયત્ન પૂરેપૂરો કરવામાં આવે તો આંકડો દસ લાખે પણ પહોંચે. આ જાતનો સંઘનો ઉત્સાહ જોઈને મેં ચાતુર્માસ માટે સંમતિ આપી છે. હવે તમે આગળ ન જશો. થોડો સમય ત્યાંના શ્રીસંઘને ધર્મોપદેશ સંભળાવી વિહાર કરાને તમે બધા અહીં આવી જશો. અહીં સુખશાતા છે. ત્યાં બધા સુખ-શાતામાં હશે."

બીકાનેર શ્રીસંઘને પૂર્ણ આશા હતી કે મહારાજ-શ્રીનું ચાતુર્માસ અહીં જ થશે પણ સાદડીના ચોમાસાની વાત સાંભળી ત્યારે ભારે દુઃખ થયું. શ્રીસંઘ કયારથી ગુરુમહારાજના આગમનની રાહ જોઈ રહ્યો હતો. ત્યાં તો આ સમાચાર આવ્યા અને આશા નિરાશામાં પલટાઈ ગઈ. શેઠ સુમેરમલજી પોતાના વૃદ્ધ પિતા અને બીજા દસબાર આગેવાનો સાથે બીકાનેરમાં જ ચાતુર્માસ કરા-વવાની સાગ્રહ વિનંતિ કરવા આવી પહોંચ્યા.

"ગુરુદેવ! બીકાનેરના આબાલ—વૃદ્ધ આપ કૃપા-

જીની રાહ જોઈ રહ્યા છે. કયારે આપ પધારો અને આપના દર્શન કરી પાવન થઈએ. આપ તો અહીં જ રોકાઈ ગયા. હવે શું થાય ! આપે તો અમને આશામાં જ રાખ્યા." શેઠ સુમેરમલજીએ દુઃખ વ્યક્ત કર્યું.

"સુરાણાજી ! તમારી પ્રાર્થના તો મારા હૃદયમાં છે. હું તો ત્યાં જ આવતો હતો. જુઓને શ્રી લલિતવિજયજીને તો રવાના પણ કર્યા."

"તો પછી ! પાછળથી શું થયું ?"

"સાદડીના શ્રીસંઘનો આગ્રહ તો હતો જ પણ મારી ઇચ્છા તો બીકાનેરની હતી. ત્યાં જ્ઞાનપ્રચાર માટે પ્રયત્ન પણ થતો સાંભળ્યો હતો."

"સાહેબ ! તે માટે તો અમે બધા તૈયાર છીએ. આપ હુકમ કરો તો અહીં જ અમે તે કામ માટે વચન આપીએ. પણ આપ ત્યાં પધારો તો આપની સુધાભરી દેશનાથી હજારોને બદલે લાખો થવા સંભાવના છે." સુરાણાજીએ ખુલાસો કર્યો.

"તમારો પ્રેમ અને ભકિતભાવ હું જાણું છું. તમે ધારો તે કરી શકશો. પણ હવે તમે જોઈ શકો છો કે મરુભૂમિમાં પણ જ્ઞાન—પ્રચારની એટલી જ બલ્કે વિશેષ આવશ્યકતા છે. બીકાનેરમાં તો હજી જ્ઞાન—પ્રચાર ઠીક ઠીક છે અને વિશેષ થશે. શ્રીસંઘે એક જ દિવસમાં સાદડીમાંથી સાઠ હજાર એકઠા કર્યા છે. પ્રયત્ન ચાલુ છે; તો તમે જરા ધીરજ રાખો. હું અહીંથી વિનાવિલંબે ત્યાં જ આવીશ." મહારાજશ્રીએ સ્પષ્ટતા કરી.

" ગુરુદેવ ! હવે તો શું થઈ શકે ? પણ ખરેખર આથી મારી અનેક શુભ આકાંક્ષાઓના કિલ્લા તૂટી પડ્યા. આપના આગમનથી અમારામાં નવી જાગૃતિ આવત. હું કલકત્તાથી ફૂરસદ મેળવીને આપને માટે જ આવી ગયો હતો, પણ આપે જે કાર્ય ઉપાડયું છે તે પણ સમાજ-ઉદ્ધારનું કાર્ય છે, તેમ તો કહેવું જ પડશે. " હાથ જોડીને સુરાણાજીએ પોતાના ભાવો રજૂ કર્યા.

" શેઠજી ! તમે તો સમજદાર છો. જ્યાં ધર્મનો વિશેષ ઉદ્યોત થાય ત્યાં સ્થિરતા કરવી એ મારું કર્તવ્ય છે. મારા જીવનથી ધર્મ અને જ્ઞાનપ્રચારની જેટલી સેવા થાય તેટલું હું મારા જીવનને સફળ માનું છું. ક્ષેત્રસ્પર્શના હશે તો આવતું ચોમાસું બીકાનેરમાં જ થશે. "

સાદડીથી વિદ્યાવિજયજી, સમુદ્રવિજયજી આદિ સાધુઓ અને કેટલાક આગેવાનોને લઈને આપે વૈશાખ સુદી ૨ સં. ૧૯૭૫ ના દિવસે વિહાર શરૂ કર્યો. ગ્રીષ્મ ઋતુ, માર-વાડના તપેલા ધૂળમાટીથી ભરેલા રસ્તા, લાંબા લાંબા કોસો, દૂર સુધી ગામ ન મળે, વનસ્પતિની ઠંડક તો દૂર રહી પણ છાંયો નામે મળે નહિ. પણ ગોડવાડના ઉદ્ધારને માટે ધાણેરાવ આદિ ગામોમાં વિચરતા, લોકોને ધર્મામૃત પીવ-રાવતા ગોડવાડ મહાવિદ્યાલયને માટે ફંડ કરવા ઉપદેશ આપતા આપતા જેઠ સુદી એકમના દિને ખીવાણદી પધાર્યા.

ફંડ માટે પ્રયત્ન કર્યો. આગેવાનોને બોલાવી ઉપદેશ આપ્યો પણ માત્ર બેજ ગૃહસ્થોએ નામ લખાવ્યાં અને ફંડ અટકયું. મહારાજશ્રીએ તેનાં કારણ જાણવા પ્રયત્ન

કર્યો અને સંઘમાં કેટલાક સમયથી ચાલતા કલેશને લીધે આ બધું થયાનું જાણી લીધું.

" ભવ્યજનો ! આજ પરમ ઉપકારી ગુરુ મહારાજશ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરિજી મહારાજની જયન્તીનો પવિત્ર દિવસ છે. તમારા સાદડીના આગેવાનો પણ આજે તમારે ત્યાં મહેમાન છે. અમારો વિચાર તો બીકાનેર ચાતુર્માસ કરી પંજાબ પહોંચી જવાનો હતો પણ સાદડીના ભાઈઓનો આગ્રહ અને ઉત્સાહ જોઈ હું રહી ગયો. ગોડવાડની સ્થિતિ તમે જાણો છો. જ્યારે બીજા પ્રાંતો કેળવણીમાં ખૂબખૂબ આગળ પ્રગતિ કરી રહ્યા છે ત્યારે અહીં તો અમાવાસ્યાનો અંધકાર દેખાય છે. તમારાં હજારો બાળકો જ્ઞાનના પ્રકાશ વિના અંધકારમાં સબડે છે. જ્ઞાન વિના કોઈપણ પ્રજા, જાતિ કે દેશની ઉન્નતિ નથી જ નથી. અને વીતરાગ પરમાત્માના આ શાસનમાં કુસંપ શા ? તમને તે શોભે ખરું ? તમારા પૂર્વજોને યાદ કરો. કેટકેટલાં ધર્મકાર્યો લાખોના ખરચે કર્યાં છે. તેઓએ પ્રાણને ભોગે ધર્મની, દેશની, મંદિરોની અને ભંડારોની રક્ષા કરી છે માટે તમે વિચાર કરો. કુસંપથી તો સંઘ છિન્નભિન્ન થઈ જાય અને પછી ધીમેધીમે આખા ગામની પડતી આવે. હું તો નિમિત્ત માત્ર છું, પણ અમારો સાધુનો ધર્મ હું કેમ ચૂકું. આ કલેશની વાત સાંભળીને તો હું સમસમી રહ્યો છું. આજના પવિત્ર દિવસની યાદમાં બધા મળીને આનંદ—મંગળ ગાઓ. "

ઉપદેશની ભારે અસર થઈ. આગેવાનો પીગળી ગયા.

હાથજોડી ગુરુમહારાજને ક્લેશનું સમાધાન કરવા પ્રાર્થના કરી અને આપ જે ફેંસલો આપો તે બધાને મંજુર છે તેમ પ્રતિજ્ઞાપત્ર ત્યાંજ લખી આપ્યું.

મહારાજશ્રીએ ગોચરી—પાણીની પરવા કર્યા વિના બધી માહિતી મેળવી લીધી. જરૂરી પૂરાવા એકઠા કરી શાંતિપૂર્વક વિચાર કરી ફેંસલો આપ્યો. તે બહુ જ વિસ્તારથી લખેલો છે. તેનો સાર માત્ર અત્રે આપવામાં આવે છે.

## ફેંસલો

### શ્રી વીરપરમાત્મને નમઃ

**સકળ** શ્રીસંઘ મહાજન ખીવાણુદી નિવાસી યોગ્ય, વલ્લભવિજયની તરફથી ધર્મલાભપૂર્વક સૂચના કરવાની કે ક્ષેત્ર ફરસના વશ વિહાર કરતાં કરતાં જેઠ સુદી એકમે તમારા શહેરમાં આવવું થયું. પરિચયથી જાણ્યું કે તમારા શહેરમાં ઘણા સમયથી કુસંપ ચાલે છે. તેના કારણે શહેરમાં નાનામોટાં તડ પડી ગયાં છે. ઉપદેશદ્વારા કુસંપને શમાવી દેવા પ્રયત્ન થયો, અને તમારા હૃદયમાં સંપની ભાવના જાગૃત થઈ. તમે એક પ્રાર્થનાપત્ર લખી બધાના હસ્તાક્ષર કરી મને આપ્યું ને હું જે આજ્ઞા કરું તે મંજુર રાખવા તમે કબૂલ થયા. આ ઉપરથી મોટા તડના શા અનોપચંદજી ગુલાબજી, શા. ગુલાબચંદ મોતીજી, શા. મના ગોવાજી, શા. અનોપચંદ પુનમજી, અને નાના ચાર તડોના શા. ખુમાજી ભાણાજી, શા. ફોજાજી ઉમાજી, શા. ભૂતાજી તલોકજી અને શા. ઈંદુજી ગુલાબજી કુલ આઠ ગૃહસ્થો નક્કી કરવામાં આવ્યા.

આ બધા ભાઈઓને બોલાવી મૂળ મુદ્દાઓ જાણી લીધા તથા કયારે કયારે શું શું બન્યું તે પણ સમજી લીધું. મારો ફેંસલો મેં નિષ્પક્ષ દૃષ્ટિએ ઘડયો છે. જો તમે તેનું પાલન કરશો તો તમે–તમારો શ્રીસંઘ—બાળબચ્ચાં બધા સુખી થશો અને ધર્મની વૃદ્ધિ થશે.

આ ત્રીસ વર્ષના જૂના કલેશનું મૂળ કારણ ભાદરવા સુદી પંચમીને દિવસે પ્રતિવર્ષ શ્રી મંદિરજી પર ધજા ચઢાવવામાં આવે છે તેના ઉપર સાથિયો કાઢવાનો મુદ્દો છે. ચોવટિયા કહે છે કે પ્રથમ સાથિઓ કાઢવાનો હક ઘણા વખતથી અમારો છે. શહેરવાળા લોકો કહે છે કે જે ઘી આદિની બોલીથી ધજા ચઢાવે તેજ પહેલો સાથિઓ કરે, પછી ચોવટીયા ખુશીથી કરે. પણ ચોવટિયાનો સાથીઓ પહેલો થતો હોવાથી કોઇ બોલી બોલતું નથી અને મંદિરજીની આવકમાં હાનિ થાય છે. વાત બહુ મહત્ત્વની નથી. પહેલો સાથિયો કર્યો તો શું અને પછી કર્યો તો શું ! પણ વાત મમત પર ચઢી ગઈ છે.

વાત વધી ગઈ. અદાલતમાં કામ ચાલ્યું. નીચેની અદાલતમાં ગામવાળાના હકમાં ફેંસલો થયો. ઉપલી અદાલતમાં ચોવટિયાના હકમાં ફેંસલો થયો. આમાંથી મનદુઃખ થયાં. તડો પડયાં અને વાત વધી પડી. અદાલતે તો ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કર્યો જ નથી.

હું આ કલેશની શાંતિ માટે નીચે પ્રમાણે સૂચના કરૂં છું.

૧ મંદિરજીની આવકની દૃષ્ટિએ ચોવટિયાનો સાથિઓ

બોલીવાળાના સાથિયા પછી થવો જરૂરી છે. શરત એ કે પાંચ રૂપિયાથી ઓછી બોલી ન થવી જોઇએ, નહિ તો ચોવટિયાનો સાથિયો પહેલો થશે. આમાં મંદિરજીની આવક પણ થશે અને અદાલતની આજ્ઞાનું પણ માન રહેશે ને સંઘમાં શાંતિ થશે.

૨ જયારે આખા શહેર સમસ્ત ( સંઘ–સમસ્ત ) નો ઉત્સવ હોય ત્યારે ચોવટિયાનો જ સાબેલો રહે પણ કોઈ એક વ્યક્તિનો ઉત્સવ હોય તો તેનો સાબેલો હોવો જોઈએ. પોતાની ખુશીથી ચોવટિયા બીજો સાબેલો રાખે તો તેમાં કાંઇ હરકત જેવું નથી.

૩ કુડાલના લાડુ—લાણુ આદિની વ્યવસ્થા કોઈના સ્થાન પર થવાને બદલે હવે પછી ધર્મશાળા આદિ પંચાયતના મકાનમાં કરવી.

૪ ભાંગનો રિવાજ તો મનુષ્ય જીવનની દૃષ્ટિએ હાનિકારક હોવાથી ઉડાવી દેવામાં આવે છે. આવા બૂરા રિવાજોને તો જડમૂળથી ઉખેડી મૂકવા જોઇએ.

૫ મંદિરજીનો ભંડાર એક સાથે જ રહે. જુદોજુદો કોઈ પાસે ન રહે. તેની વ્યવસ્થાને માટે નીચેના ચાર ગૃહસ્થો પાસે ચાર કુંચીઓ રહે.

૧ શા. કેસરીમલ નેમાજી ૨ શા. અનોપચંદ ગુલાબજી ૩ શા. ગુલાબચંદ મોતીજી ૪ શા. ચમનાજી પ્રતાપજી.

વિશેષ હંમેશના કામને માટે ૧૨ સભ્યો કાયમ કરવામાં આવે છે. આ એકએક ગૃહસ્થ એકએક મહિનો દેખરેખ રાખવાની જવાબદારી લેશે. વરસ પૂરું થતાં બારે

સભ્યો મળીને વર્ષભરનો હિસાબ કરી સરવૈયું તપાસી પોતાના હસ્તાક્ષર કરશે.

રૂ. ૫૦) સુધીનો ખર્ચ સભ્ય કરી શકે. વિશેષ માટે બારેની સંમતિની જરૂર રહેશે.

૬ શા. ભૂતાજી તિલોકજીને ત્યાં પડી રહેલી રકમ માટે તેમણે વ્યાજ સહિત રકમની કુંડી બનાવરાવીને ચઢાવી છે. તથા વધેલી રકમ ભંડારમાં આપી દીધી છે. પણ તે માટે તપાસ કરતાં સ્પષ્ટતા થતી નથી. તો ભૂતાજી તે બાબતની ખાત્રી કરાવી આપે તેમજ પાંચ આનાને બદલે છ આના વ્યાજ ગણી આપે અને શ્રી મંદિરજીમાં એક પૂજા ભણાવે.

૭ કિરણીયા ચામર બાબત મૂળ ગુન્હેગાર હાજર ન હોવાથી તેની પત્ની પાંચ રૂપીઆ રોકડા આપે અને એક પૂજા ભણાવે.

૮ સુશ્રાવક રામચંદ્રજીને શાંતિને માટે એક પૂજા ભણાવવા સૂચના કરું છું. કારણ કે તેમણે મુખી તરીકે ઘણો વખત કામ કર્યું છે, તેમાં કોઈ કોઈ વખત મનદુઃખ થયું હોય તો તેની શાંતિ આવશ્યક છે.

હસ્તાક્ષર મુનિ વલ્લભવિજય

સં. ૧૯૭૫ જેઠ સુદી ૯ શનિવાર,

તા. ક:—વ્યવસ્થાપકોની ચુંટણી ત્રણ વર્ષ માટે છે. શા. છોટુજી ગુલાબજીવાળા તડની રકમ બાકી છે તે તુરત ભરીને રસીદ મેળવી લ્યે.

ખીવાણુદીથી વિહાર કરી પોમાવા પધાર્યા, અહીં પણ કલેશાગ્નિ જાજવલ્યમાન હતો. તેને શાંત કરવા આપે ભારે પરિશ્રમ સેવ્યો. અહીંથી શિવગંજ આદિ ગામ અને શહેરોમાં ઉપદેશ કરતા બાલી ગામમાં પધાર્યા. બાલીના શ્રીસંઘે આપને વિનંતિ કરી કે આપશ્રી અહીં ચાતુર્માસ કરવા કૃપા કરો તો અમે ગોડવાડ વિદ્યાલયને માટે એક લાખ રૂપીઆ કરી આપીએ. પણ આપ સાદડી માટે વચન આપી ચૂકયા હતા તેથી બાલી માટે તો મંજૂરી કેમ આપી શકાય ? પછી બાલીના શ્રીસંઘે અન્ય મુનિરાજો માટે બાલીમાં ચોમાસા માટે આદેશ આપવા વિનંતિ કરી. આપે આપના શિષ્ય પં. શ્રી સોહનવિજયજી, મુનિ-મહારાજ શ્રી લલિતવિજયજી આદિ પાંચ મુનિરાજોને બાલી માટે આજ્ઞા આપી અને આપે સાદડીમાં ચોમાસું કર્યું.

સાદડીમાં આનંદપૂર્વક ચાતુર્માસ પસાર થવા લાગ્યું. સાદડી, ઘાણેરાવ, બાલી, લાઠારા, પોમાવા આદિ ગામોમાં લગભગ અઢી લાખ રૂપીયાથી વિશેષ ફંડ થયું. બાલીના પણ સાઠ હજાર લખાયા હતા, સાદડીના તો લાખ ઉપર થઈ ગયા હતા.

સાદડીમાં આપના ઉપદેશથી ' શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ"નું અધિવેશન થયું. ચાતુર્માસ સમાપ્ત થયા પછી પોષ સુદી ૨, ૩ ને ૪ ના દિવસોમાં હોશિયારપુરનિવા-સી નાહરગોત્રીય ઓસવાલકુલભૂષણ લા. ગુજ્જરમલના પ્રપુત્ર લાલા દોલતરામજીના અધ્યક્ષપણા નીચે બહુજ આનંદપૂર્વક કોન્ફરન્સનો ઉત્સવ થયો.

આપણા ચરિત્રનાયકે કોન્ફરન્સના અધિવેશનમાં એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં નીચે લખેલા વિષયો પર પ્રકાશ પાડયો હતો

૧ મારા વિચારો અને અધિકાર ૨ કોન્ફરન્સની આવશ્યકતા, ૩ શાન્તિની યોજના ૪ વિદ્યાની ખામી દૂરકરો ૫ કોલેજની આવશ્યક્તા ૬ ગુજરાતી ભાઈઓની આશા છોડી દેવી ૭ મહાજન ડાકૂ ન બને ૮ વીતરાગની દુકાનના સાચા મુનીમ ૯ કર્તવ્યપરાયણ થવું જોઈએ. ૧૦ આત્માજ પરમાત્મા છે ૧૧ એકતા અને ઉદારતાની આવશ્યકતા ૧૨ પાઠશાળા—વિદ્યાલય—કોલેજથી ફાયદા.

કોન્ફરન્સના અધિવેશનમાં આપને ધન્યવાદ આપતો જે ઠરાવ સર્વ સમ્મતિથી પસાર થયો હતો તે નીચે આપવામાં આવ્યો છે.

"પરમ પૂજ્ય મુનિરાજ શ્રી વલ્લભવિજયજી મહારાજ મારવાડ ગોડવાડ પ્રાંતના ઉદ્ધારને માટે તે પ્રદેશોમાં શિક્ષાનો પ્રચાર કરવાનો અત્યંત કઠિન પરિશ્રમ કરી રહ્યા છે. આ કાર્ય કોન્ફરન્સના મુખ્ય ઉદ્દેશોને અમલમાં લાવનાર છે તેથી તેની સાથે કોન્ફરન્સ પૂર્ણ સહાનુભૂતિ બતાવે છે તેમજ મહારાજશ્રીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે. તેમજ મુનિ મહારાજોને વિનંતિ કરે છે કે આ રીતે શિક્ષાનો પ્રશ્ન હાથમાં લેવો આવશ્યક છે."

અહીં આપને આચાર્યપદ ગ્રહણ કરવા માટે ગામેગામના શ્રીસંઘોએ ઘણો આગ્રહ કર્યો પણ આપે કોઈપણ પદવી માટે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો. બાલીમાં પં.

શ્રી સોહનવિજયજીની પાસે મુનિશ્રી લલિતવિજયજી, મુનિશ્રી ઉમંગવિજયજી અને મુનિશ્રી વિદ્યાવિજયજીએ ભગવતી સૂત્રનું યોગોદ્વહન કર્યું. તેઓને પંન્યાસપદવી આપવાની હતી તેથી સં. ૧૯૭૫નું તેત્રીસમું ચોમાસુ સાદડીમાં સંપૂર્ણ કરી આપ બાલીમાં પધાર્યા. બાલીમાં અપૂર્વ સ્વાગત થયું.

અહીં કારતક વદી ૨ ના દિવસે બાલીનિવાસી શ્રી કપૂરચંદજી તથા શ્રી ગુલાબચંદજી ઓસવાલને દીક્ષા આપી. બન્નેના નામ મુનિ દેવેન્દ્રવિજયજી અને મુનિ ઉપેન્દ્રવિજયજી રાખવામાં આવ્યાં. પહેલા શ્રી ઉમંગવિજયજીના અને બીજા શ્રી વિદ્યાવિજયજીના શિષ્ય થયા.

કારતક વદી ૫ ના દિવસે આપની અધ્યક્ષતામાં મુનિશ્રી લલિતવિજયજી, મુનિશ્રી ઉમંગવિજયજી, મુનિશ્રી વિદ્યાવિજયજી ત્રણે મુનિરાજોને ગણિ અને પંન્યાસપદ પંન્યાસજી શ્રી સોહનવિજયજી ગણિએ સમારોહપૂર્વક આપ્યાં. આ રીતે આપના પરિવારમાં ચારે પંજાબી મુનિરાજો પંન્યાસ બન્યા.

બાલીમાં ત્રણ ધડાઓ હોવાથી સાધાર્મિક વાત્સલ્ય બંધ થઇ ગયાં હતાં. પણ આ અવસરે આપણા ચરિત્રનાયકના સદુપદેશથી ત્રણ સાધાર્મિક વાત્સલ્યો થયાં.



# તીર્થયાત્રા અને મધૂરું મિલન

[ ૪૪ ]

"દયાનિધિ ! હું શ્રી કેસરીયાજીનો સંઘ કાઢવા ઇચ્છું છું. આપ કૃપા કરી સપરિવાર શિવગંજ પધારો તો મારી અભિલાષા પૂર્ણ થાય." શિવગંજના શેઠ ગોમરાજ ફતેહચંદે વંદણા કરીને પ્રાર્થના કરી.

"ગોમરાજજી ! તીર્થયાત્રા એ તો બહુ જ ઉત્તમ કાર્ય છે. મન તેનાથી પવિત્ર થાય છે. જગતના દુઃખો ભૂલાય છે. તીર્થનું પવિત્ર વાતાવરણ મનને પવિત્ર બનાવે છે. અશુભ આસ્રવ રોકાય છે. નિર્જરા પણ થાય છે જેથી મોક્ષમાર્ગ બહુજ સરળ થઈ જાય છે. પણ તમે જાણો છો હું આ સમયે તો ગોડવાડથી બહાર નથી જઈ શકતો." આપણા ચરિત્રનાયકે તીર્થયાત્રાની મહત્તા બતાવી, પોતે લીધેલા કામની જવાબદારીની દૃષ્ટિએ બહાર જવાની ના પાડી.

"પણ સાહેબ ! આપનું કાર્ય તો ચાલુ જ છેને, સંઘમાંથી આવ્યા પછી તે થઈ રહેશે. બીજું કાંઇ નથી પણ મારે મુંબઇ અને રંગુનમાં પેઢીઓ છે અને કપૂરનો મોટો વેપાર છે. આ વર્ષે સારો લાભ છે એટલે સંઘને માટે અવસર છે. પછી તો મુંબઈ જવાનું થશે તો આ તીર્થયાત્રા રહી જશે." શેઠ ગોમરાજજીએ પોતાની પરિસ્થિતિ જણાવી.

"ભાગ્યશાળી ! હું જાણું છું કે તમે ગોડવાડના પ્રસિદ્ધ વેપારી છો. પણ ગોડવાડના વિદ્યાપ્રચારનું કાર્ય મારા હાથમાં છે, એટલે ગોડવાડમાં વ્યવસ્થિત રૂપમાં વિદ્યાપ્રચારના કાર્યનો પ્રારંભ ન થાય ત્યાંસુધી આ પ્રાન્તને છોડીને જવાય શી રીતે ? ભવિષ્યમાં તો જ્ઞાની મહારાજે જે જોયું હશે તેજ થશે." મહારાજશ્રીએ પોતાની મક્કમતા જણાવી.

"ગુરુદેવ ! આપ કૃપા કરી મારી પ્રાર્થના સ્વીકારો. હું વિદ્યાપ્રચારના કાર્યમાં પણ મદદ કરીશ. દસ હજાર રૂપીઆ આ ફંડમાં આપીશ અને બીજાની પાસેથી પણ સારા રકમ અપાવીશ." ગોમરાજજીએ અત્યંત આગ્રહ કર્યો.

"એનો અર્થ તો એ થયો કે તમે દસહજાર રૂપીઆ મને સંઘમાં લઈ જવાની ફી આપો છો, ખરુંને, એવી ફી લઇને હું આવવા તૈયાર નથી. મારી જવાબદારીનું મને ભાન છે."

"કૃપાનિધાન ! એવું કાંઈ મારા મનમાં તો છે જ નહિ. ભૂલ થઇ હોય તો ક્ષમા કરો, પણ હું આપને સ્પષ્ટ

નિવેદન કરું છું કે જો આપ નહિ પધારો તો હું સંઘ કાઢવાનો નથી અને જ્યાંસુધી સંઘ નહિ નીકળે ત્યાંસુધી મારે દૂધનો ત્યાગ છે." શેઠે ઉદાસ ચહેરે નમ્રતાથી પોતાનો નિશ્ચય જણાવી દીધો.

"શેઠજી ! તમે તો બાળકની જેમ રીસાઇ બેઠા. આવી પ્રતિજ્ઞા તે લેવાતી હશે. તમે વેપારમાં બાહોશ છો તે તો જાણ્યું હતું પણ તમે ગુરુને મનાવી લેવામાં પણ ચતુર છો તે આજે જાણ્યું. ભક્તાધીન ભગવાન જેવો હિસાબ થયો. હવે ના પણ શી રીતે પાડી શકાય. અહીં જરા કામને થાળે પાડીને સંઘમાં આવીશ." મહારાજશ્રીએ છેવટે હા પાડી. ગોમરાજજી મહારાજશ્રીની સંમતિથી આનંદ પામ્યા અને વહેલા વહેલા પધારવાની પ્રાર્થના કરી શિવગંજ ચાલ્યા ગયા.

'સારાં કાર્યોમાં સો વિઘ્ન' એ પ્રસિદ્ધ કહેવત છે. સંસારમાં ઉચ્ચ કાર્ય કરનારના માર્ગમાં અનેક મુશ્કેલીઓ આવે છે, કારણ કે તેજોદ્વેષી લોકો કુચક્ર રચે છે. પોતે તો ઉચ્ચ કાર્ય નથી કરી શકતા પણ બીજાનાં કાર્યો દેખી પણ નથી શકતા. તેમનાં હૃદયો બળી જાય છે. તેઓ સમજે છે કે આ કાર્ય થયું તો તેમની મહત્તા થશે, યશો-કીર્તિ ગવાશે અને આપણો કોઇ ભાવ નહિ પૂછે અને તેથી જ ઈર્ષ્યાભાવથી આવાં વિદ્યાપ્રચારના કાર્યમાં પણ અનેક રીતે વિઘ્ન નાખવાના પ્રયત્નો થયા. એટલુંજ નહિ પણ ગોડવાડમાં જે ઉત્સાહ જાગ્યો હતો તેમાં ખળ-ભળાટ થઈ ગયો. આગેવાનોમાં ભાગલા પડી ગયા. વિદ્યા-

પ્રચારનું કાર્ય રોળાઈ જવા લાગ્યું અને આખા પ્રાંતના ઉદ્ધારની યોજના તૂટુંતૂટું થઈ પડી. હજારો લાખોના ફંડ કાગળ પર રહ્યા. વિઘ્નસંતોષીઓ આ પરિણામથી નાચી ઊઠયા.

આ પરાક્રમનું કાર્ય—કોણે કેવી રીતે કયા ઉદ્દેશથી કર્યું તે સમાજ સારી રીતે જાણે છે. પણ આ વાતનો ઉહાપોહ અહીં અસ્થાને છે. વર્ષો પહેલાની વાત યાદ કરવાનું ઉચિત નથી તેમ સમજી તે છોડી દેવામાં આવે છે.

તેજોદ્વેષી લોકોએ સાદડીના શ્રાવકોને ભડકાવી દીધા અને કાર્યમાં શિથિલતા આવી ગઈ. આપણા ચરિત્રનાયકે આ જાણ્યું અને વિચાર્યું કે સમાજનું ભવિષ્ય હજી અંધ-કારપૂર્ણ છે. જેવા ભાવીભાવ.

આપ સાદડીથી વિહાર કરી શિવગંજ પધાર્યા. અહીં શેઠ ગોમરાજજીએ સંઘ માટે જરૂરી બધી તૈયારી કરી લીધી હતી પણ બહારગામથી સંઘમાં આવવાવાળાને થોડી ઢીલ થઈ અને મુહૂર્ત તો આવી ગયું તેથી મહારાજશ્રીની આજ્ઞા પ્રમાણે મંગળમુહૂર્તે શિવગંજમાંથી સંઘે પ્રસ્થાન કર્યું અને ચાર દિવસ સંઘવી સહિત આપ શિવગંજની બહાર બિરાજ્યા.

સંઘ પ્રસ્થાન કરીને શિવગંજની બહાર ધર્મશાળામાં આવી પહોંચ્યો. આપણા ચરિત્રનાયકે તીર્થમહિમા અને તીર્થયાત્રાનું મહત્ત્વ વ્યાખ્યાનમાં સંભળાવ્યું. એટલામાં શેઠજીના નામનો તાર આવ્યો. વ્યાખ્યાન પૂરું થયું. સૌ

ભાઈઓ—બાઈઓ જમવાને માટે ગયાં. શેઠ ગોમરાજજી સીધા મહારાજશ્રી પાસે આવ્યા.

" કેમ શેઠજી! તાર મુંબઈનો છે કે રંગૂનનો? સમાચાર તો આનંદ—મંગળના છે ને?" હસતાં હસતાં મહારાજશ્રીએ તારનો ભાવાર્થ પૂછી લીધો.

" ગુરુદયાળ! તાર રંગૂનનો છે. વ્યાપારમાં બહુ જ સારો નફો મળ્યો છે. એ આપ દયાળુની કૃપાનું ફળ છે."

" ગોમરાજજી! ખરેખર આપણું સંઘનું મંગળમુહૂર્ત તો બહુ જ સુંદર થયું છે. આપણો સંઘ બહુ આનંદપૂર્વક તીર્થયાત્રા કરશે અને જેમ સંઘવીને લાભ થયો છે તેમ જૈનસમાજને—ગોડવાડને લાભ જ લાભ થશે."

" કૃપાળુ! વ્યાખ્યાનમાં તાર મળતાં જ મેં તો નિર્ણય કર્યો છે કે આ રકમ તો ધર્મકાર્યમાં જ ખરચવી."

" સુશ્રાવક! ધન્ય છે, તમારી ભાવના ઉત્તમ છે, ધર્મની જડ તો સદા હરીભરી છે. આ ક્ષેત્રમાં જેટલું વવાશે તેથી અનેકગણું મળશે."

ફાગણુ સુદી છઠના દિવસે શેઠ ગોમરાજજીને શિવગંજમાં ચાલતી જૈન પાઠશાળા તરફથી સન્માનપત્ર આપવામાં આવ્યું. આ પ્રસંગે નગરના બધા શ્રીમંતજનો તથા બીકાનેરનિવાસી શેઠ શ્રીચંદજી સુરાણા અને તેમના પુત્રરત્ન શેઠ સુમેરમલજી સુરાણા પણ સપરિવાર હાજર હતા.

મહારાજશ્રીએ આ પ્રસંગ ઉપર પ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું. આપની આજ્ઞાથી પં. શ્રી લલિતવિજયજી મહા-

રાજે પણ સંઘવીના કર્તવ્ય ઉપર મનોહર વ્યાખ્યાન આપ્યું. પંન્યાસજીએ મરુભૂમિના ઉદ્ધારની આવશ્યકતા સમજાવી અને ગોડવાડમાં જ્ઞાનપ્રચારને માટે ગુરુદેવ કેવા કેવા પરિશ્રમો સહન કરી રહ્યા છે તેનું હૃદયંગમ વર્ણન કરી બતાવ્યું.

આ વ્યાખ્યાનની સારી અસર થઇ. સંઘવીજીએ 'શ્રી આત્માનંદ જૈનવિદ્યાલય, ગોડવાડ'ને દસ હજારની રકમ દેવાનું વચન આપ્યું તેમજ સંઘપતિ શ્રી ગોમરાજજીએ યાવજ્જીવન ચતુર્થવ્રત—બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી.

ફાગણ સુદિ સાતમને દિવસે મંગળમુહૂર્તે ખૂબ ધામધૂમપૂર્વક જય જય નાદ કરતો સંઘ ચાલી નીકળ્યો. સંઘમાં બધી જાતની ખૂબ સારી વ્યવસ્થા હતી. તપશ્ચર્યાવાળાઓ માટે બધી જાતની સગવડ રાખવામાં આવી હતી. ભોજનની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. હંમેશાં વ્યાખ્યાન ચાલતું હતું. ગુરુમહારાજ તથા પં. શ્રી લલિતવિજયજી મનુષ્યજીવનની સાર્થકતા, તપશ્ચર્યાનું ફળ, તીર્થયાત્રાનો મહિમા, જૈનધર્મના સિદ્ધાંતો, સમાજકલ્યાણના કાર્યો વગેરે ઉપર મનનીય વ્યાખ્યાન આપતા હતા. જંગલમાં મંગળ થઇ રહ્યું હતું.

સંઘ પેરવા, બાલી, લુણાવા, લાઠાર થઈ રાણકપુર પહોંચ્યો.

રાણકપુરનું મંદિર બહુ જ ભવ્ય છે. આ મંદિરમાં ૧૪૪૪ સ્તંભ છે. કહેવાય છે કે બધા સ્તંભો એક શ્રાવકે બનાવરાવ્યા છે, એક સ્તંભ રાજાએ બનાવરાવવાની ઇચ્છા

પ્રગટ કરી પણ તે બનાવરાવી ન શકયો. કહેવાય છે કે મંદિરનું ખાતમુહૂર્ત હતું, ઘીનો દીપક કરવા માટે એક વાટકીમાં થોડું ઘી આવ્યું હતું. તેમાં એક માખી ઉડીને પડી. મંદિર બનાવનાર શેઠે તે માખીને કાઢીને ઘી નકામું ન જાય અને માખીનો જીવ બચી જાય એ હેતુથી પોતાના જોડા પર તે ઘી મૂકયું. આ જાણી કારીગરોને થયું કે, આવો મખ્ખીચૂસ માણસ મંદિર શું બનાવરાવશે ? એટલામાં એક કારીગર જે અગ્રણી હતો તેણે તરત શેઠ પાસે આવીને જણાવ્યું કેઃ

"શેઠજી ! પાયામાં પૂરવા માટે પચાસ ડબ્બા ઘી જોઈએ."

શેઠે તત્કાળ ઘીના ૫૦ ડબ્બા મંગાવી દીધા. તે બધું ઘી પાયામાં પૂરાયું. શેઠ તો આનંદ આનંદ પામવા લાગ્યા. લોકો આ શેઠનું હૃદય જોઈને દીંગ થઇ ગયા.

રાણકપુરનું બીજું નામ ત્રૈલોકય દીપક છે. ખરેખર રાણકપુરનું મંદિર ભવ્ય અને ચમત્કૃતિવાળું છે. કહેવાય છે એ મંદિરમાં કેટલાંક ભોયરાં છે અને તેમાં પ્રાચીન ભવ્ય મૂર્તિઓ પણ છે. અહીંની ધર્મશાળા જીર્ણ થયેલી હતી. મહારાજશ્રીના ઉપદેશથી સંઘવી આદિએ તેમાં સારો ફાળો આપ્યો.

રાણકપુરથી સાદડી, ઘાણેરાવ, મુચ્છાલા–મહાવીરની યાત્રા કરી સંઘ દેસૂરી પહોંચ્યો. દેસૂરીમાં શ્રાવકો (ઓસવાલ પોરવાલ)માં કલેશ હતો. અદાલતમાં કેસ ચાલતો હતો. મહારાજશ્રીએ અંદર અંદર ફેંસલો કરવા બન્ને પક્ષોને

ખૂબ ખૂબ સમજાવ્યા પણ તેઓ માન્યા નહિ.

મહારાજશ્રીએ જોયું કે આ કલેશ કોઈ રીતે પણ શાંત થવો જોઈએ. જે ગામમાં સંઘ આવ્યો હોય, સાધુ-સાધ્વીનો મોટો સમુદાય હોય ત્યાં કલેશની શાંતિ ન થાય તો કેવું કહેવાય? ક્ષણભર વિચાર કર્યો અને તુરતજ સાધુઓને કહી દીધું કે કોઇએ શહેરમાં ગોચરી ન જવું. બસ આ સમાચાર વીજળી વેગે શહેરમાં પહોંચી ગયા. શ્રીસંઘમાં હાહાકાર મચી ગયો. બન્ને પક્ષના લોકોને બધા સમજાવવા લાગ્યા, એટલુંજ નહિ પણ તે લોકો તરફ ઘૃણાની દ્રષ્ટિથી જોવા લાગ્યા. અનેક બહેનભાઇઓએ પણ તે દિવસે અન્નજળ ન લીધું.

પોતાના ગામમાં પંચમહાવ્રતધારી સાધુમુનિરાજો આહારપાણી વિનાના હોય તો બીજાથી અન્ન કેમ લેવાય? છેવટે બપોરના આપસ આપસમાં સમજુતી થઈ ગઈ. બન્ને તરફના લોકોએ મહારાજશ્રીની ક્ષમા માગી અને તેમનો ઉપકાર પણ માન્યો. જ્યારે સમાધાન થયું ત્યારે સાંજે બધા સાધુસાધ્વીઓ અને સંઘે આહારપાણી લીધાં. સમાજ-કલ્યાણ—કલેશની શાંતિ—ગામના લોકોની ઉન્નતિ અને કોઈપણ રીતે સંઘ સમસ્તના અભ્યુદય માટેની કેવી તમન્ના, કેવી ધગશ, કેવી ભાવના, અને કેવી નીડરતા? ધન્ય એ ગુરુ અને ધન્ય એ સમાજ.

દેસૂરીથી સંઘ ફાગણ વદી એકમે જીલવાડા થઈ ગઢ-બોર, પરાલી, કેલવાડા થઈ રાજનગર પહોંચ્યો. રાજનગર એક બહુ જ મોટું સરોવર છે. તે સરોવર બનાવવાનો

ખર્ચ રૂપીઆ એક કરોડ થયો કહેવાય છે. રાજનગરની પહાડી પર એક ચૌમુખજીનું જિનાલય છે. એ મંદિર રાણા રાયસિંહજીના જૈન મંત્રી દયાલશાહે બંધાવ્યું છે. તે બાંધવામાં એક કરોડ લગભગ રૂપીઆ ખર્ચ થયા હતા.

રાજનગરથી સંઘ નાથદ્વારા થઇ દેલવાડા પહોંચ્યો. દેલવાડાથી એકલિંગજી આવ્યા. એકલિંગજીમાં શ્રી શાન્તિનાથ ભગવાનની બહુજ મોટી પ્રતિમા છે તે અદબદ બાબા (અદ્ભુત બાબા) ના નામથી પ્રસિદ્ધ છે. એકલિંગજીથી વિહાર કરી આપ સંઘની સાથે ઉદયપુર પધાર્યા. અહીં ત્રણ દિવસની સ્થિરતા કરી. શહેરના બધા નાનામોટા મંદિરોની યાત્રા કરી.

અહીં બે મહાન આત્માઓનું મધુરું મિલન થયું. શહેર–યાત્રા કરતાં કરતાં સંઘની સાથે મહારાજશ્રી માલદાસની શેરીના શ્રી જિનમંદિરના દર્શનાર્થ પધાર્યા. તે વખતે ત્યાંના ઉપાશ્રયમાં બાલબ્રહ્મચારી તીર્થોદ્ધારક આચાર્યશ્રી ૧૦૦૮ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી બિરાજમાન હતા. મહારાજશ્રી સંઘસહિત હર્ષપૂર્વક ત્યાં ગયા. સૂરિજીએ પણ હર્ષ પ્રદર્શિત કર્યો. બન્ને મહાન આત્માઓના પરસ્પર યોગ્ય શિષ્ટાચાર જોઈને શ્રીસંઘને બહુ જ આનંદ થયો. આ મધુરાં મિલનથી શ્રાવક સમુદાય ઉપર બહુ જ પ્રભાવ પડયો. પરસ્પર વાર્તાલાપથી આનંદ થયો.

બીજે દિવસે આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી હાથી પોળની બહાર દાદાવાડીમાં દર્શન કરવા જઇ રહ્યા હતા. હાથી પોળની બહારની ધર્મશાળામાં આપણા ચરિત્રનાયક

ઉતર્યા હતા. ત્યાં પં. શ્રી લલિતવિજયજી હતા, તેમણે નમ્રતાપૂર્વક આચાર્યશ્રીને અંદર પધારવા આગ્રહ કર્યો. તેમણે દર્શન કરીને આવવા જણાવ્યું. દર્શન કરીને તેઓ ધર્મશાળામાં આવ્યા. શિષ્યસમુદાયે સામે જઈને આચાર્યશ્રીનું સ્વાગત કર્યું. આપણા ચરિત્રનાયકે પણ ઊભા થઈને આપનો સત્કાર કર્યો. ખૂબ આનંદપૂર્વક બે કલાક લગભગ વાતચીત થઈ. બપોરના શહેરમાં આવવા માટે આપણા ચરિત્રનાયકને આમંત્રણ આપી ગયા. તેમણે પણ મહારાજશ્રીનું સારું સ્વાગત કર્યું. બન્ને મહાત્માઓએ દિલ ખોલીને વાતો કરી.

સંવત ૧૯૭૬ના ચૈત્ર સુદી દશમે સંઘ સહિત શ્રી કેશરીયાબાબાની યાત્રા કરી આનંદ મનાવ્યો. આ સંઘમાં ૨૭ સાધુઓ ૬૯ સાધ્વીઓ તથા દોઢહજાર લગભગ શ્રાવક–શ્રાવિકાઓનો સમુદાય હતો. અહીં આપે આદીશ્વરજીની પૂજા બનાવી અને અમદાવાદનિવાસી જવેરી ભોગીલાલ તારાચંદના આગ્રહથી તથા તેમના ખર્ચથી ભણાવવામાં આવી. સંઘવીએ તે પૂજા છપાવીને પ્રથમવાર પ્રકાશિત કરી. કેશરિયાનાથની યાત્રા પૂજા–પ્રભાવના–સાધર્મિવાત્સલ્યાદિ ધર્મકાર્ય આનંદપૂર્વક થયાં. સંઘ પાછો ઉદયપુર આવ્યો.

કહેવાય છે કે આજકાલ યતિઓની માનમર્યાદા ઘટી ગઈ છે. તેઓ સંયમ બરાબર નથી પાળતા. આચારમાં તેઓ બહુ જ શિથિલ છે, મંત્ર, તંત્ર–દવા આદિથી નિર્વાહ કરે છે. પણ કેટલાક યતિઓ હજી પણ સારા છે અને

શ્રાવકોની તેમના ઉપર પૂર્ણશ્રદ્ધા ટકી રહી છે.

ઉદયપુરમાં આવા બે યતિઓ હતાઃ યતિશ્રી ગુલાબચંદ્રજી તથા યતિશ્રી અનૂપચંદ્રજી ગુરુશિષ્ય બન્નેનું શહેરમાં બહુમાન. યતિશ્રી અનૂપચંદજી તથા સિરસાનિવાસી યતિશ્રી પ્રતાપચંદ્રજીના શિષ્ય યતિશ્રી મનસાચંદ્રજીની ઉદયપુરમાં એક પુસ્તકાલય ખોલવાની ઈચ્છા હતી.

બન્ને આપણા ચરિત્રનાયક પાસે આવ્યા અને પુસ્તકાલયના ઉદ્‌ઘાટન માટે પ્રાર્થના કરી. પુસ્તકાલયના ઉદ્‌ઘાટનની ક્રિયા પોતાના શુભ હસ્તે થાય તે આનંદની વાત હતી, અને યતિશ્રીનો આગ્રહ હોવાથી તે વાત સ્વીકારી અને સં. ૧૯૭૬ ના ચૈત્ર વદ ૩ ના દિવસે "શ્રી વર્ધમાનજ્ઞાનમંદિર"ની ઉદ્‌ઘાટન ક્રિયા આપણા ચરિત્રનાયકે કરી. યતિશ્રીને તેનાથી સંતોષ થયો.

ઉદયપુરથી વિહારની તૈયારી કરી. બધા સજ્જ ઊભા હતા. આપણા ચરિત્ર નાયક પણ કમર બાંધીને તૈયાર હતા પણ આચાર્યશ્રી વિજયનેમિસૂરિમહારાજની તબીયત નરમ હોવાથી સુખશાતા પૂછવા ગયા, આચાર્યશ્રી ખૂબ ખુશી થયા. વિહારની ઉતાવળ હોવા છતાં લગભગ દોઢ કલાક વાતો ચાલી. આ છેલ્લી મુલાકાતમાં આચાર્યશ્રીએ પોતાના ખરા અંતઃકરણના ઉદ્‌ગાર કાઢ્યાઃ—

"વલ્લભવિજયજી! હું નહોતો જાણતો કે તમે આ પ્રમાણે સજ્જનતા દેખાડશો અને શિષ્ટાચાર કરશો. મારા મનમાં તમારે માટે ઘણું ઘણું ભર્યું હતું; પણ તમારા આ

આનંદજનક સમાગમથી તે બધું નીકળી ગયું."

"બહુ આનંદની વાત છે. આપ તો જાણો છો કે સાંભળવામાં અને જોવામાં બહુ જ અંતર હોય છે. સાંભળવામાં બીજાના વિશ્વાસ પર આધાર રાખવો પડે છે. જોવામાં પ્રત્યક્ષ અનુભવ થાય છે. જેમ આપની શંકા દૂર થઈ તેમ આપને માટે મારી શંકા પણ દૂર થઇ ગઈ. તે માટે હું તો ઇચ્છું છું અને આપને આગ્રહ કરું છું કે જે રીતે બની શકે તે રીતે એક વખત સર્વ સાધુઓનું સંમેલન મેળવો. પરસ્પર મળવાથી આંખોમાં શરમ આવે છે. અમી ટપકે છે અને હૃદયનાં ઝેરની લહેર શાંત પડી જાય છે. આપ તે માટે સમર્થ છો. જો આપ જેવા સમર્થ પ્રતિષ્ઠિત મહાત્મા મળીને શાસનસુધાર કરવા ઈચ્છે તો તે આપને માટે શકય છે." આપણા ચરિત્રનાયકે પોતાના હૃદયની વાત કહી અને સાધુસંમેલનને માટે સૂચના કરી.

"વલ્લભવિજયજી! તમારું કહેવું સત્ય છે. પરસ્પર મળવાથી ઘણો લાભ થાય છે. જેનો પ્રત્યક્ષ અનુભવ તમે અને હું કરી રહ્યા છીએ. હું પણ ઇચ્છું છું કે સાધુસંમેલન અવશ્ય થવું જોઈએ. પણ નાનામોટા અને વન્દનની પંચાત ભારે મુશ્કેલ છે. ત્યાં બધાની અક્કલ મારી જાય છે." આચાર્યશ્રીએ મુશ્કેલી બતાવી.

"મહારાજ! શું એટલી પણ ઉદારતા ત્યાગી–સાધુ મહાત્માઓથી નથી થઈ શકતી? અરે! દુનિયા આખીની ઋદ્ધિને લાત મારવાવાળા, પોતાને નિર્ગ્રંન્થ–મહામુનિ–ક્ષમાશ્રમણ–યતિ–સાધુ–મહારાજ કહેવરાવવાવાળા એટલી

પણ ઉદારતા નહિ કરી શકે ? આપ મને આજ્ઞા કરો, જો વંદના કરવાથી જ સંમેલન થતું હોય તો મોટા તો શું પ્રત્યેક મારાથી નાના સાધુને વંદના કરવાને હું તૈયાર છું. સૂરિજી ! મને દુઃખ થાય છે કે ગૃહસ્થો પણ જ્યારે આપસમાં મળે છે ત્યારે યોગ્ય શિષ્ટાચાર કરે છે ત્યારે સાધુઓમાં એટલું પણ ન હોવું જોઈએ ? એકે આ તરફ મોં કરી લીધું, બીજાએ બીજી તરફ ! જાણે એકબીજાએ 'અદિઠ્ઠંકલ્લાણુ' માની લીધું. આપનો અને મારો યોગ્ય શિષ્ટાચાર થયો તેમાં આપનું કે મારું બગડયું શું ? ઉલટું ગૃહસ્થો પર સુંદર પ્રભાવ પડયો. એટલા માટે જ હું આપને અનુરોધ કરું છું કે આપ અવશ્ય સંમેલનને માટે પ્રયત્ન કરો. મારો આત્મા મને સાક્ષી આપે છે કે આ અત્યુત્તમ કાર્યમાં આપને સફળતા મળશે જ મળશે. કારણકે આપનો પ્રભાવ બહુ જ સુંદર છે. સ્વર્ગવાસી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનન્દસૂરિ (આત્મારામજી) મહારાજશ્રીના સમુદાયની તરફથી તો આપ નિશ્ચિંત રહો. માત્ર ૧૦૦૮ આચાર્યશ્રી વિજયકમલસૂરિજી, ૧૦૮ પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી મહારાજ તથા ૧૦૮ શ્રી હંસવિજયજી મહારાજ—એ ત્રણે મુનિપ્રવરોની સલાહની જરૂર છે. એમના કહેવાથી પ્રાયઃ કોઈ બહાર નહિ રહે. હવે હું આજ્ઞા ચાહું છું. જવામાં મોડું થશે. બધા કમર બાંધીને તૈયાર છે. સુખશાતામાં રહેશો—ધર્મસ્નેહ રાખશો." આપણા ચરિત્રનાયકે પોતાનું હૃદય ખોલી બતાવ્યું.

કેવું મધુર મિલન ! બે મહારથીઓ મળ્યા. પરસ્પર

પરિચય થયો. થોડા સમયમાં ઠીકઠીક સંપર્ક સધાયો. બન્નેનું શંકા સમાધાન થયું. આચાર્યશ્રીને પણ આ શિષ્ટાચારથી આનંદ થયો. આપણા ચરિત્રનાયકની ઉદારતા અને હૃદયની પવિત્રતા આ વાર્તાલાપમાં જોઇ શકાય છે. મુનિસંમેલનના વિચારો આ મધુરમિલનમાં ઘડાયા. અને આચાર્યશ્રીએ તે ભાવના ત્યારથી હૃદયમાં રાખેલી. આપણા ચરિત્રનાયકના હૃદયમાં સાધુસમાજની ઉન્નતિ અને પરસ્પરની શાંતિની કેવી ધગશ છે તે આવા વાર્તાલાપથી જોઈ શકાય છે.

તીર્થયાત્રા અને સંઘ આ મહાત્માઓના મિલનથી સાર્થક થયાં.



[ ૪૫ ]

## ગોડવાડમાં પ્રચારકાર્ય

"મથ્થેણ વંદામિ" પાલીના વિહારમાં સાથે આવેલા શ્રાવકોએ સવારના પહોરમાં વંદણા કરી.

"ધર્મલાભ, કેમ શાજી આજે બહુ જ વહેલા ઊઠી ગયા."

"સાહેબ! કાલે રાત્રે ભારે વર્ષા થઈ છે. બધે પાણી જ પાણી. અમે તો ધર્મશાળામાં સૂતા હતા, ત્યાં રાત્રે બે વાગે પાલીથી ખેપીયો આવ્યો."

"રાત્રે બે વાગે, પાલીથી ખેપીઓ આવ્યો? કેમ ભલા! એવું શું કામ આવી પડયું? કોઈ માંદું સાજું તો નથી ને?" મહારાજશ્રીએ આશ્ચર્ય બતાવ્યું.

"નહિજી! આતો પાલીના શ્રીસંઘે આપને માટે રાત્રે ને રાત્રે ખેપીઓ મોકલ્યો છે. તેઓએ કહેવરાવ્યું છે કે વર્ષાને લીધે બાડનથી સોજત તરફના રસ્તાઓ પાણીથી ભરાઈ ગયા હશે. મહારાજશ્રી કૃપા કરી તે તરફ ન પધારે. અમારીવતી પ્રાર્થના કરી ગુરુવર્ય પરિવાર સહિત અહીં

પાછા પાલી પધારે તેમ કરશો." પાલીના ગૃહસ્થોએ સમજ પાડી.

"પણ મારે તો બીકાનેર જવું છે. શેઠ સુમેરમલજી સુરાણા તો બે વખત આવી ગયા. હવે શું થાય?"

"કૃપાનિધાન! હમણાં તો રસ્તા બંધ થઇ ગયા હશે. હવે તો પાલી જવું પડશે. ત્યાંથી રસ્તા સાફ થયે આઠ દસ દિવસ પછી નીકળવું હશે તો નીકળાશે."

"અચ્છા, જેવો ભાવીભાવ, અવસર તો વિચારી લેવો જોઈએ."

આપણા ચરિત્રનાયકે બીકાનેરની વિનતિ ધ્યાનમાં લઈને સંઘની સાથેજ દેસૂરી—નાડુલાઈ, નાડોલ, વરકાણાજીની યાત્રા કરી શીવગંજ પધાર્યા. ત્યાંથી પોમાવા વાંકલી થઈને તખતગઢ પહોંચ્યા, તખતગઢથી પાલી પધાર્યા. પાલીના શ્રીસંઘે ચાતુર્માસ માટે બહુબહુ વિનતિ કરી પણ બીકાનેરની વિનતિ હોવાથી પાલીથી વિહાર કરી જાડન પધાર્યા. જાડનમાં રાત્રે ભારે વરસાદ થયો અને પાલીના શ્રીસંઘને ચિંતા થઈ કે મહારાજશ્રી તો સવારમાં વિહાર કરશે. તેમનો નિશ્ચય બીકાનેર જવાનો છે તેથી તે રોકાશે નહિ અને જાડનથી સોજતનો રસ્તો પાણીથી બંધ થઈ ગયો હશે. મહારાજશ્રી હેરાન થઇ જશે. આ વિચારથી રાતોરાત ખેપીઓ મોકલ્યો અને મહારાજશ્રી સાથે આવેલા પાલીના ભાઈઓને જણાવ્યું કે મહારાજશ્રીને આગ્રહપૂર્વક પ્રાર્થના કરી આગળ વધવા ન દેશો, પાલી તરફ જ વિહાર કરાવશો. તે રીતે પાલી તરફ વિહાર થયો.

" સાહેબ ! આપે વિહાર કર્યો ને અહીં વરસાદ થયો. અમને તો બહુજ ચિંતા થઈ પડી. જો આપ સવારે વિહાર કરો તો રસ્તામાં ભારે હેરાનગતિ થાય તેથી રાત્રે જ ખેપીઓ મોકલ્યો. આપ પધાર્યા તેથી બહુ આનંદ થયો. હવે તો સાહેબ ચાતુર્માસ અહીંજ કરવાનું છે." એક આગેવાને મહારાજશ્રીને વિનંતી કરી.

" ભાગ્યશાળી ! હવે બીકાનેર પહોંચાય તેમ નથી. એટલે બીજું શું થઈ શકે ? એ દિવસ જોઇએ પછી શાંતિથી નિર્ણય કરીશું. જેવી ક્ષેત્રસ્પર્શના."

" ગુરુદેવ ? અમારી પ્રાર્થના પણ ધ્યાનમાં લેવાની છે. અમારા શ્રીસંઘની પહેલેથી વિનતિ છેજ. માટે કૃપા કરી ખુડાલા પધારો તો બહુ આનંદ થાય." પાલીના આગેવાનો સાથે વાત ચાલતી હતી ત્યાં ખુડાલાના આગેવાનો બાલીના શ્રાવકો સાથે આવી પહોંચ્યા અને ખુડાલા માટે વિનંતિ કરી.

" તમારી વિનંતિ હું ભૂલ્યો નથી. પણ તમે જાણો છો ને બીકાનેરથી શેઠ સુમેરમલજી સુરાણા તથા શેઠ લક્ષ્મીચંદજી કોચર આવી ગયા. ત્યાંની પાઠશાળાને વિદ્યાલય બનાવવાની તેઓની ભાવના છે. અને તે માટે જ હું તે તરફ જતો હતો." મહારાજશ્રીએ ખુલાસો કર્યો.

" કૃપાળુ ! આપની જ્ઞાનપ્રચારની ઉત્કટ તમન્ના અમે જાણીએ છીએ. જૈન સમાજમાં જ્ઞાનની જ્યોતિ જગવવાના અને તે દ્વારા જૈનસમાજની સમુન્નતિ સાધવાના આપના પ્રયત્નો જૈન જગત સારી રીતે જાણે છે. પણ

ગોડવાડમાં આપ અધૂરૂં કામ છોડી જાઓ તે તો બરાબર નહિ. અમે આપ કહો તે કરવા તૈયાર છીએ." ખુડાલાના આગેવાનોએ વિશેષ પ્રાર્થના કરી.

"ભાગ્યવાનો! બીકાનેર તો પહોંચાય તેમ નથી. હવે પાલી કે ખુડાલાની વાત રહી. જ્યાં જ્ઞાનપ્રચારનું કાર્ય થાય ત્યાં હું આવવા તૈયાર છું."

"સાહેબ! પં. સોહનવિજયજી અને પં. શ્રી. લલિતવિજયજીના પ્રયાસથી બાલીમાં રૂ. ૭૦-૮૦ હજાર લખાઇ ગયા છે. બાલીવાળા થોડી હિંમત કરે તો એક લાખ થઈ જશે. તેવી જ રીતે ખુડાલામાં પણ ૪૦-૫૦ હજાર થઈ જશે."

"પણ સાદડીનો શ્રીસંઘ માને તોને? સાદડી, બાલી અને ખુડાલા ત્રણે મળીને કામ કરવા ધારે તો એક શું બે વિદ્યાલય શરૂ થઈ શકે?" મહારાજશ્રીએ સૂચના કરી.

"સાહેબ! સાદડીનો શ્રીસંઘ ઘણું કરીને તો માની જશે, નહિ તો બાલી અને ખુડાલા મળીને કામ શરૂ કરી દઈશું. પછી ધીમે ધીમે કામ આગળ વધશે." બધી પરિસ્થિતિનો વિચાર કરી ખુડાલામાં વિશેષ લાભની સંભાવના હોવાથી આપણા ચરિત્રનાયકે પાલીના શ્રીસંઘને લાભાલાભની દૃષ્ટિએ ખુડાલા માટે રજા આપવા સમજાવવામાં આવ્યો. શ્રીસંઘે પણ આ રીતે લાભની સંભાવના હોવાથી વિશેષ આગ્રહ ન કરતાં; આનંદપૂર્વક રજા આપી અને પાલીથી વિહાર કરી મહારાજશ્રી ખુડાલા પધાર્યા.

ચાતુર્માસ માટે બેચાર જગ્યાએ વિનંતિ આવેલી હો-

વાથી જુદાજુદા મુનિરાજોને જુદીજુદી જગ્યાએ ચોમાસા માટે આજ્ઞા આપી.

બીકાનેર—પં. સોહનવિજયજી ગણી, મુનિ સમુદ્રવિજયજી અને મુનિશ્રી સાગરવિજયજી જેઓને વરકાણાથી જ બીકાનેર મોકલવામાં આવ્યા હતા.

સાદડી—પં. શ્રી લલિતવિજયજી ગણી અને તેમના શિષ્ય મુનિશ્રી પ્રભાવિજયજી.

તખતગઢ—પં. શ્રી ઉમંગવિજયજી ગણી અને તેમના શિષ્ય મુનિશ્રી દેવેન્દ્રવિજયજી.

ખુડાલામાં જે આશયથી આપ પધાર્યા હતા તે આશય તો પૂરો ન થયો. તેમાં આરંભેશૂરા વાણીયાવાળો હિસાબ થયો. સાદડીવાળા તો મળ્યા નહિ. બાલીવાળાએ પાલીમાં વચન આપેલું તે પાછા ખુડાલા નજ આવ્યા. છેવટે ખુડાલામાં શ્રી આત્માનંદ જૈન પાઠશાળા—માત્ર ચાલુ થઈ શકી.

પર્યુષણ સમાપ્ત થતાં ગોડવાડના ઘણાં ગામોમાં પ્લેગ ફેલાઈ ગયો. ખુડાલા તથા સાદડીમાં પણ પ્લેગ આવી પહોંચ્યો. મુંડારામાં પ્લેગ ન હોવાથી પં. મહારાજશ્રી લલિતવિજયજી લોકોના આગ્રહથી મુંડારા આવી ગયા. આપણા ચરિત્રનાયકને ખુડાલાથી બાલી આવી જવા પ્રાર્થના કરવામાં આવી પણ તેઓએ ખુડાલાથી બીજી જગ્યાએ જવા ના પાડી. પણ ફાલના સ્ટેશન પર ખુડાલાના શ્રીસંઘની ધર્મશાળા છે ત્યાં સાધુપરિવાર સહિત આવી ગયા. ત્યાં એક જૈનમંદિર પણ છે. ખુડાલાનો શ્રીસંઘ પણ

તંબુઓ, ઝૂંપડીઓ બનાવરાવીને ત્યાં રહેવા લાગ્યો. આપે અહીં ચૌદ રાજ લોકની પૂજાની રચના કરી. પ્લેગની શાંતિ માટે તપશ્ચર્યા વગેરે થયાં. પ્લેગ શાંત થઈ ગયો શ્રીસંઘસહિત આપ પુનઃ ખુડાલા ગામમાં પધાર્યા અને ચાતુર્માસ પૂર્ણ કર્યું.

આ ચાતુર્માસમાં સાદડીમાં આપના શિષ્યરત્ન પં. શ્રી લલિતવિજયજીના હાથથી 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા—સાદડી'ની સ્થાપના થઈ. મકાન પણ તેને માટે તૈયાર થતું હતું. તે તૈયાર થવાથી આપણા ચરિત્રનાયકની આજ્ઞાથી શ્રીમાન ગુલાબચંદજી ઢઢ્ઢાએ પાઠશાળાના મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા કરી હતી.

ખુડાલાથી વિહાર કર્યા પછી આપના શિષ્ય પં. શ્રી ઉમંગવિજયજી મહારાજ ખુડાલા આવ્યા અને તેમના ઉપદેશથી તેમના જ હાથે એક પુસ્તકાલયની સ્થાપના થઈ. તેનું નામ 'શ્રી આત્મવલ્લભ જૈન લાયબ્રેરી, ખુડાલા' રાખવામાં આવ્યું.

આપણા ચરિત્રનાયક ખુડાલાથી વિહાર કરી વરકાણા પધાર્યા. પં. શ્રી લલિતવિજયજી મહારાજ પણ મુંડારાથી સંઘ લઇને વરકાણામાં આપને આવી મળ્યા.

પં. શ્રી લલિતવિજયજી મહારાજે મુંડારામાં પણ બે સંસ્થાઓની સ્થાપના કરી. એક 'શ્રી આત્માનંદ જૈન પાઠશાળા—મુંડારા' તથા 'શ્રી શાન્તિ આત્મવલ્લભ જૈન લાયબ્રેરી—મુંડારા.' પહેલી સંસ્થાનું ફંડ આપણા ચરિત્રનાયકના ઉપદેશથી થયું હતું. બીજીનું ફંડ પં. મહારાજશ્રી

લલિતવિજયજીના ઉપદેશથી થયું હતું.

વરકાણાથી રાણી, ચાંચોરી, વગેરે થઈ ખાંડ પધાર્યા. અહીં આપના ઉપદેશથી પાઠશાળા સ્થાપન કરવામાં આવી. ખાંડથી ગુંદોજ પધાર્યા. અહીં પણ આપના ઉપદેશથી પાઠશાળા સ્થાપિત થઈ.

કુલ્લાગામ વિહારના રસ્તાથી દૂર હતું. ત્યાં જવાની ઈચ્છા નહોતી પણ કુલ્લાના એક શ્રાવકે એક દિવસ આ-વીને મહારાજશ્રી પાસે ઉપવાસનું પચ્ચખાણ લીધું અને પછી કહ્યું:

" આપ જ્યાંસુધી અમારા ગામમાં પધારવાની વિન-તિનો સ્વીકાર નહિ કરો ત્યાંસુધી હું પારણું નહિ કરું."

" ભલા માણુસ! આમ કરવાની શું જરૂર હતી. તમે એમ ને એમ વિનતિ કરી હોત તો પણ હું આવત."

" સાહેબ! અમારું ગામ રસ્તાથી દૂર. ગુરુદેવના દર્શન અમને થાય જ નહિ. અમારે ગામ પધારે પણ કોણ. આજ આપ દયાનિધિ પધાર્યા છો તો અમને આપનો લાભ કેમ ન મળે? માફ કરશો. હું તો આપનો ચરણસેવક છું." પેલા ભાઈએ ક્ષમા માગી.

મહારાજશ્રી કુલ્લા ગયા અને ત્યાં એક સાધર્મી વાત્સલ્ય પણ થયું.

કુલ્લાથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા પાલી પધાર્યા. પાલીમાં સમારોહની સાથે નગરપ્રવેશ થયો. પૂજા—પ્રભાવના—નોકારશી થયાં. એક પાઠશાળા પણ સ્થાપિત કરી.

પાલીથી આપ જાડણ પધાર્યા. પાલીના ૫૦-૬૦ ભાઈઓ પણ સાથે આવ્યા. જાડણમાં કુસંપ હતો તેને માટે આપણા ચરિત્રનાયકે ભારે પ્રયત્ન કર્યો અને તે કુસંપ દૂર થયો. પછી દહેરાસરના જીર્ણોદ્ધાર વિષે વાત કરી અને આપના ઉપદેશથી મંદિર તથા ધર્મશાળાના જીર્ણોદ્ધાર માટે ફંડ થયું. પાલીના ભાઈઓએ પણ પોતાનો ફાળો આપ્યો. અહીં કેટલાક સ્થાનકવાસી ભાઇઓએ મહારાજશ્રી પાસે પૂજા—પાઠના નિયમ લીધાં અને આપનો વાસક્ષેપ લીધો.

અહીંથી આપ સોજત પધાર્યા. સોજત શહેરમાં દસ મંદિરો છે. તેની વ્યવસ્થા બરાબર નહોતી. મહારાજશ્રીએ ઉપદેશ આપી 'શ્રી શાન્તિ વર્ધમાન પેઢી'ના નામથી પેઢી સ્થાપન કરાવી અને તે દ્વારા મંદિરોના જીર્ણોદ્ધારનું કાર્ય શરૂ કરવામાં આવ્યું. અહીં કેટલાક શ્રાવકો સ્થાનકવાસી પંથ તરફ ઢળતા માલુમ પડતા હતા તે મહારાજશ્રીના ઉપદેશથી પક્કા પ્રભુપૂજક થઈ ગયા.

અહીંથી વિહાર કરતા અને ગ્રામવાસીઓને ઉપદેશ આપતા આપ કાપડોજી તીર્થની યાત્રા કરી. અહીં લોકોને ઉતરવા માટે બહુજ મુશ્કેલી રહેતી હોવાથી મહારાજશ્રીએ ઉપદેશ દઈને કાપડોજીમાં એક ધર્મશાળા માટે નિર્ણય કરાવી તેનું ખાતમુહૂર્ત કરાવ્યું.

અહીંથી બ્યાવર પધાર્યા. અહીં અઠ્ઠાઈ મહોત્સવ કરવામાં આવ્યો તથા શાન્તિસ્નાત્ર થયું.

ધૂલચંદજી કાંકરીયા તથા શાહજી ઉદયમલજીને આપસમાં ઘણા વખતથી વૈમનસ્ય હતું. બે ભાઈઓને ત્રીસ

વર્ષથી આપસમાં અબોલા હતા. મહારાજશ્રીના પ્રયત્નથી અને ઉપદેશથી એ ભાઈઓએ મનદુઃખ ત્યાગીને સુમેળ સાધી લીધો. ધૂલચંદજી કાંકરીયાએ પોતાની પચીસ હજારની કીમતની હવેલી પાઠશાળા માટે આપી અને પોતાની વીમાની પોલીસી જે પાંચ હજારની હતી તે પાઠશાળાના નિર્વાહ માટે આપી. અહીંથી વિહાર કરી ગ્રામાનુગ્રામ ઉપદેશામૃતનું પાન કરાવતા સં. ૧૯૭૭ ના ચૈત્ર સુદી ૯ ના દિવસે બીકાનેરમાં ધૂમધામપૂર્વક નગરપ્રવેશ કર્યો. અઢી હજાર સ્ત્રીપુરુષ આપશ્રીના સામૈયામાં હતા. ચૌરાસીગચ્છના ઉપાશ્રયમાં સ્થિરતા કરી. અહીં આપે ભગવતી સૂત્રની વાચના શરૂ કરી. ભગવતીસૂત્ર પણ એવી સરસ રીતે આપ સમજાવતા હતા કે હંમેશા લગભગ દોઢહજાર સ્ત્રીપુરુષો વ્યાખ્યાનમાં આવતાં હતાં.

× × ×

"સ્વામીજી! હું તો આપનો સુધાસમાન ઉપદેશ સાંભળી મુગ્ધ થયો છું." મંગળચંદ ભાદાણી નામના એક બ્રાહ્મણે આવી મહારાજશ્રીને નમસ્કાર કર્યા.

"જૈન ધર્મના સિદ્ધાંતો સર્વમાન્ય છે. જૈન ધર્મનો આચાર પવિત્ર જીવનની દૃષ્ટિએ રચાયેલો છે. આત્મશુદ્ધિનો માર્ગ સરળ કરવાના અમારા પૂર્વજોના પ્રયત્નો આ આચારમાં સ્પષ્ટ દેખાય છે. તમે તો અમારા પડોશી છો. તો તમને તો લાભ થવો જ જોઇએ." આપણા ચરિત્રનાયકે જૈન ધર્મનું રહસ્ય સમજાવ્યું.

"સાહેબ! હું બ્રાહ્મણ છું. બે પૈસા પાસે પણ છે.

આ ઉપાશ્રયની પાસે જ મારી હવેલી છે. હું એક દિવસ ઉપાશ્રયની ધામધૂમ જોઈને આવ્યો ને જ્યારે મેં આપની અમૃતવાણી સાંભળી ત્યારથી હું ને મારી ગૃહિણી બને તેનો લાભ લઈએ છીએ."

"બહુ આનંદની વાત છે. તમારે હવે જૈન ધર્મના જરૂરી આચાર પણ પાળવા જોઈશે ખરુને?" મહારાજશ્રીએ હસતાં હસતાં શ્રાવક બનવાની યુક્તિ બતાવી.

"દયાળુ! આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે. પણ મારાથી થઈ શકે તે આચાર હું જરૂર પાળીશ."

"સપ્ત વ્યસન વિષે તમે વ્યાખ્યાનમાં સાંભળ્યું છે. કંદમૂળ વિષે પણ આપણે ચર્ચા કરી છે. રહી રાત્રિભોજનની વાત, તે માટે મારો હમણાં આગ્રહ નથી પણ ચોમાસાના ચાર માસ તેનો ત્યાગ કરશો તો પછી તમે જ હમેશાંને માટે તેનો આગ્રહ રાખશો."

"કૃપાનિધાન! સપ્ત વ્યસન અને કંદમૂળ ત્યાગની પ્રતિજ્ઞા આપો. નિત્ય દેવદર્શન પણ કરીશ અને ચાતુર્માસમાં તો રાત્રિભોજનનો ત્યાગજ રાખીશ."

"ધન્ય! ધન્ય! ગુરુદેવના ઉપદેશમાં કેવા રંગાઈ ગયા છે." પાસેના શ્રાવકોએ ધન્યવાદ આપ્યા. આપણા ચરિત્રનાયકે આ વર્ષમાં જગત્પૂજ્ય શ્રી હીરવિજયસૂરીશ્વરની જયન્તીની શરૂઆત બીકાનેરમાં કરી અને હિંદુસ્થાનભરમાં જયન્તીઉત્સવ ઉજવવા માટે પ્રેરણાત્મક આંદોલન કરવામાં આવ્યું.

અહીં ચાતુર્માસમાં આપે એક પાંચ જ્ઞાનની અને બીજી સમ્યગ્ દર્શનની એમ બે પૂજાઓ બનાવી.

અજમેર, સોજત, નાગોર, મુંબઈ, પાટણ અને અમદાવાદ આદિ શહેરોના ભાઈઓ આપને વંદણા કરવા આવ્યા હતા. પંજાબ શ્રીસંઘનું એક પ્રતિનિધિમંડળ આપને પંજાબનું આમંત્રણ આપવા આવ્યું હતું–તે વખતે પંજાબીભાઈએ એક દર્દભરી પ્રાર્થના ગુરુદેવને કરી હતી, તે હજી પણ શ્રોતાઓના કાનમાં ગુંજે છે.

અહીં બીકાનેરમાં તપશ્ચર્યા ઘણી સારી થઈ. ચાર માસખમણ, પાંચ પાક્ષિક, પંદર અઠ્ઠાઈઓ, બસો અઠમ અને બસો છઠ, મહારાજશ્રીએ પણ માત્ર ૧૨ દ્રવ્યની છૂટ રાખી હતી.

આ રીતે સં. ૧૯૭૭ નું પાંત્રીસમું ચાતુર્માસ બીકાનેરમાં સંપૂર્ણ થયું.

અહીંથી કારતક વદી ૫ ના દિવસે આપે વિહાર કર્યો વિહાર કરીને એક ગામમાં આવ્યા. ઉપાશ્રય તો કચેરી બની હતી. એક ધર્મશાળામાં ઊતર્યા. પં. શ્રીલલિતવિજયજી ગામના ઠાકોરને ત્યાં ગોચરી ગયા. ત્યાં ચૂલા પર ખીર ચડતી હતી. ઠાકોરે તે લેવા બહુ આગ્રહ કર્યો પણ પંન્યાસજીએ સાધુના આચાર કહી બતાવ્યા. પંન્યાસજીની મીઠી મધુરી સંસ્કૃતમય વાણીથી ઠાકોરને બહુ જ પ્રસન્નતા થઈ.

તે સમય મેળવી મહારાજશ્રી પાસે આવ્યા. આપણા ચરિત્રનાયકે તેમને ધર્મનું રહસ્ય અને જીવનની સાર્થકતા

શામાં છે તે સમજાવ્યું. ઠાકોર બહુ પ્રસન્ન થયા. ઉપાશ્રય જે બહુ જ વિશાળ અને સુંદર હતો, અને જેમાં રાજકર્મચારીનું દફતર રહેતું હતું: તે શ્રાવકોને અપાવી દેવા તેમણે વચન આપ્યું. તેમણે જણાવ્યું કે આપ જેવા વિદ્વાન પુરુષો આ ઉપાશ્રયમાં પધારશે તેનો તો ખ્યાલ જ નહિ.

અહીંથી વિહાર કરી લૂણુકરણસર, મહાજન આદિ ગ્રામોમાં થઈને સૂરતગઢ પધાર્યા. અહીં આર્યસમાજીભાઈઓ તથા સનાતની ભાઈઓ મહારાજશ્રીને મળવા આવ્યા. તેમની સાથે ચાર દિવસ સુધી 'ઈશ્વર જગત્કર્તા છે કે નહિ?' તે વિષે ચર્ચા ચાલી. મહારાજશ્રીએ યુક્તિપૂર્વક તેઓને સમજાવ્યા અને તેઓને વાર્તાલાપથી પ્રસન્નતા થઈ.

સૂરતગઢ, હનુમાનગઢ વગેરે ગામોમાં વિચરી ઉપદેશામૃતનું પાન કરાવતા, લોકોને ધર્મમાં દઢ કરતા ડબવાલીથી મંડી પધાર્યા અને પંજાબમાં પ્રવેશ કર્યો.

ગોડવાડના ઉદ્ધાર માટે ભારે પરિશ્રમ કર્યો. જગ્યાએ જગ્યાએ જ્ઞાનપ્રચારનો ઉપદેશ આપ્યો. ગામેગામ ફંડ કરવામાં આવ્યાં. વિશેષ કાર્ય માટે એક ને બદલે બે ચાતુર્માસ ગોડવાડમાં જ કર્યાં પણ ગોડવાડની ઉન્નતિના સમયનો પરિપાક નહિ થયો હોય તેથી પ્રયત્નો પૂરા સફળ ન થયા, માત્ર જગ્યાએ જગ્યાએ પાઠશાળાઓ સ્થાપન થઈ.




[ ૪૬ ]

## પંજાબ-પ્રવેશ

આજ પંજાબના ગામેગામના સ્ત્રી-પુરુષોનાં હૃદય આનંદથી નાચી ઊઠયાં છે. ઘણા ઘણા વર્ષો પછી પોતાના પ્યારા ગુરુદેવે પંજાબમાં પગલાં કર્યાં છે. વર્ષોની વિનંતિઓ અને પ્રાર્થનાઓ આજે ફળી છે. ગુરુદેવ શ્રીમદ્ આત્મા-રામજી મહારાજનો આ બગીચો વર્ષોથી ઉજ્જડ પડેલો તે આજે હર્યોભર્યો દેખાય છે. મારવાડમાં લૂંટારાનો પરિસહ સહન કરીને, ટાઢ-તડકો વેઠીને, ગોચરીપાણીની પરવા કર્યા વિના, આજે કુશળતાથી ગુરુવર્ય શ્રી વલ્લભવિજયજી મુનિમંડળ સહિત પ્રવેશ કરે છે.

હુશિયારપુરના અહોભાગ્ય કે પ્રથમ પ્રવેશનું માન મળ્યું. ગુરુવર્યના સ્વાગત માટે શહેરેશહેર અને ગામેગા-મથી સ્ત્રી-પુરુષો, યુવકો અને વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં આવી પહોંચ્યા છે. શહેર ધ્વજા-પતાકા અને દરવાજાના સુશોભનથી શોભી રહ્યું છે. બજારોમાં સજાવટ કરવામાં

આવી છે. ભજનમંડળીઓ ગોઠવાઈ ગઈ છે. હજારો સ્ત્રી પુરુષો સામૈયામાં છે. સાત આઠ હજાર માણસોની મોટી મેદની જામી છે. ત્રણ કલાક જુલૂસ આખા શહેરમાં ફર્યું. સ્થાન સ્થાન પર ભજનમંડળીઓએ ભજન ગાઈને જનતાને મુગ્ધ કરી. જગ્યાએ જગ્યાએ શરબતની વ્યવસ્થા હતી. મુસલમાન–સનાતની–સ્થાનકવાસી અને શ્વેતાંબરની સેવા સમિતિઓ પ્રબંધ કરવા સાથે હતી. હજારો સ્ત્રી–પુરુષો પંજાબના પ્યારા ગુરુના દર્શન માટે ખડેપગે ઊભાં હતાં. જગ્યાએ જગ્યાએ ગુરુવર્યને વધાવવામાં આવતા હતા. સ્વાગતમાં હિંદુ–મુસલમાન–શીખ–આર્યસમાજી અને અધિકારી વર્ગની બહુ મોટી સંખ્યા હતી. જનતાનો પ્રેમ આજે માતો નહોતો.

વ્યાખ્યાનમંડપ પાસે ગુરુમહારાજની સામે હજારો સ્ત્રી–પુરુષો શાંતિથી બેસી ગયા. લાલા દોલતરામજીએ એકસો સોનામહોરનો સાથિયો કરી વંદણા કરી. મહોરોથી ગુરુવર્યને વધાવ્યા.

ધન્ય એ ભક્તિ, ધન્ય એ ગુરુ !

ગુજરાનવાલા ભજનમંડળીની ગુરુ–પ્રાર્થના થયા પછી પંજાબના શ્રી સંઘે ગુરુદેવનું સ્વાગત કરતાં અભિનન્દન પત્ર આપ્યું. તેનો અનુવાદ નીચે આપવામાં આવ્યો છે.

ॐ अर्हम् ।

सूरि श्री विज्यानंद प्रशिष्यं शान्त चेतसम् ।
जैनधर्मधूरंवंदे, वल्लभं मुनि वल्लभं ॥

પ્રાતઃસ્મરણીય, પૂજ્યપાદ, ન્યાયામ્ભોનિધિ, જૈનાચાર્ય

શ્રીમદ્ વિજયાનંદસૂરિ–આત્મારામજી મહારાજના પ્રશિષ્ય-રત્ન પ્રૌઢ–વિદ્વાન, જૈનભૂષણ, મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજ !

**અમે** સમસ્ત શ્રીસંઘ પંજાબ, જેમાં દિલ્હી, મીરટ અને બીકાનેર પણ સમ્મિલિત છે–અમારી અનન્યભક્તિ-ભાવના અને ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી, આ હોશિયારપુર નગરમાં આપશ્રીનું સ્વાગત કરીએ છીએ. આ તુચ્છ સન્માનપત્ર આપની સેવામાં અર્પણ કરીએ છીએ. આશા છે આપ તેનો સ્વીકાર કરી અમ સેવકોને અનુગ્રહીત કરશો.

ગુરુરાજ ! આપશ્રીને માટે અમારા દિલોમાં જે શ્રદ્ધા અને ભક્તિભાવ છે તેને શબ્દોદ્વારા પ્રકટ કરવાને અમે સર્વથા અસમર્થ છીએ.

આપનું જીવન જૈનધર્મનો ઉચ્ચ આદર્શ, સાદગી અને પવિત્રતાનો એક ખાસ નમૂનો છે. આપનું નામ વલ્લભ છે પણ ખરેખર આપ કાર્યોમાં પણ વલ્લભ જ છો. આપ જેવા રત્નોથી જ જૈનસમાજ ગૌરવશાળી બની રહ્યો છે. આપ સત્ય અને પ્રેમની જીવતી–જાગતી મૂર્તિ છો. તેથી આપને સાચા સત્યાગ્રહી કહેવા જોઈએ.

સંયમ–સંન્યાસવ્રત ગ્રહણ કરવાના સમયથી આપે કુલ બુરાઈઓનો સાચા દિલથી ત્યાગ કર્યો છે તેથી આપ સાચા અસહયોગી છો.

ગુરુવર્ય ! આપના ઉચ્ચ અને અનુકરણીય જીવનનો વિચાર કરતાં કરતાં અમારાં મસ્તક શ્રદ્ધા અને ભક્તિભા-વથી નમ્ર થઈને આપના પ્રશસ્ત ચરણોમાં ઝુકી પડે છે.

•

અધિક શું કહેવું, અમે આપશ્રીના ગુણાનુવાદમાં સર્વથા અસમર્થ છીએ.

પૂજ્ય મુનિરાજ! સ્વર્ગવાસી ગુરુમહારાજ (શ્રી આત્મારામજી) પછી આપે પંજાબના જૈનસમાજ ઉપર જે ઉપકારમયી મમતા રાખી છે તે માટે અમે આપના સદાના ઋણી રહીશું.

આપનો અસીમ વિદ્યાપ્રેમ કોઈથી અજાણ્યો નથી. મુંબઈનું 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય' અને પાલનપુરનું 'જૈન એજ્યુકેશન ફંડ' આદિ સંસ્થાઓ—જે આપના ઉપદેશથી સ્થાપન થયેલી છે તે આપની શિક્ષાભિરુચિનું જીવતું-જાગતું દૃષ્ટાંત છે.

આ ઉપરાંત ગૂજરાત, કાઠિઆવાડ અને મારવાડ આદિ દેશોમાં પગે ચાલીને વિહાર કરીને શિક્ષાપ્રચાર અને સમાજસુધારને માટે આપે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે જૈનસમાજ આપનો સદા આભારી રહેશે.

પંજાબ ભૂમિને માટે આજનો દિવસ મહાન સૌભાગ્યનો છે. આ સમયે આપનું અહીંનું પદાર્પણ એક વિશેષ ગૌરવની વાત છે. આ વખતે પંજાબના શ્રીસંઘની જે કાયાપલટ થઈ છે, તે આપના જ અતિશયવિશેષનું ફળ છે. જૈનસમાજના સ્ત્રીપુરુષોનું આ સમયે મલમલ અને રેશમને બદલે માત્ર ખાદીના વેશમાં હાજર રહેવું, આપના આગમનના પ્રભાવનું પ્રત્યક્ષ ફળ છે.

અન્તમાં આપશ્રીના પવિત્ર ચરણોમાં અમારી સવિનય પ્રાર્થના છે કે, આપ આપના શિષ્ય પરિવાર સહિત આ

પંજાબ-ભૂમિ જેણે શ્રી વિજયાનંદસૂરિ જેવા ધર્મોદ્ધારક રત્ન પેદા કર્યા છે તે દેશમાં એક એવો છોડ લગાવો કે જેનાં અમૃત ફળોથી અમે અને અમારાં સન્તાનો અમરતા મેળવીને સાચા સુખની પ્રાપ્તિ કરી શકીએ.

ફાલ્ગુન સુદી ૫ શુક્રવાર
સં. ૧૯૭૮
તા. ૨-૩-૨૨

અમે છીએ
આપના નમ્ર સેવકો
સમસ્ત પંજાબના જૈનો

અભિનન્દન વંચાઈ ગયું. સર્વત્ર શાંતિ પથરાયેલી હતી. આપણા ચરિત્રનાયક પંજાબના સમસ્ત સંઘોનો મીઠો મધુરો પ્રેમસંબંધ જોઈ રહ્યા હતા. હજારો સ્ત્રી-પુરુષો ખાદીના પવિત્ર વેશમાં ગુરુમહારાજની અમૃતવાણી સાંભળવા ઉત્સૂક હતા. પંજાબની રક્ષા, ગુરુદેવનો સંદેશ, ગુરુદેવની અંતિમ ભાવના; સરસ્વતી મંદિરનો વિચાર, રાષ્ટ્રીય લહેર અને પંજાબના ઉત્થાન માટેની તમન્ના એમ એક પછી એક વિચારો સન્માનપત્ર સાંભળતાં સાંભળતાં થઈ આવ્યા. ગુરુદેવની મનોહર મૂર્તિ જોતાં જ ગુરુદેવ યાદ આવી ગયા. બે અશ્રુબિન્દુઓ ચક્ષુઓના ખૂણામાં ભરાઈ આવ્યાં અને ગુરુદેવને સ્મરીને અસીમ શાંતિના મધુર વાતાવરણમાં ઊભા થયા.

"મહાનુભાવો! સમસ્ત શ્રીસંઘ પંજાબ! આપ લોકોએ મારો એટલો ભાવપૂર્ણ સત્કાર કર્યો છે કે હું મારું નહિ પણ પ્રાતઃસ્મરણીય ગુરુમહારાજનું માન સમજું છું અને તે માટે તમારું સન્માન સહર્ષ સ્વીકારું છું.

જો તમારામાં સાચી ગુરુભકિત છે, તો તમે તમારા

અંતઃકરણથી મારું નહિ પણ ગુરુમહારાજનું એક એવું સ્મારક કરો જેનાથી સ્વર્ગીય ગુરુદેવના આત્માને પરમ સંતોષ થાય, અને હું પણ આનંદનો ઉપભોગ કરી શકું.

તે સ્મારક છે એક 'આત્માનંદ જૈન કોલેજ'ની સ્થાપના. ગુરુમહારાજ વારંવાર ફરમાવતા હતા કે, પંજાબમાં જ્યારે દેવમંદિરો ઘણાં થઈ જશે ત્યારે સરસ્વતી-મંદિરો તૈયાર કરાવીશ.

સજ્જનો ! પંજાબમાં દેવસ્થાન ઘણી સારી સંખ્યામાં બનાવરાવી તમે ગુરુદેવની એક ભાવનાને પૂર્ણ કરી છે. હવે બીજી ભાવના સરસ્વતીમંદિર બનાવીને પૂર્ણ કરીને ગુરુદેવના આત્માને પરમ સંતોષ પ્રદાન કરો અને ગુરુઋણથી મુકત થાઓ.

"આપના માનપત્રની સાર્થકતા હું તે દિવસે સમજીશ જે દિવસે તમે પંજાબમાં ગુરુદેવના નામની કૉલેજ બનાવી દેશો. જે દિવસે હું કોસો દૂરથી આત્માનંદ જૈન કૉલેજના આલિશાન મહાલયો જોઈ શકીશ, તે દિવસે હું સમજીશ કે આપે સાચા દિલથી મને સન્માનપત્ર આપ્યું છે.

જે દિવસે ભારત વર્ષના ખૂણેખૂણામાં એ ચર્ચા ચાલશે કે જૈનધર્મના સાચા ધારકો—સાચા જ્ઞાતા અને ઐહિક વિદ્યામાં પારંગત તો આત્માનંદ જૈન કૉલેજમાંથી નીકળે છે, તે દિવસ હું મારા જીવતરની મોટામાં મોટી ઐહિક સાધનાને તમે પૂર્ણ કરી એમ સમજીશ.

જ્યાં સુધી એ યોજના મૂર્ત સ્વરૂપ ન લ્યે ત્યાં સુધી હું તો માનું છું કે તમારી 'આત્મારામજી મહારાજની

જય,' 'વલ્લભવિજયજીની જય' બોલવી અને મારો ગ્રામાનુગ્રામ પંજાબમાં વિચરી ઉપદેશ દેવો બધું નિરર્થક છે.

શાસનદેવ તમને સદ્બુદ્ધિ અને શકિત આપે કે તમે આ મનોકામના પૂર્ણ કરી શકો."

પંજાબના શ્રીસંઘમાં આ મનોવેધક અને આકર્ષક વાણીએ વીજળીશો ચમત્કાર કર્યો. હૃદયેહૃદય હાલી ઊઠયાં. એક એક વ્યકિતમાં ગુરુમહારાજના સાચા સ્મારક માટે ભાવના જાગી ઊઠી. એ વખતના શ્રીસંઘ પંજાબના હૃદયનઃ ભાવો અજબ હતા. હજારો ચક્ષુઓ સ્વર્ગીય ગુરુદેવના સ્મરણથી ભીની થઇ ગઈ. એજ દિવસે પંજાબ-શ્રીસંઘે પંજાબ મહાવિદ્યાલય-કોલેજને માટે ફંડ શરૂ કર્યું. લગભગ બે લાખ રૂપીઆ જોતજોતામાં લખાઈ ગયા. પુરુષોજ નહિ સ્ત્રીઓમાં પણ ભારે ઉત્સાહ હતો. અનેક બહેનોએ પોતાનાં ઘરેણાં ઉતારી ઉતારી આ મહાવિદ્યાલયને માટે દાન કર્યાં.

કેવો વાણીનો ચમત્કાર, કેવો ગુરુપ્રેમ, ગુરુદેવના સ્મારકની કેવી તમન્ના, વિદ્યાપ્રચારની કેવી અમરભાવના, જૈન ધર્મના ઉદ્યોતની કેવી ઉત્સૂકતા, શ્રીસંઘની કેવી શ્રદ્ધા અને ગુરુ તથા સંઘનો કેવો અનુપમ પ્રેમસંબંધ ? આજનું અજબ દૃશ્ય દેવોને પણ નિહાળવા જેવું ખરું.

ત્રણ દિવસ ઉત્સવ રહ્યો. સાર્વજનિક વ્યાખ્યાન પણ થયાં. ભારતભૂષણ મદનમોહન માલવીયાજી આ દિવસોમાં અહીં આવેલા. તેમની સાથે આપણા ચરિત્રનાયકનું મિલન થયું. લગભગ અર્ધો કલાક આપ અને માલવિયાજી વાર્તા-લાપ કરતા રહ્યા.

* * *

પંજાબની ભૂમિમાં આપણા ચરિત્રનાયક પધાર્યા અને ડબવાલીમંડીમાં પંજાબના શ્રીસંઘે આપનું ભવ્ય સ્વાગત કર્યું. બધા સંઘોએ પોતપોતાના શહેરમાં ચાતુર્માસ માટે વિનતિ કરી.

મહારાજશ્રીએ જણાવ્યું. "શ્રીસંઘ પંજાબ મળીને નિર્ણય કરે ત્યાં હું પહેલાં આવવા માટે તૈયાર છું. પણ ચાતુર્માસ માટે વર્ષોથી અંબાલાનિવાસી ધર્મનિષ્ઠ લાલા ગંગારામજીનો આગ્રહ હોવાથી અમે બધા મુનિઓ અંબાલામાં ચાતુર્માસ કરીએ તો સારું તેમ મારી ભાવના છે. વળી મેં પંજાબમાં વિચરતા વૃદ્ધ મુનિ મહારાજશ્રી સુમતિવિજયજી મહારાજ અને પં. સોહનવિજયજી આદિને પણ અંબાલા મળવા માટે પહેલેથી જણાવી દીધું છે. આ ઉપરાંત અંબાલાની શ્રી આત્માનંદ જૈન સ્કૂલના વિકાસ માટે પ્રયત્ન કરવાની મારી ભાવના છે."

શ્રીસંઘ પંજાબે મળીને સર્વ સમ્મતિથી એવો નિર્ણય કર્યો કે મહારાજશ્રી પહેલાં હોશિયારપુરમાં પધારે ત્યાં લાભની સંભાવના વિશેષ છે.

ડબવાલીમંડીથી વિહાર કરી આપ ભટિંડા પધાર્યા. હિંદુ-મુસલમાન ભાઈઓએ આપનું સ્વાગત કર્યું. અહીં સાર્વજનિક વ્યાખ્યાન થયું. ઘણા લોકોએ માંસમદિરાનો ત્યાગ કર્યો. અહીંથી જેતો, કોટકપૂરા થઈ ચાંદા પધાર્યા. રસ્તામાં બે સાધુઓને જ્વર આવી ગયો તે વખતે પોતે બન્નેની ઉપાધિઓ લઈ લીધી. કેવી સમયજ્ઞતા! આગળ

પંન્યાસજી શ્રી લલિતવિજયજી જઈ રહ્યા હતા. તે આ દૃશ્ય જોઇ ચકિત થઈ ગયા. આપની પાસેથી બધી સામગ્રી પોતે લઈ લીધી.

ચાંદાથી વિહાર કરી તલવંડી થઇ આપ જીરા પધાર્યા. અહીં આપના બે સાર્વજનિક વ્યાખ્યાન થયાં. તેમાં અધિકારી વર્ગ પણ આવતા હતા. અહીં બે ભાઈઓના મુકદ્દમા ચાલતા હતા. તેઓને સમજાવી આપે સમાધાન કરાવ્યું.

જીરાથી સુલતાનપુર, કપૂરથલા, કત્તરિપુર આદિ સ્થાનોમાં થઈને ખુર્દપુર પધાર્યા. ગુજરાંવાલાથી વિહાર કરી શ્રી સુમતિવિજયજી સ્વામી તેમજ પં. શ્રી સોહનવિજયજી પણ અહીં આવી મળ્યા. અહીંથી વિહાર કરી આપ નસરાલા ગામમાં પધાર્યા. બધા સાધુઓ અહીં મળી ગયા. હુશિયારપુરથી શ્રી વિબુધવિજયજી તથા શ્રી વિચક્ષણવિજયજી પણ અહીં આવી પહોંચ્યા.

ફાગણ સુદી પંચમીના દિવસે આપે સર્વ સાધુઓ સહિત હોશિયારપુરમાં પ્રવેશ કર્યો અને ગુરુદેવના સ્મારકમાં શ્રી આત્માનંદ જૈન મહા વિદ્યાલયની સ્થાપના માટે આપની પ્રેરણાથી ફંડ થયું.

× × ×

દેશમાં રાષ્ટ્રીય આંદોલન ચાલી રહ્યું હતું. સ્વદેશી વસ્તુઓને માટે દેશભરમાં મોટી હલચલ મચી હતી. મહાત્મા ગાંધીજી હિંદભરના પ્રવાસે નીકળ્યા હતા. ખાદીના પોષાક માટે જગ્યાએ જગ્યાએ પ્રચાર થઈ રહ્યો હતો. હજારો-લાખો લોકો મલમલ અને રેશમી વિલાયતી વસ્ત્રોનો ત્યાગ

કરી જાડી પણ સ્વદેશી ખાદી ધારણ કરવા પ્રતિજ્ઞા લઈ રહ્યા હતા. આપ પણ જ્યારે બીઆવરમાં હતા ત્યારે જ વિચારી રહ્યા હતા કે મિલના કપડાં પહેરવાં ધાર્મિક દૃષ્ટિએ ઉચિત છે કે કેમ? છેવટે આપે નિર્ણય કર્યો કે અનુચિત છે. કારણ મિલના કપડામાં ચરબી લાગે છે અને ચરબી હિંસા વિના થતી નથી, તેથી બીકાનેરમાં આપે શુદ્ધ ખાદી પહેરવી શરૂ કરી હતી.

પંજાબના પ્રવેશ સમયે તો આપની ભાવના હતી કે પંજાબ શ્રીસંઘ શુદ્ધ ખાદીના પવિત્ર પોષાકમાં જ સજ્જ થઈને હુશિયારપુરના પ્રવેશ સમયે આવે અને એમજ બન્યું, સ્ત્રી–પુરુષો બધાં ખાદીમાં આવ્યાં હતાં. એ દૃશ્ય પણ મનોહર હતું.

મહાવીર જયન્તી ખૂબ ઠાઠમાઠથી ઉજવવામાં આવી. તે પ્રસંગે મહારાજશ્રીએ અહિંસાની દૃષ્ટિએ ખાદીની આવશ્યકતા ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું અને તેના ફલસ્વરૂપ નીચે પ્રમાણે ઠરાવો થયાઃ

૧ અપવિત્ર કેશરનો પૂજામાં ઉપયોગ ન કરવો.

૨ પ્રભુપૂજામાં હાથથી કાંતેલા અને હાથે વણેલા શુદ્ધ સ્વદેશી વસ્ત્રો જ પહેરવાં.

૩ મિલના અને ચરબીવાળા અપવિત્ર કપડાં પહેરીને પ્રભુપૂજા ન કરવી.

૪ અંગ લુછના—પ્રભુના શરીર લુછવાના કપડાં પણ એવાં જ પવિત્ર હોવાં જોઈએ.

૫ મંદિરમાં નૈવેદ્ય પણ દેશી સાકરનું હોવું જોઈએ.

હોશિયારપુરથી ફગવાડા થઈ ફિલોર પધાર્યા. અહીંથી આહાર કરી બપોર પછી નીકળ્યા પણ ચાલતાં ચાલતાં સાંજ પડી જવાથી માર્ગમાં જ એક આમ્રવૃક્ષની નીચે રાત્રિવાસો રહ્યા.

અહીંથી લુધિયાના પધાર્યા. સમારોહપૂર્વક નગરપ્રવેશ થયો. ઉપાશ્રયમાં એટલી તો ભીડ થઇ કે આગળની દીવાલો તોડી નાંખવી પડી. હિંદુમુસલમાન ભાઈઓ વ્યાખ્યાનમાં આવ્યા હતા. એક મુસલમાન કુટુંબે માંસાહારનો ત્યાગ કર્યો.

એક બ્રાહ્મણનો છોકરો શરાબી હતો, તેને સમજાવી શરાબનો ત્યાગ કરાવ્યો અને તેણે વ્યાખ્યાનમાં ઊભા થઇને પ્રતિજ્ઞા લીધી.

અહીં ચાતુર્માસ માટે શ્રીસંઘ તેમજ હિંદુ મુસલમાનભાઈઓએ પણ પ્રાર્થના કરી, એટલું જ નહિ પણ "આપ ચાતુર્માસ રહો તો ત્રીસ–ચાલીશ હજાર ફંડ થશે અને પાઠશાળા સ્થપાશે" તેમ જણાવ્યું પણ પંજાબનાં શ્રીસંઘે મળીને અંબાલાનું ચાતુર્માસ નક્કી કર્યું હોવાથી ત્યાં ન રહી શકયા.

અહીં શ્રી આત્મારામજી મહારાજની જયન્તી બહુ આનંદપૂર્વક ઉજવવામાં આવી. બે હજાર ભાઈબહેનો હાજર હતા. જયન્તીની યાદમાં ઘણા લોકોએ એવી પ્રતિજ્ઞા લીધી કે ચરબીવાળા અપવિત્ર વસ્ત્રો લગ્નાદિ પ્રસંગોમાં ઉપયોગમાં ન લેવાં. આથી હજારોનો ખર્ચ પણ બચી ગયો.

લુધિયાનાથી વિહાર કરી આપ ૧૯૭૮ ના જેઠ વદ

૬ ના દિવસે અંબાલા પધાર્યા. અંબાલાએ ગુરુમહારાજનું સુંદર સ્વાગત કર્યું. સંઘમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. જ્યારે ગુરુમહારાજે નગરપ્રવેશ કર્યો અને જલૂસ ઉપાશ્રયમાં આવ્યું તે સમયે લાલા ગંગારામજીએ રૂ. ૧૦૦) અને બીજા બે ગૃહસ્થોએ રૂ. ૧૩) દાનમાં આપ્યા. આપના ઉપદેશથી આ રૂપીઆ કોંગ્રેસ અને ખિલાફત કમીટીને એ શરત પર આપવામાં આવ્યા કે નાગા—ભૂખ્યાને અન્ન અને વસ્ત્ર આપવામાં આવે. અહીં પણ આપણા ચરિત્રનાયકે રાષ્ટ્રીય અને ધર્મભાવના જાગૃત થાય તેવાં મનનીય વ્યાખ્યાનો આપ્યાં. એ વ્યાખ્યાનો ઉપરથી અંબાલાના શ્રીસંઘે જે ઠરાવ કર્યા તે ઉલ્લેખ કરવા યોગ્ય છે.

(૧) કોઈ ભાઈ વિવાહ આદિ આનંદના પ્રસંગોમાં કે બીજા કોઈ શોકજનક પ્રસંગોમાં ચરબી યુક્ત વિલાયતી કપડાં જે ધર્મવિરુદ્ધ અને અપવિત્ર ગણાય છે તે ન આપે.

(૨) લાખો કીડાની હિંસાથી બનતા રેશમી કપડાં પણ અપવિત્ર હોવાથી તેનો ઉપયોગ પણ ન કરે.

(૩) ચરબીથી બનેલા સાબુઓ પણ કોઇ ન વાપરે. ઉપરાંત અશુદ્ધ વસ્ત્ર નવાં તો કોઇ ન બનાવરાવે. માત્ર બનેલાં ઘરમાં હોય તો તેનો ગમે તે કામમાં ઉપયોગ કરી લેવો, પણ સામાયિક, પ્રતિક્રમણ, કે દેવપૂજા, દેવદર્શનમાં આ અશુદ્ધ વસ્ત્રોનો ઉપયોગ બિલકુલ ન કરવો. અશુદ્ધ કેસરનો પણ પૂજામાં ઉપયોગ ન કરવો. અશુદ્ધ ખાંડની બનેલી મીઠાઈ પણ શ્રી મંદિરજીમાં ન ચઢાવવી.

આપની ભાવના અહીંની 'આત્માનંદ જૈન મિડલ

સ્કૂલ ' ને હાઈસ્કૂલ બનાવવાની હતી. આપના ઉપદેશથી તે માટે રૂ. ૨૨૦૦૦) મળ્યા અને મકાનને માટે ઘણા વિદ્યાપ્રેમી ગૃહસ્થોએ ઓરડાઓ આપવા વચન આપ્યાં.

કાર્તિક સુદી પંચમી (૧૯૭૯) ના દિવસે ગુજરાનવાલા નિવાસી લાલા જગન્નાથજીના શુભ હસ્તે એક પુસ્તકાલયની ઉદ્દઘાટન ક્રિયા થઈ તેમાં આપે પોતાના ૩૦૦૦ લગભગ પુસ્તકો ભેટ આપ્યાં. આ ગ્રંથોમાં કેટલાંક તો બહુ જ પ્રાચીન હસ્તલિખિત હતાં. આ ઉપરાંત મહારાજશ્રીના ઉપદેશથી ૧૧ શ્રાવિકાઓએ પુસ્તકોને માટે કબાટ જ્ઞાનભક્તિ નિમિત્ત બનાવરાવી આપ્યાં હતાં.

આ ચાતુર્માસમાં તપશ્ચર્યા પણ ખૂબ થઈ. મુનિમહારાજશ્રી ગુણવિજયજી મહારાજની તપશ્ચર્યા તો અદ્ભુત ગણાય. તેમણે ૭૬ દિવસમાં માત્ર ૭ દિવસ અન્નગૃહણ કર્યું હતું.

આ રીતે સં. ૧૯૭૮ નું છત્રીસમું ચાતુર્માસ અંબાલામાં ખૂબ આનંદપૂર્વક સંપૂર્ણ થયું.

સમાનાના મંદિરની પ્રતિષ્ઠા માટે વિનંતિ આવેલી હતી તેથી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં અને ઉપદેશામૃતનું પાન કરાવતાં મહારાજશ્રી પતિયાલા થઈ સમાના પધાર્યા. અહીં આપનું અપૂર્વ સ્વાગત થયું. અહીં જૈન જૈનેતર ભાઈઓમાં કલેશ હોવાથી મુકદ્દમો ચાલી રહ્યો હતો. મહારાજશ્રીએ બન્ને પક્ષોને ખૂબ સમજાવ્યા અને સમાધાન કરાવ્યું. સં. ૧૯૭૯ ના મહા સુદી ૧૧ ના શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા આનંદોત્સવની સાથે કરાવી.

સમાનાથી વિહાર કરી આપ નાભા પધાર્યા. અહીં સ્થાનકવાસી ભાઇઓની વસ્તી અધિક છે. તેઓએ પોતાના સ્થાનકમાં પધારી વ્યાખ્યાન વાંચવાની પ્રાર્થના કરી. એથી આપ ત્યાં જઈ વ્યાખ્યાન વાંચવા લાગ્યા. નાભાથી વિહાર કરી આપ મલેરકોટલા પધાર્યા. અહીં બે મુસલમાન ભાઈઓ માંસાહાર છોડી આપના ભકત બની ગયા.

મલેરકોટલામાં શ્રી મહાવીર જયંતીનો બહુ જ સુંદર ઉત્સવ થયો. અમદાવાદ નિવાસી વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલ. એલ. બી. આપના દર્શનાર્થે આવ્યા હતા. તેમણે પણ જયન્તીના ઉત્સવમાં ભાગ લીધો. પં. શ્રી. લલિતવિજયજી મહારાજશ્રીનું પ્રભાવશાળી વ્યાખ્યાન થયું. બપોરના ભગવાન મહાવીર સ્વામીની પાલખીનું જલૂસ નીકળ્યું. તથા પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી હતી. આ પૂજાનો રંગ કાંઈ ઓરજ આવ્યો હતો. પં. શ્રી લલિતવિજયજી મહારાજશ્રીને સંગીતનું સુંદર જ્ઞાન હોવાથી તેમણે તથા કોટલાના લાલા નગીનચંદે પૂજા બહુ જ મોહકરીતે ભણાવી અને આગન્તુકોને ભારે મજા પડી.

તપસ્વીજી શ્રી ગુણવિજયજીએ ફાગણ વદી અષ્ટમીના અઠમેઅઠમે પારણાથી વરસીતપ શરૂ કર્યો. અમદાવાદ નિવાસી જવેરી ભોગીલાલ તારાચંદની પ્રેરણાથી શ્રી ચારિત્ર–પૂજા—બ્રહ્મચર્ય પૂજાનો પ્રારંભ આપણા ચરિત્રનાયકે મલેરકોટલામાં કર્યો હતો. અહીંથી વિહાર કરી લુધિયાના થઇ આપ હોશિયારપુર પધાર્યા અને સં. ૧૯૭૯ નું આડત્રીસમું ચોમાસું આપે હોશિયારપુરમાં પૂર્ણ કર્યું.



[ ૪૭ ]

## તપસ્વી જીવન

“ ગુરુદેવ ! આ તપશ્ચર્યા હવે કયાં સુધી ચાલશે ? ” પં. લલિતવિજયજીએ એક દિવસ કૃશ થઈ ગયેલા ગુરુવર્યના શરીરને નિહાળીને પૂછયું.

“ એ તપશ્ચર્યા સહેતુક થાય છે. એક મહાન કાર્યના અભિગ્રહ સ્વરૂપ એ તપશ્ચર્યાની સ્ફુરણા થઇ છે. ” ગુરુવર્યે રહસ્ય સમજાવ્યું.

“ દયાનિધિ ? તપોમૂર્તિ ! અમે જાણીએ છીએ કે બીકાનેરમાં જ આપે નિર્ણય કરેલો કે પંજાબમાં ન પહોંચાય ત્યાંસુધી હંમેશાં એકાસણું કરવું. વળી દસ દ્રવ્યથી અધિક દ્રવ્ય ન લેવાનો પણ આપનો અભિગ્રહ હતો, પણ પંજાબ તો પહોંચી ગયા. હવે આ કાયાથી ઘણાં ઘણાં

સમાજ ઉત્થાન અને શાસનસેવાના કાર્ય કરવાનાં છે. કૃપા કરી અમારી પ્રાર્થના સ્વીકારી તપશ્ચર્યા ઓછી કરો."

પં. લલિતવિજયજીએ પ્રાર્થના કરી.

"ભાઈ! મારા હૃદયમાં શું ભર્યું છે તે તું નહિ સમજે, પણ પંજાબમાં આવીને એકાસણા બંધ કરવાથી કોણ જાણે મારૂં દિલ માનતું નથી. તેથી જ ફરી એકાસણા શરૂ કર્યા છે."

"કૃપાળુ ? આપની ભાવના અમને—શિષ્યોને નહિ જણાવો તો કોને કહેશો ? અમને કૃપા કરી જણાવો. અમે પણ એ ભાવનાને સિદ્ધ કરવામાં સહાયક થવા પ્રયત્ન કરીશું."

"તો તો, આનંદની વાત. તમે મારી ભાવના ક્યાં નથી જાણતા ? અને તે માટે મારી તપશ્ચર્યા છે."

ગુરુદેવ ! પણ હમણાં હમણાં તો આપ ગળપણ પણ નથી લેતા તેનું કેમ ?

"તે માટે પણ મેં પ્રતિજ્ઞા લીધી છે. જ્યાંસુધી પંજાબમાં ધાર્યું કાર્ય ન થાય ત્યાંસુધી તો મીઠાઈ બંધ જ રહેશે."

"પંજાબમાં એવું કયું કાર્ય કરવા આપના આવા અભિગ્રહ છે તે કૃપા કરી આ સેવકને જણાવો." પં. લલિતવિજયજીએ વાત જાણી લેવા પ્રયાસ કર્યો.

"પંજાબમાં એક સરસ્વતી મંદિર જોવાની મારી વર્ષોની અભિલાષા છે. સ્વર્ગસ્થ ગુરુદેવની તે અંતિમ ઇચ્છા પૂર્ણ કરવાની જવાબદારી મારી છે."

"દયાળુ ! તે માટે આપના—અમારા બધા પ્રયત્નો

ચાલુ છે અને હવે તો તેની તૈયારી છે. ફંડ પણ થયું છે."

"જયાંસુધી પંજાબના કોઈ શહેરમાં તેની શરૂઆત ન થાય ત્યાંસુધી મારા આત્માને ચેન કેમ પડે?"

"ગુરુદેવ! એકાસણા ફરી શરૂ કર્યા, દસ દ્રવ્યોથી વિશેષ ન લેવાનો નિયમ છે. વળી મીઠાઈ પણ છોડી. આટલું ઓછું છે કે ચતુર્દશી અને પૂર્ણિમા તેમજ ચતુર્દશી અને અમાવાસ્થાના છઠ કરવાનું શરૂ કર્યું છે."

"ભાઈ તપશ્ચર્યામાં મને આનંદ છે. તપશ્ચર્યાથી કર્મ પાતળાં પડે છે. આત્માને ખૂબ શાન્તિ રહે છે. મનન—ચિંતન નિદધ્યાસન થાય છે. પવિત્ર ભાવો આવે છે અને અમૃતરસના ઘુંટડા પીતા હોઈએ તેવો આત્માનંદ થાય છે." આપણા ચરિત્રનાયકે તપશ્ચર્યાનો આનંદ વ્યક્ત કર્યો.

"તરણતારણ! પણ આ શરીરની પણ દયા ચિંતવવી કે નહિ! આ શરીરથી હજી ઘણું કામ લેવાનું છે. આપનો દેહ આમ તપશ્ચર્યાથી જીર્ણ બનાવી દેવાનો નથી. તે ઉપર અમારો શિષ્યોનો, ભકતોનો, સમાજનો અને શાસનનો હક છે. વળી ઓછામાં પૂરૂં આપે બાર તિથિ મૌનવૃત્ત સ્વીકાર્યું છે. અમે તો પામર રહ્યા. આથી અકળાઈ જઈએ. આપનો સંયમ—આપની દઢતા—આપની સહનશક્તિ અને આપની તપશ્ચર્યા જરૂર જરૂર ફળશે." પન્યાસજીએ પોતાની ભાવના દર્શાવી.

"તું દુઃખી ન થા. ધર્મપસાયે બધાં રૂડાં વાનાં થઈ રહેશે. તપશ્ચર્યા વિના સિદ્ધિ નથી. તું તો મને ખૂબ સહાયક થઈ પડયો છે. વ્યાખ્યાન આદિનું કામ તેં ઉપાડી લીધું છે તેથી

તો હું નિશ્ચિંતતાથી તપશ્ચર્યા કરૂં છું. યોગ્ય ઉત્તર સાધક મળવાથી કાર્યની સિદ્ધિ થઈ શકે છે. તેથી તો કેટલાંએ સૂત્રોના સ્વાધ્યાય મારે થયા. મારી કેટલાએ વર્ષોથી અઠમ કરવાની અભિલાષા હતી તે પણ પૂર્ણ થઈ. મને તો હવે તપશ્ચર્યાથી ભારે આનંદ મળે છે." મહારાજશ્રીએ પન્યાસશ્રી લલિતવિજયજી પાસે પોતાનું હૃદય ખોલ્યું.

પંજાબ પહોંચવાની ઉતાવળ હતી. ગુરુદેવનો ધર્મ-બગીચો સૂકાઇ રહ્યા હતો. તેની જવાબદારી પોતાની હતી. ગુરુદેવે તે બગીચો લીલમલીલો—લીલોછમ હર્યોભર્યો રાખવાની આજ્ઞા આપણા ચરિત્રનાયકને કરી હતી. ગુરુદેવનું સ્મરણ હંમેશાં રહેતું અને પંજાબના બધા શહેરોના શ્રીસંઘોની વિનંતિઓ વારંવાર ગૂજરાત—કાઠિયાવાડ મારવાડ રજપૂતાના આવતી હતી. આપણા ચરિત્રનાયક પણ પંજાબ પહોંચી જવા ભારે ઉત્સુક હતા પણ મારવાડના ઉદ્ધારની દૃષ્ટિથી ત્યાં રહી ગયા અને તેથીજ જ્યાંસુધી પંજાબ ન પહોંચાય ત્યાંસુધી એકાસણાની તપશ્ચર્યા શરૂ કરી. પંજાબ પહોંચ્યા અને શિષ્યોના આગ્રહથી એકાસણા છોડયાં. દશ દ્રવ્યોની તો પ્રતિજ્ઞા હતી જ પણ એકાસણા છોડવાથી મન ખિન્ન રહેવા લાગ્યું. તપશ્ચર્યા કાર્યની સિદ્ધિમાં ઉપયોગી જણાવાથી ફરી એકાસણા શરૂ કર્યા. બબે ઉપવાસ શરૂ કર્યા એટલુંજ નહિ પણ બાર તિથિ મૌન ધારણ કર્યું અને જ્યાં-સુધી સરસ્વતી મંદિરનું ખાત મુહૂર્ત પંજાબના કોઈ શહેરમાં ન થાય ત્યાંસુધી મીઠાઈનો પણ ત્યાગ કર્યો. અઠમ કરવાની વર્ષોની અભિલાષા પણ પૂર્ણ થઇ અને પર્યુષણમાં અઠમ

લીધો અને ત્રણ ઉપવાસ હોવા છતાં ખૂબ શાંતિ અને આનંદથી સંવત્સરીના દિવસે કલ્પસૂત્ર—બારસાનું વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું.

આ અઠમ તપના પારણાના દિવસે લાલા ગુજ્જરમલ્લજીના પૌત્ર લાલા દૌલતરામજીએ રૂ. ૧૦૧) જીવદયામાં આપ્યા, બીજી રકમ પણ જીવદયામાં થઈ હતી. તે મુંબઇ મોકલવામાં આવી.

આ તપસ્વી જીવનનો આપણા ચરિત્રનાયકનો આનંદ અનુપમ હતો. હવે તો ચાર ચાર ઉપવાસ કરવાની ભાવના સેવે છે. ધન્ય એ તપસ્વી, ધન્ય એ તપશ્ચર્યા, ધન્ય એ અભિગ્રહ, ધન્ય એ પ્રતિજ્ઞા.

ધર્મ—સમાજ—પંજાબ–સંઘ અને શિક્ષણના ઉત્થાન માટેની કેવી તમન્ના !

*

તપશ્ચર્યાથી શરીર કૃશ થઈ રહ્યું હતું. શક્તિ પણ ઘટી ગયેલી હતી. ધ્યાન અને મૌન, અભ્યાસ અને અવગાહન, ચિંતન અને મનન સિવાય બીજો વિચાર નહોતો. શિષ્યો આ કૃશતા જોઈ દુઃખી રહેતા. પં. લલિતવિજયજી તો બહુજ ખિન્ન રહેતા પણ પ્રતિજ્ઞાના નામથી ચૂપ રહેતા. આજે ટપાલ આવી. ગુરુદેવ પત્રો વાંચી રહ્યા હતા. એક પત્ર વાંચીને ચિંતામાં પડી ગયા. આપ્તજન જેવા પં. લલિતવિજયજી ગુરુદેવના હૃદયની વ્યથા સમજી ગયા. શાંતિથી પાસે ગયા. તપશ્ચર્યાથી પાંસળાં દેખાતાં હતાં. પંન્યાસજીની આંખો આ જોઈ સજળ થઇ ગઈ. હિંમત

કરી અને ચિંતાનું કારણ જાણી લેવા પ્રશ્ન કર્યો.

" સદ્‌ગુરો ! આજ આપ બહુ ચિંતાતુર દેખાઓ છો. એવું શું કારણ છે? કૃપા કરી સેવકને જણાવો."

" કોણ ! લલિત ! " વિચારમગ્નતાનો ભંગ થયો હોય તેમ સામે જોયું.

" જી ! ગુરુદેવ ! આ તો નથી જોવાતું ! નથી સહાતું ! આપ મનદુઃખ જણાવો. " પંન્યાસજીએ આગ્રહ કર્યો.

" મુંબઈનો પત્ર આવ્યો છે. તમે વાંચી જુઓ અને હિમ્મત હોય તો યથાશક્તિ પ્રયાસ કરો. " આપણા ચરિત્રનાયકે પત્ર આપ્યો.

" ગુરુદેવ ! પત્ર વાંચી લીધો. શ્રી મહાવીર જૈનવિદ્યાલયના દસ વર્ષનાં વચનો પૂરા થયાં છે. અને હવે ભવિષ્યના ખર્ચની ચિંતા ઊભી થઈ છે. "

" હા ! પણ તે માટે શું કરવું? "

" કૃપાળુ ! આપ પધારો અને સેવક આપની સેવા કરવા તૈયાર છે. "

" પણ ભાઈ! તમે જ વિચારી જુઓ, હજી તો પંજાબમાં પગ મૂકયો છે. અહીં પણ વર્ષોનું કામ અધૂરું પડયું છે. હવે તો શી રીતે મુંબઈ પહોંચાય.

" તો આપની જેવી આજ્ઞા. આપની શું ઇચ્છા છે?

" મને એક વિચાર આવે છે. પણ....

" કૃપાનાથ ! આપ જરૂર ફરમાવો. શકય હશે તો સેવક તૈયાર છે.

" મારી એજ ઇચ્છા છે કે તમે હિમ્મત કરીને ઉપડો. ગુરુદેવ તમારું કાર્ય સફળ કરશે. હું અહીંનું સંભાળીશ. ત્યાંનું કામ પણ થશે અને અહીંનું કામ પણ થશે. "

" જેવી ગુરુદેવની આજ્ઞા. આપનું કલ્યાણકારી નામ અને યશોકીર્તિ સર્વત્ર સહાયક થશે તેમાં જરાપણ સંદેહ નથી. પરન્તુ મારી પણ એક પ્રાર્થના આપે સ્વીકારવી પડશે. " પં. લલિતવિજયજીએ ગુરુદેવની આજ્ઞા શિરોધાર્ય કરી.

" એવું શું છે ? નિઃસંકોચ કહો. "

" કૃપાનાથ ! આપનું શરીર તપસ્યાને યોગ્ય નથી. જુઓને કેવું કૃશ થઈ ગયું છે ? તપશ્ચર્યા કરવાનું તો આપ તપસ્વી ગુણવિજયજીને સોંપી દયો. આપ શરીરની જતના કરો. આ શરીરથી ઘણાં ઘણાં કાર્યો સાધવાનાં છે. "

" ભોળા રે ભોળા ! મારાથી તપશ્ચર્યા થાય છે જ કયાં ? અને તારું મન દુઃખાતું હોય તો હવે સંભાળીશ. "

" એમ નહિ, એકાસણાં તો બંધ જ કરો. મીઠાઈની પ્રતિજ્ઞા માટે હું પણ પ્રયત્ન કરીશ અને આપની ભાવના સફળ થશે. "

" એકાસણાથી તું નારાજ છે તો ચોમાસા પછી તો બંધ કરીશ પણ અષ્ટમી—ચતુર્દશીના ઉપવાસ અને તિથિના એકાસણા તો ચાલુ રહેશે. બાકીના દિવસોમાં બેસણું કરીશ. બસ, થયો સંતોષ ? હવે કાંઈ કહેવું છે ? " ગુરુવર્યે ખુલાસો કર્યો.

" દયાળુ! હું આપની સેવામાં પાછો ન આવી જાઉં ત્યાં સુધી દસ દ્રવ્ય વાપરવાનું કાયમ રાખશો. નિર્વાહ ભલે છ કે ચાર જેટલાથી કરવા ધારો તેટલાથી કરો પણ દસ દ્રવ્યથી ઓછાની પ્રતિજ્ઞા ન કરવી."

" જેવી તારી ઇચ્છા, હવે સુખેથી સીધાવો. મારા તમને આશીર્વાદ છે. વિદ્યાલયનું કાર્ય સફળ કરીને સુખ-રૂપ આવી જશો. મારા આત્માને આજે ખૂબ આનંદ થયો." આપણા ચરિત્રનાયકે સંતોષ વ્યકત કર્યો.

પં. લલિતવિજયજી મહારાજે આશીર્વાદ લઈને વિહાર કર્યો. આપણા ચરિત્રનાયકે મુંબઈ શ્રીસંઘ ઉપર એ વિષે એક મનનીય પત્ર લખ્યો હતો તે ' આવશ્યક પત્રો ' માં બીજા ભાગમાં આવશે.

*

પં. લલિતવિજયજીએ પોતાના શિષ્ય પ્રભાવિજયજી સાથે વિહાર કર્યો. સીધા મુંબઈ પહોંચવાના ઈરાદાથી લાંબા લાંબા વિહાર શરૂ કર્યા. ટાઢ—તડકો, ગરમી—શરદી, આહાર—પાણી, આરામ—નિદ્રા કશાનો વિચાર કર્યા વિના ગુરુદેવની આજ્ઞા નજર સમીપ રાખીને ચાલ્યા જાય છે. કોઈ કોઈ જગ્યાએ આહાર પાણી નથી મળતાં તો ચણા વહોરીને કે છાશ વહોરીને ગુજર ચલાવે છે. કોઈ કોઈ વખતે તો આરામ માટે સ્થાન મળતું નથી. મચ્છરોથી ભરેલો ઓટલો કે ખંડેર યા ઝૂંપડીમાં પણ નિર્વાહ કરવો પડે છે. લાંબા વિહારથી પગ તળવાઇ જાય છે કે ભારે પરિશ્રમથી શરીરમાં અશકિત આવે છે. ઓચિંતો કસમયે વરસાદ

આવી પડે છે કે પવનના ઝપાટા ચાલે છે. કશાની પરવા એ ગુરુભકતને નથી. એક જ ધ્યેયને દૃષ્ટિ સમીપ રાખીને ચાલ્યા જાય છે. એ વિહારના કષ્ટોના બે ત્રણ પ્રસંગો તો અજબ છે પણ તે અહીં મૂકવા જતાં આપણા ચરિત્ર-નાયકના જીવન પ્રસંગો ટૂંકાય તે દૃષ્ટિએ એટલો જ ઉલ્લેખ આપી સંતોષ ધારણ કરવો પડે છે કે પં. લલિતવિજયજી ગુરુદેવની આજ્ઞા પ્રમાણે શ્રી મહાવીર જૈન વિદ્યાલયને માટે ભારે પરિશ્રમ વેઠીને થોડા જ સમયમાં મુંબઇ પહોંચી ગયા અને જ્યારે આપણા ચરિત્રનાયકે તે વિહારના પ્રસંગો સાંભળ્યા ત્યારે ખુદ ગુરુદેવથી ધન્ય, ધન્ય, બોલાઈ ગયું. પં. લલિતવિજયજીની ગુરુભકિત માટે ભારે સન્માન ઉત્પન્ન થયું.

*

હોશિયારપુરથી વિહાર કરી આપ કાંગડાની યાત્રા માટે પધાર્યા. કાંગડાનું નામ પહેલાં નગરકોટ હતું. પ્રાચીન કાળમાં તે 'ત્રિગર્ત'ના નામથી વિખ્યાત હતું. અહીં તે સમયે ભવ્ય જીનમંદિર હતું અને જૈનોની બહુ સારી વસ્તી હતી. અહીં સરકારી કિલ્લામાં ભગવાન શ્રી આદિનાથની ભવ્ય મૂર્તિ છે. તેને જૈનોના કબજામાં લેવા માટે આપણા ચરિત્રનાયકે ઘણીવાર પ્રયત્ન કર્યા. ઘણા ઘણા પ્રયત્નો કર્યા છતાં કાંગડાની પ્રતિમા જૈનોને મળી નથી.

કાંગડાની યાત્રા કરી આપ પાછા હોશિયારપુર પધાર્યા. અહીંથી વિહાર કરી મિયાની, ઉરમડ આદિ સ્થાનોમાં જીવોને ઉપદેશામૃત પીવરાવતા આપ જંડિયાલાગુરુ પધાર્યા.

"સાહેબ! આપ ઘણા વર્ષે પધાર્યા છો. આપનું સ્વાગત તો શ્રીસંઘે કરવું જોઈએ ને!" જંડિયાલાગુરુના આગેવાને પૂછયું.

"લાલાજી! સ્વાગત વાજાગાજામાં જ છે શું?"

"પણ આપને તેમાં શું વાંધો છે? તેમાં અમારી પણ શોભા ન દેખાય."

"મેં નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી પંજાબમાં એક સરસ્વતીમંદિરની સ્થાપના ન થાય ત્યાં સુધી વાજાગાજાં સાથે પ્રવેશ ન કરવો. શાન્તિથી શહેરમાં જવું."

"સાહેબ! તે માટે પ્રયાસ તો ચાલે છે. આપના વચનમાં સિદ્ધિ છે. આપની ભાવના હવે જલ્દી પૂરી થશે."

"તો સારી વાત છે. પણ તમે શાન્તિથી પ્રવેશ થઇ શકે તેવો જ પ્રબંધ કરશો."

"જેવી ગુરુદેવની ઈચ્છા. આપનું મનદુઃખ થાય તે તો અમે પણ નથી ઈચ્છતા."

આ રીતે જંડિયાલાગુરુમાં વાજાગાજા વિના શાંતિથી પ્રવેશ કર્યો. સંઘ જો કે વાજાંઓને પાછાં મોકલવાં પડયાં તેથી ઉદાસ થયો પણ ગુરુદેવના નિર્ણય પાસે શું થાય?

અહીં કેટલાક દિવસોથી આપસમાં કલેશ ચાલી રહ્યો હતો. આપના પ્રયાસથી તે મટી ગયો અને સંઘમાં શાન્તિ થઇ.

શ્રી મહાવીર જયંતિનો ઉત્સવ સાર્વજનિક રીતે

ઉજવવામાં આવ્યો, તેમાં હિંદુ–મુસલમાન બધાએ ભાગ લીધો.

તપસ્વીજી ગુણવિજયજી મહારાજ અઠમ અઠમના પારણે વરસીતપ કરી રહ્યા હતા. વૈશાખ સુદી ૩ સં. ૧૯૮૧ ના દિવસે તેનું પારણું થયું. શ્રીસંઘે પૂજા ભણાવી અને એ ઉત્સવની યાદમાં જંડિયાલાના ઘણાએ બહેન-ભાઈઓએ જ્ઞાનદાન આપ્યું.

જે રકમ થઈ તે જંડિયાલા શ્રીસંઘને આપવામાં આવી અને શ્રીસંઘે તે રકમમાંથી એક વિદ્યાર્થીને અભ્યાસ માટે સ્કોલરશીપ આપવા નિર્ણય કર્યો અને તેજ વખતે એક ત્યાંના વિદ્યાર્થીને રૂ. ૧૦) માસિક સ્કોલરશીપ આપવામાં પણ આવી.

જંડિયાલાગુરુથી આપ અમૃતસર પધાર્યા. અહીં પણ આપે શાન્તિથી ધામધૂમ વિના પ્રવેશ કર્યો

ગૂજરાનવાલાના કેટલાક ભાઈઓ વિનતિ કરવા આવ્યા.

“ હું તો ગુરુદેવના સમાધિમંદિરનાં દર્શન કરવા ભારે ઉત્સુક છું. તે માટે જ હોશિયારપુરથી જલ્દી જલ્દી આવી રહ્યો છું. પણ મારી ભાવના—ગુરુદેવના સ્મારકરૂપ સરસ્વતી મંદિરની હજી પૂરી કયાં થઈ છે ? ”

“ સાહેબ ! આપ ગુજરાનવાલા પધારો. ગુરુદેવની કૃપાથી જરૂર કાર્ય થશે અને આપની મનોકામના સિદ્ધ થશે. ”

“ લાલાજી ! મને પણ એજ ભાસે છે. હું જોઇ રહ્યો છું કે ગુરુદેવની સમાધિના ચરણમાં જ સરસ્વતીમંદિર

રચાશે. પણ તે દિવસ હજી જરા દૂર છે.”

“ કૃપાનિધાન ! અમે શ્રીસંઘ તે માટે પૂરો પ્રયત્ન કરીશું. આપ નિશ્ચિંત રહો.”

“ પણ એક વાત છે ?”

“ ફરમાવો ! શી આજ્ઞા છે ? ”

મેં સાંભળ્યું છે કે ગુજરાનવાલામાં પરસ્પર કલેશ છે. તે તો પહેલા કાઢવો જ રહ્યો. તે પહેલાં તો હું ન જ આવું. કાંઇ કાર્ય કરવું જ હોય તો તે પછી જ થઈ શકે ?” આપણા ચરિત્રનાયકે શરત મૂકી.

“ દયાળુ ! અમે જરૂર તે માટે ભરસક પ્રયત્ન કરીશું. આપ સત્વર પધારો.”

ગુજરાનવાલાના આગેવાનો ગયા અને બીજે જ દિવસે લાહોરના આગેવાનો આવ્યા. આપણા ચરિત્રનાયકે જણાવ્યું કે ગુજરાનવાલા જવાના મારા ભાવ છે. જો ત્યાંનો કલેશ સમી જશે તો તો ત્યાં જ જવું છે, નહિ તો લાહોર આવી રહ્યો છું. જેવો ભાવીભાવ.

અહીંથી વિહાર કરી આપ લાહોર પધાર્યા. અહીં પણ શાંતિથી નગરપ્રવેશ કર્યો.

ક્ષેત્રસ્પર્શના બલવાન હોવાથી આપે ચાતુર્માસ લાહોરમાં કર્યું.

અહીં પચરંગી તપશ્ચર્યા થઈ. ઘણા ગામોમાંથી બહેન-ભાઇઓ પર્યુષણ માટે અહીં આવ્યા. પર્યુષણનો ઉત્સવ બહુ આનંદપૂર્વક થયો.

આત્માનંદ જૈન મહાસભાનો વાર્ષિક ઉત્સવ લાહો-
થયો.

જ્યારે આપ બીકાનેરમાં ચાતુર્માસ હતા ત્યારે જીરા-
ી શ્રીયુત લાલા બાબુરામ જૈન એમ. એ. મારફત આપે
સંઘ—પંજાબના સંગઠન માટે સંદેશ મોકલ્યો હતો. તે
રથી ગુજરાનવાલામાં શ્રીસંઘ પંજાબની એક ખાસ બેઠક
હતી. અહીં પં. શ્રી સોહનવિજયજી તથા વૃદ્ધ મહાત્મા
સ્વામીજી મહારાજ શ્રી સુમતિવિજયજીનું ચાતુર્માસ હતું.

પં. શ્રી સોહનવિજયજી મહારાજને પંજાબ સંગઠન
તથા ગુરુદેવના જ્ઞાનપ્રચારના કાર્ય માટે ભારે તમન્ના
ી, તેમણે શ્રી આત્માનંદ જૈન મહાસભાની સ્થાપના
ભારે કોશીશ કરી અને તેની સ્થાપના ગૂજરાનવાલામાં
હતી.

લાહોરમાં તેનો ચોથો વાર્ષિક ઉત્સવ આપણા ચરિત્ર-
ાકની સમક્ષ થયો હતો. સં ૧૯૮૦નું ચાતુર્માસ લાહો-
ાં પૂર્ણ થયું.





[ ૪૮ ]

## પ્રતિષ્ઠા તથા આચાર્યપદવીનો મહોત્સવ

'મત્થેણવંદામિ' આગેવાનો વંદણા કરીને બેઠા.

'ધર્મલાભ! કેમ પ્રતિષ્ઠા માટેની તૈયારી તો ઠીક થઇ છે ને? સુરાણાજી? તમે જોયું હશે કે પંજાબી ભાઈઓનો કેવો અદમ્ય ઉત્સાહ છે!"

"કૃપાળુ! બીકાનેરથી આવ્યો ત્યારથી જોયા કરૂં છું. શું ગુરુભકિત, શું આતિથ્ય, શું કાર્ય, શું સેવાભાવ, શું સંગઠન, શું સંપ—હું તો આ જોઈને ખરેખર મુગ્ધ થયો છું. પંજાબનો પરિચય આજે થયો અને આપના કાર્યની સુવાસ અહીં મધમધી રહી જોઈને આનંદ થાય છે." શ્રી સુમેરમલજી સુરાણાએ આનંદ વ્યકત કર્યો.

"સાહેબ! પ્રતિષ્ઠાની તૈયારી તો બધા ભાઈઓની રાતદિનની મહેનતથી અને આપશ્રીના પરિશ્રમથી બહુ જ

સુંદર થઈ છે. આપ પણ દિવસરાત ક્યાં જુઓ છો! પ્રત્યેક ઝીણામાં ઝીણી વાત પણ આપના માર્ગદર્શન પ્રમાણે વ્યવસ્થિત થાય છે." લાલા માણેકચંદજીએ ગુરુવર્યના પરિશ્રમની પ્રશંસા કરી.

"અમારા સૌભાગ્ય કે આપ ગુજરાનવાલા જતાં જતાં અહીં રોકાઈ ગયા અને આ અપૂર્વ અવસર મળ્યો. પણ ગુરુદેવ અમે આપને એક પ્રાર્થના કરવા આવ્યા છીએ." બાબુ મોતીલાલજીએ સૂચન કર્યું.

"બાબુજી! હવે શું બાકી રહ્યું છે. તમે જાણો છો મારે મીઠાઈનો ત્યાગ છે. મારી પ્રતિજ્ઞા માટે તમે કશું ન કહેશો. હા, બીજી કોઈ શકય વાત હશે તો હું આગ્રહી નથી." આપણા ચરિત્રનાયકે સ્પષ્ટતા કરી.

"ગુરુદેવ! આપની પ્રતિજ્ઞા માટે અમે કશું નથી કહેતા પણ આ પ્રતિષ્ઠાના મંગળ પ્રસંગે અમે પંજાબ શ્રીસંઘે અને ગૂજરાત—મારવાડના જૈન સંઘોએ આપને આચાર્યપદવી આપવા નિર્ણય કર્યો છે. આપ અમારી આ પ્રાર્થના સ્વીકારો અને અમારા આનંદમાં વૃદ્ધિ કરો." લાલા મંગતરામે નિર્ણય જણાવ્યો.' '

"ભાગ્યવાનો! આચાર્ય બનવાવાળાને પૂછ્યા વિના જ નિર્ણય કરી શકાય કે? તમે બધા શું વિચારીને આવ્યા છો? તમે જાણો છો હું તો ગુરુદેવનો એકનિષ્ઠ સેવક છું. તેમનો સંદેશ—ગામેગામ, શહેરેશહેર, ઘેરેઘેર, ઉપાશ્રયે ઉપાશ્રયે અને પ્યારા પંજાબને આપવાનો મારો ધર્મ છે. તે હું આખરી દમ સુધી પાળીશ અને મારા જીવનને એ

મહાત્માને ચરણે મેં ધર્યું છે. આચાર્ય થઈને પણ હું શું કરવાનો હતો?" આપણા ચરિત્રનાયકે પોતાના જીવનનો આદર્શ રજૂ કર્યો.

"કૃપાનિધાન! એટલે જ આપ અમારા સારથી છો. એટલે જ આપ અમારા સંઘના માર્ગદર્શક છો. તેથી જ આપ જૈનશાસનના દીપક છો, તેથી જ આપ જૈનસમાજના કલ્યાણસાધક છો, તેથી જ આપ ભક્તોના પરમપ્રિય ગુરુદેવ છો. તેથી જ આપ આચાર્ય થવાને વિશેષ યોગ્ય છો." બાબુ મોતીલાલજી જોહરીએ પ્રાર્થના કરી.

"સજ્જનો! તમે પ્રતિષ્ઠાના દિવસને હવે બે દિવસ પણ નથી ત્યારે આ પ્રસ્તાવ લાવો છો તે બરાબર નથી. મારે મારા પૂજ્ય વયોવૃદ્ધ પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી તથા શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી તથા સ્વામીજી મહારાજની આજ્ઞા સિવાય એક ડગલું પણ ન ચલાય તેનું શું?" આપણા ચરિત્રનાયકે મુશ્કેલી ઊભી કરી.

"કૃપાસિંધુ! સ્વામીજી મહારાજ તો અહીં છે, તેમની આજ્ઞા મળી ગઈ છે. તેતો તે માટે ઉત્સુક છે અને માફ કરશો પણ પૂજ્ય પ્રવર્તકજી તથા શાંતમૂર્તિ શ્રી હંસવિજયજીની આજ્ઞા અમે મેળવી લીધી છે." લાલા મંગતરામે ખુલાસો કર્યો.

"ગુરુદેવ! મુંબઈથી પણ ચાર પાંચ તાર આવ્યા છે. મારા પર પણ તાર છે કે તમારી ત્યાં હાજરી હોવાથી આચાર્યપદવી થવી જ જોઈએ." શેઠ મોતીલાલ મુળજીએ સ્પષ્ટતા કરી.

"મોતીલાલભાઈ! અમારા પંજાબી ભાઈઓ તો ભોળા છે. પણ તમે આ બધાને વાણિયાવિદ્યા ઠીક શીખવાડી લાગે છે. તમે બે દિવસથી આ ધમાલમાં પડયા છો. બે દિવસથી ધમાલ ચાલે છે પણ મને થયું પ્રતિષ્ઠાની ધમાલ હશે. હવે જ તમારાં પરાક્રમ જાણ્યાં. તમે તો શ્રદ્ધેય પ્રવર્તકજી અને શાંતમૂર્તિની સંમતિ પણ મેળવી લાવ્યા એટલે હું શું બોલું? પણ..."

"ગુરુદેવ! કૃપા કરી હવે કશી શરતબરત ન મૂકશો. શ્રીસંઘ પંજાબની ચિરન્તન આશાલતાને હવે આપે અવશ્ય પલ્લવિત કરવી જ જોઈએ. સ્વર્ગવાસી ગુરુદેવ બાદ પંજાબને માટે આપશ્રીએ જે જે કષ્ટ સહન કર્યાં છે તેમાંથી અમે એકનો પણ બદલો વાળી શકીએ તેમ નથી. 'મેરે બાદ તુમારી સાર સંભાલ વલ્લભ લેગા' એ વચનો આજે પણ યાદ છે. હવે કૃપા કરી આ ભાર આપના શિરે આપ ઉઠાવી લેવા દયા કરો. અમને નિરાશ ન કરો." લાલા માણેકચંદજીએ ગદ્‌ગદ્ કંઠે છેલ્લી વિનંતિ કરી.

"શ્રીસંઘ પંજાબ અને મારા શ્રદ્ધેયનું માન રાખવું તે પણ મારું કર્તવ્ય છે, પણ મારો વડીલો સાથેનો વ્યવહાર તો પહેલાં જેવો જ રહેશે."

ગુરુદેવ શ્રી આત્મારામજી મહારાજની મનમોહક છબી સામે આપણા ચરિત્રનાયકે નજર કરી અને જાણે ગુરુદેવની સંમતિ હોય તેમ બધાના મુખમાંથી 'ગુરુ આત્મારામજી મહારાજની જય, સદ્‌ગુરુ વલ્લભવિજયજીની જય, પ્રવર્તક શ્રી કાંતિવિજયજીની જય, શ્રી હંસવિજયજી

મહારાજની જય, જિન શાસનદેવની જય !

આ જયનાદો વાતાવરણમાં ગુંજી રહ્યા. આ વાત સાંભળી સંઘની ખુશીનો પાર ન રહ્યો. બચ્ચાબચ્ચાના દિલમાં ઉત્સાહ અને હર્ષની ઉર્મિંઓ ઉછળવા લાગી. આવેલા મહેમાનોને જણાવવામાં આવ્યું કે આવતી કાલે સવારે છ વાગે મંડપમાં આચાર્યપદવીનો સમારંભ થશે. આનંદ આનંદ છવાઈ રહ્યો. વાતાવરણ ભારે પ્રફુલ્લ બની ગયું. શ્રીસંઘ પંજાબની ભાવના વર્ષો પછી સફળ થઇ.

*

પંજાબની વિખ્યાત રાજધાની લાહોર શહેરમાં જૈન ધર્મના પ્રચાર જીર્ણોધૃત દેવમંદિરની પ્રતિષ્ઠા અને મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજી મહારાજની આચાર્યપદવીનો સમારંભ એ બે કાર્ય એવાં મહત્વનાં થયાં છે કે વર્તમાન જૈન ઈતિહાસમાં તેનું સ્થાન વિશેષ ગૌરવશાળી રહેશે. આ બન્ને કાર્યોના મહોત્સવમાં પંજાબ શ્રીસંઘ અને બીજા અનેક આગેવાન ભાઇઓએ પ્રશંસનીય ઉત્સાહનો પરિચય આપ્યો છે.

ચારસો વર્ષ પછી આ બન્ને શુભ કાર્યો ( પ્રતિષ્ઠા તથા આચાર્યપદવી ) ની પુનરાવૃત્તિ કરનાર પંજાબ અને ખાસ કરીને લાહોરના જૈન સમાજે જે શ્રેય પ્રાપ્ત કર્યું છે તેની તુલના કરવી અસ્થાને છે. ધાર્મિક અને ઐતિહાસિક દૃષ્ટિએ એ બન્ને કાર્યો બહુ જ મહત્વના છે. શાસ્ત્રકારોએ સાધુમહાત્માઓને તીર્થસ્વરૂપ કહ્યા છે. શાસ્ત્રકારોએ તીર્થના સ્થાવર અને જંગમ એવા બે ભેદ કહ્યા છે. જેના આલં-

બનથી આત્માનો વિકાસ થઈ શકે તે તીર્થ. શત્રુંજય, રૈવતાચલ આદિ સ્થાવર તીર્થ છે. સાધુમુનિરાજ જંગમ તીર્થ છે. તે જ્યાં જ્યાં વિચરે છે ત્યાંના જીવોનો ઉપદેશદ્વારા ઉદ્ધાર કરે છે. કેટલાક જીવો આ મહાત્માઓના ઉપદેશથી પ્રભાવિત થઈને પોતાના જીવનને ઉજ્જ્વળ બનાવે છે, કેટલાક જીવો તન, મન અને ધનથી ધર્મનો ઉદ્યોત કરવા પ્રેરાય છે. અને કેટલાક ભવી જીવો તો સંસારનો ત્યાગ કરી મહાત્મા બને છે.

આજથી લગભગ સાઠ વર્ષ પહેલાં પંજાબના જૈન-સમાજની એવી સુદશા નહોતી જે સૌભાગ્યવશ આજે દેખાય છે. એક વખત હતો જ્યારે પંજાબમાં દેવ–ગુરુ અને ધર્મનું સ્વરૂપ બહુ થોડા સમજતા હતા. એટલું જ નહિ પણ જૈન-ધર્મનાં સિદ્ધાંતો અને આચારોથી લોકો વંચિત હતા. પરન્તુ પ્રાતઃસ્મરણીય સ્વ. જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજે સ્વયં પ્રબુદ્ધ થઇને જૈનસમાજને પ્રબો-ધિત કર્યો અને પંજાબમાં જાગૃતિ આવી. એ ગુરુદેવના ઉપદેશથી આજે પંજાબના શહેરોમાં દેવવિમાનો જેવાં દેવ-મંદિરો વિદ્યમાન છે, સાધુમુનિરાજોના વિહારો થાય છે અને શ્રદ્ધાળુ શ્રાવક વર્ગ પણ છે.

ગુરુદેવના સ્વર્ગવાસ પછી પંજાબના એ બગીચાની સંભાળ એ ગુરુદેવના પ્યારા પ્રશિષ્ય મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજીએ લીધી. તેર વર્ષ પછી આજે પંજાબમાં પાછાં તેમનાં પવિત્ર પગલાં થયાં છે, તેમને પગલે પગલે સમસ્ત સંઘમાં જાગૃતિની લહેર આવી છે, સામાજીક સુધાર

થવા લાગ્યા છે અને જ્ઞાનપ્રચારની યોજના શરૂ થઈ છે. જો મહારાજશ્રી પોતાના પવિત્ર ચરણુકમળોથી આ ભૂમિને થોડા વખત પવિત્ર કરતા રહે તો તે દિવસ બહુ નજદીક છે, જ્યારે પંજાબનું ગામ–ગામે, શહેરે–શહેર, સંઘે–સંઘ સામાજીક અને શિક્ષણુવિષયક સમુન્નતિ સાધવામાં પૂર્ણ રીતે સમર્થ થશે જ થશે.

લાહોર પ્રતિષ્ઠાનો ઇતિહાસ પણુ પાઠકોને જાણુવો જરૂરી છે. અહીં ભગવાન સુવિધિનાથ સ્વામીનું એક પ્રાચીન જૈન મંદિર હતું. તેના જીર્ણદશા જોઈને મહારાજશ્રીના સદઉપદેશથી લાહોરના શ્રીસંઘમાં પુનરુદ્ધારની ભાવના જાગૃત થઈ અને લાહોરમાં સંખ્યા બહુ ઓછી હોવા છતાં તેમ જ ધનાઢય કોઈ નહિ, પ્રાયઃ બધા મધ્યમ સ્થિતિના ભાવિક હોવા છતાં બધાએ આ ઉદ્ધાર માટે ખૂબ ઉત્સાહ બતાવ્યો અને એક મનોહર શિખરબંધી મંદિર તૈયાર થઈ ગયું. થોડી જગ્યામાં તેની રચના એવી સુંદર તથા ચિત્તાકર્ષક થઇ છે કે દર્શકો દર્શન કરતાં ભારે પ્રફુલ્લતા અનુભવે છે. ખરેખર આ દેવમંદિર લાહોરના શ્રીસંઘની પુણ્યશ્રીનું ઉજ્જવળ પ્રતીક છે.

દેવમંદિર તૈયાર થયું પણુ પ્રતિમાજી માટે શોધખોળ ચાલી. છેવટે ગુરુમહારાજશ્રીની કૃપાથી શ્રી વરકાણુા તીર્થ-રાજમાંથી ત્રણુ મૂર્તિઓ મળી.

લાહોરમાં પ્રતિષ્ઠા માટે વિચાર ચાલતો હતો પણુ મહારાજશ્રી તો ગુજરાંવાલા જવા માટે ઉત્સુક હતા. લાહોર શ્રીસંઘની પ્રાર્થના તો હતી જ કે શ્રીજીના મંગળ હસ્તે જ

પ્રતિષ્ઠા થાય. પણ ગુજરાંવાલા જવાનું નિશ્ચિત હતું એટલે શું થાય? પણ લાહોરના સદ્ભાગ્યે ક્ષેત્રસ્પર્શના બળવાન હોવાના કારણે લાહોરમાં જ મહારાજશ્રી રહ્યા અને સંઘની ભાવના સફળ થઇ

મહારાજશ્રીનું ચાતુર્માસ લાહોરમાં નિશ્ચિત થયું સાંભળી શ્રીસંઘના હર્ષ અને ઉત્સાહનો પાર નહોતો. પ્રતિષ્ઠિાના મુહૂંતનો પણ નિશ્ચય થયો અને આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી. પ્રતિષ્ઠાની તૈયારી માટે વિવિધ સમિતિઓ નિર્ણીત થઇ અને કાર્ય ધમધોકાર ચાલવા લાગ્યું.

આસપાસના ગામોના બહેનભાઈઓ આવવા લાગ્યા. વિદ્વાનો પણ આવ્યા. ગામેગામની ભજનમંડળીઓ આવી પહોંચી. લાહોર જૈન સંઘનું કેન્દ્રસ્થાન બની ગયું. પંજાબ તો ઠીક પણ કાઠીઆવાડ, ગૂજરાત, મારવાડ, અને મેવા-ડથી પણ ઘણા ઘણા સંભાવિત ગૃહસ્થો આવવા લાગ્યા.

ગામેગામના સંઘે સોનાચાંદીના રથ, પાલખી, ચામર, ચંદની, વગેરે વિધવિધ સામગ્રીઓ આનંદપૂર્વક મોકલી અને લાહોર થોડા દિવસ તો ઉત્સાહના વિજયનાદોથી ગાજી રહ્યું.

નિશાનડંકો દૂરદૂરથી દેખાયો અને માનવમેદની તે જોવાને અધીરી થઈ ગઈ. હજારો લોકો બન્ને બાજુએ કલાક બે કલાકથી આજની સવારી જોવા તલપાપડ થઈ રહ્યાં હતાં. લાહોરની શોભા અનેરી હતી. નિશાનડંકો આવી પહોંચ્યો ને પાછળ મહેન્દ્રધ્વજની સેંકડો ધજાઓ ફરફરતી

નીકળી, પાછળ નવીન જાતનું વાદ્ય સંભળાયું અને તે એક ભજનમંડળી વગાડતી હતી. પછી તો મોટરો પર મોટરો સોનાચાંદીની પાલખીઓ તથા સ્વરમુગ્ધ કરતી ભજનમંડળીઓ આવી પહોંચી. તે પછીનું સુરીલું બેન્ડ મનમોહક હતું. ધીમેધીમે સુશોભિત મોટર આવી અને સ્વર્ગવાસી ગુરુદેવ શ્રી આત્મારામજી મહારાજની જયના પોકારો થવા લાગ્યા. હજારો મસ્તકો એ ગુરુદેવની મનોરમ્ય પ્રભાવશાળી મૂર્તિ—ફોટો જે મોટરમાં શોભી રહ્યો હતો તેને નમી પડયાં અને તેમનાં દર્શનથી પ્રભાવિત થવા લાગ્યાં. સૌની પાછળ ગંગા—જમની (સોનાચાંદી મિશ્રિત) રથ આવ્યો અને ઓસિયાની સુપ્રસિદ્ધ ભજનમંડળીના અદ્ભુત નાટયપ્રસંગો જોઈને લોકો મુગ્ધ થવા લાગ્યા. લાહોરનું પ્રસિદ્ધ બેન્ડ તો હજારોના કાનમાં આજે પણ ગુંજી રહ્યું હશે.

આજનો દિવસ લાહોરની જનતાને આનંદકારી હતો. આવી ભવ્ય સવારી તો ઘણાં વર્ષોથી જોઈ નહોતી. આબાલવૃદ્ધ બધાં આજના સરઘસની મુક્તકંઠે પ્રશંસા કરતાં હતાં.

સોમવારનો દિવસ બહુ જ મંગળમય અને કલ્યાણકારી હતો. આજે તો પ્રતિષ્ઠા અને પદવીદાન સમારંભ જેવાં બે અનુપમ કાર્યો થવાનાં હતાં. વારંવાર આચાર્યપદનો ઈન્કાર કરવામાં આવતો હતો, પણ ઘણાં ઘણાં વર્ષોના પ્રયત્ન પછી આજે પંજાબ શ્રીસંઘના સૌભાગ્યવશ મહારાજશ્રીએ શહેરેશહેરના આગેવાનો—સમસ્ત પંજાબ શ્રીસંઘની વિનંતિથી અને ખાસ કરીને શ્રદ્ધેય પ્રવર્તક શ્રી

કાંતિવિજયજી તથા શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજની અનુમતિથી સંમતિ આપી હતી.

આપણા ચરિત્રનાયકની આચાર્યપદવીનો સંક્ષિપ્ત ઈતિહાસ અસ્થાને નહિ ગણાય.

તપોગણ ગગનદિનમણિ શાસનશિરોમણિ શ્રીમદ્ વિજ્યાનંદસૂરિ મહારાજના સ્વર્ગવાસ પછી પંજાબ શ્રીસંઘની ઈચ્છા, પૂજ્યપાદ મુનિમહારાજશ્રી વલ્લભવિજયજીને સ્વર્ગવાસી ગુરુમહારાજની ઈચ્છાનુસાર તેમના પટ્ટ પર વિભૂષિત કરવાની હતી; પરન્તુ મહારાજશ્રીએ તેનો ઈન્કાર કર્યો અને જણાવ્યું કે મારાથી વડીલ ઘણા છે. તેઓને આ પદવી પ્રદાન કરવી ઘટે. હું તો સ્વર્ગીય ગુરુદેવનો સંદેશવાહક છું. શ્રીસંઘે તે વયોવૃદ્ધ મહાત્માઓમાંથી કોઈ સુયોગ્ય મુનિમહારાજને એ પદ આપવું જોઈએ. આ ઉપરથી મુનિમહારાજ શ્રી કમલવિજયજી મહારાજને આચાર્યપદવી આપવામાં આવી.

વર્ષોના અનુભવ પછી પંજાબ શ્રીસંઘે જોયું કે પંજાબની રક્ષા, પંજાબની ઉન્નતિ, પંજાબની વ્યવસ્થા, પંજાબમાં ધર્મપ્રચાર, પંજાબમાં જ્ઞાનપ્રચાર, પંજાબમાં સામાજિક સુધાર અને પંજાબના ગામેગામના શ્રીસંઘનું સંગઠન અતિ આવશ્યક છે. અને તે કાર્ય મુનિમહારાજશ્રી વલ્લભવિજયજી સિવાય બીજા કોઈ કરી શકે તેવી સંભાવના નથી. પંજાબની ડગમગતી નૈયાના કર્ણધાર તો મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજી જ થઈ શકશે. વર્ષો બાદ પંજાબ શ્રીસંઘ જોઇ શકયો કે જે મહાત્માપુરુષે પંજાબની આ વીરભૂમિમાં

ધર્મબીજ રોપીને તેને પલ્લવિત કર્યું છે, તે ધર્મછોડને અમૃતવાણીથી સિંચન કરીને પોતાના અથાગ પરિશ્રમથી ફાલેલો—ફૂલેલો કરવાની એક માત્ર તમન્ના એ આદર્શ ગુરુભક્તના હૃદયમાં કોતરાઈ ગયેલી છે.

આથી પંજાબ શ્રીસંઘે આચાર્યપદવી માટે પ્રાર્થના કરી. સાદડી જૈન કોન્ફરન્સના અધિવેશન સમયે પંજાબના શ્રીસંઘે ફરી વિનંતિ કરી. આ બન્ને સમયે એ મહાપુરુષે પદવીનો ઈન્કાર કર્યો. સાધુ અને મુનિપદવી તેમને વિશેષ પ્રિય હતી. પંજાબના સૌભાગ્યનો સૂર્ય ઉગ્યો અને ગુરુભક્તિના આદર્શની જ્વલંત મૂર્તિ પોતાના ચરણકમળોદ્વારા ગૂજરાત, કાઠિઆવાડ, મુંબઈ, મેવાડ, મારવાડ અને દક્ષીણ, યૂ. પી આદિ દેશોને પવિત્ર કરતી ૧૩–૧૪ વર્ષો બાદ ફરી પંજાબમાં પધારી. પંજાબમાં પગ મૂકતાં પહેલાં જ સમાજની છિન્નભિન્ન પરિસ્થિતિ તરફ તેમનું ધ્યાન ગયું અને સમાજના સંગઠનની આવશ્યકતા વિચારીને 'શ્રી આત્માનંદ જૈન મહાસભા'ની સ્થાપના પોતાના શિષ્ય શ્રી. સોહનવિજયજીદ્વારા કરાવી.

હોશિયારપુરનો પ્રવેશ મહોત્સવ અનુપમ હતો. હોશિયારપુરમાં જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ અને સ્વર્ગીય ગુરુદેવની અંતિમ ઈચ્છાને અમલી સ્વરૂપ આપવાની દૃષ્ટિએ વિદ્યાલય માટે મોટું ફંડ કરવામાં આવ્યું. તે વખતે શ્રીસંઘ પંજાબે શાસનની જવાબદારી લેવા માટે પ્રાર્થના કરી, પણ આચાર્યપદવી માટે તે વખતે પણ ના જ હતી.

લાહોરની પ્રતિષ્ઠાના દિવસો આવ્યા અને શ્રીસંઘે

આચાર્યપદવી માટે વિનમ્ર વિનંતિ કરી, એટલું જ નહિ પણ સાધુશિરોમણિ શ્રદ્ધેય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી, શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી, આદર્શ ગુરુભકત શ્રી સંપતવિજયજી તથા પરમવૃદ્ધ સ્વામીજી શ્રી સુમતિવિજયજી મહારાજની પવિત્ર સેવામાં પંજાબ શ્રીસંઘની વર્ષોની મનોકામના સિદ્ધ કરવામાં મદદ કરવા તથા મુનિમહારાજશ્રી વલ્લભવિજયજીને આચાર્યપદવી માટે આગ્રહપૂર્વક અનુરોધ કરવા પ્રાર્થના કરવામાં આવી. છેવટે શ્રીસંઘની પ્રાર્થના અને વૃદ્ધ મહાત્માઓની અનુમતિને વશ આચાર્યપદ માટે સંમતિ આપવી પડી. પંજાબ શ્રીસંઘમાં—બચ્ચાબચ્ચામાં આનંદ લહરી છવાઈ ગઈ. પ્રતિષ્ઠાનું મુહૂર્ત કલ્યાણકારી નીવડયું.

પ્રતિષ્ઠાદિ મહોત્સવને અંગે ભકતનિવાસ જ્યાં મહારાજશ્રી બિરાજમાન હતા—ની પાસે રાજા ધ્યાનસિંહની હવેલીમાં એક વિશાળ અને સૌંદર્યપૂર્ણ મંડપ બનાવવામાં આવ્યો હતો. વ્યાખ્યાન આદિ કાર્યક્રમ હંમેશાં આ મંડપમાં થતાં હતાં. આજ સોમવારનો દિવસ હતો. સ્ત્રીપુરુષો સવારના પહોરમાં વહેલા વહેલા પરવારી મંડપમાં આવી રહ્યાં હતાં. મધ્યમાં ચાંદીનું સમવસરણ સ્થાપિત હતું જેમાં ચારે તરફ પ્રભુપ્રતિમાઓ દર્શકોની ભાવના વૃદ્ધિ કરી રહી હતી. મંડપની શોભા અપૂર્વ હતી. જ્યારે મુનિમહારાજશ્રી વલ્લભવિજયજી, વયોવૃદ્ધ સ્વામી શ્રી સુમતિવિજયજી મહારાજને સાથે લઈને પોતાના શિષ્ય પરિવાર સાથે મંડપમાં પધાર્યા કે તરત જ ઉપસ્થિત જનતાએ ભગવાન મહાવીરસ્વામી, સ્વર્ગવાસી ગુરુમહારાજ તથા આપશ્રીજીની

જયઘોષણાદ્વારા અપૂર્વ સ્વાગત કર્યું.

આજનો દિવસ મંગળમય હતો. પંજાબ શ્રીસંઘ તથા ગુરુભકતોના હૃદય આજના પ્રસંગથી નાચી રહ્યાં હતાં. દર્શકોનો આનંદઉલ્લાસ અનેરો હતો. ભજનમંડળીઓએ સ્વર્ગવાસી ગુરુદેવની ભાવભીની પ્રાર્થના કરી અને જાણે એ આરતી સાંભળીને ગુરુદેવનો આત્મા પોતાના પ્રિયમાં પ્રિય સંદેશવાહક શિષ્યને આશીર્વાદ આપવા અંતરિક્ષમાં આવી પહોંચ્યો. 'ગુરુવલ્લભ'નાં યશોગાન અને જીવનકાર્યનું મધુરૂં સંગીત એક ભજનમંડળીએ ગાયું અને બધાં દર્શકો મંત્રમુગ્ધ થઇ ગયા. અપાર શાંતિ પથરાઈ ગઈ.

પહેલાં મહારાજશ્રીને ઓઢાડવાની ચાદરની બોલી સ્વનામધન્ય સ્વર્ગવાસી લાલા હીરાલાલજીના સુપુત્ર લાલા માણેકચંદજી મુન્હાણી લાહોરનિવાસીએ રૂ. ૧૧૦૧) માં લીધી અને ઉપાધ્યાજી પદવીને માટેની ચાદરની બોલી રૂ. ૭૦૧) માં સ્વનામધન્ય સ્વ. લાલા ઠાકુરદાસજી ખાનગાડોગરાંનિવાસીના સુપુત્ર શ્રી લાલા પ્રભુદયાલજી દુગ્ગડે લીધી. ચાદરોની બોલી થઇ રહ્યા બાદ સમસ્ત શ્રીસંઘ તરફથી આપને એક સન્માનપત્ર આપવામાં આવ્યું. તેનો સમુચિત જવાબ શ્રીજીએ આપ્યો.

બરાબર સાડાસાત વાગે શાસ્ત્રોકત વિધિ અનુસાર આચાર્યપદવીની આવશ્યક ક્રિયા કરવામાં આવી અને મહારાજશ્રીને આચાર્યપદવીની તથા પં. શ્રી. સોહનવિજયજીને ઉપાધ્યાયપદવીની ચાદર ઓઢાડવામાં આવી. સમવસરણની પ્રદક્ષિણા કરતા આચાર્યશ્રી અને ઉપાધ્યાયજી પર ચારે

તરફથી વાસક્ષેપમિશ્રિત ચાવલોની ખૂબખૂબ વૃષ્ટિ થઈ. જયનાદ ગાજી રહ્યા અને બેંડવાજાએ આ શુભ ક્રિયાને અભિવાદન આપ્યું.

આ આચાર્યપદવીદાન પ્રસંગે પંચોતેર શહેરોના લોકો ઉપસ્થિત હતા તેમજ પંજાબ ઉપરાંત અન્ય પ્રાંતોના પણ આગેવાનો હાજર હતા. તેમાં દાનવીર શેઠ મોતીલાલ મુળજી જે. પી. ( મુંબઈ–રાધનપુર ), શેઠ ગોવિન્દજી ખુશાલ ( વેરાવળ–કાઠીયાવાડ ) શેઠ નવીનચંદ હેમચંદ ( માંગરોળ ) ધર્મમૂર્તિ શેઠ સુમેરમલ સુરાણા, શેઠ ઉદયચંદજી રામપુરિયા ( બીકાનેર ), શેઠ પુંજાભાઈ છગનલાલ કાળીદાસ ( અમદાવાદ ) શ્રીયુત્ મગનલાલ હરજીવનદાસ (ભાવનગર) બાબૂ ટીકમચંદ જૌહરી, ( દિલ્હી ) બાબુ ચંદ્રસેન (બિનોલી) અને લાલા ઉમરાવસિંહ ખિવાઈ ( મેરઠ ) આદિ સદ્‌ગૃહસ્થોનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે.

આચાર્યપદવીદાન સમારંભની ખુશીમાં આજે શેઠ મોતીલાલ મુળજીની તરફથી એક સાધર્મિ વાત્સલ્ય થયું.

આચાર્યપદવી સમાપ્ત થતાં જ પ્રતિષ્ઠાની બોલી થઇ અને જૈનધર્મભૂષણ આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજશ્રી મંદિરમાં પધાર્યા. બરાબર ૯–૪૫ વાગે ભગવાનશ્રી શાંતિનાથ પ્રભુને ગાદી પર બિરાજમાન કરવામાં આવ્યા. હજારો હર્ષનાદ અને જયનાદ થઈ રહ્યા. આનંદમંગળ વર્તાઈ રહ્યો. પ્રભુના દર્શન માટે માનવમેદનીનો ઉત્સાહ માતો નહોતો. લાહોરના ઇતિહાસમાં આજનો દિવસ સુવર્ણાક્ષરે અંકિત થયો.

ભગવાનને બિરાજમાન કરવા, તથા રથયાત્રા આદિ બોલીના રૂ. ૧૨૫૪૦) ની આવક આજે મંદિરમાં થઇ.

આ પ્રતિષ્ઠા જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ મહારાજના પવિત્ર કરકમળેથી થઈ તે લાહોરના શ્રીસંઘને માટે ઉત્તરોત્તર પૂર્ણ કલ્યાણકારી, મંગળકારી અને અભ્યુદયકારી થશે તેમ શ્રીસંઘની માન્યતા હતી. અને આજે તે માન્યતા સાચી પડી છે. લાહોરના જૈન સંઘની ઉન્નતિ દિનોદિન વૃદ્ધિગત થઇ રહી છે.

આજે પણ એ પ્રતિષ્ઠાઉત્સવ અને આચાર્યપદવી પંજાબનો શ્રીસંઘ ભૂલ્યો નથી. એ દિવસો, એ ઉત્સવ, એ આનંદ, એ ગુરુભક્તિ, એ પ્રાંતપ્રાંતના આગેવાનોનું આગમન, પંજાબના શહેરેશહેર–ગામ–ગામના ધર્મપ્રેમી ગુરુભક્ત ભાઈ બહેનોનું મિલન અને ગુરુવર્યની સુધામય વાણી બધુંય આજે પણ નજર સામે તરવરે છે.



[ ૪૯ ]

## આચાર્યની જવાબદારી

**પં**જાબ શ્રીસંઘ સમસ્ત તરફથી આચાર્યશ્રીને એક અભિનંદન પત્ર આપવામાં આવ્યું તે પં. હંસરાજજી શાસ્ત્રીએ વાંચી સંભળાવ્યું હતું. તેનું ભાષાંતર નીચે આપવામાં આવે છેઃ—

**પૂજ્યપાદ શ્રી વલ્લભવિજયજી મહારાજની પવિત્ર સેવામાં**

**શ્રીમન્તઃ!**

**અમે** સમગ્ર પંજાબના જુદા જુદા શહેરો અને કસબા તથા ગામોના નિવાસી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક ભાઈઓ આજ આ પંજાબની રાજધાની લાહોર શહેરમાં એકત્ર થઈને સમગ્ર પંજાબના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘની હેસિયતથી આપશ્રીને, સ્વર્ગવાસી જૈનાચાર્ય ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનન્દસૂરિજી મહારાજના પટ્ટપર આચાર્યપદે વિજયવલ્લભસૂરિ નામ સાથે પ્રતિષ્ઠિત કહીએ છીએ.

## યોગ્યતા

આપની ઉમર આ સમયે ૫૪ વર્ષની છે. દીક્ષા લીધે આપને ૩૭ વર્ષ થયાં. આપ બાળબ્રહ્મચારી છો. આપનું ચારિત્ર નિઃસન્દેહ નિરવદ્ય અને પવિત્રતમ છે. જ્ઞાનની દ્રષ્ટિએ પણ આપનું સ્થાન બહુ જ ઉચ્ચ છે. સ્વર્ગવાસી ગુરુમહારાજની પાસેથી વિદ્યા અને અનુભવ પ્રાપ્ત કરવાનો આપને સારો અવસર મળ્યો અને આપે ભક્તિપૂર્વક ગુરુચરણોમાં રહીને તે સમયનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આપની વિનીતતા, બુદ્ધિમત્તા, અને સમયસૂચકતા તથા ચાતુર્યથી આકર્ષિત થઈને ગુરુમુહારાજે પણ પોતાના સદ્‌ગુણોનો વારસો આપને જ આપ્યો છે.

## સેવા

સંવત ૧૯૫૨ માં ગુરુદેવનો જ્યારે સ્વર્ગવાસ થયો ત્યારથી પંજાબને સંભાળવાનો બધો ભાર આપના ઉપર આવ્યો. આપે અમ પંજાબનિવાસીઓના ધાર્મિક સ્વત્વોનું સંરક્ષણ કરીને સમસ્ત જૈનસમાજની પણ અમૂલ્ય સેવા કરવામાં કશું બાકી રાખ્યું નથી, જોકે આપની જન્મભૂમિ ગૂજરાત દેશ છે તથાપિ આપનું અધિકતર જીવન પંજાબમાં વીત્યું છે. આપ જ્યારે ગૂજરાતમાં ગયા તો ત્યાં સમય જોઈને આપે સામયિક શિક્ષાની તરફ બધાનું ધ્યાન ખેંચ્યું. જ્યાં જ્યાં આપ વિચર્યા ત્યાં આપે વિદ્યાભિવૃદ્ધિ અને ધાર્મિક શક્તિ વધારવાની દ્રષ્ટિથી જ આપે પ્રયત્ન કર્યો. તેના ફળસ્વરૂપ શ્રી મહાવીર જૈનવિદ્યાલય આજે મોજુદ છે. વિદ્યાલયમાં રહીને પ્રતિ વર્ષ અનેક વિદ્યાર્થી વિદ્યાની ભિન્ન ભિન્ન શાખાઓમાં ઉત્તીર્ણ થાય છે અને ધાર્મિક શિક્ષા પણ મેળવે છે. એ કહેવું અતિશયોક્તિ નથી કે શ્રી મહાવીર જૈન વિદ્યાલય જેવી બીજી સંસ્થા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજમાં ક્યાંય પણ નથી. પાલણપુરની એક સંસ્થા પણ આપના શુભ પ્રયત્નની સાક્ષી દઈ રહી છે, મારવાડ જેવા વિકટ

પ્રદેશમાં પણ આપે વિદ્યાપ્રચારને માટે ભારે પરિશ્રમ સેવ્યો છે.

આપ કાઠિયાવાડ આદિમાં ૧૩ વર્ષ સુધી વિચરી અમારા સૌભાગ્યથી ફરી પંજાબમાં પધાર્યા છો. આપ જ્યારથી અહીં પધાર્યા છો ત્યારથી અમારી ધાર્મિક તેમજ સામાજિક ઉન્નતિને માટે નિરંતર પ્રયાસ કરી રહ્યા છો તે માટે અમો આપના કૃતજ્ઞ તથા ઋણી છીએ.

## સંમતિ

યદ્યપિ ખરેખર આપને આચાર્યપદ પર પ્રતિષ્ઠિત કરવાનું સૌભાગ્ય અમને આજે જ મળ્યું છે; પરન્તુ અમારા હૃદયપટ પર તો આપ તે દિવસથી આચાર્યરૂપે બિરાજીત છો, જે દિવસે સ્વર્ગવાસી ગુરુમહારાજે પંજાબ શ્રીસંઘના આગેવાનોને કહ્યું હતું કે પંજાબનો ભાર અમારા પછી વલ્લભ ઉઠાવશે. તે આગેવાનોમાંથી:સ્વનામધન્ય લાલા ગંગારામજી જેવા આજ પણ કેટલાયે વૃદ્ધ પુરુષ અહીં હાજર છે; તેઓ ગુરુમહારાજની ઇચ્છાને પ્રત્યક્ષરૂપથી કાર્યમાં પરિણિત થયેલી જોઈને પોતાને કૃતકૃત્ય માને છે.

## અનિચ્છા અને ઉદારતા

ગુરુમહારાજના સ્વર્ગગમન બાદ પંજાબના શ્રીસંઘે આપને જ તેમના પદ પર પ્રતિષ્ઠિત કરવાનો નિશ્ચય કર્યો, પણ આપે તે માટે પોતાની અનિચ્છા પ્રકટ કરીને એ ઉદારતા પણ બતાવી કે મારાથી જે વડીલ છે તેમાંથી ગમે તે કોઈ મુનિ મહારાજને આ પદ પર નિયુક્ત કરવા જોઈએ. તે પ્રમાણે શ્રી કમળવિજયજી મહારાજને આચાર્યપદ આપવામાં આવ્યું. આચાર્ય વિજયકમળસૂરિજી ગુણ અને ચારિત્રની દ્રષ્ટિએ જૈન સમાજમાં સંમાનિત છે તથાપિ વૃદ્ધાવસ્થાને કારણે વિહારની અશક્તિ અને ગુજરાત તથા પંજાબનું મોટું અંતરઃ આ બે કારણોને લઈને પંજાબનો ખાસ બોજો ઉઠાવવામાં અસમર્થ છે.

## પ્રસંગ અને સ્થાન

આપનો વયપર્યાય, દીક્ષાપર્યાય અને જ્ઞાનપર્યાય એ ત્રણે યથેષ્ઠ છે જ, પણ આપની ધર્મ, વિદ્યા અને સમાજસેવા પણ કાંઈ કમ નથી. એથી જ આ શુભ અવસર પર આપશ્રીને આચાર્યપદ પર પ્રતિષ્ઠિત કરવાનો અમે સંમિલિત રૂપે નિશ્ચય કર્યો છે; કારણ કે આ પૂર્ણ ઉત્તરદાયિત્વ પદને યોગ્ય આ સમયે અમને આપ જ જણાયા છો.

આજ લગભગ ૪૦૦ વર્ષ પછી આ લાહોર શહેરમાં ફરી મંદિર પ્રતિષ્ઠાનો સુઅવસર પ્રાપ્ત થયો છે તથા આ શહેરમાં શ્રી જીનસિંહ અને ભાનુચંદ્ર ક્રમશઃ આચાર્ય અને ઉપાધ્યાય પદવીથી વિભૂષિત થયા હતા. આવા ઐતિહાસિક સ્થાનમાં આજે અમે બધા આ બે કાર્યો ( પ્રતિષ્ઠા અને આચાર્યપદ ) ની પુનરાવૃત્તિ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી રહ્યા છીએ તે કાંઇ કમ હર્ષની વાત નથી.

આજ અહીં માત્ર પંજાબનો શ્રી સંઘ ઉપસ્થિત છે એમ નથી પણ કાઠિયાવાડ, ગુજરાત અને મારવાડ આદિના સંભાવિત મહાન મહાન ગૃહસ્થો ઉપસ્થિત છે. જેમાં દાનવીર શેઠ મોતીલાલ મુળજી—મુંબઈ—રાધનપુર, શેઠ ગોવિન્દજી ખુશાલ વેરાવળ—કાઠિયાવાડ, ધર્મપ્રિય શેઠ સુમેરમલજી સુરાણા—બીકાનેર તથા શેઠ પુંજાલાલ છગનલાલ—અમદાવાદ આદિ ગૃહસ્થોનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે.

અમને કહેતાં વિશેષ આનંદ થાય છે કે આ આચાર્યપદ પ્રદાનના શુભ આશયને મુનિ શ્રી સુમતિવિજયજી, સાધુશિરોમણિ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી અને શાન્તમૂર્તિ મુનિપ્રવર શ્રી હંસવિજયજી મહારાજે પણ પોતાની અનુમતિદ્વારા પરિપુષ્ટ કરી અમને આભારી કર્યા છે. અતઃ અમારી આપના ચરણોમાં અત્યંત વિનીત ભાવથી પ્રાર્થના છે કે આપ આ આચાર્યપદને સુશોભિત કરો.

આપના શુભ હસ્તે દેશકાલોચિત પ્રભાવનાજનક અનેક કાર્ય થાય અને શાસનની વિજયપતાકા ઉત્તરોત્તર અધિક ફરકાવો એ જ અમારી શાસનદેવને વારંવાર પ્રાર્થના છે.

વીર સં. ૨૪૫૧
આત્મ સં. ૨૯
વિક્રમ સં. ૧૯૮૧
માગશર શુદી ૫
ચંદ્રવાર
સ્થાન : **લાહોર**

વિનીત

**પંચનદીય, જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક**
**સમસ્ત સંઘ**

આ સન્માનપત્ર વાંચી રહ્યા પછી ઉપસ્થિત ચતુર્વિધ સંઘને સંબોધીને પંડિતશ્રી હંસરાજજીએ ટૂંક વિવેચન કરતાં કહ્યું કેઃ—

આ મંગળમય પ્રસંગે મારે બે વાતો સંક્ષેપમાં નિવેદન કરવી આવશ્યક છે.

૧ જે ચાદર આ વખતે શ્રીસંઘ તરફથી મહારાજશ્રી પર ઓઢાડવાની છે તે કપડું તો અત્યન્ત વિશુદ્ધ અને પવિત્ર છે જ; પરન્તુ આ ચાદરમાં એક વિશેષતા છે કે તેનું સુતર મારા પૂજ્ય પિતૃકલ્પ પંડિત હીરાલાલજી શર્માએ પોતાના હાથે કાંત્યું છે અને તેના પર સેંકડો નહિ પણ હજારો "ઉવસગ્ગહર" તથા 'નવ સ્મરણ'ના પાઠ થયા છે. (હર્ષધ્વનિ)

૨ જે સમયે મહારાજશ્રીની દીક્ષા રાધનપુરમાં થઈ હતી, તે સમયે અમારા જૈન સમાજના નેતા દાનવીર શેઠ મોતીલાલ મુળજી ત્યાં હાજર હતા. તે વખતે દીક્ષાનો બધો પ્રબન્ધ તેઓશ્રીના હાથે થયો હતો; અને આજે જ્યારે

આપશ્રીને આચાર્યપદ પર પ્રતિષ્ઠિત કરવામાં આવે છે ત્યારે પણ શેઠ સાહેબ અહીં આપ લોકોની સમક્ષ હાજર છે. આથી તેમની પુણ્યશ્રીના અતિરેકનો અંદાજ આપ આનંદપૂર્વક કરી શકો છો.

આચાર્યપ્રવર ઊભા થયા અને સભામાં અપાર આનંદ ફેલાયો. હર્ષનાદ થવા લાગ્યા. પરમાત્માની સ્તુતિ કરી ગુરુદેવની મનોરમ્ય મૂર્તિને વંદન કરી આપે આચાર્યની જવાબદારી પર એક મનોમુગ્ધ વ્યાખ્યાન આપ્યું:

" વયોવૃદ્ધ સ્વામીજી, સાધુવૃંદ તથા સાધ્વીવૃંદ અને ચતુર્વિધ સંઘ !

આપ મને જે ગુરુતર પદ પર પ્રતિષ્ઠિત કરી રહ્યા છો તેની જવાબદારી હું સમજું છું. તે મહાન પદને અનુરૂપ મારામાં કેટલી યોગ્યતા છે તેનો પણ મને પૂરેપૂરો ખ્યાલ છે. હું એ પણ સારી રીતે જાણું છું કે મારાથી વયોવૃદ્ધ, દીક્ષાવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ, મારા દેશના, મારા શહેરના, મારા પરમ ઉપકારી—જેનો ઉપકાર મારી નસનસમાં ભરેલો છે, તે પ્રવર્તક શ્રી. કાન્તિવિજયજી મહારાજ, શાન્તમૂર્તિ શ્રી. હંસવિજયજી મહારાજ, તથા અનન્ય ગુરુભકત પં. શ્રી. સંપતવિજયજી મહારાજ અને મારી પાસે બિરાજમાન પરમવૃદ્ધ સ્વામી શ્રી. સુમતિવિજયજી મહારાજ વગેરે મારા શિરતાજ મુનિરાજ મારા શિર પર હજી વિદ્યમાન છે; તથાપિ શ્રીસંઘનો વિશેષ આગ્રહ અને ઉક્ત મહાપુરુષોનો અનુરોધ તથા વિશિષ્ટ કૃપા તથા વિશેષ કરીને સ્વર્ગવાસી ગુરુમહારાજના વચનનું પાલન આ ગુરુ-

ભારને ઉઠાવવાને માટે મને વિવશ કરી રહેલ છે, જેને માટે હું લાચાર છું. સ્વર્ગવાસી ગુરુ મહારાજ પંજાબના હતા. તેઓશ્રીએ આ વીરભૂમિ પંજાબમાં વીર પરમાત્માએ નિર્દિષ્ટ કરેલું ધર્મબીજ આરોપિત, અંકુરિત અને પલ્લવિત કરવામાં જે જે અસહ્ય કષ્ટ સહ્યાં છે તે બધાં મારા હૃદય-પટ પર પૂરેપૂરાં અંકિત છે.

મેં આ ઉદ્દેશથી મારા શિષ્યવર્ગમાંથી સોહન-વિજય, લલિતવિજય, ઉમંગવિજય અને વિદ્યાવિજય એ ચારેને પંન્યાસ બનાવ્યા છે; કારણ કે તે ચારે પંજાબી છે અને ગુરુભક્તિમાં ચારે એકએકથી ચડિયાતા છે. એ ચારે ગુરુભક્તોને હું મારી ચાર ભૂજાઓ સમજું છું. એ ચારેએ આજથી એ વાત પોતાના હૃદયપટ પર લખી રાખવી જોઈએ કે ગુજરાત દેશમાં જન્મ લેવા છતાં અમારા ગુરુએ સ્વર્ગવાસી ગુરુ મહારાજના લગાવેલા ધર્મવૃક્ષને સુરક્ષિત રાખવાનું બીડું ઉઠાવ્યું છે. તો અમારું એ સૌથી પ્રથમ કર્તવ્ય રહેશે કે અમે અમારા જીવનમાં પંજાબને કદી પણ ન ભૂલીશું. શિષ્યનો ધર્મ છે કે તે ગુરુના સર્વથા અનુગામી થાય.

આ સિવાય એક વાત એ છે કે આપ લોકો મને આચાર્યપદવી આપી રહ્યા છો. જે હેતુઓથી મેં તેનો સ્વીકાર કર્યો છે તેનું દિગ્દર્શન હું કરાવી ચૂકયો છું. મને લાગે છે કે આચાર્યપદવી સાથે પંન્યાસ શ્રી સોહનવિજ-યજીને ઉપાધ્યાય પદવી આપવામાં આવે, જો કે મારા શિષ્યવર્ગમાં આ સમયે તે પદવીને યોગ્ય તો પં. શ્રી

લલિતવિજય છે. તે શ્રી સોહનવિજયજીથી દીક્ષામાં મોટા છે, જ્ઞાનમાં અધિક છે; પરન્તુ પન્યાસ પદવી પહેલી સોહનવિજયજીની થઈ છે. જો પં. શ્રી લલિતવિજયજી અહીં હાજર હોત તો નિસ્સંદેહ આ પદવી તેમને જ અપાત. સોહનવિજયજી પણ આ પદવીને યોગ્યજ છે, અને પંજાબ ઉપર તેમનું મમત્વ બધાથી વિશેષ છે. તેથીજ આ પદવી તેમને આપવાનું હું ઉચિત સમજું છું. મેં સ્વામીજી મહારાજ તથા અહીં ઉપસ્થિત અન્ય સાધુઓ સાથે આ બાબતમાં પરામર્શ કરી લીધો છે. શું આપને તે મંજુર છે?

(શ્રીસંઘે જયનાદથી તે વાત મંજુર કરી) પછી પંન્યાસ શ્રી સોહનવિજયજી તરફ દૃષ્ટિ કરીને મહારાજશ્રીએ જણાવ્યું.—

"આ પ્રસંગે શ્રીસંઘ તરફથી જે પદ પર તમને પ્રતિષ્ઠિત કરવામાં આવે છે તેની મહત્તાનો તમારે પૂરો ખ્યાલ રાખવો પડશે. તમારા સ્વભાવમાં થોડું ઉતાવળાપણું છે તેને બદલે ગંભીરતા ધારણ કરવી જોઈશે. તમારી ગુરુભકિત ઉત્તમ પ્રકારની છે. પંજાબ તરફ તમને ભારે મમતા છે અને તમારી કાર્યશકિત અજબ છે, તો આ પદવીને શોભાવશો. વળી જે કાંઇ કરો દીર્ઘવિચાર કરીને શુભ ફળદાયી બને તે રીતે કરશો. આજથી એક વાતનો ખ્યાલ રાખશો કે જે કાંઇ નવું કામ કરો તે પોતાના વડીલ (પ્રવર્તકજી મહારાજ, શ્રી હંસવિજયજી મહારાજ તથા શ્રી સ્વામીજી મહારાજ) ની સમ્મતિ વિના ન કરશો. એટલું જ નહિ પણ આપણાથી નાના સાધુઓની પણ સલાહ

જરૂરી છે. કોઈપણ પુરુષ સેવક થયા વિના સેવ્ય નથી બની શકતો.

અન્તમાં શાસનદેવ પ્રત્યે મારી પ્રાર્થના છે કે હું આ જવાબદારીભર્યા પદને યોગ્ય બનું. જૈનસમાજનું કલ્યાણ સાધું, પંજાબની સમુન્નતિ અને જાગૃતિ માટે મારો પ્રાણ આપું અને જ્ઞાનપ્રચાર માટે જીવનભર સાધના કરું, એટલું જ નહિ પણ જે ગુરુદેવે મને પોતાનો સંદેશવાહક બનાવ્યો છે તે ગુરુદેવના નામને રોશન કરું. જૈન જગતના એક અદના સેવક તરીકે મારી શકિત–મારી ભકિત–મારી બુદ્ધિ–મારી સન્મતિ અને માર કાયા શાસનના ઉદ્યોત માટે સર્વથા હું સમર્પણ કરું તેવી મારા હૃદયની ભાવનાઓ પરિપૂર્ણ થાઓ. ૐ શાંતિ : શાંતિ : શાંતિ :

ગુરુદેવના અંતિમ વાકયોએ ચમત્કાર કર્યો. હજારો શ્રોતાજનો મંત્રમુગ્ધ થઈ ગયા હતા. શબ્દે શબ્દ, વાકયે વાકય, વચને વચન, બોલે બોલ શાંતિથી સાંભળી રહ્યા હતા. મહારાજશ્રીના અંતરમાંથી આવતા એ ઉદ્‌ગારો હજારોને અમૃતપાન કરાવી રહ્યા હતા. બધાનાં મનરંજન થઈ ગયાં. હર્ષ ફેલાયો. જયનાદો ગુંજી રહ્યા–દેવોને દુર્લભ પવિત્ર વાતાવરણ સર્જાઇ ગયું. એ મંગળદર્શને દેવોને આકર્ષ્યા.

ધન્ય વાણી, ધન્ય જીવન, ધન્ય આત્મા ધન્ય ધન્ય.



[ ૫૦ ]

## મંગળ આશીર્વાદ

" ગુરુદેવ ! શ્રીસંઘ પંજાબની વર્ષોની આશા-લતા આજે ફળી. અમારાં ધનભાગ્ય કે આજે અમારા શહેરમાં આનંદમંગળ વર્તે છે." લાલા માણેકચંદજી મુન્હાણીએ આનંદ વ્યક્ત કર્યો.

" ભાગ્યશાળી ! પુણ્યતપોનિધિ સ્વર્ગવાસી ગુરુદેવના પ્રતાપે બધાં રૂડાં વાનાં જ થાય છે. જુઓને ગુજરાનવાલા જવાનો નિર્ણય કરીને આવ્યો હતો અને તમે અહીં જ રોકી પાડ્યો."

" સાહેબ ! ક્ષેત્રસ્પર્શના બળવતી હોય છે. અમારાં ભાગ્ય જાગતાં હશે અને આવાં કલ્યાણકારી કાર્યનો યશ અમારા ભાગ્યમાં હશે." લાલા બનારસીદાસે જણાવ્યું.

" કેમ નહીં આપણાં ભાગ્ય જાગતાં છે ત્યારે જ આ અપૂર્વ લાભ–અવસર આપણને મળ્યો." લાલા પ્રભુદયાલજી બોલી ઊઠ્યા.

"ગુરુવર્ય ! જામનગરથી તાર આવ્યો છે આપને મંગળ આશીર્વાદ પાઠવ્યા છે અને આ પોસ્ટમાં પણ શ્રદ્ધેય પ્રવર્તકજીનો જ પત્ર છે." લાલા બનારસીદાસે તારો અને પત્રોનો એક મોટો થોકડો આપતાં જણાવ્યું.

"પ્રવર્તકજી મહારાજ તો મારા પરમ પૂજ્ય છે. અમે તો એક જ વીરક્ષેત્ર વડોદરાના સુપુત્રો છીએ. તે મહાન કૃપાળુ અને વિદ્વાન છે. તેમની કૃપા તો મારા હૃદયમાં કોતરાયેલી છે. તેમની આજ્ઞા મારે હંમેશને માટે શિરોધાર્ય છે. તે મારા સાચા સલાહકાર અને મુરબ્બી માર્ગદર્શક છે. તેઓશ્રીના મંગળ આશીર્વાદ મારે મન મહામૂલા છે."

એ મંગળ આશીર્વાદનો અનુવાદ વાંચકોની જાણ માટે આપવામાં આવે છે.

"**જામનગર** શ્રી મુનિમંડળ તરફથી શ્રી લાહોર શ્રીયુત્ વિજયવલ્લભસૂરિજી, ઉપાધ્યાય સોહનવિજયજી સપરિવાર યથાયોગ્ય સાથ માલુમ થાય. શ્રી સંઘનો આનંદપૂર્ણ તાર મળ્યો. વાંચીને આનંદમાં વૃદ્ધિ થઈ છે. ગુરુમહારાજની કૃપાથી બધું કાર્ય આનંદપૂર્વક સમાપ્ત થયું તે ખુશીની વાત છે.

"આપને જે ધર્મક્ષેત્રમાં શ્રી ૧૦૦૮ ગુરુમહારાજની તરફથી વિદ્યા અને વિનયશીલતા આદિ સદ્‌ગુણોની પ્રાપ્તિ થઈ છે તે ક્ષેત્રમાં શ્રી સંઘે તમને ગુરુમહારાજના પટ્ટ પર અભિષિક્ત કર્યા છે તે આપને માટે મહાન ગૌરવની વાત છે.

હવે આપની અને શ્રી સંઘની શોભા એમાં રહેલી છે કે તમે ગુરુમહારાજના પગલે ચાલી શાસનની શોભામાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરો.

શ્રીજીમહારાજ ધર્મચર્ચા સમયે પોતાના વચનામૃતથી ધર્માભિલાષીઓની ભાવનાઓને પૂર્ણ કરતા કહ્યા કરતા હતા કેઃ—સંસારતાપથી અત્યન્ત તપેલા જીવોને વીર પરમાત્માની અમૃતમયી વાણી સંભળાવીને શાન્ત કરવાનો સતત પ્રયત્ન કરતા રહેવું એજ અમારું સાચું ધર્મધન છે. કહ્યું છે કેઃ—

**शास्त्रं बोधाय दानाय धनं धर्माय जीवितम् ।**
**वपुः परोपकाराय धारयन्ति मनीषिणः ॥**

વાદવિવાદ સમયે કેટલાએક ઓછી સમજણવાળા કટુસ્વભાવ રાખવાવાળા મનુષ્ય નિષ્કપટ તથા સત્ય કહેવા છતાં ગરમ થઇ જાય છે; પરંતુ તમે તો સદા શાન્ત અને પ્રસન્નવદન જ રહો છો. વિપક્ષી લોક કેટલાયે ગરમ થઈ જાય પણ તમે તો સદા શાન્તિથી ઉત્તર આપો છો અને પોતાની શાન્ત ગંભીર મુખમુદ્રામાં વિકૃત્તિનો અણુ માત્ર પ્રવેશ થવા દેતા નથી. એ વિષે કોઈ વખતે તમને પૂછવામાં આવ્યું ત્યારે તમે એજ ઉત્તર આપ્યો છે કે:—

**सुजनो न यांति विकृतिं परहितनिरतो विनाशकालेपि ।**
**छेदे हि चन्दनतरु सुरभयति मुखं कुठारस्य ॥**

અજ્ઞાન લોકો તો એક પ્રકારના બાળક જેવા છે: જેમ કોઈ રોગગ્રસ્ત હઠીલું બાળક ઔષધી પીવાને ના પાડે છે અને ઉત્તમ વૈદ્ય પોતાનાં મધુર વચનો દ્વારા તેને સમજાવી ઔષધી પીવરાવે છે અને તે રોગથી મુક્ત થઈ જાય છે, એ પ્રમાણે સાધુ મહાત્માઓની ફરજ છે કે તેઓ પાસે આવેલા અબોધથી અબોધ મનુષ્યને પણ કોઈ ને કોઈ પ્રકારે સદ્બોધામૃત પીવરાવી સુબોધ કરવાનો પ્રયત્ન કરે. વ્યાખ્યાન આપવા સમયે ક્રોધ બિલકુલ ન કરવો. ક્રોધથી વિચારશક્તિ નષ્ટ થઈ જાય છે. તેથી સરળમાં સરળ પ્રશ્નનો પણ ઉત્તર આપી શકાતો નથી. ક્રોધ જેવું ભયંકર વિષ બીજું કોઈ નથી. કહ્યું છે કે—

**द्रुमोद्भवं हन्ति विषं नहि द्रुमं। नवा भुजंग प्रभवं सुजंगम् ॥**
**अदः समुत्पत्तिपदं दहत्यहो। हंहोल्बण क्रोध हलाहलं पुनः ॥**

ઉપદેશ આપતી વખતે જો સાધુ ક્રોધને વશ થઈ જાય તો વક્તા અને શ્રોતા બન્નેને કર્મનો બન્ધ થાય છે. એ માટે સાધુ-પુરુષે પ્રાણી માત્રથી મૈત્રી રાખવી જોઈએ અને તેની ભાષા બહુ જ શાન્ત તથા મધુર હોવી જોઈએ.

શેખ સાદી કહે છે કે—

**दिलागर तवाजे कुनी अखतियार**
**शवद शलक दुनिया तुरा दोस्तदार**

સાધુપુરુષો દ્વારા પ્રેમભાવથી ઉપદેશ મળવાથી ધર્માન્વેષક જિજ્ઞાસુ લોક અવશ્ય ધર્મમાં દૃઢ થાય છે, અને ધર્મના રસિક બને છે. વીતરાગદેવના પ્રપૌત્ર મુનિમહારાજ પાટ પર બેસીને વીતરાગદેવના સમાધિમાર્ગનો ઉપદેશ કરે અને શ્રોતાગણ તે ઉપદેશામૃતથી પોતાના આત્મામાં શાન્ત ભાવને પ્રાપ્ત કરે તેમાં જ સાર છે. સાંસારિક કાર્યોમાં વ્યગ્રતા પામેલો મનુષ્ય થોડો સમય શાન્તિ પ્રાપ્ત કરવા માટે જ સાધુમુનિરાજો પાસે ઉપદેશનું પાન કરવાને માટે આવે છે, નહિ કે અહીં તહીંની વ્યર્થ વાતો સાંભળવા અથવા પોતાની વ્યગ્રતાને વધારવા માટે તેઓનું આવવું થાય છે. પાટ પર બેસીને વ્યાખ્યાન વાંચવાવાળાને કોઈ રાજ્યની તરફથી કોઈ જાતની અમલદારી નથી મળેલી. તેમને તો આ સ્થાન ઉપરથી માત્ર લઘુતારૂપ સદ્ગુણની અનુપમ શિક્ષા ગ્રહણ કરવાની છે. તેથી પાટ પર બેઠા પહેલાં, હું કોણ છું, કોની પાટ પર બેઠો છું અને ભવિષ્યમાં મારે માટે શું શું કર્તવ્ય છે વગેરે વાતોનો અવશ્ય વિચાર કરી લેવો જોઈએ. તથા વ્યાખ્યાનદાતાએ એટલો વિશેષ ખ્યાલ રાખવો જોઈએ કે વ્યાખ્યાન-માં એવી ચર્ચા થાય જેથી સાંભળવાવાળાને કંઈ ને કંઈ સદ્બોધ અને શાન્તિ રસની પ્રાપ્તિ થાય.

સાધુપુરુષોના કથન અને આચરણનો ઉપયોગ એમાં ધર્માભિવૃદ્ધિ છે. તેનાથી વિપરીત પરસ્પર ક્લેશ અને પરસ્પરની ઈર્ષ્યા આદિ બિભત્સ કાર્યોને માટે સાધુ પુરુષોએ પોતાના ઉચ્ચાર અને વિચારનો કદાપિ ઉપયોગ નહિ કરવો જોઈએ. એ માટે મહાત્માપુરુષ બધાની સાથે મળતા અને બધાને પોતાનામાં મેળવતા છતાં અલગના અલગ રહી શકે છે. એક ઉર્દૂ કવિએ આ ભાવને બહુજ સુંદર રીતે વ્યક્ત કર્યો છેઃ—

**अलग हम सबसे रहते हैं मसाले तार तम्बूरा ।**
**जरा छेडे से मिलते हैं मिला ले जिसका जी चाहे ॥**

સાધુ મહારાજની મુખમુદ્રા જોતાં જ તેની ગંભીરતા અને શાન્તતાનો પ્રભાવ શ્રોતાઓ પર પડે ત્યારે જ તે શાન્ત ભાવથી સાધુ મુનિરાજના ઉપદેશામૃતનું સારી રીતે પાન કરી શકે છે.

કહ્યું છે કેઃ—

**चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमा ।**
**चन्द्रचन्दनयोर्मध्ये, शीतलः साधुसंगमः ॥**

એ માટે સાધુપુરુષોએ સદા શાન્ત ભાવમાં જ રમણ કરવું જોઈએ. પરોપકાર સાધુઓનો એક વિશિષ્ટ ગુણ છે. જો કોઈ પ્રતિપક્ષી કષ્ટ આપે તો પણ સાધુપુરુષોને તો દીપકની જેમ તેનો અજ્ઞાન અંધકાર કષ્ટ સહીને પણ દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**अपनेको जलाकर औरको रोशन करता ।**
**यह तमाशा हमने फक्त चिराग में देखा ॥**

પરોપકારના કાર્યમાં કષ્ટો આવતાં ભાગી જવું તે પરોપકારીનું કામ નહિ. એવો કોઈ સમય નહોતો અને નહિ આવે જ્યારે આખો સંસાર એક જ રંગમાં રંગાએલો દેખાય. બધા લોકો અવગુણ શોધક અથવા ગુણગ્રાહી નથી હોતા, સંસારમાં જો ગુણગ્રાહી લોકો છે તો

અવગુણુ જોવાવાળાઓની પણુ કમી નથી; પરંતુ પરોપકારી પુરુષ આવી વાતોની કશી પણુ પરવા કરતા નથી. તેઓ તો કષ્ટોના પહાડોને ચીરતા પોતાના ધ્યેય સ્થાન પર પહોંચે જ રહે છે. કષ્ટ સહન કર્યા વિના કંઈ જ થતું નથી. પુરાણા દ્રષ્ટાંતો જવા દઈએ, એક તાજું જ દ્રષ્ટાંત જોઈએ:—

શ્રી ૧૦૦૮ ગુરુમહારાજ સાહેબે જેટલાં કષ્ટો સહન કર્યા છે તેની ગણુના પણુ થઈ શકવી કઠણુ છે, જો આ રીતે તેઓ કષ્ટો ન સહન કરત અને દ્રઢતાપૂર્વક તેનો મુકાબલો ન કરત તો આજ જે કાંઈ ધર્મ પ્રભાવના દ્રષ્ટિગોચર થાય છે તે કદી જોવા ન પામત. મહારાજશ્રી પોતાના પૂર્વકષ્ટોની કથા જ્યારે કહેતા ત્યારે સાંભળીને આંખોમાં આંસુ ભરાઈ આવતાં. એટલે માત્ર માનેલી મોટાઈ કામ નથી આવતી, પણુ આચારમાં ઉતારેલું સામર્થ્ય કામની વસ્તુ છે. વિચાર કરીને જોઇએ તો આજ સુધી જેટલા સંત-મહંત થયા છે, તે સુખની શય્યા પર સુઈને નહિ પણુ અનેકવિધ કષ્ટોની કાંટાળી શય્યા પર તપસ્યા કરવાથી થયા છે. મહત્ત્વ પ્રાપ્ત કરવું એ કોઇ મામૂલી વાત નથી.

આ ઉપરાંત નાયક બન્યા એટલે એમ કદાપિ નથી માની લેવાનું કે અમારા આશ્રય તળે રહેલ સાધુવર્ગ માત્ર અમારી 'હાજી હા' ને માટે જ છે, પરન્તુ નાના સાધુઓ મોટાના સંયમપાલનમાં અને શાસનની શોભાવૃદ્ધિમાં અનેક રીતે મદદગાર છે, એવો વિચાર હમેશાં કરવો જોઈએ. મોર પોતાનાં નાનામોટાં બધાં પીછાંઓના સમૂહથી જ શોભે છે. નાના મોટાની છાયામાં પોતાના સંયમનું પાલન કરે છે અને મોટા પોતાના દીર્ઘકાલીન વિશિષ્ટ અનુભવદ્વારા સમય સમય પર તેઓને ઉચિત શિક્ષણુ આપતાં તેમનું સંયમ પળાવે છે. આ રીતે પરસ્પરના પ્રેમભાવથી જ શાસનશોભા અને ધર્માભિવૃદ્ધિમાં પ્રગતિ થાય છે. મહત્વની શોભા કેવળ લઘુત્વ પર અવલંબિત છે. કવિ કેવું સુંદર કહે છે—

**नमन्ति सफला वृक्षा नमन्ति सज्जना जनाः ।**

તમે જાણો છો કે આ સમય કુસંપને વધારવાનો નથી પણ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેને ઓછો કરવાનો છે. પરમપૂજ્ય મહારાજ જ્યારે વિદ્યમાન હતા ત્યારે તેઓ સાધુઓ અને શ્રાવકોની સાથે કેટલો પ્રેમ રાખતા હતા, તથા સાધુઓ અને શ્રાવકોમાં પરસ્પર કેટલો પ્રગાઢ પ્રેમ હતો; આનું સ્મરણ થતાં જ આજકાલની દશા પર અશ્રુપાત થયા વિના નથી રહેતો. તે મહાપુરુષ એકજ હતા પરન્તુ તેમના સમયમાં જે જે કાર્યો થયાં છે, તેનું તો આજે સ્મરણ માત્ર રહી ગયું છે. તેમાં સંદેહ નથી કે અધિક મહાત્માઓ આપસમાં મળીને કામ કરે તો કામ અવશ્ય વિશેષ થાય પણ એવું ભાગ્ય ક્યાંથી ? જો મુનિનાયક અને સાધારણ મુનિરાજ પોતાના દિલમાં નમ્રતાને સ્થાન આપે તો શાસનોન્નતિનાં અનેક પ્રશંસનીય કાર્ય થઇ શકે છે પરન્તુ એવું સદ્ભાગ્ય મળવું બહુજ કઠણ છે.

આપસમાં કુસંપ વધવા—વધારવાનું મુખ્ય કારણ અભિમાન છે. આ અભિમાન શબ્દમાંથી જો ‘ મા અને ન ’ કાઢી નાખવામાં આવે તો તમામ જગત્ વિજયનાદથી ગાજી ઊઠે. આ ‘ મા અને ન ’ ને કાઢવાનો ઉપાય નાના મોટા બન્નેને વિચારણીય છે. એમ થવાથી જ શાસનની ઉન્નતિ થઈ શકે છે. અન્યથા નામ માત્રની ઉન્નતિ છે. કષાય ધર્મ અને સંયમ બન્નેને વિઘાતક છે તેથી તેના ત્યાગ માટે શાસ્ત્રોએ વારંવાર ઉપદેશ કર્યો છે. જૈન શાસનમાં ભલે મુનિઓ અને પદવીધરોની વૃદ્ધિ થાય તે એક આનંદની વાત છે, પરન્તુ સાથે સાથે તેઓ પોતપોતાની શક્તિ અનુસાર દેશ દેશાન્તરમાં ભ્રમણ કરીને સદુપદેશદ્વારા લોકોમાં વાસ્તવિક ધર્મની અભિરુચિ પેદા કરે અને તેઓને વીતરાગદેવની સમાધિમાર્ગના રસિક બનાવે તથા એક બીજાને પ્રેમપૂર્વક મળે, પ્રેમપૂર્વક વાર્તાલાપ કરે, અને મળતાં જ એક બીજાના અંતઃકરણમાં આનન્દની ઊર્મિઓ ઉછળવા લાગે અને હળીમળીને ધર્મસંબંધી કાર્યોનો વિચાર કરે તો જ

શાસનની શોભા તથા ઉન્નતિમાં એ વૃદ્ધિ ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકે છે.

ગૃહસ્થ લોકો આપસમાં મળતી વખતે પોતાનો જૂનામાં જૂનો વેર–વિરોધ છોડીને બહુ જ પ્રેમભાવથી મળે છે, અને વાર્તાલાપ કરે છે. આપણે તો સાધુ કહેવાઇએ છીએ અને પાછા વીતરાગદેવના શાસનના અનુયાયી છીએ. આપણામાં સમતાગુણની અધિકતા જોઈને જ અન્ય ગૃહસ્થ લોક ધર્મમાં પ્રવૃત્ત થઈ શકે. એટલા જ માટે વીતરાગદેવના અનુયાયી સાધુવર્ગમાં સમતા ગુણ જેટલો અધિક હોય તેટલું સારું છે, તેમાંજ શાસનની શોભા છે. જો જિનશાસનરસિક મુનિરાજોમાં સમતાગુણનો અભાવ હોય તો લોકોની તેમના પ્રત્યે હલકી નજર રહેશે, લોકો તેમને તુચ્છ દ્રષ્ટિથી જોશે, એવી દશામાં ઉપરોક્ત સંખ્યાવૃદ્ધિ અને સાધુતા શાસનની શોભાને બદલે શાસનને કલંક રૂપ ગણાશે. એથી મુનિજનોનો સમતા ગુણ જ વિશેષ રીતે શાસનની શોભા છે.

આપ ગુરુમહારાજની સેવાભક્તિમાં નિરંતર રહ્યા છો, પંજાબમાં મહારાજ સાહેબ રૂપી સૂર્યનો અસ્ત થયા પછી તે ક્ષેત્રોમાં તમારા હાથે અનેક પ્રભાવજનક શુભ કાર્યો થયાં છે તથા નિરન્તર ભ્રમણ કરીને ઘણી ઉન્નતિ કરી છે. તેનાથી આકર્ષિત થઈને શ્રી સંઘે આપને ગુરુમહારાજના પટ્ટ પર અભિષિક્ત કર્યાં તે ખુશીની વાત છે. હવે ભવિષ્યમાં તમારી દ્વારા અધિકાધિક ધર્મકાર્ય થાય અને શાસનની શોભામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તથા અન્ય મુનિરાજ પણ તેનું અનુસરણ કરે તો તેની શોભા પણ આપને જ છે.

વિશેષમાં હું યાદ આપું છું કે, ૧૦૦૮ શ્રી સ્વર્ગવાસી ગુરુમહારાજ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી તથા ગુરુજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી લક્ષ્મીવિજયજી મહારાજજીની વિદ્યમાનતામાં પ્રાયઃ પરસ્પર કષાય થાય એવો પ્રસંગ ઉપસ્થિત જ નહોતો થતો. કદાપિ દૈવયોગે સકારણ કે નિષ્કારણ કોઈને છદ્મસ્થપણાની લહેરમાં કષાય આવી

આવી જતો તો તે વખતે ન બને તો તે દિવસના દૈવસિક પ્રતિક્રમણમાં સુલેહ-સંપ થઈ જતો અથવા કરાવી દેવામાં આવતો, તેમ છતાં કોઈના દિલમાં કાંઈ કસર રહી ગયેલી જણાતી તો પાક્ષિક પ્રતિક્રમણમાં તેની ક્ષમા કરાવવામાં આવતી હતી. અંતમાં સાંવત્સરિક પ્રતિક્રમણમાં તો આપ સ્વયં ક્ષમાપના કરતા અને બીજા પાસે અવશ્ય કરાવતા. કદાચ અજ્ઞાનવશ કોઈ તે પર ધ્યાન ન આપતા તો તેને કલ્પસૂત્રનો પાઠ

**"जो उवसमइ तस्स अत्थि आराहणा ।**
**जो न उवसमई तस्स नत्थि आराहणा ।**
**तम्हा अप्पणा चेव उवसमियव्वं ॥"**

બતાવીને સમજાવતા કેઃ—

"ભાઈ—બાપુ! શ્રી તીર્થંકર મહારાજે તથા શ્રી ગણધર મહારાજે શું કહ્યું છે? જે જીવ ક્ષમાપના કરે છે તે આરાધક થાય છે. અને જે નથી કરતો તે આરાધક નથી થતો, તેથી ક્ષમાપના કરીને આરાધક થવું યોગ્ય છે. આવા પ્રેમનાં વચનો સાંભળીને કોઈ પણ શાંત થઈને ક્ષમાપના કરી લેતો હતો, તે તમે પણ જાણો છો. તમે સ્વર્ગવાસી ગુરુ મહારાજના ચરણોમાં રહી—ગુરુકુલવાસમાં ખૂબ અનુભવ સંપાદન કર્યો છે. તમને સમજાવવાની કાંઈ જરૂર નથી. તથાપિ જ્યારે તમે તે મહાપુરુષોના સ્થાનાપન્ન—તેમના પટ્ટધર બન્યા છો, તો આપે તેમનું અનુકરણ કરવું યોગ્ય છે. શ્રી ગુરુમહારાજ આપને સહાયતા આપે અને આપ એવાં એવાં કાર્યો કરવાને યોગ્ય બનો, જેનાથી શ્રી ગુરુમહારાજ શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનું શુભ નામ જગતમાં અધિકથી અધિક રોશન થાય. આપની સાથેના ધર્મ સ્નેહ સંબંધને લીધે અને આપને સુયોગ્ય સમજીને આટલી સૂચના શુદ્ધ અંતઃકરણપૂર્વક લખી છે. આશા છે

તમે તેમાંથી સાર ગ્રહણ કરશે, તથાપિ મારા લખાણથી કોઈ પણ પ્રકારની અપ્રીતિ થવાનું કારણ બને તો તે બાબત મિચ્છામિ દુક્કડં એ હું મારા પત્રને સમાપ્ત કરું છું.

હું છું તમારો શુભચિન્તક
મુનિ કાન્તિવિજય

જામનગર-કાઠિઆવાડ.

કેવો અદ્ભુત પત્ર! શબ્દેશબ્દે અમી ઝરે છે. આપણા ચરિત્રનાયક માટેનો કેવો અજબ પ્રેમ—કેવી ભાવના કેવી ઊર્મિ અને કેવો આનંદ. છતાં પટ્ટધરની જવાબદારીનું કેવું ભાન કરાવે છે એ ઉદાર આત્મા? જૈનશાસનની કુસંપ દશાની કેવી વ્યથા તેમના હૃદયમાં ભડભડે છે? સાધુ-વૃદ્ધિ અને ધર્મવૃદ્ધિને માટે શું શું થઇ શકે? બધા મળીને કાર્ય કરે તો જગતને પણ ડોલાવે; તેવું કેવું નર્યું સત્ય ઉચ્ચારે છે એ વયોવૃદ્ધ?

સાધુ—મુનિરાજોનું કર્તવ્ય શું છે? શા માટે દીક્ષા છે? સમાજની ઉન્નતિ શામાં છે? સમતા એજ મહાન ગુણ છે અને જૈન સાધુનું સ્થાન જગતમાં કેવું ઉચ્ચ છે તે આ પત્રમાં શબ્દેશબ્દે વાંચી શકાય છે.

ક્રોધ અને કષાય કેવાં કેવાં પરિણામો લાવે છે, તેનાથી;શાસનની શું હેલના થાય છે? તથા શ્રોતાજનો ને શ્રાવકો પર તેની કેવી અસર પડે છે તેનો તાદ્રશ ચિતાર આ શબ્દોમાં મળી આવે છે.

ક્ષમાપના એ કેવી અજબ વસ્તુ છે તે આ શ્રદ્ધેય-જ્ઞાની આપણને સમજાવે છે. જૈનસમાજની—સાધુસમાજની

જૈનશાસનની અને જૈનજગતની આજની દશા પર એ વયોવૃદ્ધ જ્યારે અશ્રુપાત કરે છે ત્યારે તો ખરેખર હૃદય દ્રવી જાય છે.

આજે એ બૂઝર્ગ વયોવૃદ્ધ-જ્ઞાનવૃદ્ધ શ્રદ્ધેય સાધુ શિરોમણિનો આત્મા સ્વર્ગે બિરાજે છે પણ તેમનાં વચનો ને વાકયો આજે પણ સત્ય—શાંતિ—ક્ષમા—સમતા—શાસનઉન્નતિ—સમાજકલ્યાણ અને પટ્ટધરની જવાબદારી શીખવી રહ્યાં છે.

અમર રહો એ આત્મા, વંદન હો એ મુનિપુંગવને.

× × ×

" ગુરુદેવ ! ગઇકાલે રાત્રે મંડપમાં એક મોટી સભા થઈ હતી. રોશની બહુજ મનોહર હતી. હજારો લોકોની મેદની જામી હતી. જૈનેતરો અને અન્ય ભાઈ–બહેનોની મોટી સંખ્યા હતી. પંજાબી ભાઇઓનો ઉત્સાહ તો ભારે અજબ ! હું તો ત્રણ દિવસથી જોઈ રહ્યો છું, પંજાબની ગુરુભકિત અદ્વિતીય છે" શેઠ મોતીલાલ મુળજીએ વંદણા કરતાં પંજાબી ભાઈઓની ગુરુભકિતનો ચિતાર આપ્યો.

" મોતીલાલભાઇ ! તમારી વાત સાચી છે. ગૂજરાત-માં જ ગુરુભકિત છે તેમ ન માનશો. કદાચ ગૂજરાતમાં અતિ પરિચયથી સાચી ભકિત ઓછી થતી જોવાય છે. પંજાબ શ્રીસંઘનું સંગઠન બહુજ સુંદર છે. " આચાર્યશ્રીએ સ્પષ્ટતા કરી.

"પણ સાહેબ! કાલે તો મને જ પ્રમુખસ્થાન આપ્યું. હું પંજાબી સમજું નહિ પણ ભજનમંડળીઓનાં ભજનો તો બહુ જ આકર્ષક હતાં. ખાસ કરીને ઓશિયા સ્કૂલના વિદ્યાર્થીઓના સંવાદો બહુ સુંદર હતા. પંડિત હંસરાજજી શાસ્ત્રી પણ બહુ વિદ્વાન છે. તેમનું ભાષણ પણ બહુ જ મહત્ત્વનું હતું." મોતીલાલ શેઠે રાત્રિનો કાર્યક્રમ સંભળાવ્યો.

"અમારા પંજાબમાં ભકિત છે, વીરતા પણ છે, બુદ્ધિ-શકિત પણ છે, શૌર્ય પણ છે, પણ તમારા ગૂજરાત–મુંબઈની જેમ પૈસાની રેલમછેલ નથી. આ ભાઈઓ જો શ્રીમંત હોત તો કદાચ એ યુનીવર્સીટીઓ ઊભી કરત."

"સાહેબ! આપની વાત તદ્દન સાચી છે. એ દિવસો પણ આવશે. આપ જેવા પ્રભાવિક ગુરુવર્ય તેમના રાહબર છો તો થોડા જ વર્ષોમાં પંજાબની ઉન્નતિ પણ થશે. કૃપાળુ! આજ સ્વામીવાત્સલ્ય મારા તરફથી છે, માટે કોઇ જવા ન પામે." દાનવીર શેઠ મોતીલાલજીએ પોતાની ભાવના દર્શાવી.

"શેઠજી! આજ તો બધા જવા ઇચ્છતા હતા, પણ તમે મને કહેલું તેથી તે વાત મેં જાહેર કરી દીધી છે. અને આજનો થોડો કાર્યક્રમ પણ છે. ધન્ય છે તમારી ઉદારતાને."

આજ ઉત્સવનો છેલ્લો દિવસ હતો. એક તો આજે મંગળવાર હતો તેમાં શેઠ મોતીલાલ મુળજીના આગ્રહને માન આપી તેમના સાધર્મિવાત્સલ્યમાં ભાગ લેવા તથા આચાર્ય મહારાજનો અમૃતમય ઉપદેશ સાંભળવા બધા

ભાઈઓ રહ્યા. તેઓ જોઈ શકયા કે ઉત્સવની પૂર્ણાહુતિમાં મંગળવાર મંગળમય બની ગયો.

આજે પણ લોકોની ભારે મેદની જામી હતી. મંડપમાં તો જગ્યા ખાલી નહોતી પણ મંડપની બહાર પણ ઘણા માણસો એ મહાપુરુષની વાણી સાંભળવા અને ભજનમંડળીઓનાં મધુરાં ભજનો સાંભળવા બેઠાં હતાં.

આચાર્યશ્રી પધાર્યા અને જયનાદોથી મંડપ ગાજી ઊઠયો. ભજનમંડળીઓએ ભજનો શરૂ કર્યાં અને શ્રોતાઓનાં મનરંજન કર્યાં. આચાર્યશ્રીએ મંગલાચરણ કરી શ્રોતાઓને સુધામય ઉપદેશ આપ્યો.

" મહાનુભાવો, આજ તો તમે દાનવીર શેઠ મોતીલાલ મુળજીના આગ્રહથી રોકાયા છો તે પણ આનંદની વાત છે. શેઠ મોતીલાલજી મારા પરમમિત્ર હતા. તેમનાજ શહેરમાં મેં દીક્ષા લીધી હતી તે વખતે પણ તેઓનો પ્રયાસ ભારે હતો. આજે જ્યારે આચાર્યપદનો ઉત્સવ હતો ત્યારે પણ તેમની હાજરી આનંદપ્રદ છે.

" પંજાબીભાઈઓ, મારે તમને એક વાત એ કહેવાની છે કે તમે જે પદ આપી મને તમારો નાયક માન્યો છે; તેની ભાવનાઓ, મહત્ત્વાકાંક્ષાઓ, શક્તિ અને સામર્થ્ય પણ તમે સમજી લેશો. હું તો પંજાબને વર્યો છું. પંજાબની ઉન્નતિ—પંજાબની બહેતરી—પંજાબની રક્ષા અને પંજાબની જાગૃતિ એ મારો જીવનમંત્ર રહેશે પણ જૈનશાસનના કલ્યાણની જવાબદારી પણ મારી છે. ઉપરાંત

ગુરુદેવનો સંદેશ—જ્ઞાનપ્રચાર અને સરસ્વતી મંદિરોની સ્થાપના હું કે તમે કદી ન ભૂલીએ.

"વિશેષ તમે સિદ્ધાચળમાંની બે શિક્ષણ સંસ્થાઓનું નામ સાંભળ્યું હશે. પાલીતાણાના સ્ટેશન ઉપર 'શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ' નામની સંસ્થા છે અને તલાટીને રસ્તે જતાં 'શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ' છે. જ્યારે જ્યારે ત્યાં જવાનો પ્રસંગ આવે ત્યારે આ બે સંસ્થાઓ જોવાનું ભૂલશો નહિ. શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલના ઉપદેશક અહીં આવ્યા છે, તેમને ફૂલ નહિ તો ફૂલપાંખડી આપવાની પ્રત્યેકની ફરજ છે.

"બીજી વાત એ છે કે સિદ્ધાચળના પહાડ પર ભગવાન ઋષભદેવના ચરણોની નજદીક આપણા પરમ ઉપકારી સ્વર્ગવાસી ગુરુ મહારાજની એક મૂર્તિ બિરાજમાન છે. ત્યાંનું કામ કેવું રમણીય અને શોભાસ્પદ છે તે તો ત્યાં જનારા જાણે છે. તેને મનોહર બનાવવામાં પૈસા તો પંજાબી ભાઈઓના જ લાગ્યા છે. ગૂજરાતના એકજ ગૃહસ્થ તે બનાવી શકત પણ ગુરુભકિત પણ એક ચીજ છે. પણ તેનો યશ તો "શ્રી આત્માનંદ જૈનસભા ભાવનગરના મંત્રી શ્રીયુત્ વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી" ને છે. તેમણે ઘરનું કામકાજ છોડીને પોતાના સમયનો ભોગ આપીને ગુરુભક્તિ નિમિત્ત પોતાની દેખરેખમાં એ કાર્ય આવું સુંદર બનાવ્યું છે. ધન્ય છે તેમની ગુરુભક્તિ. પંજાબ શ્રીસંઘ તરફથી હું તેમને ધન્યવાદ આપુ તો શું ખોટું ?"

"ગુરુદેવ ! શ્રીયુત્ વલ્લભદાસભાઇને 'શ્રી આત્માનંદ

જૈન મહાસભા પંજાબ'ની તરફથી એક સુવર્ણચંદ્રક આપવામાં આવે અને તેનો જે કાંઈ ખર્ચ થશે તે હું આપીશ." હોશિયારપુરનિવાસી લાલા ગોરામલના સુપુત્ર લાલ અમરનાથે તરત જ ઊભા થઈને ગુરુમહારાજને પ્રાર્થના કરી.

આ ભાવનાને સભાએ હર્ષનાદથી વધાવી અને ચંદ્રક તૈયાર કરાવી એમને ભાવનગર મોકલાવી આપ્યો.

પ્રાન્તે ચરિત્રનાયકે ઉપસંહાર કરતાં કહ્યું:

"હવે મારે બહેનોને બે શબ્દ કહેવાના રહે છે. પંજાબની બહેનો તો બહાદુર છે. ગુરુભક્તિ તેમનામાં ખૂબખૂબ દેખાય છે, છતાં સાદાઈ પણ આવશ્યક છે. પ્રથમ તો આપ હાથનું ઘરેણું રત્નચોક હવેથી નવું ન બનાવરાવો—હું તો એમ પણ કહું કે પહેલાનાં બનાવેલાં પણ ન પહેરો. એક તો હાથ કામ કરવાથી રોકાય છે અને ચોર બદમાસને તે લેવામાં પરિશ્રમ નથી પડતો. આવું ઘરેણું પહેરવાનો કશો અર્થ નથી. બીજું કપડા પર દસ તોલાથી અધિક ગોટા ન લગડાવવા. સલમે સિતારા તો છોડી દેવા જોઈએ.

આજનો દિવસ યાદ રહે. આપણી—મારી—તમારી જવાબદારી આજથી વધે છે. તેને પૂરી રીતે સફળ કરવા ગુરુમહારાજ હમેશાંને માટે આપણા સ્મૃતિપટ પર રહે અને તેમના મંગળ આશીર્વાદ મળતા રહે ॐ શાંતિ : શાંતિ : શાંતિ :

છેલ્લે સ્વાગત સમિતિ તરફથી મહેમાનો, દૂરદૂરથી

આવેલા સદ્‌ગૃહસ્થો, ભજન મંડળીઓ, ઓસિયાની મંડ-ળીના બાલનટો, લાહોર અને સ્યાલકોટના સ્થાનકવાસી-ભાઈઓ દિગમ્બરીભાઈઓ, રાજા ધ્યાનસિંહજીની હવેલીના મેનેજર તથા રાયસાહેબ લાલા દીનાનાથજીનાં ધર્મપત્ની વગેરેનો સમારંભને સફળ કરવાના કાર્યમાં મદદ કરવા માટે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવ્યો.

સંઘની સંપૂર્ણ શાન્તિ માટે પ્રાર્થના થયા પછી સભા વિસર્જન થઈ.

પ્રથમ ભાગ સમાપ્ત.



છપાય છે.............................. છપાય છે.

# આ સુંદર જીવનગ્રંથનો

# દ્વિતીય ભાગ

---

આ ગ્રંથ પણ દળદાર ને જૈન ઇતિહાસની સુવર્ણ-પ્રભામાં યાદગાર બની જશે.

દ્વિતીય ભાગમાં નીચેની વિગતો આવશે.

* ચરિત્રનાયકના જીવનના સ્મરણીય પ્રસંગો
* યુગવીરની અદ્વિતીય જ્વલંત પત્રધારા
* મનનીય વ્યાખ્યાનો: સન્માનપત્રો, કાવ્ય કલ્લોલ

— ઉપરાંત —

ચરિત્રનાયક અને શિષ્યસમુદાય

" " રાજામહારાજાઓ

" " શિક્ષણસંસ્થાઓ

" " હસ્તાક્ષરો

" " ભક્તજનો

વિવિધ ચિત્રો, ફોટાઓ અને બીજી સામગ્રી

આ ગ્રંથની પ્રસ્તાવના વિદ્વાન સાહિત્યસેવક, જાણીતા સમાજસેવક શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડિયા બી. એ. એલએલ. બી. સોલીસીટર લખશે.

# જીવનવાંછા

સનદેવ પ્રત્યે મારી પ્રાર્થના છે કે હું આ જવાબદારીભર્યા પદને યોગ્ય બનું, જૈનસમાજનું કલ્યાણ સાધું, પંજાબની સમુન્નતિ ને જાગ્રતિ માટે મારો પ્રાણ અર્પુ, જ્ઞાનપ્રચાર માટે જીવનભર સાધના કરું.

ટલુંજ નહિ. જે ગુરુદેવે મને પોતાનો સંદેશવાહક બનાવ્યો છે, તે ગુરુદેવના નામને રોશન કરું. જૈનજગતના એક અદના સેવક તરીકે મારી શક્તિ, મારી ભક્તિ, મારી બુદ્ધિ, મારી સન્મતિ અને આ કાયા શાસનના ઉદ્યોત માટે સર્વથા હું સમર્પણ કરું, તેવી મારા હૃદયની ભાવનાઓ પરિપૂર્ણ થાઓ. ૐ શાંતિ.



# જૈન એટલે જીતનાર

જીતના મેદાનનો મહાસૈનિક એટલે જૈન મુનિ. જગતના સામાન્ય સૈનિકને દુશ્મનો સામે લડવાનું હોય છે, જ્યારે આ સૈનિકને મુખ્યત્વે અદૃશ્ય રિપુઓ સામે ઝૂઝવાનું હોય છે. પેલાને હાથ ચડ્યાં હથિયારથી લડવાનું હોય છે, જ્યારે આ મહામુનિને બલ, વીર્ય ને અપ્રમાદ સિવાય કોઇ શસ્ત્રો ખપતાં નથી.

સામાન્ય સૈનિકની લડાઇને વિશ્રાન્તિ હોય છે. આ મહાસેનાનીને અવિશ્રાન્ત લડત લડવાની હોય છે. એકને શત્રુને હણવો એ જ મોટો ધર્મ છે, બીજાને શત્રુ કરતાં એની શત્રુતાને હણવી પરમ ધર્મ છે. એકનો પરાજય એટલે સર્વનાશ ને જય એટલે નવી જહાંગીરી. શાન્તિના આ મહાસુભટને પરાજયમાં પણ વિજય છે, ને વિજયમાં શત્રુ મિત્રનો મહાવૈભવ છે.

જીત બંનેનું લક્ષ છે. પણ એકના દિલમાં પ્રતિહિંસા ને બીજાના દિલમાં ચિરંતન શાન્તિ છે. એટલે જ કહ્યું છે કે જીતે તે જૈન અને જૈનમુનિ એટલે સ્વ-પર કલ્યાણાર્થે કુરબાનીને માર્ગે આગળ ધપતો મહાસૈનિક.

જયભિખ્ખુ